

**ટૂંક વખતમાં પ્રકટ થનારાં**
**અગત્યનાં બે પુસ્તકો**

*

એક છે—એચ.જી. વેલ્સના 'આઉટ લાઇન ઑફ હિસ્ટરી'નાં પહેલાં ૧૪ પ્રકરણનું સરળ રસમય ગુજરાતીમાં શ્રી અનંતરાય પટ્ટણીએ તૈયાર કરાવેલું પુસ્તક.

**ચાર રંગીન ચિત્રો તથા પુષ્કળ સાદાં ચિત્રો ને નકશાઓ સાથે**

બીજું ચિત્રસાધના એ જાણીતા કલાકાર શ્રી રસિકલાલ પરીખની કલાનો સર્વાંગી પરિચય આપતું અને એમની લગભગ બધી જ ઉત્તમ કૃતિઓ મૂળ રંગમાં રજૂ કરતું પુસ્તક

**ત્રીસ રંગીન અને ત્રીસ સાદાં ચિત્રો સાથે**

*

**કુમાર પ્રિન્ટરીમાં**
**એ બંને તૈયાર થાય છે**

ચિત્ર સાધના
કલાકાર રસિકલાલ પરીખ
નો પરિચય

CHITRA SADHANA
Introducing
ARTIST RASIKLAL PARIKH







**કુમાર પ્રત્યેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે બહાર પડે છે**

મુદ્રક-બચુભાઇ રાવત; તંત્રી અને પ્રકાશક રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ; વાર્ષિક રૂ. ૬, બ્રહ્મદેશના રૂ. ૬।।, પરદેશના ૧૨ શિ., છૂટક દસ આના; મુંબાઇમાં: શેઠ ઍન્ડ સન્સ, ૧૩૬–૧૪૨ મેડોઝ સ્ટ્રીટ મુંબાઈ–૧; તથા બીજા એજન્ટો: આર.આર.શેઠની કં., શિષ્ટ સાહિત્ય ભંડાર અને રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ.



**ફોટોગ્રાફી હરીફાઈ**

ઉપર: જમણી બાજુ–'વિસામો': ડી. ટી. બારોટ (વડોદરા) પહેલું ઈનામ; ડાબી બાજુ–'ઈંઢોણીવાળી': મનુ પટેલ (સાંખેજ) બીજું ઇનામ; વચ્ચે: ડાબી બાજુથી–(૧) ઝબલડિયાં: ભગવાનદાસ મિસ્ત્રી (અમદાવાદ) ત્રીજું ઈનામ ગુમાવેલી તકો: અનુક્રમે–'કુદરતી બક્ષિસ': રાજેન્દ્રલાલ દવે (વલસાડ); 'જંગ': ફિરોઝ સરકાર (સુરત); 'દૂરાં ફેલાતાં': મનુ પટેલ (સાંખેજ); 'મધુર હાસ્ય': ફિરોઝ સરકાર (સુરત); 'જીવનકળા': જયંત મધવાણી (પૂના); 'સાઇકલના પ્રવાસી': બી. એમ. મિસ્ત્રી (અમદાવાદ).



# પ્રાર્થના

·મિશ્ર·

સંપૂર્ણતા હુંથી પરી રહો સદા;
આનંદ માગું હું અપૂર્ણતાનો.
દમેદમે કૈંક થવા મથી રહું.
મથામણોની ન મણા હજો મને.

ચડી, પડી, આથડી કાળભેખડે
પંજા વડે ચાઝી રહી કહીં કદી,
ચાલું જરી ગોઠણિયે ટગુમગુ;
ડગેડગે આખડી આખરે લડી
રે ટોચ છોને સર ના કરી શકું,
મારી રહો મોજ મથામણોની.

આકાશમાં તારકજૂથ વચ્ચે
ઝૂમી રહ્યું જે લલચાવનારું
ઝૂમી રહો તે ધ્રુવલક્ષ્ય ત્યાંનું ત્યાં;
એ જોઉં છું એ જ મને ઘણું છે.
એ વ્યોમ કેરો ચમકંત, હાથમાં
તારોડિયો તોડી મને ન આપશો.
એ ધ્યેય તો દૂરનું દૂર છો રહો,
આદર્શ આકાશ વિષે જ છો વસો.
આધાર આગે ડગ માંડવામાં
બની રહે,—ના બસ એટલું કે?

માગું: રહો દૂરનું દૂર લક્ષ્ય તો,
ઉતારશો ના ધ્રુવને ધરા પરે.

સંપૂર્ણતા દૂર રહો;
સદા મને
હો ઊણપોના ઉકળાટ અંતરે.
વિશ્વે હું જે વારસ ચેતનાનો
નિષ્પ્રાણતા ધારું ન પૂર્ણતાની.
ઊણો છતાં માનવ થૈ રહું; મને
અધૂરપોના બહુ ઓરતા; હજો
મને ન ઓછી ઉરઓછપો કદી,
કે ખોડ કે ખાંપણ કેરી ખોટ,
કે હીનતાની ન હજો કમીના.
છે સિદ્ધિ સાચી મુજ હીનતા જ.

સંસારના ચાક પરે ચડેલો
માટી તણો આકૃતિહીન પિંડ,
એમાંથી જે ઘાટ ઘડાય મારો,
ન એ હજો પૂર્ણ સુરેખરૂપ કે
રહે ન તારે અવકાશ લાડની
બેએક મીઠી ટપલી લગાડવા,
આત્માધિદેવા, બસ એ જ માગું.

ઉમાશંકર જોષી



### હારજીત

● હારજીતની અનેક બાતોથી દુનિયાનો ઇતિહાસપટ ચીતરાતો આવ્યો છે. કોઈ દિવસ માનવી જંપીને બેઠો હોય એવું તો દેખાતું જ નથી. તેના સ્વભાવમાં જ આપત્તિઓ અને પ્રતિપક્ષીઓનાં આક્રમણો ટાળવાનો સતત પ્રયત્ન ભભૂકતો રહ્યો છે. જ્યારેજ્યારે માનવી એ પ્રયત્ન કરતો અટક્યો છે ત્યારેત્યારે સમાજ પર દારિદ્ર્ય, દીનતા ને હીનતાનાં વાદળ છવાઈ ગયાં છે. એના એ પ્રમાદનું પ્રાયશ્ચિત્ત અનેક પેઢીઓ સુધી તેની પ્રજા ભોગવે છે. એમાંથી છૂટવા ઈચ્છતા જાગૃત માનવીને તો પોતાની ઉત્ક્રાન્તિ અને પ્રગતિ આડે આવતા પ્રતિપક્ષીઓને અને આપત્તિઓને શોધી શોધી તેમની પર વિજય મેળવવાનું કર્તવ્ય ઊભું ને ઊભું રહેવાનું જ.

ટાઢ, તાપ કે હીમના ઝંઝાવાતોને ટાળવા અગ્નિ, ગુહાનિવાસ કે સ્થાનાંતર કરી પ્રાચીન માનવે અસુરો પર વિજય મેળવ્યાની વીરકથાઓ લખાઈ છે. સાગર, વાયુ અને અંતરીક્ષ પર કાબૂ મેળવ્યાનું ગૌરવ આજનો વૈજ્ઞાનિક વીર માણી રહ્યો છે. માનવીની વીરગાથાઓનો તો હજુ પણ પાર નહિ રહે; છતાં હારજીતનું દ્વંદ્વ અટકવાનું નથી.

### અંતિમ વિજેતા

ધંધામાં, અભ્યાસમાં, વેપારમાં, સંશોધનમાં હારજીત હમેશાં ચાલુ છે. જીવનવ્યવહારનાં બધાં ક્ષેત્રોમાં કોઈ ને કોઈ મોરચો હાથ કરવાનો હોય છે. તમારા પહેલા પ્રયત્ને કદી તે પ્રાપ્ત ન કરી શકો તો હારનું કલંક તમને યુદ્ધમાં પરાસ્ત થએલા યોદ્ધા જેટલું જ ગભરાવશે. એકાદ પરીક્ષામાં નાપાસ થાઓ કે નોકરી મેળવવામાં નાકમેદ થાઓ અથવા તમારી માગણીઓનો કોઈ અસ્વીકાર કરે અગર ધાર્યું પદ કે સત્તા તમને ના મળે તે વખતે તમારા હૃદયમાં થએલાં ગ્લાનિ અને નિરાશા તમને શસ્ત્રયુદ્ધની હાર કરતાં ઓછાં નહિ લાગતાં હોય. પરંતુ એ જ વખતે તમારી વીરતાની કસોટી છે એ વાત તમે ભૂલશો નહિ. ખરેખરા યુદ્ધ કરતાં, ખરેખરા ઘા ખમવા કરતાં નિરાશા અને હાર્યાની લાગણી પર વિજય મેળવનારમાં પ્રતિપક્ષી વિજેતા કરતાં યે વધારે શૌર્ય અને ધૈર્યની પ્રતીતિ થાય છે, એટલું જ નહિ પણ કાળક્રમે સાચા અને અંતિમ વિજેતા રૂપે તેનો જ સ્વીકાર થાય છે. જયઘોષ સાથે પાછા ફરેલા વીરો કરતાં રણમેદાન પર ઘા ઝીલતા પડેલા વીરોનું જગત વધારે સન્માન અને સ્મરણ કરે છે.

### અંતિમ વિજેતાનું લક્ષણ

અંતિમ વિજય પર લક્ષ રાખી લડનાર યોદ્ધાને પિછાનવો મુશ્કેલ છે. જગતના કોઈ પણ બહારના મનુષ્યને એ દુશ્મન માનતો નથી. બહારના મનુષ્યને દુશ્મન બનાવનાર કોઈ આંતર અસદ્ગુણને તે ખોળી રહ્યો હોય છે અને પળેપળે તે પોતાની હારનાં કારણોમાં તેને જ આગળ મૂકવા કરે છે. ચક્રવર્તી મહારાજ અશોકને એ વાત સમજાઈ ત્યારે એણે યુદ્ધસામગ્રીથી દેશો જીતવાનું છોડી મહાન બૌદ્ધ ઉપદેશકોના કાફલા ચારે તરફ મોકલી લોકોનાં હૃદયમાં જે દુશ્મનભાવો હતા તેનો નાશ કરી સદ્ધર્મનું ચક્ર ગતિમાન કર્યું અને શાંતિ સ્થાપી. ઈશુ ખ્રિસ્તે પોતાનું આત્મસમર્પણ કરી દુશ્મન બનેલા માનવોને પોતાના સહધર્મી બનાવ્યા અને અંતિમ વિજેતા કોણ છે એ જગતને બતાવી આપ્યું.

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम:

જ્યાં જ્યાં સ્વાર્થરહિત યુદ્ધ પર નજર રહે છે, ત્યાં કોઈ દુશ્મન રહેતું નથી. હારજીતની બાતોમાંથી યોદ્ધા વિજેતા જ સર્વની વિભૂતિ સમો શોભે છે. શ્રીકૃષ્ણ, રામ, બુદ્ધ, ઈશુ ખ્રિસ્ત અથવા આ યુગના લિંકન કે ગાંધીજીમાં આપણને એવી વિભૂતિનું દર્શન થશે. જગતનાં અનન્ત નિરાશા, ગ્લાનિ કે હાર પર એ જ પ્રસન્ન હાસ્ય કે આશીર્વાદ એ એમનો મંત્ર હતો.

સત્તાવનના બળવા વિષે કોઈ એક મિત્રે એક કિસ્સો કહેલો કે કોઈ તત્ત્વજ્ઞાની મહાત્માને એક સોલ્જરે બળવાખોર માની બેયોનેટ મારી દીધું, તે વખતે તેણે 'તત્ત્વમસિ' (તું જ એ છે) એટલો જ શબ્દ સાંભળ્યો. એ તો જ્ઞાનની પરાકાષ્ઠાનું ચિહ્ન હતું; પણ તમે તમારી સાધારણ બીક, નિરાશા કે આપત્તિમાં પે વ્યાકુળ અને નિઃસહાય બની હૃદયવેદનાથી પીડાતા હો તે વખતે આ પૃથ્વી પર એ પગ સ્થિર કરી તમારું ક્ષેત્ર બરોબર તપાસવા જેટલી શુદ્ધિ અને શૌર્ય જાળવી શકો તો આજે હારેલા તમે અંતિમ વિજેતા બની શકો એમાં શંકા જ નથી.

તમે જો એટલી સ્વસ્થતા મેળવી શકશો તો તમારા કાર્યમાં જે જે હારલોએ નિરાશા અને હાર ઉપજાવી હશે તેને તમે શોધી શકશો અને પ્રમાદ છોડી તે સુધારવા તરફ લક્ષ




**સંસારદર્શન ચિત્રાવલિ . . . . (૧) મૂર્ખાઓનો જીવનવિધાતા**

આપણી સામાજિક અને પ્રજાકીય ઊણપો, બદીઓ, કુરૂઢિઓ વગેરે પર કટાક્ષ કરીને વસ્તુસ્થિતિનું વિશદ અને સુરેખ દર્શન કરાવતાં વ્યંગચિત્રોની એક માળા શ્રી રવિશંકર રાવળે ગુજરાત કલાસંઘના વિદ્યાર્થીઓના સહકારથી તૈયાર કરી છે. એમાંથી, 'કુમાર'માં અગાઉ નહિ આવી ગએલાં એવાં વ્યંગચિત્રો આ અંકથી પ્રકટ કરવાં ચાલુ કરીએ છીએ. એ માળાનાં પચાસેક ચિત્રોનું પ્રદર્શન 'સંસારદર્શન ચિત્રાવલિ' નામથી ગામડાંઓમાં પ્રચાર અર્થે શ્રી રાવળ તરફથી ફરતું કરવામાં આવ્યું છે. એ ચિત્રોની લોકપ્રિયતા આશ્ચર્યકારક બની છે. તે જોઇને સાધારણ પ્રેક્ષક પણ વિચારનો મુદ્દો પકડીને પરિસ્થિતિની ગૂંચ સમજી જાય છે. છેલ્લા છ માસમાં આ ચિત્રો ગામડાંઓમાં ફર્યાં જ કર્યાં છે, અને હજી પણ ફરવાં ચાલુ છે. એ ચિત્રમાળાના સુરક્ષિતપણા વિષે અને વાહનખર્ચ માટે યોગ્ય બાંહેધરી તથા વ્યવસ્થા કરી આપવાનું માથે લેનાર કોઈ પણ સંસ્થા કે વ્યક્તિને તેનો ઉપયોગ કરવા દેવામાં આવે છે.

જ્યોતિષના આધારે જીવનનાં ડગલાં ભરતાં નિષ્ક્રિય અને પરાધીન બની બેઠેલા ભારતવાસીઓનો ખ્યાલ આપતી ચિમકી ચિત્રમાં છે.

આપશો. ફરીવાર શ્રી અને વિજય જરૂર પ્રાપ્ત થશે. એ એક સમર્થ ભારતીય વચન છે એમાં મૂકેલી શ્રદ્ધા વ્યર્થ થશે નહિ.

### સ્વ. શ્રી હાકોરલાલ પરમોદરાય હાકોર

● તા. ૨૭-૧૨-૪૦ના રોજ ૭૨ વર્ષે તેઓ દેવાધીન થયા. અમદાવાદના સંસ્કારી સાપ્તાહિક 'પ્રજાબંધુ'ના સ્થાપાયા પછી લાંબા કાળ સુધી તેઓ તેના સંચાલક અને માલિક હતા તથા નીડર અને લોકપ્રિય આગેવાન પત્રકાર હતા. આજે એમનો એ વારસો એમના તરુણ ભત્રીજા શ્રી ઇંદ્રવદન બળવંતરાય ઠાકોર સંભાળી લઈ 'પ્રજાબંધુ'ની સાથે 'ગુજરાત સમાચાર' દૈનિકનું પણ લોકપ્રકાશન લિમિટેડ દ્વારા સફળ સંચાલન કરે છે. સ્વ. ઠાકોરભાઇની એ ચિરંજીવ સ્મૃતિ છે. અમે તેમના આત્માને ભાવપૂર્વક અંજલિ સમર્પીએ છીએ.

## કોઈ કહેશો?

આ મથાળાની નીચે વાચકો તરફથી તેમને મૂંઝવતી બાબતો, ન સમજાતી બીનાઓ, પ્રશ્નો વગેરે લેવાનું અમે ઠરાવ્યું છે; અને બીજા અનુભવીઓ તથા જાણકારોને તેના જવાબો આપવા વિનંતિ કરીશું. સમાધાનકારક જવાબો આવશે તો તે પ્રકટ કરીશું, અને જવાબ લખનારને રૂ. ૧-૦-૦નું પાનું ગણી પુરસ્કાર આપીશું.

ર. મ. રાવળ

# આચાર્ય

આચાર્યના વાસ્તવિક અર્થમાં એ આચાર્ય છે. અરધી સદીનું એકધારું અધ્યાપક-જીવન ગુજારી થોડાં જ વર્ષ પર તે નિવૃત્ત થયા છે, પરંતુ એમની નિવૃત્તિ કેવળ ઔપચારિક છે; કારણ કે આચાર્યપદ એમનાથી આજીવન વેગળું પડી શકે તેમ નથી. આજના હિંદીઓમાં એ પહેલાં જ એવા રસાયણ-શાસ્ત્રી છે, જેમણે એ શાસ્ત્રમાં મૌલિક તેટલી જ મહત્ત્વની શોધખોળો કરી હિંદને માનભર્યું આસન અપાવ્યું હોય. પરંતુ એમની કીર્તિની ક્ષિતિજે તો એ સંસિદ્ધિથી યે અનેકગણો વિસ્તાર સાધ્યો છે. એમના જીવનમાંથી અનેક જિજ્ઞાસુઓએ પ્રેરણાનું આકંઠ પાન કર્યું છે અને એમાંના કેટલાકના સહયોગે રસાયણ-શાસ્ત્રની આખી હિંદી સંસ્થા ઊભી થવા પામી છે. અને પુષ્પગુચ્છની કીર્તિની એ જ યશોધવલ કલગી છે.

ઈ. ૧૮૬૧નું વર્ષ રસાયણશાસ્ત્રના ઇતિહાસમાં ક્રૂક્સની થેલિયમની શોધથી અમર બન્યું છે. એ યાદગાર વર્ષના ઑગસ્ટ માસની બીજી તારીખે, બંગાળના પ્રાણકવિ માઇકલ મધુસૂદન દત્તે પ્રખ્યાત બનાવેલી કપોતાક્ષી નદીને કિનારે આવેલા રરૂલી નામના ગામમાં એ ભાવિ રસાયણશાસ્ત્રીનો જન્મ થએલો. એમના પિતા હરિશ્ચન્દ્ર રાય જેટલા સુશિક્ષિત હતા એટલા જ શિક્ષણપ્રિય હતા, ને તેવા જ પાછા પ્રજાવાદી હતા. ગામમાં કોઈ શાળા ન હોવાથી એમણે પોતાને પૈસે એક છોકરા સારુ ને એક છોકરીઓ સારુ એમ બે શાળાઓ ખોલી આપેલી. એમના કાળની ભાષા અદાલતી ફારસી ભાષાના એ જબરા જ્ઞાતા હતા, પરંતુ સાથે અરબી અને સંસ્કૃતના પણ તે એટલા જ વ્યા-સંગી હતા.

આવા શ્રી અને શીલસંપન્ન પિતાની નિગેહબાની એટલે સંતતિના ઘડતરમાં પછી શી કચાશ રહે? એ પ્રફુલ્લચંદ્રના માત્ર નિગેહબાન જ નહિ, સાચા રાહબર અને ક્યારેક દોસ્ત પણ બની જતા. આચાર્ય રાયે પોતાના આત્મચરિત્રમાં બાલ્યકાળથી જ એમના પિતા-એ અંધપરંપરાઓથી એમને વાળવા માટે કેવાકેવા પ્રકારો યોજેલા એનું બયાન આપેલું છે.

પ્રફુલ્લચંદ્રે પ્રાથમિક કેળવણી પિતાની શાળાથી જ લીધી, પરંતુ પછી એમને ઉચ્ચ અભ્યાસની સગવડ મળી રહે એટલા ખાતર ઇ. ૧૮૭૦માં એમનું આખું કુટુંબ કલકત્તા રહેવા ગયું. ત્યાં હેર સ્કૂલમાં તેઓ દાખલ થયા, પરંતુ ઇ. ૧૮૭૪માં અતિસારનો સખત હલ્લો થતાં તબિયતથી લાચાર થઇ એમને અભ્યાસ મુલતવી રાખવો પડ્યો. એ કાળથી લાગુ પડેલી અશક્તિ આજ સુધી એમને સતાવી રહી છે.

રોગગ્રસ્ત થયા છતાં પ્રફુલ્લચંદ્ર નિષ્ક્રિય નહોતા રહ્યા. પિતાના પુસ્તકાલયની એ ગરાગર જેવી ખબર લઇ નાખતા. એમના પિતાએ પણ કૃષ્ણનગર કૉલેજ-માં પ્રિન્સિપાલ કૅપ્ટન રિચાર્ડસનના હાથ નીચે રહી સૌષ્ઠવપ્રિય આંગ્લ સાહિત્યનું ઊંડું અવગાહન કરેલું. ફુરસદના વખતે પ્રફુલ્લચંદ્રને તેઓ પ્રજાવાદી ચિંતનના પદાર્થપાઠો સાથે ભારતના મહાન પુરુષો ને મહત્કાર્યોની પિછાન આપી દેશદાઝના યે બોધપાઠ આપતા રહેતા.

ચાર વરસ પછી સંપૂર્ણ રોગમુક્ત થતાં પ્રફુલ્લચંદ્રને આલ્બર્ટ સ્કૂલમાં દાખલ કરવામાં આવ્યા. એના મુખ્ય શિક્ષક શ્રી કૃષ્ણવિહારી સેનને લઇને એ શાળા એ કાળે ખૂબ પંકાતી. એમના હાથ નીચે પ્રફુલ્લચંદ્રે અં-ગ્રેજી સાહિત્યમાં ખૂબ પ્રાવીણ્ય મેળવ્યું - ને એ શાળાના સર્વશ્રેષ્ઠ વિદ્યાર્થી પુરવાર થયા.

ઈ. ૧૮૭૯માં પ્રવેશક પરીક્ષા પસાર કર્યા બાદ આપણે કંઇક અંશે આપણી પોતાની શાળા કહી શકીએ એવી, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે સ્થાપેલી મેટ્રોપૉલિટન ઇન્સ્ટીટ્યૂશનમાં એ દાખલ થયા. એના શિક્ષકો તરીકે કેટલાક સમર્થ બંગાળીઓ હતા, જેમાં સુરેન્દ્રનાથ બૅનરજી અગ્રગણ્ય હતા, અને માત્ર એમના મોહને લઇને જ પ્રફુલ્લચંદ્ર તેમાં જોડાયા હતા. એવો જ મોહ પ્રેસિડેન્સી કૉલેજના સર ઍલેક્ઝાંડર પેડલરનાં રસા-યણ અને ભૌતિકશાસ્ત્ર પરનાં વ્યાખ્યાનો સાંભળવાનો એમને હતો. પોતાનાં તત્કાલીન સંસ્મરણોમાં એમણે લખ્યું છે કે 'સુરેન્દ્રનાથ બૅનરજી અને ઍલેક્ઝાંડર પેડલર એ અમારા ભૂતપરસ્તોના દેવ જેવા હતા; એકે મને રાજ-કારણની દીક્ષા આપી, બીજાએ રસાયણશાસ્ત્રની.'

રસાયણશાસ્ત્રના પોતાના પ્રિય વિષય અર્થે વિલા-યત જવાનું પ્રફુલ્લચંદ્રને બહુ મન રહ્યા કરતું હતું, પરંતુ પિતાના છૂટા હાથને લઇને કુટુંબ એ અરસામાં દેવામાં ઊતરી પડ્યું હોઈ એ જાતની જોગવાઈ થઈ

શકે તેમ ન હતી. બીજી બાજુ પ્રફુલ્લચંદ્રની આકાંક્ષા પણ ઉગ્ર બની ઊઠી હતી. એ પાર પાડવા એમણે ગુપ્ત રીતે જાણીતી 'ગિલક્રાઇસ્ટ સ્કૉલરશિપ' મેળવવા તૈયારી કરવા માંડી—એટલી ગુપ્ત રીતે કે એમના મોટા ભાઈ સિવાય આખા કુટુંબમાં એમની આ પ્રવૃત્તિની કોઈને જાણ ન હતી. એની અખિલ હિંદ હરીફાઈમાં સફળ નીવડી ને ઈ. ૧૮૮૨માં એમણે એ શિષ્યવૃત્તિ મેળવી.

એ જ સાલના ઑક્ટોબર મહિનામાં વર્ષોથી સેવેલું પોતાનું સ્વપ્નું સાર્થક કરવા તેઓ એડિનબરો યુનિવર્સિટીમાં જોડાયા. આ દુર્લભ યોગ પ્રાપ્ત થતાં સંતોષ સાથે પ્રોત્સાહ પણ એમનામાં ખૂબ આવ્યો હતો. અભ્યાસ માટે એમણે ભૌતિક, રસાયણ, વનસ્પતિ અને પ્રાણિશાસ્ત્ર પસંદ કર્યાં. રસાયણશાસ્ત્રમાં ક્રમ બ્રાઉન જેવો સમર્થ અધ્યાપક અને હ્યુ માર્શલ, ઍલેક્ઝાંડર સ્મિથ તથા જેમ્સ વૉકર જેવા જિજ્ઞાસુ સહપાઠીઓ મળી જતાં એમની તમામ રસવૃત્તિ એ દિશામાં વળી



# પ્રફુલ્લચંદ્ર રાય

અને એ જ વિજ્ઞાન પર એક સંશોધાત્મક નિબંધ લખી ઈ.૧૮૮૮માં એમણે ડી. એસસી.ની ઉપાધિ મેળવી.

એ ઉપાધિપ્રાપ્તિ-પછી યે એમની પ્રતિભા અનેક માનસંમાનોથી નવાજાતી રહી. ગિલક્રાઇસ્ટ ફાઉન્ડેશનની વિશિષ્ટ શિષ્યવૃત્તિ, હોપ પુરસ્કારની શિષ્યવૃત્તિ, એવી નાનાવિધ સ્કૉલરશિપો ઉપરાંત એ વિદ્યાપીઠની રસાયણસંસ્થાના ઉપપ્રમુખપદનું માન પણ એમણે હાંસલ કર્યું. એમના રસાયણજ્ઞાનની તારીફ કરતાં પ્રોફેસર બ્રાઉને લખેલું છે કે તેમનું કામ જોતાં મને તેમનાં જ્ઞાન અને શક્તિની સંપૂર્ણ પ્રતીતિ થઈ ચૂકી છે. રસાયણશાસ્ત્રની તમામ શાખાઓનો તેમને અનુભવ છે, અને મૌલિક સંશોધનની પણ પૂરતી શક્તિ તેમનામાં છે.

રસાયણશાસ્ત્ર સિવાય અંગ્રેજી રાજનીતિ અને હિંદી અર્થશાસ્ત્રમાં પણ પ્રફુલ્લચંદ્ર ખૂબ રસ લેતા. બી. એસસી.ની પરીક્ષા વખતે એમણે હિંદ પરના ઉત્કૃષ્ટ નિબંધની હરીફાઈમાં ભાગ લઈ 'બળવા પહેલાંનું અને પછીનું હિંદ' નામનો નિબંધ લખેલો. જે ખૂબ પ્રખ્યાત બનેલો. પરંતુ એ જ નિબંધે એમના ભાવિ કાર્યક્રમમાં આડખીલી ઊભી કરી. એમાંના કેટલાક આક્ષેપાત્મક ભાગને લઈને, વિદ્યાપીઠનાં ઉચ્ચોચ્ચ સંમાનો અને સર ડગ્લ્યુ. એમ. મૂર અને ચાર્લ્સ બર્નાર્ડ જેવા તદ્વિદોનાં ચુનંદાં પ્રમાણપત્રો છતાં હિંદના કેળવણીખાતાને એમણે આપવા ઇચ્છેલી સેવાનો ઇન્ડિયા ઑફિસે સાફ ઇન્કાર કર્યો.

ઈ.સ. ૧૮૮૮માં તે હિંદુસ્તાન પાછા ફર્યા અને એક વર્ષ રાહ જોયા બાદ કલકત્તાની પ્રેસિડેન્સી કૉલેજમાં માસિક અઢીસો રૂપિયાના પગારે મદદનીશ પ્રોફેસર નિમાયા. હિંદના કેળવણીખાતામાં નજીવી લાયકાતે ઊંચામાં ઊંચો દરમાયો મેળવનારા અનેકો ખડકાયા હતા ત્યારે પોતાને થયેલા અન્યાય માટે એમને લાગી આવે એ સ્વાભાવિક હતું. પરંતુ એ પર અફસોસ કરતા રહેવાને બદલે પોતાને હાથ આવેલી તકનો પૂર્ણ ઉપયોગ કરવાનો એમણે નિર્ણય કર્યો.

યુરોપના અને હિંદના અધ્યાપકજીવનમાં એક મહત્ત્વનો ને મૂળગત ભેદ રહેલો છે; તે એ કે ત્યાં કોઈ પણ અધ્યાપક જ્ઞાનની ક્ષિતિજ જેટલી હદે વિસ્તારી શકે તેના પર તેની કીર્તિ અવલંબે છે, જ્યારે આપણે ત્યાં કોઈ પણ અધ્યાપક પોતે શીખેલો ગોખેલો પ્રાયોગિક બોજો વિદ્યાર્થીઓ પર જેટલો વધુ ઉતારે એ વધુ કીર્તિભાગી બને છે.

પ્રફુલ્લચંદ્રે પશ્ચિમના ધોરણે પોતાનું અધ્યાપકજીવન આરંભ્યું, અને જેમ બને તેમ પોતાના વિદ્યાર્થીઓમાં સંશોધકવૃત્તિ જગાવવા તેઓ કોશિશ કરવા મંડ્યા.

જગતને પોતાની પ્રતિભાનો પ્રથમ સંગીન પરિચય એમણે આપ્યો ઇ. ૧૮૯૬માં. રસાયણ જગતને ત્યાર સુધી અજ્ઞાત એવું મર્ક્યુરસ નાઈટ્રાઇટ નામનું દ્રવ્ય એ સાલમાં એમણે શોધી કાઢ્યું, જે પ્રથમ શોધે જ એમને જગન્માન્ય બનાવ્યા. જર્મન અને અંગ્રેજ શાસ્ત્રીયપત્રોએ એમની ખ્યાતિ ગાઇ અને દુનિયાભરમાંથી અભિનંદનોનો વરસાદ તેમના પર વરસ્યો.

ત્યાર પછી તો એમની શોધશૃંખલામાં એક પછી એક કડી ઉમેરાતી જ ગઇ. મર્ક્યુરસ નાઇટ્રાઇટ સિવાય ક્ષારમય મૂળીઓમાંથી એમણે અનેક શુદ્ધ નાઇટ્રાઇટ નીપજાવી કાઢ્યાં અને વિજ્ઞાનજગતને બતાવી આપ્યું કે સઘળાં નાઇટ્રાઇટમાં મૅગ્નેશિયમ નાઇટ્રાઇટ સૌથી અસ્થિર હોઇ, જસત ને કૅડમિયમ તથા કૅલ્શિયમ, સ્ટ્રૉન્શિયમ અને બેરિયમનાં નાઇટ્રાઇટો વચ્ચે એ અંકોડાની ગરજ સારે છે.

૧૯૦૪માં બંગાળ સરકારે એમને રસાયણસંસ્થાઓનું નિરીક્ષણ કરવા જવાની સગવડ કરી આપી ને તેમણે પ્રથમ ડેવી લૅબોરેટરી અને પછી રૉયલ ઇન્સ્ટીટ્યૂશનમાં કામ કર્યું. ત્યાં અનેક પ્રકાંડ વિદ્વાનો જોડેની ચર્ચા વડે પોતાની જ્ઞાનની મૂડીમાં પણ એમણે સારો ઉમેરો કર્યો.

નવાં જ જોશ ને નવી જ લગનથી તે હિંદુસ્તાન પાછા ફર્યા. અહીં આવી મર્ક્યુરસ નાઇટ્રાઇટમાંથી એમણે બીજાં અનેક દ્રવ્યો તૈયાર કર્યાં. પ્લૅટિનમ, ઇરીડિયમ, સુવર્ણ વગેરે ધાતુઓના ગુણધર્મો શોધવા પાછળ મથી એમણે પુષ્કળ માહિતી બહાર આણી. પણ એમનો પ્રમુખ રસવિષય તો નાઇટ્રાઇટનો જ અને એ માનીતા વિષયને એમણે પોતાના જ્ઞાનથી એટલો તો સમૃદ્ધ કર્યો છે કે આર્મસ્ટ્રૉંગે એમને 'Master of Nitrites' ગણાવ્યા છે.

૧૯૧૨માં અખિલ જગત વિશ્વવિદ્યાલય પરિષદમાં ભાગ લેવા કલકત્તા વિશ્વવિદ્યાલયના નિયોજિત પ્રતિનિધિ તરીકે એ ફરી યુરોપ ગયા. એ અરસામાં રાસબિહારી ઘોષ અને સર તારકનાથ પાલિતના ત્રીસ લાખના દાનથી કલકત્તામાં સંશોધનકાર્ય માટે એક નવી સંસ્થા ઊભી થઇ અને તે યુનિવર્સિટી કૉલેજ ઑફ સાયન્સ. કલકત્તા વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ આસુતોષ મુકરજીએ એના અધ્યક્ષપદ માટે પ્રફુલ્લચંદ્રને આગ્રહ કર્યો અને તે કબૂલ થયા. આમ, પ્રેસિડેન્સી કૉલેજને સતત અઠ્ઠાવીસ વર્ષની સેવા આપી ૧૯૧૬માં એ તેનાથી છૂટા થયા.

પંદર વરસ એ પદે રહી ઇ. ૧૯૩૧માં તે નિવૃત્ત થયા. એ દરમિયાનમાં પ્રયોગશાળાઓને સ્વયંસંપૂર્ણ અને અદ્યતન બનાવવા તથા સંશોધનની ફેલોશિપ નિભાવવા તેમણે ખૂબ ખંતથી કામ કર્યું. સક્રિય સેવાથી નિવૃત્ત થયા પછી એ જ સાલમાં કલકત્તા વિશ્વવિદ્યાલયમાં રસાયણશાસ્ત્રમાં એમેરિટસ પ્રોફેસરનું પદ એમણે સંભાળ્યું. એ સઘળાં વર્ષોમાં એમને હાથે થએલું સંશોધન ખૂબ વિસ્તૃત છે, પણ આપણે અહીં એમાં ઊંડા નહિ ઉતરીએ.

સરકારે એમની કદર કરીને ઇ. ૧૯૧૧માં એમને સી. આઇ. ઇ. તથા મહાયુદ્ધ બાદ નાઇટ બનાવ્યા. કલકત્તા વિદ્યાલયની પીએચ. ડી.ની માનદ ઉપાધિ પ્રાપ્ત કરવા ઉપરાંત ૧૯૩૪માં લંડનની કેમિકલ સોસાઇટીની માનદ ફેલોશિપ તેમને બક્ષવામાં આવી. એમની મહત્તાની વાસ્તવિક પિછાન કરવા ઇચ્છનારાએ એમના વિનમ્ર આત્મચરિત્ર (Life and Experiences of a Bengali Chemist) કરતાં યે એમના ૭૦મા જન્મદિનના શુભ નિમિત્તે, દુનિયાભરના સિદ્ધહસ્ત વિજ્ઞાનીઓની કલમે સીંચાએલો પ્રશસ્તિગ્રંથ અવશ્ય જોઇ જવો.

હિંદના વૈજ્ઞાનિક સંશોધનના આદ્ય પ્રણેતા બેઃ જગદીશચંદ્ર બોઝ અને પ્રફુલ્લચંદ્ર રાય. બંનેના પ્રાયોગિક જીવન પાછળની ગહન ને આર્ષ ચિંતનની પીઠિકા વિસારી શકાય તેમ નથી. તેમાં યે રાય મહાશય તો કેમ જાણે પોતાના આદર્શને જ પરણી બેઠા હોય તેમ આજીવન કુંવારા જ રહ્યા છે. એમની સહેજ બરછટ ચામડી નીચે એવું તો કોમળ હૃદય છુપાએલું છે કે માનવીના સહેજ દુઃખથી પણ તે સંક્ષુબ્ધ થઇ ઊઠે છે.

છતાં એ કંઇ વિજ્ઞાનને જ વરેલા એકાંતિક અનુરાગી નથી. રાષ્ટ્રપ્રેમથી પણ એમનું હૃદય એટલું જ રંગાએલું છે. એમણે સ્થાપેલું બૅંગાલ કેમિકલ ઍન્ડ ફાર્માસ્યુટિકલ વર્ક્સ આ દેશના ઉદ્યોગધંધાના વિકાસમાં એક આદરભર્યું સ્થાન ભોગવી રહ્યું છે. એડિનબરોમાંના અભ્યાસસમયે કેળવણીખાતામાં જગ્યા મેળવવા એ મથી રહ્યા હતા ત્યારે પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટરે તેમને

ટોણો મારેલો કે એમના જેવા સિદ્ધહસ્ત રસાયણશાસ્ત્રી શા માટે કોઈ ઉદ્યોગધંધા તરફ ધ્યાન નથી દોડાવતા?

વિદ્યાર્થી પ્રફુલ્લચંદ્રે એ ટોણો સાચવી રાખ્યો. કૉલેજ અને પ્રયોગશાળાના સમયબાદ જીવનમાંથી જે થોડો-થોડો સમય બચ્યો એમાંથી એમણે પોતાને ઘેર જ થોડીથોડી ફાર્માસ્યુટિકલ બનાવટોની પ્રવૃત્તિ આદરી. થોડાં વર્ષોમાં તો ૯૧ અપર ચિતપુર રોડ પરનું શયનખંડ સિવાયનું એમનું આખું મકાન કારખાનાના રૂપમાં ફેરવાઈ ગયું. ઈ. ૧૯૦૨માં તો એ પ્રવૃત્તિ લિમિટેડ કંપનીમાં પરિણત બની અને આજે ૯૦ એકરની જમીન ધરાવતા તેના કારખાનામાં ૨૦૦૦ માણસો કામ કરી રહ્યા છે. કંપનીનું 'સલ્ફ્યુરિક ઍસિડ પ્લાન્ટ' એશિયામાં સૌથી મોટું અને શ્રેષ્ઠ હોવાની નામના ધરાવી રહ્યું છે.

શુદ્ધ વિજ્ઞાન સાથે માનવ જરૂરિયાતો પ્રત્યે પણ એ કેટલું લક્ષ આપે છે એ હિંદના ઉદ્યોગવિકાસ પ્રત્યેનો તેમનો રસ બતાવી આપે છે. કાપડઉદ્યોગ તથા બીજા નાનામોટા અનેક ઉદ્યોગોના તે પુરસ્કર્તા છે. ચરખા અને ખાદીનો ગાંધીજીનો આદેશ ઝીલનાર પણ એ કદાચ પહેલા હતા; અને આજે યે એમના શિષ્ય અને ઔદ્યોગિક જોડીદાર શ્રી સતીશચંદ્ર દાસ-ગુપ્તાને બાદ કરતાં એમના જેવો એનો મહાન, સક્રિય અને વફાદાર પ્રચારક બીજો ભાગ્યે જ. ઘણાંયે તો માને છે કે એમનો ઉત્કૃષ્ટ રાષ્ટ્રપ્રેમ એમની વૈજ્ઞાનિક પ્રતિભાનો થોડોઘણો પણ ભાગ લીધા સિવાય નથી રહ્યો. પ્રફુલ્લચંદ્ર જાતે પણ એ વાતથી અજાણ્યા નથી. છતાં એમણે તો અનેક વ્યાસપીઠોએથી ઘોષણા કરેલી છે, કે 'સંશોધન રાહ જોઈ શકે એમ છે, ઉદ્યોગો રાહ જોઈ શકે એમ છે, પણ સ્વરાજ રાહ જોઈ શકે એમ નથી!'

અને રાષ્ટ્રપ્રેમની આ ઉત્કટતા વાંઝણી ન રહી. હિંદ સદાકાળ જેનાથી મગરૂરી અનુભવે એવા એક મહાગ્રંથને જન્મ આપી તે ધન્ય બની છે. એ મહાગ્રંથ તે દસ વર્ષના એમના સતત પરિશ્રમ પછી બે ખંડમાં બહાર પડેલો 'હિંદુ રસાયણશાસ્ત્રનો ઇતિહાસ.' માનવઅભ્યાસ અને વૈજ્ઞાનિક પ્રગતિમાં એક નવું પ્રકરણ શરૂ પાડનાર તરીકે એ મહાગ્રંથ આલમે અપનાવી લીધો છે.




જુવાનીમાં પણ 'ગરીબ બ્રાહ્મણ' તરીકે જાણીતા રાય મહાશય આજે પણ ગરીબીને એટલી જ દિલ-ચસ્પીથી ઉપાસે છે. એમની આવક પહેલેથી જ સદાય વિદ્યાર્થીઓ ને વિધવાઓના કલ્યાણાર્થે વપરાતી આવી છે, જે ક્રમ આજ સુધી જેમનો તેમ ચાલુ છે. બેંગાલ કેમિકલ વર્ક્સના સ્વશેર નફો પણ તે ભિન્નભિન્ન સંસ્થાઓને પ્રદાન કરતા રહે છે. દેશની જુવાનીની કાર્યતત્પરતા ને નિઃસ્વાર્થતાને જ એ સાચી રાષ્ટ્રીય સંપત્તિ માને છે.

સાદી રહેણીકરણી ને ઉચ્ચ વિચારસરણી એ એમની સામાન્ય જીવનચર્યા છે. દુકાળ કે અતિવૃષ્ટિ વખતે જનતાને રાહત આપવા જાતે ઝોળી ફેરવનાર એ મહાનુભાવ આજે એવા જ ચિત્તભાવે આત્મપુનર્ઘટનાના પાઠમાં લાગી ગયા છે, અને પોતે પ્રગટાવેલા જ્ઞાનદીપનો ફેલાતો ઉજાસ જોતા સંતોષી નિર્મળ જીવન ગુજારી રહ્યા છે.

એ ઉજ્જ્વલ આયુષ્ય રહો તેની પરમાત્માને પ્રાર્થના.

વિપત્તિની સંધ્યા કરતાં સંપત્તિનો મધ્યાહ્ન વધુ ભયંકર છે.
ઉતાવળી મૈત્રી તથા ધીમા શત્રુથી સાવધ રહો.

# एकाकी अश्वत्थ

लेखक

काकासाहेब कालेलकर

પેલી ચંદ્રાકાર ટેકરીના ખોળામાં પેલું વડનું ઝાડ કેવું શોભે છે! ટેકરીને બે છેડે ઉપર માણસની વસ્તી હોય એમ લાગે છે. ત્યાં પથરા ચણીને ખાસ પહોળી વાડ બનાવી છે. અંદર મોટાં મોટાં ઊંચાં ઝાડ છે. ઉપર સુધી ચડવા માટે શાંત ગંભીર પગથિયાં છે. કોઈ લક્ષ્મીપુત્રના એકાંત માટેનાં નિવાસ-સ્થાનો હશે અથવા શોખીન સાધુઓના અખાડા હશે. જો મંદિરો હોય તો ઉપર જઈને ત્યાંના ઘંટ વગાડ્યા વગર કેમ ચાલે? નીચેથી એ સ્થાનો આટલાં રૂપાળાં દેખાય છે, તો ઉપરથી નીચેનો વિસ્તાર કેટલો રળિયામણો દેખાશે!

આખીની ટેકરી ઉપર એકે ઝાડ ન મળે. એનો અર્થ એ કે વાડની અંદરનાં ઝાડો ઇરાદાપૂર્વક વાવેલાં—ઉછેરેલાં છે.

અને નીચેની તળેટીમાં પણ પેલું વડનું ઝાડ બાદ કરતાં કશી જ વનસ્પતિ નથી. થોડાંક ઝાંખરાં હોય તોયે ગનીમત.

ત્યારે શું પેલો વડ કોઈએ વાવેલો જ છે? જઈને જોવું જોઈએ. પણ ખેતરો ખૂંદીને એટલે દૂર કોણ જાય? ખેતરો શાનાં, બીડના કકડા જ પથરાયા છે. પગ કહે, 'અમે જવાના!' આંખો કહે, 'એ ભવ્ય મૂર્તિનું દર્શન નજીકથી થવું જ જોઈએ.' હાથ કહે, 'એ ડોસાની લાંબીલાંબી દાઢી પકડ્યા વગર સુખ વળવાનું નથી.' અંતે હૈયું માની ગયું અને જવાનો નિશ્ચય કર્યો. અમે ઝપાટાભેર ચાલ્યા. ભાઈ અશોક અને હું. અશોકે કહ્યું, 'ઉપર જેને નિવાસસ્થાનો કહો છો એ પારસીઓના દુખ્મા—'ટાવર ઑફ સાયલન્સ' છે.' તરત મનમાં પ્રકાશ થયો કે એ નિવૃત્તિસ્થાન ખરું પણ શોખીનોનું નહિ, પરંતુ છેલ્લે છેલ્લે થાકેલાઓનું. એને અંતિમ સ્વાત્માર્પણનું સ્થાન કેમ ન કહીએ? પંપાળેલું શરીર મરી ગયા પછી અદેખા થઈને બાળી નાખીએ કે દાટી દઈએ, એના કરતાં જટાયુના ભાત-ભાઈને એ અર્પણ કરવું એ શું ખોટું? જીવતાં સેવા અને મરી ગયા પછી પણ સેવા, એ આદર્શ શો ખોટો છે?



અમે ઝપાટાભેર ચાલ્યા. પગ તળે ધોળા અને લીલા પથરાના ઝીણા ઝીણા કટકા આમતેમ પથરાએલા હોવાથી, ભૂમિ આકર્ષક લાગતી હતી. કોક ઠેકાણે લીલા કાંકરાઓનું એક સંમેલન ભરાયું હોય એમ લાગતું હતું. કોક ઠેકાણે ચકમકતા પથરા પ્રસન્ન બાળકોની આંખોની પેઠે ચળકતા હતા. અમે આગળ ચાલ્યા. વડનું ઝાડ હવે વધારે મોટું દેખાવા લાગ્યું. જોઉં છું તો એની પાસે એક નાનકડો કૂવો છે. આ કૂવો અહીં કોણે ખોદાવ્યો હશે? વાડીવજીફો કરવાની તૈયારી રૂપે કૂવો ખોદાવ્યો હોત, તો એ આટલો નાનો ન હોત. આ તો પ્રેતયાત્રામાં આવેલા લોકોને વિસામો કરી હાથપગ ધોવાનું સ્થાન બનાવ્યું હશે. હિંદુઓનું સ્થાન હોત તો ખાત્રીપૂર્વક કહેત કે ડાઘુઓને નહા-વાની આ સગવડ છે.

ગમે તે હોય. આ આરામનું સ્થાન એટલું બધું એકાંત છે કે માણસ ગમે તેટલો ઉદ્વિગ્ન હોય, પણ અહીં આવીને એને શાંતિ મળવાની જ.

અને એક જ મંત્રનો અનેકવાર જપ કરવાથી જેમ એ મંત્રમાં સંકલ્પસિદ્ધિ આવી જાય છે, તેજ પ્રમાણે આ ઝાડ તળે કેવળ સ્મશાનયાત્રાઓ જ ઉપરા-ઉપરી આવવાથી આ ઝાડનું આખું વાતાવરણ 'મૃત્યુ એટલે શું?' એનું જ ચિંતન કર્યા કરે છે. જેમ પૂર્ણ-વિરામ એક વાક્યને પૂરું કરી બીજા વાક્યનો આરંભ કરી દે છે, તેવી જ રીતે મૃત્યુ પણ એક જિંદગીનો અંત આણી નવા જીવનની પ્રસ્તાવના કરે છે. માણસ વર્તમાનકાળ તરફ જુએ છે, ઇતિહાસ ભૂતકાળ તરફ જુએ છે, કવિઓ અને પેગંબરો ભવિષ્યકાળ તરફ જુએ છે; જ્યારે સર્વગામી સર્વંકશ મૃત્યુ ત્રિકાલદર્શી હોય છે. આ અશ્વત્થ વૃક્ષ એ મૃત્યુના આસન તરીકે અહીં વિરાજમાન છે. કેટલી પવિત્ર એની ભૂમિકા,

ને કેટલું ઉદાત્ત એની વડવાઈઓનું ગાંભીર્ય! આની શાખાઓમાં કેટલાંયે પક્ષીઓ બેઠાં છે. અને પક્ષીઓ એટલે પ્રભાતનો કલ્લોલ. તેઓ પણ આ સ્થાનની વિશેષતા ઓળખતાં લાગે છે. એમનો કલરવ અહીં કેટલો હળ્યાએલો લાગે છે!

જો અશોક સાથે નહોત તો આ વડના થડને આલિંગન આપ્યા વગર હું રહેત નહિ. હિમાલયમાં એ વૃત્તિ મેં કેળવી ત્યાર પછી ઝાડ પણ મારે માટે સ્વજન અને પ્રિયજન થઈ પડ્યાં છે. એમનો આકાર અને એમની છાલની કરચલીઓ જોઈ એમનાં સુખદુઃખ સાથે હું એકરૂપ થઈ શકું છું.

પાછા વળતાં મેં એ વડની વડવાઈઓ હાથમાં પકડી,–એ વૃદ્ધનો અનાદર કરવા માટે નહિ, પણ વિદાયના હસ્તાંદોલન રૂપે. આ વટવૃક્ષ મારી સ્મરણમાળામાં સ્થાન પામી ચૂક્યો છે, કેમકે જીવન અને મૃત્યુ બંનેનો પ્રતિનિધિ એ અશ્વત્થ છે.

(પૂનામાં પારસી દખમા પાસે જૂન-૧૯૪૦).

માણસને કેટલીકવાર જ્ઞાન કરતાં અજ્ઞાન વધારે પથ્યકર નીવડે છે

# અજ્ઞાનનો આનંદ

જ્ઞાનની મહત્તા ગાના લોકોને મારે એક જ વાત કહેવાની છે કે 'બાઈઓ, કેટલીક વાર જ્ઞાન કરતાં અજ્ઞાનમાં વધારે મઝા હોય છે.'

ઘણી વાર મને આ વાતનો અનુભવ થયો છે. એક વાર મેં ત્રણ રૂપિયામાં એક ટોપી વેચાતી લીધી, અને ખૂબ સસ્તામાં સારી ટોપી મળી તેથી હું આનંદમાં હતો એટલામાં હાથમાં એક પડીકું લઈ મારો એક દોસ્ત આવ્યો. વટથી એને મારી નવી ટોપી બતાવતાં મેં કહ્યું:'ત્રણ રૂપિયામાં કેવી ફક્કડ ટોપી લીધી છે, મહારાજ! જુઓ તો ખરા!'

'શું ખરેખર તેં આના ત્રણ રૂપિયા આપ્યા?' તે બોલ્યો.

'એટલે? આવી ટોપી ત્રણ રૂપિયામાં લાવી તો આપ!'

'અરે બાઈ, આ જોને તદ્દન એવી જ ટોપી હું બે રૂપિયામાં લઈને ચાલ્યો આવું છું!' હાથમાંનું પડીકું ખોલી એમાંની ટોપી બતાવતાં એણે મને કહ્યું. 'જો, આ રહ્યું બિલ'

મારો ચહેરો જોવા જેવો થઈ ગયો. ગુસ્સે થઈને હું બરાડ્યો; 'મળી હશે તને બે રૂપિયામાં; પણ એ વાત મને કરવાથી તને શું મળ્યું? મારા આનંદનો તો નાશ થઈ ગયો. એમાં તારા હાથમાં શું આવ્યુ?'

હું જોકે છેતરાયો હતો, પરંતુ તે વિષેના શુદ્ધ અજ્ઞાનના મધુર આનંદમાં હું હતો; પણ આ બાઈબંધે વગર કારણે મને સજ્ઞાન અને સાથે દુઃખી કર્યો. ત્યાર પછી જ્યારેજ્યારે હું એ ટોપી તરફ જોતો ત્યારેત્યારે મને દુઃખનો ઊભરો આવતો અને પાણીમાં ગએલો રૂપિયો સાંભરતો. જોકે, આમ તો મારા કેટલા યે રૂપિયા આજ સુધી કેટલી યે વાર ગયા હશે; પણ દુઃખ એ રૂપિયા ગયાનું નથી, એ ગયાના જ્ઞાનનું છે. એ ભલે જાય, પણ એનું જ્ઞાન ન થવું જોઈએ. મને લાગે છે કે ઑથેલ્લોના પણ એવા જ કંઈક શબ્દો છે: 'ચોરી થાય તેનો વાંધો નહિ, પણ જેને ત્યાં એ ચોરી થઈ હોય એને ખબર ન પડે તો ઠીક!' ખરું જ છે. શી જરૂર છે એના જ્ઞાનની? તેના કરતાં અજ્ઞાન સારું!



## માનવસ્વભાવની વિચિત્રતા પર નર્મ કરતો લેખ

ગયા વર્ષથી શરૂ થએલી આ નિબંધિકાઓના મૂળ લેખક શ્રી અનંત કાણેકર આજના યુવાન મરાઠી સાહિત્યકારોમાં આગળપડતું સ્થાન ધરાવે છે. કાવ્ય, નવલિકા, નિબંધ, નાટક, પ્રવાસ,—એમ અનેકમુખી એમની સાહિત્યપ્રવૃત્તિએ મરાઠી ભાષામાં અસામાન્ય લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે. પણ એમની પ્રતિભાનો ખરો વિલાસ તો એમના નિબંધોમાં જ નજરે પડે છે. માનવસ્વભાવનું સૂક્ષ્મ અવલોકન, સાદા અનુભવોમાંથી નવાં તત્ત્વો શોધવાનું કૌશલ્ય, અત્યંત સ્વતંત્ર તેમજ પ્રગતિશીલ વિચારો ને વેધક કટાક્ષ એ એના વિશિષ્ટ ગુણો છે. મરાઠી ભાષામાં નિબંધલેખક તો ઘણા છે, પણ એમના નિબંધમાં કલાનો પ્રકર્ષ એટલો બધો છે કે નિબંધ તો શ્રી કાણેકરના જ એવો અભિપ્રાય બધે સ્વીકારાયો છે. તેઓ 'ચિત્રા' સાપ્તાહિકના સંપાદક પણ છે.



શ્રી અનંત કાણેકર

એક વિખ્યાત નવલકથાકારનું એવું માનવું છે કે કડવા અનુભવોનું અથવા દુઃખદાયક બનાવોનું માણસને પૂરું જ્ઞાન હોવું જોઈએ. એ નવલકથાકારે કેટલીક સુંદર નવલકથાઓ લખી છે, અને દરેક નવલકથામાં તેણે માનવજીવનની અત્યંત દુઃખદાયક અને શોકકારી બાજુ વર્ણવી છે. એનું લખાણ વાંચી મનુષ્ય નિરાશ, અસહાય થઈ જાય છે. એ નવલકથાકારને એક વાર કોઈએ પૂછ્યું, 'મનુષ્યજીવનના આવા કરુણ પ્રસંગો જ તમે હમેશાં કેમ ચીતરો છો?' ત્યારે તે બોલ્યો, 'આવા ભયંકર બનાવોનું માણસને પૂર્ણ જ્ઞાન મળે તો એવા પ્રસંગ એના જીવનમાં આવે ત્યારે એમની સામે ઝૂઝી શકવાનું બળ એને મળે; એનું મન એવા પ્રસંગો માટે તૈયાર બની રહે.'

એ મહાન લેખકને એક વાત કહેવાનું મન થાય છે. એક દોઢડાહ્યા માણસને હું ઓળખું છું. ભવિષ્યમાં કોઈવાર ખૂબ ઊંચેથી પોતે નીચે પડી જાય તો માથું ફૂટી જાય અને તેથી મૃત્યુ નીપજે એટલા માટે દરરોજ કલાક બે કલાક એ ભાઈ પોતાનું માથું દીવાલ સાથે પછાડે છે! એ બુદ્ધિશાળી પુરુષ ઘણું કરીને પેલા નવલકથાકારનો પ્રામાણિક અનુયાયી હોવો જોઈએ!

કોઈવાર અજ્ઞાન કેટલું પથ્યકર હોઈ શકે એ વિષે એક રમૂજી વાત છે. બે મિત્રો હતા. તેમાંનો એક હતો ખૂબ જાડો, બેડોળ ને પ્રમાણહીન. એના દોસ્તે એક દિવસ એને કહ્યું: 'તું તો હિપોપોટેમસ જેવો છે.'

'ખરેખર!' એણે પ્રશ્ન કર્યો. એને થયું કે હિપોપોટેમસ' એ ભર્યાભર્યા અંગ્રેજી શબ્દનો અર્થ પણ કોઈ 'મોટો વિદ્વાન' કે મહાપુરુષ કે એવો જ કાંઈક થતો હશે!

તે દિવસથી પેલા જાડા ભાઈ પોતાના એ દોસ્ત પર હદ ઉપરાંત ખુશ રહેવા લાગ્યા. સાત આઠ વરસ પછી એ એક પ્રાણીસંગ્રહાલય જોવા ગયો હતો ત્યારે એણે સંગ્રહાલયના એક ભાગમાં એક મોટું બેડોળ પ્રાણી જોયું. આ પ્રાણી તે વળી કયું હશે એ જાણવાની ઉત્સુકતાથી બહાર લગાડેલું એનું પાટિયું વાંચવા ગયો ત્યાં નામ નજરે પડ્યું: 'હિપોપોટેમસ!!

'ઓતારીની!' ગુસ્સાથી લાલચોળ થઈ તે બોલ્યો અને ત્યાંથી નીકળી સીધો ગયો પોતાના મિત્રને ત્યાં.

'બદમાશ!' પોતાના દોસ્તને ઉદ્દેશી તે બોલ્યો: 'હિપોપોટેમસ શું એ મેં આજે પ્રાણીસંગ્રહાલયમાં જોયું! આજથી આપણી દોસ્તી ખલાસ!'

શો જ્ઞાનનો ઉપયોગ?

વારુ; પણ જે બધું 'જ્ઞાન', 'જ્ઞાન' કહેવાય છે તે યે ક્યાં ત્રિકાલાબાધિત હોય છે? ગઈ કાલનું જ્ઞાન એ આજનું અજ્ઞાન ગણાય છે. ન્યૂટનનો ગુરુત્વાકર્ષણનો જગવિખ્યાત સિદ્ધાંત જ લો ને! કાલપરમ દિવસ સુધી મને એમ લાગતું કે એનાથી પર એવું કોઈ સત્ય હોઈ જ ન શકે; અને આજે સાંભળું છું કે ન્યૂટનનો સિદ્ધાંત ખોટો છે એવું આઈન્સ્ટાઈને બતાવી આપ્યું છે! પહેલાંના શાસ્ત્રીઓ કહેતા કે પૃથ્વી સ્થિર છે અને સૂર્ય ફરે છે; આજના શાસ્ત્રીઓ કહે છે કે સૂર્ય સ્થિર છે અને પૃથ્વી જ ફરે છે. અને હું તો ખાત્રીથી કહું છું કે મારા દીકરાનો દીકરો અથવા એનો દીકરો મને કહેશે કે 'દાદા, પૃથ્વી નથી ફરતી અને સૂર્ય પણ નથી ફરતો, આપણે માણસો જ આંટા-અવળા ફરીએ છીએ!'

(શ્રી કાણેકરના મૂળ મરાઠી ઉપરથી) જશવંત જોષી

જુલે વર્ન નામનો એક ફ્રેન્ચ ગ્રંથકાર થઈ ગયો. એનો જન્મ ૧૮૨૮માં થયો હતો અને મરણ ૧૯૦૫માં ૭૭ વર્ષની વયે થયું હતું. કલ્પનાપ્રવાસનાં અનેક પુસ્તકો એણે લખ્યાં છે, જેમાં વાયુપ્રવાસ, જળગર્ભપ્રવાસ, પૃથ્વીપ્રવાસ વગેરે સર્વ સ્થળોને આવરતા પ્રવાસોની વાર્તાઓ એણે લખી છે. તેમાંની મુખ્ય, 'બલૂનમાં પાંચ અઠવાડિયાં', 'સમુદ્રમાં વીસ હજાર લીગ', 'પૃથ્વીથી ચંદ્ર તરફ અને ચંદ્રની આસપાસ', 'પૃથ્વીની આસપાસ એંશી દિવસો' વગેરે ખૂબ રસદાયક અને લોકપ્રિય છે. એ ગ્રંથો કેવા પ્રકારના હતા તે તો તેમનાં નામ પરથી જ જાણી શકાય એમ છે. આ સર્વમાં 'પૃથ્વીથી ચંદ્ર તરફ અને ચંદ્રની આસપાસ' એ બહુ રસદાયક પુસ્તક છે અને એની વૈજ્ઞાનિક કલ્પના અદ્‌ભુત છે. આવાં કલ્પનામય પુસ્તકો નવી કલ્પનાઓને અને વિચારોને જન્મ આપે છે તથા નવી દિશા સુઝાડી માર્ગદર્શક બને છે, એ એની ખાસ ઉપયોગિતા છે. 'પૃથ્વીથી ચંદ્ર તરફ'ના પુસ્તકમાં જબરદસ્ત તોપના પોલા ગોળામાં બેસી ત્રણ મુસાફરો ચંદ્રના પ્રવાસે જાય છે એવી કલ્પના છે. વળી, એમાં ભૂગોળને લગતા, ખગોળશાસ્ત્ર સંબંધી તથા બીજા પણ અનેક વૈજ્ઞાનિક વિષયો ચર્ચવામાં આવ્યા છે, જે અતિશય રસિક હોવા ઉપરાંત જ્ઞાનપ્રદ છે. આ પ્રવાસની કલ્પનાનો ઉત્તરોત્તર વિકાસ કરી વૈજ્ઞાનિકો અત્યારે ચંદ્રમાં જવા હવાઇના ધક્કાથી ચાલતા અવકાશયાનની યોજના કરી રહ્યા છે, જેમાંના એકની કલ્પનાનો ચિતાર અમે ગયા વર્ષમાં અંક ૨૦૨માં આપી ગયા છીએ. જુલે વર્નની એ મૂળ વાર્તાનો ટૂંકો સાર નીચે પ્રમાણે છે.



# ચન્દ્રની સફરે

ફ્રેન્ચ લેખક જુલે વર્નની વિખ્યાત રસપ્રદ કથા

સાતઆઠદસકા પર અમેરિકામાં એવો એક વૈજ્ઞાનિક વિષય ચર્ચવામાં આવ્યો કે જેનાથી સમસ્ત દુનિયા આશ્ચર્યચકિત થઇ ગઈ. ગુલામી નાબૂદ કરવા અર્થે થએલા અમેરિકાના આંતરયુદ્ધ પછી અમેરિકાનાં સંયુક્ત રાજ્યોના ગોલંદાજોના એક સમૂહે 'ગન ક્લબ' યાને અગ્ન્યસ્ત્ર મંડળની સ્થાપના કરી. તેમણે ચંદ્રમાં તોપનો ગોળો છોડીને તેની સાથે સંબંધ શરૂ કરવાનો વિચાર કર્યો. તે મંડળના પ્રમુખ અને આ સાહસના ઉત્પાદક બાર્બીકેઇને કેમ્બ્રિજ (માસાચ્યુસેટસ)ની વેધશાળાના ખગોળશાસ્ત્રીઓની સલાહ લઇને આ અપૂર્વ સાહસ ફતેહમંદ કરવા સારૂ સર્વપ્રકારનાં અગમચેતીનાં પગલાં લીધાં. ઘણાખરા જાણકાર માણસોએ એ યોજના અમલમાં મૂકી શકાય એવી હોવાનો અભિપ્રાય આપ્યો. દુનિયાભરમાંથી ઉઘરાણું કરી ત્રણ કરોડ ફ્રાંક અથવા ૧૧ લાખ પૌંડ જેટલી રકમ એકઠી કરી તેમણે આ ગંજાવર કાર્યની શરૂઆત કરી.

ચંદ્ર તરફ શિરોબિંદુએ ગોળો તાકવા માટે યોજના મુજબ પૃથ્વીના ઉત્તર અથવા દક્ષિણના ૦ અને ૨૮ના અક્ષાંશ વચ્ચે આવેલા પ્રદેશમાં આ તોપ ગોઠવવાની હતી. એ ગોળાને સેકંડે બાર હજાર વારની ઝડપે છોડવાનો હતો. ૧લી ડિસેંબરની રાત્રિએ અગિયારમાં તેર મિનિટ અને વીસ સેકંડ કમે છોડવાથી, તે છૂટ્યા પછી ચાર દિવસે, ચંદ્ર જે સમયે એના પરિભ્રમણના માર્ગમાં પૃથ્વીની નજીકમાં નજીક, એટલે ૮૬૪૧૦ લીગના અંતરે હોય તે સમયે, ૫મી ડિસેંબરની મધ્યરાત્રિએ ચંદ્રમાં પહોંચવાનો હતો.

ગન ક્લબના મુખ્ય સભ્યો પ્રમુખ બાર્બીકેઇન, મેજર એલ્ફિન્સ્ટન, સેક્રેટરી જે. ટી. મૅસ્ટન અને બીજા વિદ્વાનોએ અનેક બેઠકો ભરી ગોળાનો આકાર તથા બનાવટ તેમજ તોપ જમીનમાં નાખવાની હોવાથી એને કેમ બનાવવી તથા તેમાં કેવો અને કેટલો દારૂ વાપરવો એ બાબતનો વિચાર કર્યો. એમાં એવો નિર્ણય કરવામાં આવ્યો કે (૧) તોપમાંથી ફોડવાનો ગોળો ઍલ્યુમિનિયમનો, ૧૦૮ ઇંચ વ્યાસનો અને ૧૨ ઇંચની જાડાઇનો, ૧૯,૨૫૦ રતલ વજનનો શેલ ગોળો બનાવવો; (૨) લોખંડની નવસો ફૂટ લાંબી તોપ જમીનમાં ઢાળવાનું કામ તરત શરૂ કરવું; અને (૩) તેમાં ભરવાના દારૂ તરીકે ચાર લાખ રતલ ગનકૉટન વાપરવું, જે

ફૂટયેથી ૭ અબજ લીટર ગૅસ ઉત્પન્ન થતાં તે વડે ગોળાને ધક્કો મારી ચંદ્રમાં ફેંકી શકાશે. આમ, આ પ્રશ્નોનો યોગ્ય નિર્ણય થયા બાદ પ્રેસિડેન્ટ બાર્બીકેઇને એન્જીનિયર મર્ચિસનને સાથે રાખી ફ્લૉરિડાના સંસ્થાનમાં ૨૭°–૭′ ઉત્તર અક્ષાંશ અને ૫°–૭′ પશ્ચિમ રેખાંશ પર આવેલું સ્થળ આ પ્રયોગને માટે પસંદ કર્યું. ત્યાં અદ્‌ભુત મહેનતનાં કાર્યોને અંતે તોપ ઢાળવાનું કામ સફળતાથી પાર પડ્યું. પણ વસ્તુસ્થિતિ આટલે સુધી આવી પહોંચ્યા બાદ એક એવો બનાવ બન્યો કે જેનાથી આ સાહસ પ્રત્યે વિશેષ ધ્યાન ખેંચાયું.

એક વિચક્ષણ હિંમતબાજ ફ્રેન્ચમૅને ચંદ્રમાં પ્રવાસ કરવા અને ત્યાં જઇ તેનું અવલોકન કરવા એ ગોળામાં પુરાઈને જવાની માગણી કરી. તે અમેરિકા આવી પહોંચ્યો અને તેનો ખૂબ જ સત્કાર થયો. તેણે અનેક સભાઓ ભરી, અને એનાથી લોક એટલા તો અંજાયા કે એને વિજયસૂચક ચિહ્ન તરીકે ઊંચકી આખા ગામમાં ફેરવવામાં આવ્યો. વળી, કૅપ્ટન નિકલ નામનો એક લોખંડની પ્લેટો બનાવનાર હતો તેની અને પ્રમુખ બાર્બીકેઇનની વચ્ચે બંદુકનો ગોળો વધારે મજબૂત કે લોખંડી પ્લેટો વધારે મજબૂત એ સંબંધમાં લાંબા સમયથી સ્પર્ધા ચાલી રહી હતી, અને તે આખરે એ બે વચ્ચે દ્વંદ્વયુદ્ધમાં પરિણમી હતી, તેનો અંત આણી ફ્રેંચમૅન માઇકલ આર્ડને સુલાહ કરાવી. કૅપ્ટન નિકલે બાર્બીકેનની યોજના અશક્ય જણાવી તેના સંબંધમાં કુલ પંદર હજાર ડૉલરની પાંચ હોડો મૂકી. બાર્બીકેન અને નિકલને યોજના પાર પડે છે કે નહિ તેની જાતે ખાત્રી કરવા પોતાની સાથે ગોળામાં મુસાફરી કરવા માઇકલ આર્ડને સમજાવ્યા. કહેવાની જરૂર નથી કે કૅપ્ટન નિકલ પાંચે હોડ હાર્યો.

આ માગણી સ્વીકારવામાં આવી. ગોળાનો આકાર બદલી ભૂંગળા અને શંકુના મિશ્ર આકારનો બનાવવામાં આવ્યો. વળી આ અવકાશયાનના બંડને શિપડતી વખતે ધક્કો ન લાગે એટલા માટે તેમણે તેમાં જબરદસ્ત કમાનો મૂકી અને નાનાં ખાનાં બનાવી એમાં પાણી ભર્યું. ગોળો છૂટતાં પાણી કમાનની ગરજ સારી આઘાતને નાબૂદ કરે અને સાથે ખાનાના પડદા તૂટતાં પાણી સ્વયં બહાર નીકળી જાય એવી ગોઠવણ કરવામાં આવી. એક વર્ષ ચાલે એટલો ખોરાક, બે માસ ચાલે એટલું પાણી અને બત્તી માટે કેટલાક દિવસ ચાલે એટલો ગૅસ સાથે લેવામાં આવ્યો. શ્વાસોચ્છ્‌વાસની મુશ્કેલી ન પડે એટલા માટે ક્લોરેટ ઑફ પોટૅશ અને કૉસ્ટિક પોટૅશ નામના બે પદાર્થો ઉપયોગમાં લેવાથી સ્વયં તાજી હવા મળે અને ખરાબ હવાનો નિકાલ થાય એવી યોજના કરી. વળી, સાથે બે કૂતરાં લીધાં. વિશેષમાં ચંદ્ર તરફ ગએલા આ ગોળાની સફરનું પૃથ્વી પરથી નિરીક્ષણ કરવા માટે રૉકી પર્વત ઉપર ૧૯૨ ઇંચ વ્યાસના કાચનું ૨૮૦ ફૂટ લાંબું એક રાક્ષસી દૂરબીન બનાવી ગોઠવ્યું. આ દૂરબીનથી ચંદ્ર પર નવ ફુટ લંબાઇની વસ્તુ જોઇ શકાય એટલી એની શક્તિ હતી.

પહેલી ડિસેમ્બરે નિર્ણીત સમયે પ્રચંડ મેદનીની હાજરીમાં આ તોપ છોડવામાં આવી અને દુનિયાના ઇતિહાસમાં પ્રથમ જ આ ત્રણ મનુષ્યો એ ચંદ્રમાં પહોંચવા-

૧લી ડિસેમ્બરની રાત્રે, ૧૧માં ૧૩ મિનિટ અને ૨૦ સેકંડ કમે, એક સેકંડના ૧૨ હજાર વારની ઝડપે ત્રણુ નહાબજ મુસાફરોને લઇને એ તોપનો ગોળો ફૂટ્યો.



હતો. ઢાંકણું એકદમ ઉઘાડી શબને આકાશમાં ફેંકી તરત જ ઢાંકણને બંધ કરવાની જરૂર હતી, જેથી અંદરની હવા બહાર નીકળી જાય નહિ અને બહારની હદ ઉપરાંતની ઠંડી અંદર પ્રવેશે નહિ. બહુ જ ચાલાકીથી આ કામ બજાવી એમણે શબને બહાર ફેંકી દીધું. થોડી વાર પછી બારીમાંથી જોતાં કાંઈક કોથળા જેવું ગોળાની નજીક અદ્ધર લટકતું દેખાયું. તે એ કૂતરાનું જ શબ હતું અને ગોળા સાથે જ મુસાફરી કરતું હતું, કેમકે ગોળાની બહાર તો શૂન્ય અવકાશ હતો અને તેમાં ગોળા પાસેથી મેળવેલી પોતાની ગતિને એણે જાળવી રાખી હતી.

એમની ગણત્રી પ્રમાણે હવે મુસાફરીનો છેલ્લો દિવસ, એટલે પાંચમા ડિસેમ્બરનો દિવસ આવ્યો. ચંદ્ર હવે ખુબ મોટો અને અતિશય પ્રકાશવાળો જણાતો હતો. એમના હિસાબે મધરાતે એમને ચંદ્રમાં પહોંચવાનું હતું, પણ ગોળાએ ચંદ્રની મધ્ય તરફ જવાને બદલે સહેજ આડો માર્ગ લેવા માંડ્યો હતો. તે દરમ્યાન આ મુસાફરોનાં મન અતિશય ઉશ્કેરાઈ ગયાં હતાં અને તેઓ જેમ ફાવે તેમ બોલવા મંડ્યા હતા. બોલવા પરથી તેઓ એકમેકનું અપમાન કરવા પર આવી ગયા અને તોફાન કરવા લાગ્યા. તે પછી તરત તેઓ બેભાન ન થઈ ગયા હોત તો આ ક્યાં સુધી ચાલત એ કહી શકાતું નથી. માઇકલ પ્રથમ ભાનમાં આવ્યો અને દીવાસળીથી ગૅસની બત્તી સળગાવવા પ્રયત્ન કર્યો; પણ દીવાસળી સળગતાં ભડકાની જેમ મોટો પ્રકાશ થયો. હવે તેમના તોફાનનું કારણ એના જાણવામાં આવ્યું. પોટૅશ ક્લૉરેટવાળા ઑક્સિજન ઉત્પન્ન કરવાના પાત્રમાંથી ઑક્સિજન મોટા પ્રમાણમાં નીકળી રહ્યો હતો. એણે તરત તેને સમું કર્યું અને એક કલાક બાદ બધા ભાનમાં આવ્યા.

ગોળાને રસ્તામાં જે રજળુ મળ્યો હતો એના આકર્ષણની અસર ગોળા પર થઇ ચૂકી હતી અને તેથી એ એના માર્ગમાંથી ચલિત થયો હતો, એટલે એ હવે ચંદ્ર તરફ પડતો ન હતો એ ચોક્કસ હતું. તે ચંદ્રની ઉત્તર દિશામાં જતો હતો. પૃથ્વી અને ચંદ્રનાં ગુરુત્વાકર્ષણ જે સ્થળે સરખાં થઈ કોઇ જાતનું આકર્ષણ રહે નહિ એ સ્થળ એમણે વટાવી દીધું હતું, એટલે પૃથ્વી પર પાછા પડવાનો તો ભય નહતો. એમ કરતાં જે સમયે તેઓ ચંદ્રમાં પહોંચવાના હતા એ મધરાતનો સમય થયો, પણ તેઓ ત્યાં પહોંચ્યા નહિ. ચંદ્રથી હવે તેઓ ૨૦૦ લીગ દૂર હતા અને ગોળો ચંદ્રની આસપાસ ફર્યે જતો હતો. જોકે ચંદ્રમાં ન પહોંચ્યાનું તેમને ભારે દુઃખ થયું, છતાં આટલી નજીકથી એને તપાસવાની તક મળી એથી પોતાનું મન વાળ્યું. બાર્બીકેને સાથે લીધેલાં નાનાં પણ જોરદાર દૂરબીનો કાઢ્યાં ને ચંદ્રનું નિરીક્ષણ કરવા માંડ્યું. જાણે ચંદ્ર એમનાથી એક માઇલ કરતાં પણ થોડો દૂર હોય એટલા અંતરે તેઓ તેને જોઈ શકતા હતા.

સવાર થતાંમાં તેઓ ચંદ્રના ઉત્તર ધ્રુવ આગળ આવ્યા. અહીં તેઓએ ચંદ્રની એક બાજુ સૂર્યથી પ્રકાશિત થતી જોઇ અને સામી બાજુ અંધકારમાં ગરકાવ થએલી જોઈ. એમનો ગોળો હવે સામી બાજુ ગયો હતો એટલે તેઓ ચંદ્રમાની રાત્રિવાળા પ્રદેશમાં આવી ગયા હતા. ઠંડી અસહ્ય હતી. એમ છતાં તેઓ એમના પ્રયોગો કર્યે જતા હતા. પૃથ્વી પરનો સવારનો છઠ્ઠી ડિસેંબરનો દિવસ થયો, પણ અહીં તો એ ને એ જ અંધકાર હતો. ક્વચિત્ ક્વચિત્ તેઓ જ્વાળામુખીનો પ્રકાશ દેખી શકતા હતા. અનેક ખરતા તારાઓની પણ તેમને મુલાકાત થઇ. ફરતાં ફરતાં તેઓ ફરી ચંદ્રના પ્રકાશિત ભાગ સામે આવ્યા. ત્યાં તેમણે ચંદ્રનાં મેદાનો, પર્વતો વગેરેનું બહુ સૂક્ષ્મતાથી નિરીક્ષણ કર્યું અને સાથે લીધેલા જૂના નકશામાં સુધારાવધારા કરી નવા નકશા બનાવ્યા. પછી ચંદ્રમાં ઉતરવાને માટે એમણે એક ઉપાય અજમાવવાનો વિચાર કર્યો. ચંદ્ર પર પડતી વખતે ગોળાને આંચકો ન લાગે એને માટે જે હવાઇઓનો પ્રબંધ કર્યો હતો તેને આ કામમાં લેવા તેમણે નિશ્ચય કર્યો, અને નક્કી કરેલા સમયે અમલમાં મૂક્યો. હવાઇઓ ફૂટતાં ગોળાની ગતિ બદલાઈ અને તે નીચે પડવા માંડ્યો. પણ તે ચંદ્રમાં ન પડતાં પૃથ્વીપર પડ્યો ! તે વખતે પાસિફિક મહાસાગરમાં 'સુસ્કવીહાના' નામની આગબોટ સમુદ્રનાં ઊંડાણમાં તારનાં દોરડાં નાખતી હતી એનાં માણસોએ બારમી તારીખની મધરાત પછી આકાશમાંથી એક બળતો ગોળો દરિયામાં પડતો દીઠો. એ પેલો જ તોપનો ગોળો હતો અને વાતાવરણ સામે ઘસાવાથી બળતો હતો એમ તેમના સમજવામાં આવ્યું અને

તેમણે તરત સાનફ્રાન્સિસ્કો તરફ હંકારી તાર કર્યો. સ્ટીમર પરથી જબરદસ્ત ખિલાડીઓ નાખી દરિયો શોધવાનું કામ શરૂ કરવામાં આવ્યું, પણ ગોળો ન તો હાથ આવ્યો કે ન તો પકડાયો. એમ કરતાં ૨૭મી ડિસેમ્બરનો દિવસ થયો. સૌ ગોળાના મુસાફરો માટે ખૂબ ચિંતા કરવા લાગ્યા. એટલામાં સાનફ્રાન્સિસ્કોના અખાત તરફ સમુદ્રના પાણી પર અમેરિકન વાવટા સાથે કાંઈક તરતું દેખાયું, ને એમને ભાન થયું કે એ ગોળો જ હતો, કેમકે એ પોલો હોવાથી પાણીમાં તરતો હતો. તરત એને પકડી ઊંચકીને બહાર કાઢવામાં આવ્યો, અને એની કાચની બારીમાંથી મેસ્ટને ગોળામાં દૃષ્ટિ ફેંકી તો એ ત્રણે મુસાફરો શાંતિથી પત્તાં રમતા માલૂમ પડ્યા! તેમને બહાર કાઢી અભિનંદન આપવામાં આવ્યાં, અને ખાસ ટ્રેનમાં આખા અમેરિકામાં વિજયકૂચના સ્વરૂપમાં ફેરવવામાં આવ્યા.

ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત

# જીવી જાણનારા

જે માનવજીવનનું સાચું મૂલ્ય શીખવી ગયા

[૭]

## પ્રોફેસર વેયાં

આજથી આશરે ત્રણ વર્ષ પહેલાં શાર્લ વેયાં (Charles Vaillant) નામે એક ફ્રેંચ કિરણશાસ્ત્રીએ પોતાના શરીર ઉપર ચૌદમી વાર શસ્ત્રક્રિયા કરાવી. એક્સ કિરણ રોગનિવારણમાં કેવી રીતે કામ લાગે એની શોધખોળ કરતાં એને પોતાને કોક વ્યાધિ લાગુ પડ્યો, તેને સારુ થઈને એને શસ્ત્રવૈદ્યના આટલા આટલા ઘા ખમવા પડ્યા.

વેયાંની અવસ્થા ૬૭ વર્ષ ઉપર છે, અને તે ફ્રાન્સના આદિકિરણશાસ્ત્રીઓમાંના એક છે. એ એક્સ કિરણ વાપરવા મંડ્યા ત્યારે એ કે એના સાથીઓ એના ગુણધર્મ જાણતા નહોતા, અને આ નવા ઇલાજની વિનાશકવૃત્તિથી કેમ કરીને સુરક્ષિત રહેવું તે પણ એ કોઇ શીખ્યા નહોતા. એનું રહસ્ય ઉકેલવા મથતા ડાક્ટર ઉપર કિરણોએ વેર લીધું, અને એના શરીરમાં રક્તપિત્ત જેવો, ઝીરણ તથા કોરી ખાનારો રોગ પેદા કર્યો. ડાક્ટરના પહેલા દરદીઓની દુષ્ટરસોળી (કૅન્સર) ના ઉપચાર પારિસની ઇસ્પિતાલોમાં ચાલુ હતા, ત્યાં જ આ ભયાનક રોગે એના શરીરમાં રંજાડ કરવા માંડી.

એની પહેલી શસ્ત્રક્રિયાને વખતે વેયાંનાં થોડાંક આંગળાં ગયાં, અને આ અદ્ભુત કિરણોમાં રહેલું ભયસ્થાન એના ધ્યાનમાં આવ્યું. એ જ વેળાએ એણે ધાર્યું હોત તો કિરણનો અભ્યાસ પોતે છોડી શકે એમ હતું, પણ એણે પલાયનનો વિચાર જ કર્યો નહિ, અને બીજાં વીશ વર્ષ તે કપટી કિરણો ઉપર કામ ચાલુ રાખ્યું; જે એનું માંસ ખાઈ ગયાં, એના સ્નાયુઓ ઉપર જેણે આક્રમણ કર્યું અને જેણે કટકે કટકે એના શરીરનો નાશ કર્યો. બીજી શસ્ત્રક્રિયામાં એણે હાથનો પોંચો આપ્યો, અને ત્રીજીમાં આખું બાહુડું ગયું. એની છેલ્લી છબિમાં એની આંખ કરાર છે, દાઢી ધોળી છે અને કૉલરટાઇ વાંકાં છે. તેને એ હવે સીધાં કરી શકતા નથી, કેમકે નરનારાયણને એણે પોતાના હાથ સમર્પી દીધા છે.

અપંગ બનેલા સૈનિકોના આશ્રમમાં વેયાં હવે રહે છે. છેલ્લી શસ્ત્રક્રિયાને દિવસે મિત્રો એને મળવા આવ્યા તેમને એણે કહ્યું, 'સજ્જનો, મને ક્ષમા કરો. એ લોકો મને હમણાં જ ખિલિપઉઠેબલ ઉપર મૂકવાના છે.' શસ્ત્રક્રિયા સફળ થઈ, અને વેયાં સૈનિકાશ્રમે પાછો ગયો.

વેયાંએ સિદ્ધ કર્યું છે કે હાથમાં આયુધ ઝાલ્યા વિના પણ માણસ ભડ બની શકે છે, અને ખરું ભડપણું જીવોને મારવામાં નથી, પણ પોતાના જીવને જોખમે બીજા જીવને બચાવવામાં છે.*

દેસાઇ વાલજી ગોવિન્દજી

*ડાસ નૉય ટાગ બુચ (Das Neue Tage Buch)માંના ઇવાન હાઇલબુટ (Heibut)ના લેખ ઉપરથી.

# ઉંબર બહાર



**શ્રી ઉમાશંકર જોષીની કલમમાંથી ગયા વર્ષથી ચાલુ વાર્તા તરીકે શરૂ થએલી આ કલ્પિત કુમારકથામાં**

ઘરનો ઉંબર છોડી ભણતર માટે છાત્રાલયની ખહેળી અને પરાઈ દુનિયામાં પ્રવેશેલા એક કુમારના ઘડતરની કહાણી છે: અવનવા અનુભવોથી ભરચક એવી બોર્ડિંગ હાઉસની દુનિયામાં ભણવાના નિમિત્તે ગાળેલા એ દિવસોમાં ભણતર કરતાંયે વિશેષ એવો અનુભવનો જે રંગ જીવનના પટ પર ચડે છે તે કાયમી હોય છે. એવા અનુભવાર્થી એક કુમારની આ કથા છે.

પ્રકરણ ૪

## રાઈનો કણ

તે દિવસે ગોપાલને કૂવામાં પડતો મહેતાજીએ બચાવ્યો તે પછી મહેતાજીને ગોપાલનો તિરસ્કાર કરવાની જરૂર પડતી નહિ. મહેતાજી ગોપાલની સામું જુએ એટલે જ મનોમન ગોપાલ કોઈ ઘોર તુચ્છકાર નીચે કચડાઈ જતો. કોઈકોઈવાર એને થતું પણ ખરું કે એના કરતાં તો કૂવામાં પડી ગયો હોત તો સારું ! કોઈવાર થતું કે લાવ બધી વાત જાહેર કરી દઉં. જેથી આમ મૂગાંમૂગાં સહન કરવું ન પડે. એમાં શું થઈ ગયું ? નાના છોકરાથી મોટી ડોલ ખેંચી ન પણ શકાય; અને આવડા ગોટા મહેતાજીએ ખેંચી આપી તો એમાં નવાઈ પણ શી થઈ ગઈ ! પણ ગોપાલની જીભ ખૂલવાને હજી વાર હતી. એટલે મહેતાજીની નજર મળતાં મનમાં મનમાં બળી રહેવા સિવાય હમણાં બીજું કાંઈ એનાથી થઈ શકે એમ ન હતું.

સાંજના તરેહતરેહની રમતો રમાતી. હજી આ ગાળામાં ક્રિકેટની ઘેલછા લાગી ન હતી એમ કહું તો આજના ઘરની ચાલીઓમાં પણ મૅચ ખેલતા આપણા બહુક ક્રિકેટવીરો માફ ન લગાડે. રમતગમત અને પાણી એ બેને નામે સવા બે આના લેવામાં નહોતા આવતા એમ નહિ. પણ મોટા મારતર પુસ્તકો લેવા માટે વર્ષની શરૂમાં શહેરમાં જાય ત્યારે સાથેસાથે બે ત્રણ જુદીજુદી જાતનાં બૅટ અને દડા લઈ આવે એ જ. તેનો ઉપયોગ જવલ્લેજ થાય. આવે એવાં કબાટમાં મૂકી દેવાય. મહિના બે મહિના સુધી તો બહાર કાઢવાની સૂચના પણ શિક્ષકભીરૂ વિદ્યાર્થીઓ કરી ન શકે. ત્યાં બેસે ચોમાસું. તે ખાસ્સું ત્રણ મહિના ખાઈ જાય. પછી છમાસિક પરીક્ષા આવે. એટલે છેક શિયાળામાં જતાં પેલા ગુપ્ત ધનનાં–ક્રિકેટના સરંજામનાં–દર્શન થાય. મોટે મોભારે રમત શરૂ પણ થાય. એક બાજુ બેચાર જણ ક્રિકેટની નિયમાવલિ સમજવામાં અને ગોખવામાં ગૂંથાયા હોય ત્યાં બીજી બાજુ મોટામોટા વિદ્યાર્થીઓના અણઘડ હાથે ધોકાશાહી ફટકા લગાવતાં હાથો પાટિયામાંની ફાચર લઈને બહાર આવી જ ગયો હોય! એના પછી મરામતો થાય. હાથાની દોરી ઉખેડી પાટિયા પર વીંટે, કે સૂતળી લાવી દડાનું ભાવિ પણ બંધબેસતું જ આવતું. આજુબાજુ ખાડા પડે અને બારશના ચંદ્ર જેવો થઈ જાય ત્યાં સુધી બિચારો ટીચાતો. પછી મોચીને ત્યાં એ સમારકામ માટે જતો, અને ચામડાનો ડગલો પહેરી ગોળાકૃતિ ધારણ કરી પાછો આવતો: શિક્ષકોને આ તો શું પણ કોઈ જ રમતમાં રસ ન હતો એ જ ક્રિકેટની આવી કંગાલ દશાનું કારણ હતું. પૈસાની અછત એ પણ જેવુંતેવું કારણ નહિ. પાછળથી પડખેના સ્ટેશને પી. ડબલ્યુ. ડી.નો મુકામ થતાં તે રોજ ટ્રૉલીમાં બેસી સૉટીની માફક બેટ વીંઝતા રમતના મેદાન પર આવી પહોંચતા ત્યારે એમને આ જ વિદ્યાર્થીઓની આવડતથી અચંબો થયો હતો. પણ એ સ્વપ્ન બે મહિનાથી વધારે ચાલ્યું નહિ. જતાં જતાં 'પી. ડબલ્યુ. ડી.' એ જૂના દડા અને બેટ બેટ આપેલાં તે સૌએ મોટા યુદ્ધનાં સ્મરણચિહ્નો હોય તેમ સાચવી રાખ્યાં હતાં. તેમાં એક જણને એક રબરનું મોજું ખાસ ખુશ થઈને આપતા ગયેલા તે છાત્રાલયમાં એક મોટી મતા

ગણાતી. બનવાજોગ છે કે આ વિદ્યાર્થીઓને તક મળી હોત તો તે મોટા ખેલાડી થઈ શકત, આ દેશના દુર્ભાગ્યને લીધે કેટકેટલા નાયક અને ખેલમેન આપણે ખોયા હશે એમ કોઈ આવા દાખલા પરથી અફસોસ કરે તો તેને માટે અવકાશ છે.

જેમને ક્રિકેટની રાજવી રમતનો ચસકો લાગ્યો હતો તે બીજી રમતો પ્રત્યે તુચ્છકાર જ દાખવતા. માત્ર એક ફૂટબૉલમાં રસ લઈ શકતા. પણ ફૂટબૉલની દશાનું વર્ણન ઉપર ક્રિકેટનું કર્યું છે એટલા લંબાણથી કરવાની જરૂર ભાગ્યે જ હોય. ફૂટબૉલ ભરવા માટે પંપ હોય છે તેની તો બધાને ઘણું વરસ જતાં ખબર પડી. બાકી મોઢાથી પવન ફૂંકીને દડો ભરતા. એકબે જણની આવડત પણ એ બાબતમાં ભારે હતી. મોટી ઉમરના વિદ્યાર્થીઓ એટલે ફૂટબૉલ બરોબર રમતો. પણ તે જ તો મુશ્કેલી હતી. દસ દિવસમાં જ બધી કોથળીઓ પૂરી થઈ જતી. હમણાંહમણાં તો વળી કોથળીને રબરના મલમપટ્ટા કરવાની શોધ આવવા માંડી હતીઃ પણ તે પદાર્થ માટે વિદ્યાર્થીઓ એટલી બધી ચિંતા રાખતા કે તે મૂળ જગ્યાથી થોડા વખતમાં જ ગુમ થઈ જતો અને ચોપડીઓ સાંધવામાં—જેઓને ચોપડીઓ ફાડવા ને સાંધવા સિવાય તેનો કોઈ બીજો ઉપયોગ નથી એવાઓને—કામમાં આવતો.

જૂની દેશી રમતોને ક્રિકેટ અને ફૂટબૉલની દુર્દશાનો લાભ સારો મળતો. સાંજે જૂની દેશી રમતો પૂરા રંગમાં જામતી. મોઈદંડા, ખો-ખો, હુતુતુ, વગેરેથી મેદાન ગાજતું જ હોય. આ રમતોમાં વળી નવીનવી ઉમેરાતી જતી અને ફેરફાર પણ થતા. કોઈ નવો વિદ્યાર્થી કોઈ બીજા ભાગમાંથી આવે એટલે રમવાની કોઈ નવી રીત લઈ જ આવ્યો હોય. દાખલા તરીકે હુતુતુમાં અહીંના વિદ્યાર્થીઓએ એટલો ફેર કર્યો હતો કે વચ્ચે પાટો દોરો એટલી જ મર્યાદા. પછી તેની બે બાજુ પાટા દોરવા પડતા નહિ. બે ઝાડ હતાં. એક થડથી બીજા થડ સુધી પાટો દોરી સામાસામા પક્ષો ગોઠવાઈ જતા. સામા પક્ષમાંથી હુતુતુ બોલતો બોલતો એક જણ આવે અને જેટલાને અડીને શ્વાસ મૂક્યા વગર પાટો ઓળંગી પોતાની બાજુ પાછો ચાલ્યો જાય તેટલાને રમતમાંથી બેસી જવું પડે. પછી આ પક્ષમાં જેમ બેસતા જાય તેમ પેલા ઊભા થતા આવે. હુતુતુ બોલતો બોલતો જે આવે તેને સામાન્ય રીતે પકડે છે તેવું આમાં ન કરતા. એટલે આ રમત ખાસ કરીને શ્વાસ લાંબીવાર ટકાવવાની અને દોડવાની શક્તિ ખીલવવા માટેની હતી.

સાંજના વખતે બે પક્ષો પડતા હતા ત્યારે ગિંદુમલ અને ગોપાલ પણ 'હું રમતો!' 'હું રમતો!' કરતા જઈ ચડ્યા અને મોટી કૃપાની યાચના કરતા હોય એમ પોતાને પણ રમવામાં દાખલ કરે તે માટે કરગરતી આંખે જોઈ રહ્યા. ગોપાલને ભારે ખોટું લાગ્યું હતું કે આ લોકો સીધા જ કેમ બે ભાગમાં ટપટપ 'તું અમારામાં!' 'તું પેલામાં!' એમ બોલી વહેંચાઈ જતા હશે! ગામડામાં રમવા કરતાં રમવાના બે પક્ષ પાડવાની રમત પોતે જ વધારે મજાની તો હોય છે. બે સરખા-સરખા છોકરા એકમેકના ખભામાં હાથ નાખી બાજુપર જઈ સંતલસ કરી આવે કે એકનું નામ આ અને બીજાનું નામ પેલું. પછી વચ્ચે બે જણ ઊભા રહીને બે પક્ષ માગી લેતા હોય ત્યાં ગાતાગાતા આવેઃ

આપણે બે ગોઠિયા, પાણીમાંના પરપોટિયા
કોઈ લો અર્જુન ને કોઈ લ્યો કરણ!

પેલા માગી લેતા હોય તેમાંનો એક જણ અર્જુન બોલે એટલે આ બેમાંથી અર્જુન હોય તે તેની તરફ ચાલ્યો જાય ને કર્ણ એની મેળે બીજાના પક્ષમાં જાય.

કોઈ પોતાને રમતમાં લે એમ નથી એવું લાગતાં ગોપાલે કહ્યું, 'ચાલ, આપણે આ ઝાડ પર ચડીને બેઠાબેઠા બધું જોયાં કરીએ.'

'ઊંહ!' કહી ગિંદુમલે એને સહેજ તરછોડ્યો. 'થડ પર ચડતાં તો હજી મેં જરીક શીખ્યું ત્યાં ઝાડ પર ચડવા નીકળ્યા છે!'

'કેમ આમ કરે છે?' ગોપાલને ગિંદુમાં કાંઈક ફેરફાર લાગ્યો.

'જોને તારે લીધે આ લોકો મને પણ નાનામાં ગણી કાઢે છે ને રમવામાં લેતા નથી!' ગિંદુએ વરાળ કાઢી.

ગોપાલને મનમાં બહુ દુઃખ થયું. પોતાનો એકનો એક મિત્ર ગિંદુ તે પણ જો પોતા પ્રત્યે આ રીતે જોતો થઈ જાય તો તો પછી શું રહ્યું! તરત જ એને કાંઈક સૂઝી આવ્યું. સીધો દોડ્યો એ મહેતાબ તરફ. મહેતાબ નીચલા ધોરણમાં હતો, પણ રમતગમતમાં એ સૌથી ઊંચી કક્ષામાં હતો. વચ્ચોવચ ઊભાને એ રમનારાઓના બે ભાગ પાડી રહ્યો હતો.

'મહેતાબ, આ ગિંદુમલને તો રમવામાં લે.' ગોપાલે મહેતાબના મોં સામું જોયા વગર જ કહી દીધું. 'તો'

એ એવી રીતે બોલ્યો હતો કે 'મને બસે ન લો!' એટલું અધ્યાહાર વાક્ય સમજતાં મહેતાજીને વાર ન લાગી.

'ગિદુને એકલાને શા માટે? ગોપાલ 'તું આવ અમારામાં; ને કોદરસિંગ, ગિદુ તારામાં.'

કોદરસિંગ જ મહેતાજીને પહોંચી શકે. કહેવાય છે કે તમે આસ્તેઆસ્તે ચારસો ગણો ત્યાં સુધી એ શ્વાસ ચલાવી શકતો. અને બીજાઓની પેઠે મનમાં ગણગણ કરતો હોય ને વચ્ચે શ્વાસ ચોરીછૂપીથી લઇ લે એમ પણ નહિ. સાગો ડુંગરો ગાજે એવી ગર્જના કરતો કરતો એ દોડતો. એકવાર મહેતાજીનો એણે પીછો પકડેલો ને મહેતાજી સામેથી વાડ ઠેકી પેલી તરફ પડ્યો ત્યારે કોદરસિંગ તેની પાછળ ઠેકી ગયો એટલું જ નહિ પણ પાછો ફરી વાડ ઠેકી પાટા સુધી શ્વાસ મૂક્યા વગર આવેલો. ગોપાલ અને ગિદુમલ પણ આ રમનારાઓ આગળ સાવ મગતરાં જેવા જ ગણાય.

રમત ઘડીકમાં તો પૂર જોસમાં ચાલવા માંડી. કોદરસિંગ આજે પણ જોસમાં હતો. પહેલે જ ઝપાટે એણે મહેતાજી પર છલંગ મારી એને બેસાડી દીધા હતા. મહેતાજીના ભેરુઓએ ભારે ટક્કર ઝીલી, પણ સામાવાળાઓએ છેવટ બધાને જ 'માર્યા.'

આશાનું એક કિરણ હવે હતું તે ગોપાલ. દૂર બેઠો બેઠો અત્યારસુધી 'હોહો!' કરી એ હસતો હતો ને ધૂળની મૂઠીઓ ભરી આનંદમાં ઉડાડતો હતો. હવે જુએ છે તો પોતાના બધા ભેરુઓ પોતાને છોડી ગયા છે અને આખા રણક્ષેત્રમાં પોતે જ એકલ વીર ઊભો છે!

બીજી બાજુ જમવાનો ઘંટ વાગવાની તૈયારી હતી. તો તો રમત આટલેથી અટોપાઈ જાય અને મહેતાજી હાર્યા એમ થઇ જાય.

ગોપાલ એકવાર પાટો ઓળંગીને બે ડગલાં અંદર જઇ આવી પાછો હેમખેમ આ તરફ દોડી આવ્યો. કોદરસિંગ જો એની પાછળ પડ્યો હોત તો તો તરત ગોપાલને બેસાડી દેત. એના ભેરુઓ અને મહેતાજીના ભેરુઓ પણ એમ જ ધારણા રાખતા હતા. પણ કોદરસિંગ પોતાની જગ્યાએથી એક ડગલું પણ હટ્યો નહિ. તે જશે એમ માનીને બીજો કોઇ ભેરુ પણ ગોપાલ પાછળ દોડ્યો નહિ. આ રીતે ગોપાલ બચી જવા પામ્યો. કોઇએ કોદરસિંગને પૂછ્યું ત્યારે એ કહે કે 'છોડી સામે તે કટક હોય?' ગોટાઓમાંથી કોઇ હવે દાવ લેવા પણ ગયું નહિ. ગિદુને જવા માટે કોદરસિંગે હુકમ કર્યો.

ગિદુમલ જોસથી દોડતો દોડતો આ તરફ આવ્યો. ગોપાલે એને લલચાવવા સહેજ નજીક આવ્યો. ગિદુમલ ગોપાલને 'મારી' સામાવાળાઓને સંપૂર્ણ હરાવ્યાનું માન લેવા લલચાયો અને ગોપાલની તરફ આગળ દોડ્યો. ગોપાલે માપી લીધું કે આટલેથી હવે ગિદુભાઈ શ્વાસ ટકાવી રાખીને જઈ શકવાના નથી. ત્યાં ગિદુએ જીત મેળવવાના આનંદમાં કોદરસિંગની છટાથી પોતે મોટો રમનારો હોય એમ ગોપાલ તરફ છલંગ મારી. પડત તો ગોપાલ ઉપર, પણ ગોપાલ ખસી ગયો એટલે ગિદુમલ જમીન ઉપર લાંબો થઇને પડ્યો,

'ગિદુ, તને વાગ્યું?' કહી ગોપાલે પાસે આવી તેને હાથથી ઝાલીને ઉઠાડ્યો.

મહેતાજીના બધા ભેરુઓ આનંદથી કિકિયારીઓ કરતા હતા, કેમકે ગોપાલે ગિદુમલને 'મારીને' એમનામાંથી મહેતાજીને 'જીવાડ્યો' હતો. રમત આખી ફરી ગઈ. હવે તો મહેતાજી એકલો બસ હતો. બધાને એક પછી એક જીવાડવાને.

ત્યાં જમવાનો ઘંટ વાગ્યો. બધા રસોડા તરફ દોડ્યા.

કોદરસિંગે કહ્યું: 'અલ્યા ગિદુ, જાણીજોઇને તો નહોતો પડ્યોને?'

'જાણીજોઇને તે કોઇ પોતાનાં હાડકાં ભાંગતું હશે?' ગિદુ ધીરેધીરે પોતાને હાથે વાંસો પંપાળતો બોલ્યો.

'જોને પણ, તેં હાથવેંતમાં આવેલી જીત ખોવડાવી ને આ ગોપાલ નાનો છે પણ એવો....'

કોદરસિંગને વચ્ચે રોકીને મહેતાજી બોલ્યો: 'નાનો નાનો પણ રાઈનો કણ છે!' અને બંને જણ ઝટઝટ રસોડાના બારણા તરફ ધસ્યા.

છેલ્લા શબ્દો ગોપાલને કાને પડ્યા ત્યારે આખી પૃથ્વીનું એને રાજ્ય પોતાનું લાગ્યું. ગિદુએ પોતાના ભેરુઓને જીત મેળવતાં અટકાવ્યા ને પોતે પોતાના ભેરુઓને હારમાંથી બચાવ્યા. ને તેનું તો ઠીક પણ ખુદ મહેતાજીને 'જીવાડ્યો!'

આત્મશ્રદ્ધાના અનુભવથી ગોપાલની છાતી ફૂલવા લાગી. પોતે પણ કાંઈક છે એ ભાન એનું હવે ધીરેધીરે વધતું ચાલ્યું. તે એટલે સુધી કે સુપરિન્ટેન્ડેન્ટ સુંદરલાલને એક રાતે સૂતેલા ને સૂતેલા ખાટલા સાથે બાંધીને સ્મશાનમાં મૂકી આવવામાં આવ્યા ત્યારે એ કિસ્સામાં અગત્યનો ભાગ ગોપાલે ભજવ્યો હતો.

(ચાલુ) ઉમાશંકર જોષી

# ઍટલાન્ટિક મહાસાગરમાં ગરક થએલું એક પુરાણું સામ્રાજ્ય

**આજથી સાડા તેર હજાર વર્ષ પૂર્વે એક ભયંકર ધરતીકંપનો ભોગ થઈને વિનાશ પામેલી, આપણા કરતાં યે વધુ ઉચ્ચ સંસ્કૃતિ ધરાવતી એક મહાન પ્રજાની ભાતીગળ હકીકત**

# ઍટલાન્ટિસ

કહેવત છે કે 'ડુંગરા દૂરથી જ રળિયામણા દેખાય છે'. ઇતિહાસને પણ આ કહેવત લાગુ પડે છે. ઇતિહાસનું જે દશ્ય જેટલું આઘું હોય છે તે તેટલું જ રળિયામણું ભાસે છે. પછી તે ખરેખર રળિયામણું રહ્યું હોય કે ન રહ્યું હોય. માનવહૃદયની આ એક ભાવના છે જે 'જૂનામાં સોનું' જુએ છે; અને એ ભાવના જીવતી રહેશે ત્યાં સુધી માનવહૃદયમાં જૂનવાણી પ્રત્યેનું આકર્ષણ જીવ્યા કરશે.

મહમદ બેગડાના વખત કરતાં સિદ્ધરાજનો જમાનો કેવો મનોહારી લાગે છે! અને વલભીપુરની જાહોજલાલી હૃદય ઉપર એના કરતાં યે વધુ આકર્ષણ જમાવે છે. એનાથી આગળ જતાં શ્રીકૃષ્ણના પ્રાગૈતિહાસિક કાળનાં દ્વારકાં અને પ્રભાસની કલ્પના તો સોનાના સ્વર્ગનું દશ્ય આપણી સમક્ષ ખડું કરી દે છે.

ચાલો ત્યારે, આજે આપણે પ્રાગૈતિહાસિકના યે પ્રાગૈતિહાસિક કાળની એક દુનિયામાં થોડીકવાર વિચરીશું. રખે ધારતા કે આ કોઈ પ્રસ્તરયુગના જંગલી નરવાનરની નીરસ જીવનકથા હશે. એમ પણ માની લેતા નહિ કે ફૉસિલોનાં પ્રાણીઓની લૂખી દુનિયાનો આ કોઈ ચિતાર હશે. આ તો, ઍટલાન્ટિક મહાસાગરમાં ઈ. સ. પૂર્વે ૧૧,૬૦૦ ની સાલમાં એક ભયંકર ધરતીકંપના વિનાશનો ભોગ થઈ પડેલી, આપણા કરતાં યે વધુ ઉચ્ચ સંસ્કૃતિ ધરાવનારી એક મહાન પ્રજાની ભાતીગળ હકીકત છે. ઇ.સ. પૂર્વે ૬૦૦માં મિસરના એક પુરાતન દેવમંદિરના અવધૂત મહંતે એ કથા જરીપુરાણી પોથીઓમાંથી પોતાના ગ્રીક પરોણા સોલનને વાંચી સંભળાવી હતી. સોલને તે ગ્રીક ભાષામાં ઉતારી પોતાના એક સગા અને ગાઢ મિત્ર ડ્રૉપિડાસને સાચવી રાખવા માટે આપેલી. ડ્રૉપિડાસના પૌત્રના પૌત્ર ક્રાયટીઅસે એ ફિલસૂફ સૉક્રેટિસને સંભળાવી હતી. સૉક્રેટિસનો શિષ્ય પ્લેટો ઈ. સ. પૂર્વે ૪૦૦માં આને એક સંવાદકથા રૂપે લખી આપણા માટે મૂકી ગયો છે.

પ્રાચીન ગ્રીસના પુરાણાચાર્યોનું આ એકાદું ટાઢા પહોરનું ગપોડું તો નથી, તેની ખાતરી કરવા કેટલા યે પુરાશાસ્ત્રીઓએ વર્ષો સુધી એની ચકાસણી કરી છે. બ્રિટિશ અને અમેરિકન દરિયાઈ કાફલાની બે મોટી આગબોટો 'ચૅલેન્જર' અને 'ડૉલ્ફિન' મહિનાઓના મહિનાઓ સુધી ઍટલાન્ટિક મહાસાગરમાં ડૂબકીઓ મારી છે. અને અંતે એ વાત સાચી સાબિત થઈ છે કે પ્રાગૈતિહાસિકના યે પ્રાગૈતિહાસિક કાળમાં ઍટલાન્ટિક મહાસાગરની અધવચ્ચે એક મોટો ભૂખંડ હસ્તી ધરાવતો હતો, જે એકાદ પ્રચંડ ધરતીકંપના હચમચાટનો ભોગ થઈ પડી આ મહાસાગરમાં જળસમાધિ લઈને બેઠો છે. પછી તો પુરાવિદોને અમેરિકા, સ્પેન, આયર્લૅન્ડ અને ઉત્તર આફ્રિકાના પ્રાગૈતિહાસિક અવશેષોમાં, આ ખોવાએલા ભૂખંડ ઉપર જામેલી અનેરી માનવસંસ્કૃતિનો પડછાયો જણાયો; મિસરની કેટલી યે પુરાતની મહેલાતો-માં એના સ્પર્શની નિશાનીઓ જડી અને ક્રીટની સંસ્કૃતિ એનો વારસો ધરાવતી માલૂમ પડી. પ્લેટોએ લખેલા સંવાદ ઉપરાંત બીજી કેટલી યે ગ્રીસ, ફીનીશિયા અને મિસરની કથાઓમાં એને લગતો હેવાલ મળ્યો. *

ઈ.સ. પૂર્વે સાતમા સૈકાની આ વાત છે. હિંદમાં તે કાળે હજી આપણા ઇતિહાસગ્રંથોના ઐતિહાસિક કાળની શરૂઆત થઈ નહોતી. બુદ્ધ અને મહાવીરના જન્મને હજુ એક સૈકાની વાર હતી. ખલ્દી અને મીડો આસીરિયાની પાટનગરી નિનેવા ઉપર આક્રમણની તૈયારી કરી રહ્યાં હતાં. મિસરમાં ૨૬મા રાજવંશનો અમલ ચાલવા લાગ્યો હતો. આ વખતે ગ્રીસની પુરાણી નગરી આથેન્સમાં સોલન નામનો એક મહાન પુરુષ

* એ બધું વિગતવાર જાણવા માટે નીચેનાં પુસ્તકો વાંચવાં જોઈએ: 1 The Shadow of Atlantis (Cambridge Uni. Press) 2 In Search of Atlantis, by Fjord 3 The Lost Lands of Atlantis and Lemuria.

થયો જે ગ્રીસના સપ્તર્ષિઓમાંનો એક ગણાયો છે.

## મિસરની મુલાકાતે

સોલનના જમાનામાં ગ્રીસ એ અખંડ દેશ ન હતો. આથેન્સ, સ્પાર્ટા વગેરે જુદાંજુદાં નગરોનાં ત્યાં કેટલાં યે સ્વતંત્ર નાગરિક રાજ્યો હતાં. એમાં આથેન્સના ઍથેનીઅનો સર્વોપરિ ગણાતા હતા.

એક વખતની વાત છે. સોલન સામે કાંઈ મિસર-ના પ્રવાસે ગએલો. એ વખતે મિસરમાં જે સ્થળે મહા નદી નીલ અનેક મુખે ફંટાય છે તે સ્થળે 'સાઇસ' નામનો પ્રાંત હતો તેની પાટનગરીનું નામ પણ એ જ હતું. આ પ્રાંતવાસીઓને ઍથેનીઅનો સાથે ઘણો મૈત્રીભર્યો સંબંધ હતો, એટલે બંને પ્રદેશોના લોકો એકબીજાનાં શહેરોમાં આવજા કર્યા કરતા. સાઇસમાં સોલનના આગમનનું પણ એ જ કારણ હતું.

ત્યાં એક વૃદ્ધ મહંતના મઠમાં સોલનનો ઉતારો હતો. એક દિવસે વાતમાંથી વાત નીકળતાં મહંતે કહ્યું: 'સોલન, અમારા શહેરમાં "નેથ" દેવીનું મંદિર છે. આને જ તમે તમારી ભાષામાં 'ઍથીની' કહો છો. અમારા સાઇસ અને તમારા ઍથેન્સ એ બંને નગરોની સ્થાપક આ એક જ દેવી છે. અને કદાચ તમે હાલના ઍથેન્સવાસીઓ નહિ જાણતા હો કે અમારું નગર વસાવ્યાની હજાર વર્ષ પૂર્વે તમારું શહેર આ દેવીએ વસાવ્યું હતું. પછી આજથી નવ હજાર વર્ષ પૂર્વે* હેરક્લીઝના સ્તંભોની+ પેલી મેરથી એક પ્રજાએ ઍથેન્સ પર આક્રમણ કરેલું ને તે વખતના ઍથેન્સવાસીઓએ એ લોકોને પરાસ્ત કરીને નસાડી મૂક્યા હતા. આ પછી તરતજ એક પ્રચંડ ધરતીકંપ પૃથ્વી ઉપર આવ્યો અને તેની અસરથી ગ્રીસના પર્વતો ઍથેન્સ ઉપર ખરડાઇને પડ્યા અને એ પુરા નગરીનો નાશ થયો. હેરક્લીઝના સ્તંભોની પેલી મેરથી આવનાર પ્રજાના દેશનું નામ ઍટલાન્ટિસ હતું. એ જ બનાવનો ભોગ બની એ પણ મહાસાગરમાં ડુબકી મારી ગયો.'

'ગુરુદેવ, આ અવનવો ઇતિહાસ કૃપા કરી મને સંભળાવશો?' આશ્ચર્ય ને ઉત્કંઠાભરી નજરે જોઇ રહેલા સોલને પ્રશ્ન કર્યો.

'શા માટે નહિ, સોલન!' એમ કહી મહંત મઠના ભંડારામાંથી એક જૂનીપુરાણી પેટી ઊંચકી લાવ્યો અને તેમાંથી પેપાયરસ*નો એક જીર્ણશીર્ણ લાંબો પટ કાઢતાં મહંત બોલ્યો: 'જો સોલન, તમે ગ્રીકો તો કાલ સવારનાં બુલકાંઓની પ્રજા છો. દુનિયામાં શું બની ગયું તેની બે દહાડા પહેલાંની પણ તમને

* ઇ. સ. પૂર્વે ૬૦૦ લગભગની આ વાત છે, એટલે ઇ. સ. પૂર્વે ૯૬૦૦માં આ બનાવ બન્યો હશે.

+ભૂમધ્ય સમુદ્રમાંથી ઍટલાન્ટિક મહાસાગરમાં પ્રવેશતી વખતે જીબ્રાલ્ટરની જે સામુદ્રધુની આવે છે, તેની એક બાજુ જીબ્રાલ્ટર અને બીજી બાજુ ઍટલાસ પર્વત છે. બંને સ્થળ હેરક્લીઝના સ્તંભો તરીકે ગ્રીક પુરાણ કથાઓમાં પ્રસિદ્ધ હતા.

* પપાયરી નામના ઝાડની છાલનો બનાવેલો કાગળ. મિસરમાં પુસ્તકો 'પટ' (Roll)ના આકારનાં થતાં.



ખબર નથી. સોલન, તમારી પહેલાં કેટલી યે પ્રજાઓ તમારી ભૂમિ ઉપર આવી, વસી અને ચાલી ગઈ; કેટલી યે સંસ્કૃતિઓના શંભુમેળાઓ ત્યાં જામી ગયા; દુનિયામાં કેટલા યે જળપ્રલયો આવ્યાં અને ઓસરી ગયા; કેટલા યે ધરતીકંપો આ ધરતીને ધ્રુજાવી ગયા ને તેમાં અનેક પ્રજાઓ નાશને ભેટી ચૂકી. પણ જોઈ લે સોલન, આ અમારી ખળખળાટ વહેતી જતી નીલમાતાની × કૃપા છે કે અમારો દેશ કદી યે એવી દુર્ઘટનાઓમાં સપડાયો નથી. મિસર તો, સોલન, દેવોની ભૂમિ છે જ્યાં એમની કૃપાથી એવા વિધ્વંસક બનાવો બનતા નથી. એટલે જ તો, સોલન, અમારી સંસ્કૃતિ જગતના આદિકાળથી તે આજ સુધી અખંડ ટકી શકી છે, એટલે જ અમારી સંસ્કૃતિ દુનિયામાં સૌથી પુરાતની છે અને એ જ કારણે, આદિથી માંડી આજ સુધીની જગતની પ્રજાઓના ઇતિહાસો અમારે ત્યાં સચવાએલા પડ્યા છે. સોલન, અમારા દેશમાં આ ઇતિહાસગ્રંથોથી ઉભરાતા હજારો ગ્રંથભંડારો તને મંદિરે મંદિરે જોવા મળશે.'

### ઍટલાન્ટિસનું વર્ણન

પટનું ટીપણું ઉખેડી વૃદ્ધ મહંતે આગળ ચલાવ્યું: 'સાંભળ સોલન, નવ હજાર વર્ષની યે ઘણી પહેલાંની વાત છે. હેરેક્લીઝના સ્તંભો (જિબ્રાલ્ટરની સામુદ્રધુની)-ની પેલી મેર ઍટલાન્ટિક મહાસાગરમાં એક મોટો ભૂખંડ હતો. ઍટલાન્ટિસ તેનું નામ હતું. તેની પેલી મેર એક બીજો ભૂખંડ હતો જે મોટા સમુદ્રથી ઘેરાયલો હતો.

'દેવોએ જ્યારે પૃથ્વીના વિભાગો પાડી પોતાની અંદર વહેંચવા માંડ્યા ત્યારે પોસાઈડનને* ભાગે ઍટલાન્ટિસનો ભૂખંડ આવ્યો. હેરેક્લીઝના સ્તંભોની સામે જ આ ખંડમાં એક મોટું મેદાન હતું. દરિયા-કાંઠેથી ૫૦ સ્ટેડીઆ (૫ માઇલ)ના અંતરે એના ઉપર એક મોટો પર્વત હતો. એના ઉપર હજારો જંગલી માનવો વસતા હતા. એમની એક રૂપાળી કન્યાને પોસાઈડન દેવે પોતાની સ્ત્રી કરી. એનાથી તેને દસ પુત્રો અવતર્યા. મોટા પુત્રનું નામ ઍટલાસ પાડ્યું અને ઍટલાન્ટિસના મેદાનવાળા પ્રદેશનો પોસાઇડ તેને રાજા બનાવ્યો. એના નામ ઉપરથી જ આખો ખંડ ઍટલાન્ટિસ કહેવાયો અને તેને ફરતા ઘૂઘવતા મહાસાગરનું નામ પણ ઍટલાન્ટિક પડ્યું, એટલું જ નહિ પણ હેરેક્લીઝના સ્તંભો પાસે લીબિયાની• પર્વતમાળાનું નામ પણ ઍટલાસ પડ્યું. બીજા નવ પુત્રો વચ્ચે ઍટલાન્ટિસના બીજા ભાગો વહેંચી દેવામાં આવ્યા પછી તો એ દેવનો વંશવેલો વધવા લાગ્યો. રાજગાદી મોટાને જ મળતી અને ઍટલાસનો વંશધર એ કુળમાં સર્વોપરિ ગણાતો. એમણે પર્વતો અને મેદાનો ઉપર વસતી પોતાની પ્રજાને દરેક પ્રકારના જ્ઞાનવિજ્ઞાનમાં પ્રગતિશીલ બનાવી. વળી ઍટલાન્ટિસની બહાર પણ એ પ્રજાએ પોતાની પાંખો ફેલાવી. લીબિયા પણ એમણે પોતાનું કરી લીધું.'

### ઍટલાન્ટિસની પ્રજા

'ઍટલાન્ટિસવાસીઓએ પોતાના આખા દેશની જમીન ખોદી તેની અંદરના બધા ખનિજ પદાર્થો જાણી લીધા. ત્યાં ઑરિકેલમ નામની રાતા રંગની ચળકાટ મારતી ધાતુ પુષ્કળ નીકળતી. કીમતમાં એ સોના પછી બીજી ગણાતી. એ પ્રજા પોતાના ખનિજ પદાર્થોને મોટાંમોટાં વહાણોમાં ભરી વેપાર અર્થે મિસર સુધી લઈ જતી. પોતાને રહેવા માટે ઑરિકેલમથી શણગારી એ લોકો ઘણાં સુંદર મકાનો બાંધતા. તે મકાનના ચોકમાં એક ગરમ અને બીજો ઠંડા પાણીનો, એમ બે ફુવારા રાખતા. વળી પુરુષ, સ્ત્રીઓ અને જનાવરો માટે જુદાં-જુદાં સ્નાનગૃહો બાંધતા. ગામડાંઓ અને શહેરોમાં પુષ્કળ બગીચાઓ અને કસરતશાળાઓ હતાં.

પર્વતમાળાની પડખે પૂર્વ તરફ પ્રસરેલા સમતળ પ્રદેશમાં ઍટલાસના વંશજોનું રાજ્ય હતું. ઍટલાન્ટિસનું પાટનગર આ પ્રદેશમાં જ હતું. દરિયાકાંઠે હોવાથી એને એક મોટું બારું હતું. તેમાં દેશદેશાંતરોનાં વહાણો હમેશાં પડ્યાં રહેતાં. આ શહેરનું નામ પણ ઍટલાન્ટિસ હતું. આને ફરતો પથ્થરનો કોટ હતો અને તેની ઉપર ઑરિકેલમનું પતરું મઢેલું હતું. અહીંની પ્રજાએ પર્વતથી તે દરિયાકાંઠા સુધી અરધો અરધો માઇલ પહોળી કેટલી યે નહેરો ખોદી હતી. એ બધી પાટનગર પાસે દરિયાને મળતી હતી. એમાં વહાણો ચાલી છેક પર્વતની

× ગંગા અને નર્મદાની પેઠે મિસરવાસીઓ પોતાના દેશની નીલ નદીને દેવી સ્વરૂપે માની પૂજતા.

* ઍટલાન્ટિસનો અધિષ્ઠાતા આ પોસાઇડન ગ્રીસનો સમુદ્રાધિપતિ દેવ બન્યો હતો.

• ગ્રીકો આખા ઉત્તર આફ્રિકાને લીબીઆ કહેતા.

તળેટી સુધી જઈ પહોંચતાં અને ત્યાંથી ખનિજ પદાર્થો અને વનસ્પતિઓ ભરી દરિયા તરફ હંકારી જતાં.

આ પાટનગરની પાછળ, દેશના અંદરના ભાગમાં દરિયામાંથી નહેરો કાઢી દેશના ચાર જુદાજુદા વિભાગો પાડી દીધા હતા. એક વિભાગમાંથી બીજા વિભાગમાં જવા માટે દરિયાની ખાડી ઉપર લાંબા લાંબા અને ઘણા પહોળા પથ્થરના પૂલો બાંધેલા હતા. આ પૂલોની નીચેથી સહેલાઈપૂર્વક વહાણો પસાર થઈ શકતાં.

પ્રજા બે પ્રકારનો ધંધો કરતી. પર્વતવાસીઓ ખનિજ પદાર્થો કાઢવાનો, ને વનસ્પતિઓ એકઠી કરવાનો ધંધો કરતા; સપાટ પ્રદેશના વતનીઓ ખેતીવાડી કરી ગુજરાન ચલાવતા. દરેક કુટુંબને તેનું સારી રીતે પોષણ થઈ શકે એટલી જમીન ને બીજી મિલકત રાજ્ય મફત આપતું.

જિલ્લાઓનો કારભાર ચલાવવા આગેવાનો નીમવામાં આવતા, જે પ્રજામાંથી ચૂંટાતા. યુદ્ધ વખતે દરેક ગામના મુખી પાસેથી રથનો અરધો ભાગ લેવામાં આવતો અને આમ દસ હજાર રથો એકઠા થતા. ઉપરાંત, એક ગાડું, બે ઘોડા, એક સવાર, એક સશસ્ત્ર પાયદલ સૈનિક, એક સારથી ને ચાર ખલાસીઓ, આટલાં બીજાં વાનાં આપવાં પડતાં. રાજ્ય ૧૨૦૦ મોટાં વહાણો યુદ્ધ માટે હરદમ તૈયાર રાખતું.

દસે રાજાઓ પોતપોતાના પ્રદેશનું રાજ્ય પરસ્પર સંપીને ચલાવતા. કોઈ પ્રજાજનને મૃત્યુદંડ આપવાની સત્તા રાજાને ન હતી. દસે રાજાઓની સલાહથી જ એવી શિક્ષા કરી શકાતી. આ બધામાં સર્વોપરિ કુળ પોસાઈડનના મોટા પુત્ર ઍટલાસનું લેખાતું અને તેની જ સત્તા ત્યાં સર્વોપરિ ગણાતી. પોસાઈડન એ બધા માટે એક નીતિશાસ્ત્ર ઘડી ગયો હતો. જેને સોનાની તકતીઓ ઉપર કોતરી તેના મંદિરમાં રાખવામાં આવેલું હતું. રાજા અને પ્રજા એ શાસ્ત્રને અનુસરીને ચાલતાં.

## પોસાઈડનનું મહામંદિર

સપાટ પ્રદેશની વચોવચ પોસાઈડનનું મહામંદિર હતું. આ સ્થળને સમુદ્રમાંથી કાઢેલી એક નહેર વડે ચારે બાજુથી છૂટું પાડી દેવામાં આવ્યું હતું. એના ઉપર જવા માટે પૂલો ન હતા, પણ નીચે ભોંયરાંઓમાં થઈને જવાતું. આ સ્થળની ફરતો પથ્થરનો એક મજબૂત ગઢ હતો. તેના ઉપર પિત્તળનું પતરું મઢેલું હતું. એના પછી બીજો કોટ હતો, જે કલઈનાં પતરાંથી મઢેલો હતો. પછી ત્રીજો કોટ આવતો તેના ઉપર ઑરિકેલમનું લાલ પતરું ચળકાટ મારતું. અને છેવટનો ચોથો કોટ સોનાનાં પતરાંવાળો હતો. આની અંદર પોસાઈડનનું ઘણું મોટું મંદિર હતું. તેના ઉપર સોનું તથા ઑરિકેલમ ચળકાટ મારતાં અને અંદરનો બધો ભાગ હાથીદાંતનો હતો. દેવની મૂર્તિ રથ ઉપર બિરાજેલી હતી અને તેના ઘોડાઓનાં માથાં છેક ઘુમ્મટ જેટલાં ઊંચાં હતાં. એના સોનાના સ્તંભો ઉપર પોસાઈડનનું નીતિશાસ્ત્ર લખ્યું હતું.

દર છઠ્ઠે વર્ષે આખા ઍટલાન્ટિસની પ્રજા આ મંદિરે જાત્રા માટે આવતી. મોટો મહોત્સવ ઉજવાતો. પ્રજાજનો પાસેથી કાંઈ પણ ભેટ સ્વીકારવામાં આવતી નહિ. બધી ગોઠવણ રાજ્ય તરફથી થતી. દેવમંદિરમાં આખલાઓ છૂટા ફર્યા કરતા. દસે રાજાઓ અહીં હાજરી આપતા અને દરેક રાજા એક આખલાને પકડી તેને વગર ઘાએ મારી દેવને બલિદાન આપતો. દેવની સામે હવન કુંડમાં જ્વાળા ભભૂક્યા કરતી. એમાં એક એક લોહીનો પ્યાલો ભરીને એ રાજાઓ હવન કરતા અને પછી સોગન લેતા કે અમે તમારા નીતિશાસ્ત્રને અનુસરીને જ ચાલ્યા છીએ અને ચાલીશું.

આ પ્રજાએ છેલ્લે છેલ્લે ભૂમધ્યસમુદ્રની ચોમેરના દેશો પણ પોતાને તાબે કર્યા હતા અને પછી ઍથેન્સ ઉપર ચડાઈ કરી હતી. પણ ઍથેન્સવાસીઓએ તેમને હરાવી નસાડી મૂક્યા હતા. આ પછી તુરત જ જગતમાં એક મોટો ધરતીકંપ આવ્યો, જેની અસરથી એ જમાનાનું ઍથેન્સ અને તેના વતનીઓ નાશ પામ્યા. વળી ઍટલાન્ટિક મહાસાગર વચ્ચે આવેલો એ ઍટલાન્ટિસ ખંડ પણ હમેશને માટે મહાસાગરમાં ડૂબકી મારી ગયો. સોલન, આ નવ હજાર વર્ષ પહેલાંનો બનાવ છે. હજી પણ એ સ્થળે ઍટલાન્ટિક મહાસાગરમાં કાદવ નજરે પડે છે. *

## પુરાણોમાંનાં સાત પાતાળ

આપણાં પુરાણોમાં સાત પાતાળોનું સવિસ્તર વર્ણન મળે છે અને એના વિષે એવી માન્યતા છે કે

* Plato's Dialogues, II, 517, TIMÆSનો સંક્ષિપ્ત સાર જુઓ પદ્મપુરાણ: પાતાલ ખંડ, અ૦ ૧, ૨, ૩; વિષ્ણુપુરાણ: અ. ૨, ૫; ભાગવતપુરાણ, અ. ૮, ૧૮, ૧૫, ૨૦; બ્રહ્મપુરાણ અ. ૧૯.

એ પાતાળો પૃથ્વીની નીચે છે. મારી માન્યતા એવી છે કે એ સાતે પાતાળો તે હિંદી મહાસાગર અને ઍટલાન્ટિક મહાસાગરમાં પુરાતન કાળમાં હયાતી ધરાવતા બેટો હતા, જે ધરતીકંપોની અસરથી દરિયામાં ડૂબી પૃથ્વીની નીચે ચાલ્યા ગયા. એટલે જ એવી માન્યતા ઊભી થઈ કે પાતાળો પૃથ્વીની નીચે છે. હિંદ અને પશ્ચિમ એશિયા અને પૂર્વ આફ્રિકાના પુરાતત્ત્વના એવા કેટલા યે કોયડા છે જેનું સમાધાન હિંદી મહાસાગરમાં પ્રાચીન કાળમાં મોટા બેટોની હયાતી માનવા વગર થતું નથી. પણ હવે જૉન મરેના સંશોધન દ્વારા આ વાત સાચી ઠરી ચૂકી છે. પાતાળ તો ગુજરાતની નજીકમાં જ હતું. માંધાતાનો પુત્ર પુરુકુત્સ્થ મૌનેય ગંધર્વો અને નાગોનો વધ કરવા નર્મદા નદીના મુખને માર્ગે પાતાળ પહોંચ્યો હતો એમ પુરાણોમાં જણાવેલું છે. મિસરના સાહિત્યમાં પણ પંત દેશના નામે પાતાળની સચિત્ર હકીકત મળે છે.

આ સાત પાતાળોમાંના પહેલાનું નામ 'અતલ' લખેલું મળે છે. ઍટલાસના નામ ઉપરથી આફ્રિકાનો જે પર્વત હાલ પણ ઍટલાસ કહેવાય છે તેને આરબ લોકો 'અતલ' પર્વત કહે છે. એની પાસેના દરિયાનું પ્રાચીન અરબી નામ 'બહર-ઉલ-અતલ (અતલનો અખાત) હતું. આ આધારે પુરાણોનું પહેલું પાતાળ 'અતલ' તે ઍટલાન્ટિસ હોય એ બનવાજોગ છે. ઉત્તર અમેરિકાના પુરાતત્ત્વના કેટલા યે નિષ્ણાતો એમ માને છે કે મેક્સિકોની પ્રાગૈતિહાસિક 'મય' નામની પ્રજા ત્યાં ઍટલાન્ટિસમાંથી જઈ વસી હતી. પુરાણોમાં અતલ વિષે જણાવ્યું છે કે એમાં 'મય' દૈત્યના પુત્ર 'મહામય'નું રાજ્ય છે. જે ૯૬ પ્રકારની માયાઓ સરજે છે; અતલ સ્વર્ગથી યે વધુ સુંદર છે; મય દૈત્યે એમાં અનેક નગરો, મંદિરો અને ગોપુરોની રચના કરી છે.

આ પ્રમાણે અતલના નામથી ઍટલાન્ટિસ ખંડને લગતી કેટલી યે છૂટીછવાઇ હકીકત આપણાં પુરાણોમાં પણ મળી આવે છે અને જો એનું પદ્ધતિસરનું સંશોધન કરવામાં આવે તો જેવી રીતે આની હકીકત મિસર અને ગ્રીસના સાહિત્યમાં મળી આવે છે તેવી જ રીતે ઍટલાન્ટિકની તવારીખ ઉપર આપણા પ્રાચીન સાહિત્યમાંથી પણ ઘણો પ્રકાશ પડે તેમ છે, એટલું જ નહીં પણ એથી આપણાં પુરાણોનાં ભૌગોલિક વર્ણનોની સત્યતાની પણ પ્રતીતિ થાય છે.

અમૃત વ. પંડ્યા

# Our Friends Abroad

૭૨૧૫ ટિલ્ડન સ્ટ્રીટ
પિટ્સબર્ગ (પેન્સિલવાનિયા, યુ.એસ એ.)

પ્રિય ભાઈશ્રી અંતાણી — ઑગસ્ટ ૧૨, ૧૯૫૦

તમારો પત્ર મને ગઈ કાલે મળ્યો. ખરી વાત છે કે હિંદમાં પત્રમિત્ર મેળવવા હું ઇંતેજાર હતો. અમારા દેશના છોકરાઓના એક માસિકમાં ફુગારતંત્રી શ્રી. રાવળનો એક લેખ થોડા વખત પહેલાં છપાયો હતો એ પરથી મેં તેમને જણાવ્યું હતું કે મને હિંદનો એક પત્રમિત્ર જોઇએ છે. તમે લખો છો તે પરથી લાગે છે કે તેમણે મારું નામ તેમના પત્રમાં પ્રસિદ્ધ કર્યું હશે.

હવે મારી પોતાની બાબત. હું અઢાર વર્ષનો, ઊંચો ઘેરા ભૂખરા વાળ અને આંખોવાળો તરુણ છું. ગયા જૂનમાં જ હું હાઇસ્કૂલમાંથી ગ્રૅજ્યુએટ બની નીકળ્યો છું અને તે પછીથી આજ સુધી સીમેંટ ફિનિશર તરીકે શાગિર્દ બની કામ કરું છું; અને ઘણું ભાગે આવતી વસંતઋતુમાં કોઇ યુનિવર્સિટીમાં જઈશ, જ્યાં સાંજના વર્ગોમાં બાંધકામ, અંદાજપત્ર અને મકાન સંબંધી બીજા જે વિષયો ઉપયોગી જણાશે તે શીખીશ. હું મારા જ ઉપયોગનાં મકાનોનો અંદાજ કાઢતાં પ્રથમ શીખીશ, બીજાનાં પછી. હાલ તો આવી અભિલાષા છે. મારા શોખ થોડાક છે. ફુરસદે હજુ પણ હું વહાણો કે એરોપ્લેનોનાં મૉડેલો બનાવું છું. પરદેશનો પત્રવ્યવહાર તો મને બહુ જ ગમે છે. મેં ત્રણ વર્ષ પહેલાં દક્ષિણ મહાસાગરમાં વસતા એક વૃદ્ધ સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો અને ત્યાર પછી હું પત્રમિત્રો વધારતો જ રહ્યો છું.

હવે અમારા પિટ્સબર્ગનું વર્ણન આપું. અહીં દરેક વર્ગનાં મળી આશરે ૬૭૦,૦૦૦ માણસોની વસ્તી છે. શહેરનો વિસ્તાર ૫૦ ચોરસ માઈલનો છે. તેમાં ૫૬૧ દેવળો, ૧૩૯ ગ્રેડ સ્કૂલો અને ૨૦ સિનિયર હાઈસ્કૂલો છે; ૫ કૉલેજ યુનિવર્સિટીઓ છે; ત્રણ ન્યૂસપેપરો છે. ૫ રેડિયો સ્ટેશન છે, એક શૉર્ટવેવ W8AK છે. અમારે ત્યાં લોખંડ પોલાદ અને કાચ મહાપ્રમાણમાં બને છે. ખરેખરું ઉદ્યોગનગર જો કોઈ હોય તો આ જ છે. પિટ્સબર્ગની એકેએક તો વાત હું કહી શકીશ; પણ તમને કંટાળો આવશે. હું તમને જ પ્રશ્નો પુછાવવા આમંત્રણ કરું છું. અમેરિકા વિષે તમને જે કંઇ અજાયબું હોય તે મને પૂછજો.

હું ટિકિટો તો સાચવતો નથી, પણ મને મળતો દરેક પત્ર તો હું સાચવું છું જ. તમે તમારા પત્ર પર જુદીજુદી કિંમતની ટીકીટો ચોડી છે તે માટે આભારી છું.

તમને વધુ પત્રો લખવાનો શોખ છે તો હું એક પરદેશનું બીજું સરનામું મોકલું છું. તમે લખેલો કાગળ ભલે પહેલો જ હશે, છતાં હું કબૂલ કરું છું કે મને મળેલા બીજા અનેક પત્રો કરતાં તેમાં વધુ લિજ્જત હતી.

મારો સ્નેપશૉટ ફોટો મોકલી શક્યો નથી તે માટે લાચાર છું. તમે પૂર્ણ કુશળ હશો.

પિટ્સબર્ગમાંનો તમારો મિત્ર આલ્ફ્રેડ મૉરો

# મકન અને છગન

**એક આનંદકથા**



સવારના છ વાગ્યાને શુમારે સૂર્ય પૂર્વમાં લાલી પાથરતો હતો તે વેળા કાંકરીયા તળાવ પાસેનું એક મોટું આમલીનું ઝાડ ચિચિયારીઓ અને કૂદકાઓથી જાગી ઊઠ્યું. આગલી રાતથી તેની ડાળીઓમાં લપાઈ ગએલા વાંદરા ઊઠતાં હતા. થોડી ક્ષણોમાં તો ડાળીએ-ડાળીએ પૂંછડીઓ લટકવા માંડી અને એક ડાળીએથી બીજી ડાળીએ કૂદકા લેતા વાંદરાઓની ચિચિયારીઓ વાતાવરણને ભરી દેવા લાગી.

બેચાર ગુંલાટો સાથે ટોળાનો વડીલ નીચે ઊતરી આવ્યો ને જમીન પર બે પગ વચ્ચે ઓળો બનાવી બેઠો. તેના હાથમાં નાનીનાની કૂંળી ડાળીઓ હતી. તેનાથી પોતાનું શરીર સાફ કર્યા પછી તેને સૂંઘીને તેણે ફેંકી દીધી. આજુબાજુ બેચાર ચપળ નજર નાખ્યા પછી ડાબા હાથની હથેલીની બાજુથી નાક ઘસી તેણે એક તીણી ચિચિયારી પાડી. થોડી વારમાં ટોળાના બધા સભ્યો તેની આસપાસ ગોઠવાઈ ગયા. બધા આવી ગયાની ખાત્રી થઈ એટલે ઊઠીને ઘરડી ભમરની છાજલી નીચેથી આજુબાજુ તીક્ષ્ણ નજર નાખતાં તેણે ચાલવા માંડ્યું. આખું ટોળું તેની પાછળ પાછળ જવા લાગ્યું.

આંબાવાડિયામાં આજે તેમણે જમણ રાખ્યું હતું અને તે માટે આગલા દિવસે જ ગંદેરાએ જાતે જઈ તપાસ કરી હતી.

જ્યારે બધા ચાલ્યા ગયા ત્યારે વાંદરાનાં બે નાનાં બચ્ચાં તેમની સંતાવાની જગ્યાએથી બહાર આવ્યાં. આપણે તેમને મકન અને છગન કહીશું.

મકન અને છગન બન્ને જોડિયા લાગતા હતા. બન્નેની ઉંમર સરખી હતી—લગભગ છ મહિનાની, અને બન્નેનાં આકાર અને કદ પણ મળતાં આવતાં હતાં. તદ્દન સીધા ઊભા રહે ત્યારે તેમની ઊંચાઈ માંડ એક ફૂટ થતી. તેમનાં ગોળ, નાનકડાં, કુમાશભર્યાં મોઢાં પર ચકળવકળ કરતી કાચના લખોટા જેવી તેમની આંખોમાં તોફાન અને કુતૂહલ ચમકતાં.

આગલે દિવસે તેઓ ટોળાની સાથે આજુબાજુના લત્તાઓમાં ભમ્યા હતા. અને ફોટોગ્રાફીનો સ્ટુડિયો, હૉટેલ, પોસ્ટઑફિસ એવીએવી કેટલીયે અજાયબીઓથી ભરેલી ચીજો દૂરથી જોઈ હતી, પરંતુ વડીલોની ધાકે તેમની પાસે જઈને એ બધું નીરખવાની છૂટ ન લેવાઈ. એટલી મુસાફરી દરમિયાન તેમની ખાતરી થઈ ગઈ કે વડીલોની હાજરીમાં તેમને કશું જોવાજાણવાનું નહિ મળે અને એટલે તેમણે ટોળાની નજર ચૂકવી પલાયન કરી જવાનો નિશ્ચય કર્યો. આજે સવારે એવી તક મળતાં મકન ગરનાળામાં સંતાઈ ગયો અને છગને ઝાડની બખોલમાં આશ્રય લીધો.

બધા ગયા પછી બન્ને જણ સંતાવાની જગ્યાએથી બહાર નીકળ્યા અને આનંદની ચિચિયારીઓ કરતા, રસ્તો, બંગલાઓ મોટરો વગેરે જોતા એક મોટી દીવાલ ઉપર દોડવા લાગ્યા. થોડે દૂર જતાં ફોટોગ્રાફરના સ્ટુડિયો તરફ તેમનું ધ્યાન ગયું અને બન્ને જણા તેથી આકર્ષાયા. દીવાલ પરથી કૂદકો મારી, રસ્તો ઓળંગી બન્ને સ્ટુડિયોના બારણે આવી ઊભા. આજુબાજુ કોઈ છે કે નહિ તે જોવા નજર ફેરવી બન્ને જણા 'શો રૂમ'ના પ્રદર્શનમાં પેઠા. ત્યાં પડેલી એક ઘોડી ઉપર મકન ચડી ગયો અને પૂંઠા ઉપર ગોઠવેલા ફોટાઓને નીચે સૂંઘી જોવા લાગ્યો. એક ફોટો લઈ તેણે નાક આગળ ધર્યો અને લીસું લાગવાથી નાક સાથે ઘસી તેના બે ટુકડા કરી નાખ્યા. બીજા એક ફોટાના પડેલેથી જ બે ટુકડા કરી સૂંઘીને તેણે નીચે કૂદકો માર્યો અને ઝનૂનથી ફોટાને જમીન સાથે ઘસવા લાગ્યો. પરંતુ એમાંથી કાંઈ નવીન ન નીકળતાં તે ફેંકી દઈ છગનની શોધમાં નીકળી પડ્યો.

છગન એક બીજા ઓરડામાં કોઈ એક વાંદરાની સાથે બેઠો હતો. મકનને પહેલાં તો પૂંછડું ફેરવી નાસી જવાનું મન થયું, પણ જ્યારે તેણે જોયું કે છગન સામા વાંદરા સાથે મિત્રભાવે વર્તતો હતો ત્યારે તે સાવચેતીથી ઓરડામાં ગયો. જેવો તે આગળ જવા

ચિત્રકાર : રવિશંકર પંડિત

લાગ્યો તેવો જ—તેની અજાયબી વચ્ચે એક બીજો વાંદરો તેની સામે આવવા લાગ્યો. જ્યારે સામો વાંદરો પાસે આવ્યો ત્યારે તેણે દાંતિયાં કર્યાં. સામાએ પણ સામાં દાંતિયાં કર્યાં. મકનને લાગ્યું કે એ ઓરડામાં રહેવું સલામત નહોતું, એટલે તે બીજા ઓરડામાં નાસી ગયો. ફરી છાનામાના આવી તેણે છગનવાળા ઓરડામાં



ડોકિયું કર્યું ત્યારે સામેથી પણ એ વાંદરાએ ડોકિયું કર્યું. છગન પણ તેના મિત્ર સામે ચાળા કરતો હતો. મકનને હવે ખાતરી થઇ કે સામા વાંદરા દુશ્મનો નહિ પણ મિત્રો હતા અને તેમની સાથે રમવા માગતા હતા. આ જ્ઞાન થયું એટલે તેનામાં હિંમત આવી અને તે દોસ્તી કરવા સામા વાંદરા પાસે ગયો. પણ તેને લાગ્યું કે તે પોતાના મિત્રને ખેંચી તેની સાથે ગળોટિયાં ખાઈ શકે તેમ નહોતું. આથી તેનો રોષ એકદમ વધી ગયો. અને તેણે મુક્કાબાજી શરૂ કરી દીધી. પણ થોડી જ ક્ષણોમાં તેની ખાતરી થઇ ગઇ કે આ જાતનું દ્વંદ્વ દુશ્મનને નહિ પણ પોતાને જ નુકસાનકારક છે, એટલે દયાભાવે પ્રતિસ્પર્ધીને જતો કરી તે બહાર નીકળવા લાગ્યો. એટલામાં સ્ટુડિયોના કામદારો આવ્યા અને બન્નેને તગડી મૂક્યા.

સ્ટુડિયો છોડ્યા પછી બન્ને જણા 'પોસ્ટઑફિસ'-ના છાપરા ઉપર આરામ કરવા બેઠા. છાપરા પર એકબે ચક્કર લગાવ્યા ત્યાં તો બા-બારિયાએ તેમનું ધ્યાન દોર્યું અને મકન તથા છગન ટીંગાતા દોરડા વાટે સરકસના ખેલાડીની જેમ નીચે સરક્યા. નીચે ઊતર્યા પછી તેમના આનંદનો પાર ન રહ્યો, કારણ કે ત્યાં કેટલી યે નવીનવી અને કુતૂહલપ્રેરક ચીજો હતી. પરંતુ તરત જ તેમને નિરાશ થવું પડ્યું, કારણકે વચ્ચે પડેલાં ટેબલો, ખુરશીઓ, વગેરે તેમને છૂટથી હરવા ફરવા દે તેમ ન હતું. એ સમય 'ડીલીવરી'નો હોવાથી ગીરદી પણ ઘણી હતી. પણ એથી કાંઇ મકન કે છગન બી જાય એમ ન હતું. તેમણે તો સ્વૈરવિહારીની જેમ એક ટેબલ પરથી બીજા ટેબલ પર એમ ફરવા માંડ્યું. તરત જ બન્ને બધાના ધ્યાનનું કેન્દ્ર બની ગયા અને માણસોનું એક ટોળું તેમને હાંકી કાઢવા લાગ્યું. પોસ્ટઑફિસનું કામ બંધ પડી ગયું અને બધા આ બે આગંતુકોને કાઢવા મથવા લાગ્યા. એ દરમિયાન બન્નેએ ત્રણ શાહીના ખડિયા ઢોળી નાખ્યા, કાગળોના થોકડાઓ વિખેરી નાખ્યા અને ગુંદરથી કેટલાં યે ટેબલ-ખુરશી ચીકણાં કર્યાં.



છગને તો વ્યવસ્થિત ગોઠવેલા ટપાલના કાગળોને સેળભેળ કરી નાખ્યા અને એક ટપાલીના પગે ઉઝરડા પાડી દીધા. જાડા કાચના ચશ્મા પહેરેલા એક કારકુનને મકને તેના ટેબલ ઉપર ભૂસકો મારી ગભરાવ્યો. છગનને તારના ટકટકાટમાં કાંઇક રહસ્ય લાગ્યું, એટલે એ એની ઉપર જઇને પડ્યો અને આખી લાઇનમાં ગભરાટ ફેલાવે તેવો સંદેશો મોકલી દીધો! આ પ્રમાણે આખી પોસ્ટઑફિસમાં ધમસાણ મચાવી બે ત્રણ જણનો માર ખાઈ બન્ને આઝાદ બિરાદરો બહાર નીકળ્યા.

બહાર નીકળ્યા પછી તેમણે છાપરા ઉપર ચાલવાની નીતિ અખત્યાર કરવાનું નક્કી કર્યું, કારણકે રસ્તા ઉપર એમને વધુ જોખમ લાગ્યું. પરંતુ કેટલી યે અજાયબી તથા વૈવિધ્યભરેલી ચીજોનો સ્પર્શાનુભવ કરવાનો લોભ તેમનાથી તજાતો નહિ તેથી ઘણી વખત એમના નિર્ણયમાં સ્ખલન થતું અને બન્ને પાછા ફુટપાથ કે રસ્તા ઉપર આવી પહોંચતા. આ રીતે તેમણે અર્ધો દિવસ પસાર કર્યો. પરંતુ એ દરમિયાન તેમણે પારિશ

પર લગાવેલી સીનેમાની જાહેર ખબરો ફાડી નાખી; 'ટારઝન'ની સાથે ઝાડ ઉપર લટકાવેલા પોતાના જાત-ભાઈનું અપમાન સહન ન થઈ શકવાથી, ફાડી ગએલા દાડમના દાણા જેવા દાંતવાળી એક દાડમ વેચતી ડોશીને ખીજવી; એક ઘોડાને રસ્તા વચ્ચે નાચતો કર્યો અને વાહનવ્યવહાર અટકાવી પોલિસનું માથું તેને હાથે ખંજવાળાવ્યું. આવાં તો કેટલાં યે પરાક્રમો તેમણે



કરી નાખ્યાં. પરંતુ આથી ન ધરાયા હોય તેમ ભેંશ પર સ્વારી પણ કરી. જ્યારે તેમણે ભેંશને કાને લટકી હીંચકવાનો પ્રયોગ શરૂ કર્યો ત્યારે ભેંશે તેમને નીચે ફેંકી દીધા. આથી ભેંશને નાપાક પ્રાણી ગણી પડખે ઊભેલા એક ગધેડાની પૂંછડીએ તે વળગ્યા. પરંતુ જ્યારે તેઓ ગધેડાની એક લાતે દસ ફીટ દૂર ઊછળી



પડ્યા ત્યારે તેમને લાગ્યું કે પ્રાણીસૃષ્ટિમાં ગધેડો એ સૌથી ક્રૂર અને ભયંકર પ્રાણી હોવું જોઈએ અને તેની પાસે ફરી ન આવવાનો તેમણે ઠરાવ કર્યો.

આમ આગળ ચાલતાંચાલતાં તેમની રમૂજેથી ખુશખુશ થઈ ગએલા એક છોકરા પાસેથી ત્રણ પાઈના દાળિયા પણ તેમણે ખાધા પણ એવામાં એક દરજીના ફેંચામાં તેઓ અટવાઈ જતાં એ ઓડકાર પણ ગયા.

પણ હવે તેમની મુસાફરી સ્વૈરવિહારીની જેમ નહોતી થતી. હવે તો તેમને પાંચથી પંદર વર્ષ વચ્ચેનાં છોકરાંઓનાં ટોળાંનો સાથ મળ્યો હતો. બધાને ફરજ ભૂલાવતા સારંગીવાળા જેવા મકન અને છગન ટોળા-ના આનંદ અને ભેટને પાત્ર બનતા છાપરા ઉપર ચાલ્યા જતા હતા.

એક કલાકમાં તેઓ જાહેર હિત અને સલામતીને જોખમકારક ગુંડેગારો તરીકે જાહેર થયા અને પોલિસ તેમની ચાંપતી તપાસ લેતી તેમની પાછળ પડી. પરંતુ મકન કે છગન કોઈને આ વાતની માહિતી ન હોવાથી તેમણે તો પોતાનું નિરીક્ષણ ચાલુ રાખ્યું.

એક ઝવેરીની દુકાનમાં પેસતાં તેમની આંખો પ્રકાશથી ચમકી ઊઠી અને ત્યાંનાં ચમકતાં રમકડે રમવાનું મન થઇ આવ્યું. બે ક્ષણમાં બધું ખેરવિખેર કરી બન્ને બહાર નીકળ્યા ત્યારે છગનના હાથમાં એક હીરાની બંગડી હતી. આ બંગડી તેને જન્મ પામેલી પેટીમાંથી મળેલી. તે લઇ પહેલાં છગને સૂંઘી જોઇ, બેચાર બટકાં પણ ભરી જોયાં, પરંતુ કાંઇ ખાવાની વસ્તુ ન લાગી. છતાં એનો ચમકાટ જ છગનને ખૂબ ગમી ગએલો. એટલે બીજું બધું પડતું મૂકી તેણે આ બંગડી જ ઉપાડી. મકનને આ બધી ઝગારા મારતી ચીજોમાં સાકર જેવું કોઇ તત્ત્વ ન જણાયું એટલે તેણે કશો મોહ કર્યો જ નહિ. ગ્રાહક જેટલી જ સરળતાથી બંને જણ દુકાનની બહાર નીકળ્યા અને સામેના ઝાડ ઉપર ચડી ગયા. આ બનાવથી તો ઝવેરીને પોતાનું મગજ બરડા પરથી ઊતરી પાનીમાં થઈ ભોંયમાં ઊતરી જતું લાગ્યું. થોડા વખત પછી જ્યારે તેને સ્હેજ ભાન આવ્યું ત્યારે તેણે આંસુના આશરા તળે સર્વસ્વ લૂંટાઈ જવાની પોક મૂકી. આ પોક સાંભળી પહેલાં કુતૂહલથી અને પછી સહાનુભૂતિ બતાવવા એક ટોળું તેની દુકાન પાસે ભેગું થઇ ગયું. ટોળાના શોરબકોરમાં ઝવેરીનું આક્રંદ શમી ગયું અને 'શું ચોરાયું?' અને 'કેમ ચોરાયું?'ની તરેહ-તરેહની અટકળો એકનું મોઢું બીજાના કાનને કહેતું ગયું. 'અરે બાપ! વાંદરાઓના ટોળાએ દુકાન ઉપર આક્રમણ કર્યું અને હીરાની પેટી ચોરી ગયું.' એક બાઇએ છાપામાંથી તાજેતરમાં જ શીખેલા શબ્દનો ઉપયોગ કરતાં અનુમાન બાંધ્યું. બીજાએ થોડા દિવસ અગાઉ જ બળેવને દિવસે પહેરેલી જનોઇના સોગન

ખાતાં કહ્યું કે તેણે એક ગોરીલાને દુકાનમાં પેસતાં જોએલો અને પછી એ ઝવેરી સાથે લડી સોનારૂપાની લગડીઓ લઇ ગયો. આ જાતના મંતવ્ય ઉપર સુધારો લાવતાં એક બાઈએ કહ્યું કે ગોરિલો કોઇ બદમાશોની ટોળકીની માલિકીનો હતો અને એ સોનેરી ટોળીએ તેને લૂંટવાની પદ્ધતિસર તાલીમ આપી હતી! પરંતુ આ ઉત્સાહને ઠંડો કરી નાખતાં એક છોકરાએ ઝાડ તરફ આંગળી કરી કહ્યું 'એય! પણે તો જુઓ!' ઝાડ ઉપર મકન ને છગન બેઠા હતા. છગન હજી કોઈ સ્વાદ-શાસ્ત્રીની ધીરજથી બંગડીનો સ્વાદ ચાખવા મથતો હતો.

કોઈ એક શરીરે ઝાડ ઉપર ચડવાનો પ્રયત્ન કર્યો, પરંતુ ત્યાં તો છગન કૂદકો મારી છાપરા ઉપર પડ્યો. મકન પણ એની પાછળ કૂદ્યો. માનવજાતના તેમણે કેટલા દાળિયાબાર ગુના કર્યા હશે કે બધા એમની પાછળ પડ્યા છે, એ વિચાર કરતો મકન આ બધો શોરબકોર અને પોલિસની સીસોટીનો અર્થ સમજી શકયો નહિ. પણ વગરવિચાર્યે એ છગનની પાછળ પાછળ એકથી બીજા છાપરે કૂદે જતો હતો. નીચે રસ્તા ઉપર ઉશ્કેરાએલું ટોળું બૂમો ને કિકિયારીઓ કરતું દોડયું જતું હતું.

એકાએક મકને છગનની તીણી ચીસ સાંભળી અને તેને હવામાં અદ્ધર ગુલાંટ ખાઇ નીચે દુકાનના પડદા પર પડતો જોયો. મકનને લાગેલા આ આઘાતની અસર દૂર થાય તે પહેલાં જ છગન દુકાનના પડદા માથે ટોળા વચ્ચે જઈ પડ્યો અને માનવસમુદાયમાં અદૃશ્ય થઇ ગયો. મકનને નીચે ઊતરી શું થયું તે જોવાનો પણ વખત ન રહ્યો.

એક પોલિસે છગનના હાથમાંથી હીરાની બંગડી લઈ લીધી અને બૂમો પાડી: 'અરે ભાઈ! કોઈ પાણી લાવો પાણી. આ બચ્ચું મરી જાય છે મરી.'

'બચાડા જીવને મારવો એ પાપ કહેવાય હોં!' ટોળામાંથી કોઇ જૈન શેઠ બોલ્યા.

'અરે! પણ મેં એને મારી નથી નાખ્યું. ગલોલમાં મેં તો કાગળની ગોળી જ વાપરેલી.' પોલિસે પોતાનો બચાવ કર્યો.

મકન આ દરમિયાન છગન પાસે પહોંચવા ખૂબ પ્રયત્ન કરી રહ્યો હતો. હવે તે મરણિયો થયો હતો. મનુષ્યોની બીક તેણે છોડી દીધી હતી. તે પડખેના છાપરે ચડ્યો અને તેની કિનાર ઉપરથી તેણે ટોળા વચ્ચે ભૂસકો માર્યો અને ભાનમાં આવેલા છગનનો હાથ પકડી તેને ટોળામાંથી બહાર ખેંચી ગયો. ટોળાને વાંદરાની આ હિંમત જોઇ નવાઇ લાગી અને છોકરાઓ આનંદથી બૂમો પાડવા લાગ્યા. થોડા વખતમાં મકન અને છગનના ખોળામાં ગોળ, મિઠાઇ, જમરૂખ, કેળાં વગેરે ઉપયોગી અને સ્વાદિષ્ટ ચીજોના ઢગલા થઈ ગયા. બન્ને જણા માનવીએ દીધેલું દુઃખ ભૂલી ગયા અને હરખમાં આવી જઇ પેટ ભરવા લાગ્યા. બન્નેનાં ગલોફાંમાં પણ કેટલું યે ભરાઇ ગયું. આ રીતે પેટ ભરી બન્નેએ ટોળાવચ્ચેથી દોટ મૂકી અને પાસેના ઝાડ ઉપર સડસડાટ ચડી ગયા; અને પછી કૂદતાંકૂદતા કોકરિયા પરની આમલી ઉપર આવી પહોંચ્યા ત્યારે બીજા બધા આંબાવાડિયા-માંથી પાછા આવી ગયા હતા.

મકન અને છગનને જોઇ બધા આનંદની કિકિયારીઓ કરતા તેમની આસપાસ ભેગા થઈ ગયા અને તેમની પૂછડી, પગ, હાથ, કાન, બધું ખેંચી કેટલા યે



પ્રશ્નો પૂછ્યા. મકન અને છગને રસથી તેમનાં પરાક્રમો કહ્યાં, પરંતુ વડીલોને આ સ્વચ્છંદતા ગમી નહિ એટલે નાસી જવાની શિક્ષા તરીકે તેમને ઝાડની નીચે રાખવામાં આવ્યા. મકન છગનને હવે ભાન થયું કે એકલા એકલા રખડવા ચાલ્યા જવું એ કલ્પના કરવા જેટલું સહેલું અને આનંદદાયક નથી.

(અંગ્રેજીને આધારે) જનાર્દન રાવળ

---

તપાસેલી નોટબુક શિક્ષકે વિદ્યાર્થીને પાછી આપતાં તે પર લાંબો શેરો મારેલો તેણે જોયો. એ ઉકેલી ન શકતાં એણે શિક્ષકને પૂછી જોયું: 'સાહેબ, આ શેરો શાનો મારેલો છે?'

'અક્ષરો સુવાચ્ય લખવાની સૂચનાનો.'





# પંચતંત્રની વાર્તાઓ

આ સાંભળી શિયાળ કોપ કરીને બોલ્યો: 'મૃગનું આપને પ્રથમ દર્શન થયું ત્યારે આપનાં કુલશીલ એ ક્યાં જાણતા હતા? છતાં આપની સાથે એનો સ્નેહ ઉત્તરોત્તર કેમ વધે છે? આગંતુક છતાં પરમ ઉપકારી વીરવરની આખ્યાયિકા તમે નથી સાંભળી?' મૃગ કહે, 'એ કેમ?' શિયાળ કહે:

### કથા ૪

(હિતોપદેશની)

શૂદ્રક રાજાના રાજદ્વાર આગળ વીરવર નામે મહારાજપુત્ર કોક દેશથી આવ્યો અને પ્રતીહારને કહ્યું, 'હું રાજપુત્ર છું ને નોકરી શોધું છું, એટલે મને રાજ-દર્શન કરાવો.' પ્રતીહાર એને રાજા આગળ લઈ ગયો, ત્યાં એણે કહ્યું: 'દેવ, મારી સેવાનું પ્રયોજન હોય તો મને પગાર બાંધી આપો.' શૂદ્રક કહે, 'તમારી વરત શું છે?' વીરવર બોલ્યો, 'મને એક દિવસના પાંચસો સોનૈયા આપો.' રાજા કહે, 'તારી આગળ સામગ્રીમાં શું છે?' 'બે બાહુ ને ત્રીજી તલવાર.' રાજા કહે, 'એ તો શક્ય નથી.' એ સાંભળીને વીરવર ચાલતો થયો, ત્યાં મન્ત્રીઓ કહે, 'દેવ, ચાર દિનની વરત આપીને આનું સ્વરૂપ જાણી લઈએ કે કાંઈ ઉપયોગી થાય છે કે નહિ.' મન્ત્રીના કહેવાથી રાજાએ વીરવરને બોલાવી તામ્બૂલ તથા ૫૦૦ સોનૈયા દીધાં. એમાંથી અર્ધા વીરવરે દેવ તથા બ્રાહ્મણને આપ્યા, વધ્યું એનું અર્ધું દુઃખિયાંને દીધું અને અવશિષ્ટ રહ્યું એમાંથી ભોજનવિલાસ ઉડેલ્યાં. આમ નિત્યકર્મ કરીને વીરવર રાજદ્વાર આગળ રાતદિન ઉઘાડી તલવારે ઊભતો, અને રાજા પોતે આદેશ આપે ત્યારે ઘેર જાતો.

એકદા કૃષ્ણચતુર્દશીની રાતે રાજાએ રોણાનો ધ્વનિ સાંભળ્યો, એટલે કહે, 'કોઈ બાર આગળ છે કે?' એણે કહ્યું, 'દેવ, આ હું વીરવર છું.' રાજા કહે,



'કોણ રુએ છે તે જુઓ.' 'જેવી આજ્ઞા' કરીને વીરવર ચાલ્યો. રાજાને થયું, કે 'આવાં સોયએ વીંધાય એવા અંધકારમાં આ રાજપુત્રને એકલો મોકલ્યો તે ઉચિત ન થયું, એટલે વાંસે જાઉં અને જોઉં કે શું છે.' એટલે રાજા પણ ખડ્ગ લઈને એની પાછળ નગર બહાર નીકળ્યો. વીરવરે જોયું તો એક રૂપયૌવનસંપન્ન સર્વાલંકારભૂષિત સ્ત્રી રોતી હતી. એણે પૂછ્યું, 'તમે કોણ છો ને કેમ રુઓ છો?' સ્ત્રી કહે, 'હું આ શૂદ્રકની રાજલક્ષ્મી છું. ચિરકાળથી એના બાહુની છાયામાં મેં વિશ્રામ લીધો છે, પણ હું હવે બીજે જાઉં છું.' વીરવરે કહ્યું, 'તમે અહિં જ રહો એવો કાંઇ ઉપાય છે?' લક્ષ્મી બોલી, 'જો તું તારા બત્રીશલક્ષણા પુત્ર શક્તિધરને ભગવતી સર્વમંગલા આગળ ધરી દે તો હું પાછી અહિં સુચિર રહું.' એમ કહેતીક ને એ અદૃશ્ય થઈ ગઈ.

વીરવરે ઘેર જઈને નિદ્રાધીન વહૂ તથા દીકરાને જગાડયાં, અને લક્ષ્મીવચનની વાત કરી. તે સાંભળીને શક્તિધર કહે, 'સ્વામીના રાજ્યની રક્ષા સારુ મારો ઉપયોગ થાય તો તો મારા જેવો ધન્ય કોણ? હવે વિલંબ શું કામ કરવો? કેમ કે

**ધનજીવન આનન્દે પરાર્થે પ્રાજ્ઞ છોડતો।**
**સન્નિમિત્તે કરો ત્યાગ નાશ એનો અવશ્ય છે॥**
**હિ૦૩-૧૦૦**

શક્તિધરની માએ પણ સંમતિ આપી, ને બધાં દેવીને સ્થાનકે ગયાં. ત્યાં પૂજા કરીને વીરવર કહે, 'દેવિ, પ્રસન્ન થાઓ, ને આ નિવેદનો સ્વીકાર કરો. શૂદ્રક મહારાજનો વિજય થાઓ.' એમ કહીને તેણે પુત્રનો શિરચ્છેદ કર્યો. પછી વીરવર કહે, 'રાજાનું લૂણ ખાધું છે તે પ્રમાણ થઈ ગયું. હવે અપુત્ર દશામાં જીવીને શું કરવું?' એમ વિચારીને એણે પોતાનું માથું કાપી દેવી આગળ ધર્યું. પછી સ્ત્રીએ પણ સ્વામી ને પુત્રના શોકથી એમ જ કર્યું.

આ જોઈને રાજાએ આશ્ચર્યચકિત થઈને કહ્યું:

**જીવે છે ને મરે છે યે હુંસમા ક્ષુદ્ર જન્તુઓ।**
**આના જેવો જીવલોકે ન ભૂતો ન ભવિષ્યતિ હ॥૧૦૧॥**

હવે મારે રાજ્યનું પણ શું પ્રયોજન છે? એમ કહીને પોતાનું માથું કાપવા ખડ્ગ ઉગામે છે, ત્યાં દેવીએ એનો હાથ ઝાલ્યો ને કહ્યું, 'પુત્ર, હું તારા ઉપર પ્રસન્ન છું. સાહસ રહેવા દે. તારું રાજ્ય અમર તપશે.' સાષ્ટાંગ પ્રણામ કરીને રાજા કહે, 'દેવિ, મારે રાજ્યને કે જીવને યે શું કરવો છે? જો મારા ઉપર તમને અનુકંપા હોય તો મારું બાકીનું આયુષ લઈને સ્ત્રીપુત્ર સહિત વીરવરને સંજીવન કરો, નહિ તો જે એની દશા એ મારી દશા.' દેવી કહે, 'વત્સ, હું તારા સેવકવાત્સલ્યથી તૂઠી છું. જા, એ સપરિવાર જીવશે.' એમ કહીને દેવી અલોપ થઈ. પછી વીરવર વહૂદીકરા સહિત ઘેર ગયો. એ ન દેખે એમ રાજા પણ અંતઃપુરમાં ગયો.

પ્રભાતે દ્વારસ્થ વીરવરને ભૂપાળે પૂછ્યું તો કહે, 'દેવ, રોનારી મને જોઈને અદૃશ્ય થઈ ગઈ. બીજી કાંઇ વાત નથી.' એ સાંભળીને રાજા કહે, 'દાનીએ પ્રિય વચન બોલવું, શૂરાએ બડાઈ ન મારવી, દાતાએ અપાત્રે ન વર્ષવું, એમ કહે છે. આ મહાપુરુષલક્ષણ બધું આનામાં છે.' એમ કરીને એણે સવારે શિષ્ટસભા બોલાવી, વીરવરનો વૃત્તાન્ત કહ્યો અને એને કર્ણાટકનું રાજ્ય દીધું.

(ચાલુ) દેસાઈ વાલજી ગોવિંદજી




'આ તમારો શાંતિ કેટલા વરસનો થયો?'
'પાંચનો'.
'તો તો નિશાળે જતો હશે.'
'ના ના, નિશાળે જઈને શું કરે? કંઈ લખતાં વાંચતાં તો આવડતું નથી!'

બાપા: મેં તને પહેલેથી જ કહ્યું હતું કે પરીક્ષામાં પાસ થઈશ તો મોટર આણીશ, છતાં તું પાસ ન થયો; તે એટલો વખત શું કરતો હતો?
બેટો: મોટર હાંકતાં શીખતો હતો, બાપા!

'તમારો છોકરો ખરાબ સોબતમાં છેક હાથથી જવા બેઠો છે. એને જરા સમજાવતા હો તો?'
'મારી તો જીભના કૂચા વળી ગયા. મારું માને તો ને? મૂર્ખાઓનું જ માને છે તમે એને નહિ સમજાવો?'

એણે મને આજે કહ્યું, 'હું પચીસ રૂપિયા કમાયો.'
'હં? મને કાલે કહ્યું'તું કે એ પચાસ રૂપિયા કમાયો હતો.'
'તો મારા કરતાં તને એ બમણો મૂરખ માનતો હશે.'

પ્રોફેસર: કેટલા વાગ્યા?
એક વિદ્યાર્થી: પાંચ મિનિટ પછી નવ થશે.
પ્રોફેસર: પણ હું તો અત્યારે કેટલા વાગ્યા એ પૂછું છું.



# સંસારનાં શહેરો

## ૧૭–શિકાગો

જગતનાં અદ્ભુત તેમજ આશ્ચર્યકારક નગરોમાંના એક આ અમેરિકન શહેર શિકાગોનું આદ્ય આગરસ્વરૂપ નજરે જોનારા હજુ પણ કોઈ રડ્યાખડ્યા મળી આવે, એટલું એ નવું છે; છતાં આજે તો એ દુનિયાનું ચોથા નંબરનું વિપુલ અને ત્રીજા નંબરનું સમૃદ્ધિશાળી નગર બની રહ્યું છે.

પશ્ચિમ ગોળાર્ધની ઘણીખરી ધાર્મિક, શૈક્ષણિક ને સુધારક પ્રવૃત્તિઓનું જન્મસ્થાન શિકાગો છે. એનાં ઔદાર્ય ને પરોપકાર જગતજાણીતાં છે. એના વેપારવાણિજ્યે દુનિયાના દૂર દૂરના ખૂણા સુધી હાથ પહોંચાડ્યા છે. આ ઊજળી બાજુ સાથે એની કાળી બાજુ પણ છે, અને તે એ કે જગતના કોઈ પણ ભાગ કરતાં વધુમાં વધુ ગુનાખોરી ત્યાં વસે છે. એ (ગૅંગસ્ટર્સ)ની ટોળીઓ ને ટોળીઓ પોતાની પ્રવૃત્તિ દરમિયાન ક્યારેક પોતપોતામાં તો ક્યારેક પોલીસ સામે બૉંબ, મશીનગન ને ઝેરી વાયુ વડે મોરચા માંડે છે.

મિશિગન સરોવરની નૈઋત્યે પ્રેરીના મહાન વિસ્તારના કિનારે ભેજવાળી જમીન પર આવેલા એ સ્થાને ગોરી વસાહત કરવા દેવાની પ્રથમ મંજૂરી એક બ્રિટિશ અફસરે ત્યાંના લાલ નિવાસીઓ પાસેથી મેળવેલી. અમેરિકાના સ્વાતંત્ર્યયુદ્ધ પછી ૧૮૦૪માં ત્યાં ફૉર્ટ ડીઅરબૉર્નનો કિલ્લો બાંધવામાં આવ્યો. થોડા ઘણા વેપારીઓ ત્યાંના મૂળ નિવાસીઓ જોડે વેપાર કરવા ત્યાં આવી વસેલા ને શિકારસફરીઓ પણ અવારનવાર મુલાકાતે આવતા ગયા. ઈ. ૧૮૨૬માં પહેલવહેલું ગોરું ફરજંદ શિકાગોમાં જન્મ્યું.

એની પશ્ચિમ પારના પ્રદેશો સાથે વેપાર કરવા માટે શિકાગો ખૂબ અનુકૂળ કેન્દ્ર જણાયું ને તેનો વિકાસ થતો ગયો. પહેલવહેલાં બધાં મકાન લાકડાંનાં જ બંધાએલાં; પાકાં તો પાછળથી. ૧૮૪૮માં તેનો પહેલો રેલવે માર્ગ ખુલ્લો મુકાયો અને એ પછી શિકાગોએ સાધેલા વિકાસ સાથે એ રેલવેએ પણ એટલો વિકાસ સાધ્યો છે કે આજે જગતનું તે મોટામાં મોટું રેલવેકેન્દ્ર બની ગયું છે. દૂરદૂરની ગજબ એડની ૩૦૦ જેટલી પૅસેન્જર ટ્રેઈનો ત્યાં આવે જાય છે અને માલગાડીઓનો તો પાર જ નથી. અને મિશિગન સરોવર તથા સેન્ટ લૉરેન્સ નદીની સહાયે એનાં જહાજો પણ જગતની એકેએક દિશામાં સંચરે છે.

એનું કાષ્ઠમય માળખું તો ૧૮૭૧માં લાગેલી તેની મહાન આગમાં ભસ્મીભૂત થઈ ગએલું. પૂરજોશ ફૂંકાતા પવને સારા શહેરમાં એ આગ ફેલાવી દીધી હતી. ચોવીસ કલાકની એ આગમાં ૨૫૦ જિંદગીઓ ખલાસ થઈ ને લાખો ઇન્સાનો તનહા બની ચૂક્યાં. આધુનિક કાળનો એ જબરામાં જબરો આતંક હતો. એને પરિણામે થએલી તારાજીમાં સહાય રૂપે યુનાઈટેડ સ્ટેટ્સ તેમજ આખી દુનિયામાંથી ત્યાં મદદ પહોંચવા લાગી. દસ લાખ પૌંડ રોકડા તથા બીજી સાધનસામગ્રી શિકાગોના પુનર્નિર્માણ અર્થે પૂરી પાડવામાં આવી. એની રાષ્ટ્રીય પુસ્તકશાળાની પુનર્રચના માટે જગતભરના લેખકોએ પોતાનાં પુસ્તકો ભેટ આપ્યાં, ને બાકીનાં સખીદિલોએ પૂરાં પાડ્યાં. પરંતુ એ દાનોપકારના અરસામાં ભાગ્યે જ કોઈને ખ્યાલ હશે કે એ શુભેચ્છાના સ્વીકાર બાદ અરધી સદી રહીને એ જ શિકાગોનો એક મેયર એવો પોકારશે કે એ બધાં પુસ્તકોને બ્રિટિશ પ્રચારકાર્યનાં જાહેર કરી તેમનો નાશ કરી નાખશે.

આગ પછી નવનિર્મિત શિકાગોનો એટલો તો ઝડપી વિકાસ થયો કે ૨૦ વર્ષ પછી એની વસતિ દસ લાખ પર પહોંચી ગઈ. બીજાં દસ વર્ષ રહીને એ ૨૦ લાખે પહોંચી ને આજે ૩૦ લાખ ઉપર છે. ન્યૂ યૉર્ક જેવાં જ ગગનચુંબી મહાલયો ધરાવતા આ મહાનગરની વસતિ આવતા જ દાયકામાં કદાચ અરધા ક્રોડ પર પહોંચી જાય એવી બધી શક્યતાઓ છે.



ઉપર મિશિગન સરોવર અને નીચે શહેર વચ્ચે વહેતી નદીવાળું શિકાગોનું દૃશ્ય

# ફોટોગ્રાફી

## હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: 'વિસામો'–ડી. ડી. બારોટ (વડોદરા); બીજું ઇનામ: 'રેંકડીવાળી'–મનુ પટેલ (સાંખેજ); ત્રીજું ઇનામ: 'છબછબિયાં'–ભગવાનજી મિસ્ત્રી (અમદાવાદ).

૧૯૪૧ના આરંભ માટે આ વખતનાં ચિત્રો આશાસ્પદ લાગ્યાં છે. 'વિસામો' ચિત્ર, રેખાઓ અને છાયાપ્રકાશની ગોઠવણીનો સારો નમૂનો છે. ફોટોગ્રાફી પણ સ્વચ્છ છે. ડાબી બાજુથી પ્રકાશ લીધા છતાં છાયામાંનો આકાર સુરેખ ઊઠે છે અને પ્રાણીલક્ષણો અચૂક પ્રકટ્યાં છે. આગલી જમીન યોગ્ય રીતે ભરી દેવામાં પડછાયાની સાર્થકતા થઈ જાય છે.

'રેંકડીવાળી'નું પાત્ર ઝડપવામાં ભાઈ મનુ પટેલે છાયાઓમાં ઉઠાવ આપે એવી ચાંપણારી (ડાયાકામ) જાળવી ન હોત તો આ ચિત્ર સાવ નિષ્ફળ થાત. અકસ્માતે મળતા આવા પ્રસંગે ઘણા ચાંપની ભૂલો કરી ચિત્ર ગુમાવે છે. આવું ચિત્ર પાત્રનિરૂપણ માટે અચ્છો નમૂનો ગણાય.

'છબછબિયાં'ના પાડનારથી પાણીને બરોબર ઉઠાવ આપાયો નથી. હાથ પડતાં છાંટા ઊડતા બતાવ્યા હોત તો તેની સફળ અસર થાત. બીજી રીતે ફોટોગ્રાફી સફળ છે, પણ દૃશ્યરચના બરોબર કરી શકાઈ નથી. નામ આપ્યું ન હોય તો પ્રસંગ એકદમ સમજાય નહિ. નામ આપોઆપ બોલાઈ જાય એવી રીતે ચિત્ર થવું જોઈએ.

## ગુમાવેલી તકો

'કુદરતી બક્ષિશ'–રાજેન્દ્રલાલ દવે (વલસાડ); 'જંગ'–ફિરોઝ એ સરકાર (સુરત); 'ઢૂંડાં ફોલતાં'–મનુ પટેલ (સાંખેજ); 'મધુર હાસ્ય'–ફિરોઝ એ. સરકાર (સુરત); 'જીવનકળા'–જયંત મધવાણી (પૂના); સાઇકલના પ્રવાસી–બી. એમ. મિસ્ત્રી (અમદાવાદ).

'કુદરતી બક્ષિશ'માં ચિત્રના નામ પરથી તમે ચિત્ર શોધી નહિ શકો. પણ 'જળધોધ' કહું તો તરત તમારી આંખ પકડી પાડશે. આવું નયનરંજક દૃશ્ય અમેરિકા પાસે હોય તો ત્યાંથી અસંખ્ય દૃશ્યો ખેંચી લાવે. આ ચિત્ર લેનાર ભાઈએ ચિત્ર લેવાની જગ્યા બેશક સારી પસંદ કરી છે, પણ વિગતો સાચવવા માટેનું ડાયાફ્રામનું માપ અને ફોકસ મેળવી શક્યા નથી, એટલે દૂર કે નજીકના આકારો ઝીણવટ વિનાના અને યોગ્ય ઉઠાવ વગરના રહી ગયા છે. આવા પ્રસંગે મુખ્ય આકર્ષણને બરોબર જાળવી બીજાઓનો ભોગ આપી દેવો જોઈએ.

'જંગ' એવું બીજું ચિત્ર છે કે જેમાં કૅમેરા વાપરનારે પોતાની તત્પરતા સાબિત કરી છે, પણ જંગનાં મુદ્દાં રાગીઓને પાછા પાડી દેતાં સફેદ ધાબાં અને અતિ ઘેરી જમીન આકર્ષણને ઉડાડી દે છે. મોરચા મંડાયા છે, અને પહેલો ઘા કોણ મારે છે (કે બંને બાજુ એકીસાથે જ ઊડે છે) તે નક્કી કરવી પેઝ આવી નઈ છે; પણ આવા ચિત્રની સફળતા માટે નેગેટિવ તેમજ પ્રિન્ટ ઉપર કેટલુંક રીટચિંગ (સમારકામ) થવું જોઈએ.

'ઢૂંડાં ફોલતાં' નામ તો મેં આપ્યું છે. પાડનારને નામ અંગ્રેજીમાં આપવું પડ્યું છે તેનું કારણ સમજાતું નથી. સરસ ઝીણવટવાળી નેગેટિવ હાથ આવી હોવા છતાં ચિત્ર માટે મર્યાદા પકડતાં આવડી નથી. એક જ નેગેટિવ પર બે જુદાં જુદાં ચિત્રો સમાયાં છે તે ચિત્ર પર આંકી બતાવેલી લીટી પરથી સ્પષ્ટ થશે. બંને સાથે રાખવાથી યોગ્ય ચિત્ર બંધાતું જ નથી. મનુભાઈ ફરીવાર બતાવ્યા પ્રમાણે પ્રયત્ન કરી જોશે તો વધારે અનુભવ મેળવશે.

'મધુર હાસ્ય'ના પાડનારમાં ચિત્રયોગ્ય પાત્ર સમજવાની શક્તિ છે ને સફળતા પર કાબુ પણ છે, છતાં છાયામાં ગએલા ચહેરાને આ પળે જોઈતો ઉઠાવ આપી શકેલા નથી. બાળનો મનોરમ વળાંક બૅકગ્રાઉન્ડથી છૂટો પડી આવતો બતાવાયો હોત તો ઘણો ફેર પડી જાત. તે જ પ્રમાણે નાકનું ટેરવું વધુ જોરદાર પ્રકાશાવર્તન (રિફ્લેક્શન) માગે છે

'જીવનકળા' વળી ચિત્રના પ્રસંગને અનુરૂપ નામ લાગે છે. બુઢ્ઢો વણકર શાળ ઉપર દોરા ટોકી બેસાડે છે એ વાત હું જણાવું નહિ તો તમે ચિત્રનું વસ્તુ તરત સમજી શકશો? અને તે પણ એ નામને આધારે? વળી ખરી વાત તો એ છે કે કૅમેરાને બધું જ લેવામાં રોકવો એ ભૂલ છે. આવું લક્ષણયુક્ત પાત્ર મળે ત્યારે ચહેરા કે હાથનું વિશિષ્ટ વૈચિત્ર્ય બરોબર ઉતારવા પ્રયત્ન કરવો જોઈએ. આ ડોસાના કાન અને ડોક આગળ સ્નાયુઓની કેવી ચોર મારતી ગૂંથણી પડી છે! એવું તાલકું, આંખની એકાગ્રતા વગેરે જોઈને તો કોઈ ઉમંગી ફોટોગ્રાફર બેપાંચ જુદાં જુદાં ચિત્રો લેવાં ચૂકે જ નહિ. છતાં આ છબિમાં છાયા, પ્રકાશ અને પાત્રનાં અવયવો એ બધાંનો એવો શંભુમેળો લાગે છે કે શું જોવું તેની સમજ ન પડે. આવાં પાત્રો મળે ત્યારે બહુ જ ધીરજથી તેમને સમજાવી આપણી અનુકૂળતા પ્રમાણે પ્રકાશ અને સમયનો લાભ મેળવવો. વિવિધતા ઉપજાવવાનું ધ્યેય તો જરાપણ ભૂલવું નહિ.

'સાઈકલના પ્રવાસી' વાળું ચિત્ર પણ તેઓ 'પ્રવાસી' છે એવો ખાસ ખ્યાલ આપી શકતું નથી. માત્ર સળિયાની આરપારથી ફોટોગ્રાફ લીધાનું કુતૂહલ સાચવ્યું છે. પૈડાને ગળાએ પ્રવાસનો સામાન બાંધેલો લટકતો હોત તો કદાચ ધારી અસર થાત; અથવા બેઠેલાં પાત્રો પૈકીનો કોઈ રસ્તા ઉપર જ કંઈક નાસ્તાની ગોઠવણ કરતો હોત તો ચિત્રની કથાને મદદ કરત. આગળના ભાગમાં બેઠેલ પાત્ર પોતાની સામે શું જુએ છે તે કળી શકાતું નથી. સાઇકલનું પૈડું

અને પાછળનું દૃશ્ય ચિત્રરચનામાં ભળી જાય છે એ દોષ તો પ્રત્યક્ષ છે. પીંડાંની આરપાર, પણ નીચેથી કે બારીના સળિયા પાછળથી દૃશ્યો લેવાનો વિશિષ્ટ પ્રકાર બહુ ખેડાય, પણ અંદર દેખાડવાની વસ્તુ અને કચામાં કંઇક ચમત્કાર હોવો જોઈએ. આવી આવી તકો મળે ત્યારે તમે તદ્દન સ્વાભાવિક દૃષ્ટિબિંદુ પહેલું પકડી-તે પર તમારી કલ્પના ચલાવી નવા પ્રકારો શોધી કાઢશો તો તમારું મન અતિ ક્રિયા નવો જ ઓપ પામશે.

ર. મ. રા.

# ઈનામને પાત્ર ચિત્ર કેમ મેળવવું ?

**ઍમેટર કૅમેરિસ્ટોને ફોટોગ્રાફીના વિવિધ વિષયો પર ઉપયોગી સૂચનાઓ આપતી આ નાનકડી લેખમાળા, હિંદ તેમજ પરદેશમાં ફોટોગ્રાફીમાં નામ કાઢનાર અને સ્નૅપશૉટના સિદ્ધહસ્ત ફોટોગ્રાફર શ્રી આબીદમિયાં સૈયદે ગયા વર્ષથી શરૂ કરી છે, અને આ વર્ષે પણ તે ચાલુ રહેવાની છે. આ તેનો ત્રીજો જ હપતો છે.**

ઘણા ઍમેટર્સનાં ચિત્રો માસિક તથા અઠવાડિક હરીફાઇઓ તેમજ પ્રદર્શનોમાંથી પાછાં ફરે છે. આવું એકાદ બે વાર થવાથી કુદરતી રીતે જ નિરાશ થઇ જવાય છે. પણ કોઇએ તેથી થાકવાની જરૂર નથી. તમારા ચોક્કસ સારા પ્રિન્ટ્સનો જથ્થો પ્રથમ તો અસલ માપમાં જ તમારા ગામમાં જ આગળ વધેલા અનુભવીઓને બતાવો. તેમાંથી કેટલા સારા છે અને તે દરેકમાંથી કેટલો ભાગ એન્લાર્જ કરવા જેવો છે તે જાણી લો. જો ગામમાં કોઈ ન હોય તો બહારગામ કોઇ જાણકારને અથવા કોઇ કૅમેરા ક્લબને તે જોવા મોકલો. ઉપરાંત જેટલાં જોવા મળે તેટલાં ફોટોગ્રાફિક અઠવાડિકો અને માસિકો જોતા રહો અને તેમાં ખાસ કરીને કયાં ચિત્રોને ઈનામ મળે છે તે બારીકાઈથી તપાસતા રહો. 'કુમાર' તમને ઘણી ઉપયોગી સૂચના આપતું રહ્યું છે. તે ફરી ફરી વિચારો. તેવાં ચિત્રો તમે પણ લેવાની કોશિશ કરો.



હમેશાં બીજાઓ પાસેથી જાણવાની અને શીખવાની ટેવ રાખો. 'પૂછતાં પંડિત બનાય.' શટર દાબીને માત્ર ખરા એક્સ્પોઝ ને ચોક્કસ ફોકસવાળું ચિત્ર લેવાથી જ કંઇ ઇનામ ચિત્ર મળતાં નથી. પરંતુ દ્રષ્ટિબિંદુ (ઍંગલ) અને દેખાવ બૅકગ્રાઉન્ડ ઉપર પણ મોટો આધાર રહે છે. પોતાના પાત્રને ગમે તેવા દેખાવ પર લેવા કરતાં જરા જગ્યાનો વિચાર કરીને લીધું હોય તો તે વધુ અસરકારક થઇ શકે છે. આ સાથે બાજુમાં લીધેલી એક બિસ્તીનાં બે ચિત્રો આપું છું. એક તો ગમે તેવા બૅકગ્રાઉન્ડમાં લીધો છે અને બીજો જરા તેને બાજુએ લઈ જઈને પાછળ આકાશનો પટ આવવા દઇ જરા નીચા દૃષ્ટિબિંદુ (ઍંગલ)થી લીધો છે; અને તેનું સ્થાન પણ કૅમેરા બહાર રાખ્યું છે તે તફાવત તમે પોતે પણ જોઇ શકશો. આવાં પાત્રોને બેચાર આના આપવાનું ચૂકવું નહિ. તમને આવો કોઇ પ્રસંગ નીરાંતે લેવાનું મળે તો ઓછામાં ઓછા પાંચ અથવા છથી આઠ [illegible] એક્સ્પોઝ કરવાં નહિ; અને દરેક એક્સ્પોઝ સહેજસાજ જુદા-જુદા કાઠ (પોઝ)માં લેવો. એમાંનો એકાદો તો જરૂર સારો નીકળવાનો. વારંવાર આ રીતે કોશિશ કરતા રહેવાથી તમે પણ જરૂર કુનેહમંદ થશો અને ઇનામપાત્ર ચિત્ર ઉતારી શકશો.



**આબીદમિયાં સૈયદ**

પ્રેમને તોળવાનો કે મૈત્રિને માપવાનો પ્રયાસ કદી ન કરવો.

વીરતા એટલે ભયનો અભાવ નહિ પણ ભયનો પરાજય.



# માધુકરી

## 'શિર દે દીધું : દીધો ન સાર

[નવમા શીખ ગુરુ તેગબહાદુર શત્રુની તલવારથી વધેરાયા પછી તેમનું શબ પહેરા નીચેથી એક અંત્યજ પિતાપુત્ર કેવી રીતે લઈ આવ્યા તે પ્રસ્તુત કવિતાનો વિષય છે

ચોર સમા દીવાલ ચડયા તે,
આચરવા શુભ કાર્યે નિતાન્ત,
ઊતર્યા: જહીં અસ્ત અરુણ શા
હતા પડેલા ગુરુ ચિર શાન્ત,

'ધન્ય ધન્ય ગુરુદેવ તમે છો,
ધર્મ ચલાવ્યો દઈને દાન,
દેનારે હું આ રજમાં લોટું
તમે કરો હાવાં પ્રસ્થાન.'

કહ્યું પુત્રને તેણે,—'જેથી
પ્રહરીને ના'વે સન્દેહ,
'ગુરુને લે જા: મને મૂકી જા:
અહિયાં કાપી મારી દેહ.'

બોલ્યો પુત્ર, 'મને મૂકીને
ગુરુને લૈ જાઓ બસ આપ;
પુત્ર ફરીથી બની શકે છે
તમે અમર રહો મારા બાપ!'

''પાગલ! હું મરવાને લાયક,
પણ તું કૈં છે કરવા યોગ્ય;
તેથી તો મારો વિચાર આ
છે તારે આચરવા યોગ્ય.

તું પણ મુજ-શું મરવું જાણે
એવો કમદા બેટા છોડ.

યવન જાગશે—વખત જાય છે:
તુચ્છ મોહ તરણા શો તોડ.

હસી રહ્યાં'તા બાપ, પરન્તુ
ઊભેલ બેટો કાષ્ઠ સમાન
સ્વયં ખુજંગે નિજ શિર કાપ્યું,
સ્મરણ કરી ગુરુવરના માન

સ્તબ્ધ બની બેટાએ જોયું,
પછી પિતાને કર્યા પ્રણામ;
ગુરુનું શિર લૈ બચી નીકળ્યો,
રથમાં લાવ્યો તેને ધામ.

પુરપ્રાંગણમાં ઉત્સવ આજે
હાહાકાર અગર જયકાર!
રોતાં રોતાં ગાતાં'તાં સૌ:
'શિર દે દીધા ન સાર!'

મૂક ઊઠયું ગગન અચાનક
દશે દિશાએ કર્યો પૂકાર—
સુણ્યું બધાંએ: કહ્યું બધાંએ—
'શિર દે દીધું: દીધા ન સાર!'

ઊકળી ઊઠયા ક્ષુબ્ધ પંચનદ
ક્રોધ તણો ના કોઈ પાર;
હર્ષોર્મિ ઉછાળી બોલ્યા—
'શિર દે દીધું : દીધો ન સાર!'

(હિન્દી પરથી) —હિંમતલાલ જોષી

### પુલિનબિહારી દત્ત

છેલ્લાં કેટલાંક વર્ષોથી ગુજરાતને પોતાની કર્મભૂમિ બનાવી નિજનિજનાં ક્ષેત્રોમાં ગુજરાતને સમૃદ્ધ કરનાર, પરપ્રાંતીય વ્યક્તિઓમાં શ્રી પુલિનબિહારી દત્ત પણ છે. આજથી અઢારેક વર્ષ પહેલાં પુલિનબાબુ અમદાવાદમાં શ્રી અંબાલાલ સારાભાઇને ત્યાં કલાશિક્ષક તરીકે આવ્યા. છતાં પુલિનબાબુ ગુજરાતને બહુ પરિચિત નથી; કારણકે કલાના ધંધાદારી પ્રચારના આ જમાનામાં યે પોતાનાં ચિત્રો પ્રદર્શનોમાં એઆગ્રેજ મોકલે છે.

ઇ. સ. ૧૮૯૭માં એમનો જન્મ કલકત્તામાં થએલો. મુર્શિદાબાદ નજીક બહેરામપુરની કૉલેજમાં એમના પિતા શ્રી અતુલચંદ્ર દત્ત અંગ્રેજીના અધ્યાપક હતા એટલે એમણે કેળવણી ત્યાં લીધી. એમના પિતામહ તેમજ પિતાને કળા અને સાહિત્યનો શોખ હતો. અતુલબાબુ પોતાના પુત્રોને રામાયણ મહાભારતની કથાનાં ચિત્રો દોરતા જાય અને વાર્તા કહેતા જાય, એટલે શૈશવથી જ એમનાં બાળકોમાં કલાપ્રેમ જાગ્યો અને આજે પુલિનબાબુના બીજા બે ભાઇઓ પણ ચિત્રકાર છે.

બંગાળી સાહિત્યમાં જાણીતી થએલી ઘણી વ્યક્તિઓ એ વખતે બહેરામપુરમાં હતી અને આ કુટુંબના સંસ્કારી વાતાવરણમાં એ બધા સુપરિચિત હતા. સ્વાભાવિક રીતે જ એમને ચિત્રકલા પ્રત્યે અભિરુચિ હતી. કૉલેજના રજાના દિવસોમાં પિતા અને પુત્રો સાથે બેસીને ચિત્રો દોરતા અને ચર્ચાઓ કરતા. પણ ખરું પ્રોત્સાહન તો એમને કુટુંબના મિત્ર જાણીતા ચિત્રકાર ચારુચંદ્ર દત્તનું હતું. ચારુચંદ્ર દત્ત એમને સૂચનો કરતા અને એમનાં ચિત્રો અવનીન્દ્રનાથ ઠાકુરને મોકલતા. એમ એમને પ્રોત્સાહન ને પ્રેરણા આપતા.

૧૯૨૭માં કલકત્તામાં ઇન્ડીઆ સોસાયટી ઑફ આર્ટ્સની



પુલિનબિહારી દત્ત : આજે



પુલિનબાબુ ૧૯૨૨માં (સ્કેચ : ર. મ. રાવળ)

સ્થાપના થઈ. હાવેલ, અવનીન્દ્રનાથ ઠાકુર અને ગાંગુલીના નેતૃત્વ નીચે બંગાળમાં થએલી ભારતીય ચિત્રકલાના પુનર્જીવનનાં એ પ્રગતિનાં વર્ષો હતાં. ઇન્ડીઅન સોસાએટી ઑફ આર્ટ્સમાં એમના સહાધ્યાયીઓમાં શ્રી નન્દલાલ બસુ અને શ્રી દેવીપ્રસાદ રાયચૌધરી હતા. એ વખત બંગાળના ગવર્નર લૉર્ડ રોનાલ્ડશે હતા. એમને ભારતીય સંસ્કૃતિ પ્રત્યે અનુરાગ છે. હિન્દી ચિત્રકલાના એ પુરસ્કર્તા ચિત્રકારોની તૈયાર થતી કૃતિઓમાં જે એમને ગમી જતી તે પોતાને માટે રખાવતા. સોસાએટીના એ પ્રદર્શનમાં પુલિનબાબુનું 'મૃત્યુની છાયા' નામનું ચિત્ર મુકાયું હતું એ એમને ખૂબ ગમી ગએલું. એમણે એ ખરીદી લીધું અને ચિત્રકારને મળવા બોલાવ્યા. એક જુવાન ચિત્રકારનું આ વિષયનું આવું સુંદર ચિત્ર જોઈ એમને આશ્ચર્ય થએલું. એ અરસામાં જ પુલિનબાબુનાં માતાનું અવસાન થએલું. એમના મૃત્યુના શોકની અસર એમના પર બે વરસ લગભગ રહી અને બીજા પ્રદર્શનમાં પણ એ જ વિષય મૂર્ત કરતું એક બીજું ચિત્ર એમણે મૂક્યું તે પણ લૉર્ડ રોનાલ્ડશે જ લઈ ગયા.

દત્તબાબુએ એમના સહાધ્યાયીઓની જેમ ઘણાં ચિત્રો કર્યાં નથી. એમની નાજુક પ્રકૃતિ પણ આના કારણ રૂપ હશે. પણ એઓ માને છે કે કલાકારની દરેક કૃતિ એના કસબનો નવો ઉન્મેષ છે. કલાકારની ઉત્તરોત્તર વિકાસ પામતી સાધનાનો આવિષ્કાર એની કૃતિમાં હોવો જોઈએ.

પુલિનબાબુની મુખ્ય કૃતિઓ જોતાં એની જ પ્રતીતિ થાય છે. વર્ષો પહેલાંના એમનાં એક ચિત્રમાં 'મને પ્રેરતા તારકવૃંદ, આ હું આવ્યો રે' એ પંક્તિમાંની કુમાર સિદ્ધાર્થની સ્થિતિ આલેખેલી છે. આકાશ તરફ જોઈ રહેલા સિદ્ધાર્થના એ ચિત્રમાં ઝાંખા તારાવાળી પશ્ચાદ્‌ભૂમિમાં ઊંચે નજર કરી રહેલા સિદ્ધાર્થની નક્કર યશોધરાને બતાવવામાં ઉચિત નાટ્યતત્ત્વ છે. જ્યારે વર્ષો પછીના 'પરિત્રાજક બુદ્ધ'ના ચિત્રમાં વિશાળ શાલવૃક્ષને ઓથે જરા ઢંકાએલા તથાગતને જોતાં એમના જીવનઆદેશનું સ્વરૂપ આપોઆપ સમજી જવાય છે.

પુલિનબાબુને મન એમની શ્રેષ્ઠ કૃતિઓ તે 'ચિંતન' અને 'મીરાં'. પહેલા ચિત્રમાં એક વૃદ્ધ સ્ત્રીને હાથમાં માળા લઈ ભગવત્સ્મરણમાં ડૂબેલી બતાવી છે. એણે રામનામની છાપવાળી પછેડી ઓઢી છે. ઉત્તરાવસ્થાનું જીવન પાથેય ચિંતન અને નામસ્મરણ છે એવું બતાવવાનો એમાં આશય છે. વિષયને અનુરૂપ આછા રંગોમાં એ ચિત્ર કરેલું છે.

એમનું 'મીરાં' એક અપૂર્વ કૃતિ છે. કૃષ્ણમૂર્તિ સન્મુખ નૃત્યમગ્ન મીરાંના એ ચિત્રમાં એકએક રેખા ઉપર કલાકારનો અદ્‌ભુત કાબુ છે. પૌરસ્ત્ય કળાની એ જ સાધના છે કે આધ્યાત્મિક વિષયને પણ એ રેખામાં પકડી શકે છે.

અમદાવાદ આવીને નાનાં બાળકોને શીખવવાનું છે એ જાણતાં એ નિરાશ થએલા. કલકત્તા છોડીને આટલે દૂર આવવાની એમને ઇચ્છા નહોતી. પણ અવનીબાબુ અને ગાંગુલીએ ભારતીય ચિત્રકલાના પુનર્જીવનના મિશનરી તરીકે જવાને એમને આગ્રહ કરી સમજાવેલા પણ એમાંથી ચિત્રકલાના શિક્ષણના એમણે જે પ્રયોગો કર્યા છે તે અસરકારી

ક્યૂરેટર પ્રોફેસર રેગન મેના લખે છે: 'આંદામાની મધ્ય જાતિના મનુષ્યો હિંદીઓ સાથે આબેહૂબ મળતા આવે છે. એમનો દૃઢ ધાર્મિક વિશ્વાસ, એમનો માથાનો પોશાક એમની ધરો બાંધવાની પદ્ધતિ તથા બીજી રહેણીકરણી ભારતવાસી સાથે જ મળતી આવે છે.' ('ભારત'–અલ્લાહાબાદ)

### હસો ને સ્વસ્થ રહો

હસવું એ નરવા રહેવા માટે બહુ ઉપયોગી છે. એની શરીર પર થતી અસરનું એક અમેરિકન ડૉક્ટરે પૃથક્કરણ કરતાં જણાયું છે કે ખૂબ હસવાથી આપણી લાગણીઓમાં થતો વિકાર મજ્જાતંતુઓમાં ક્ષોભ આણી આપણી પાચનશક્તિને ઉત્તેજે છે, મોંમાં લાળ (પાચનરસ)નો સ્રાવ વધારે છે જે સ્ટાર્ચવાળો ખોરાક પચાવવામાં ઉપયોગી છે, અને આપણું આખું પાચનતંત્ર સુધારી નાખે છે.

એના કહેવા પ્રમાણે હાસ્ય આપણા મગજમાં લોહીની ગતિ વધારી આપણી માનસિક શક્તિ અને સાહાયતા વધારે છે. સામાન્ય રીતે આપણા લોહીના આખા પરિભ્રમણ ઉપર એની અસર થાય છે અને ફેફસાંના વિકાસથી હૃદય પરનું લોહીનું દબાણ પણ ઘટી જાય છે.

### ઍપેન્ડિસાઈટિસ વિષે ગેરસમજૂતી

'ઍપેન્ડિસાઈટિસ'ની બાબતમાં લોકોમા બહુ ભૂલભરી કલ્પના પ્રચલિત છે. પેટમાં જમણી બાજુએ તીવ્ર વેદના થાય એ ઍપેન્ડિસાઈટિસનું સ્પષ્ટ લક્ષણ કેટલાક માને છે; પણ વૈદકશાસ્ત્રની દૃષ્ટિએ એ બરાબર નથી. પેટમાં જમણી બાજુએ દુખાવો થાય એ અનેક શારીરિક વ્યાધિઓનું લક્ષણ હોઇ શકે. માત્ર અપચાથી પણ એમ થવાનો સંભવ છે. એ ઉપરાંત ન્યૂમોનિયાથી, નાના કે મોટા આંતરડા પર સોજો આવવાથી અગવા ટાઈફૉઈડ, ક્ષય ઇત્યાદિ વિકૃતિથી પણ એવું પેટદુઃખ થવાનો સંભવ રહે છે. સ્ત્રીઓની બાબતમાં પણ અણઘડ માણસોની એવા પ્રકારની ગેરસમજ થવાનો સંભવ હોય છે.

એવી જ રીતે કેટલાક લોકોની એવી ગેરસમજ હોય છે કે નિષ્ણાત ડૉક્ટર મળે અને અમુક ઉપાય લાગુ પડે તો શસ્ત્રક્રિયા વિના જ ઍપેન્ડિસાઇટિસ મટાડી શકાય. આવી સમજણમાં જરા યે તત્ત્વ નથી. શસ્ત્રક્રિયા સિવાય બીજો કોઈ જ ઉપાય વૈદકશાસ્ત્ર હજુ આ રોગ ઉપર શોધી શક્યું નથી. ફળફળાદિનાં બી પેટમાં રહી જવાથી આ રોગ ઉદ્ભવે છે એમ વળી કેટલાક માને છે, પરંતુ એ પણ ગેરસમજ છે. કારણ, ઑપરેશન કરેલા ઍપેન્ડિસાઇટિસમાં કોઈ પ્રકારના ફળનાં બી કે તેના અંશ માલૂમ પડ્યાં નથી.

### હસતો વાયુ

તાંબાનો ટુકડો નાઇટ્રિક ઍસિડમાં નાખતાં તેમાંથી નાઈટ્રસ ઑક્સાઇડ નામનો લાલ રંગનો જે વાયુ નીકળે છે તેને 'હસતો વાયુ' કહેવામાં આવે છે, કારણ માણસના શ્વાસમાં એ ગયો એટલે એ કૈંક અંશે બેશુદ્ધ થઈ હસવા જ માંડે છે! એ વાયુના રાસાયણિક ગુણો પર બે વર્ષ સુધી સંશોધન કરી સર હમ્ફ્રી ડેવીએ ઇ. ૧૭૯૮માં એક નિબંધ તૈયાર કર્યો અને શસ્ત્રક્રિયામાં એ વાયુની સહાય લેવાનું સૂચન કર્યું, પણ એ વખતે કોઇએ લક્ષ ન આપ્યું. એ જ રીતે ઈ. ૧૮૪૪માં અમેરિકામાં હાર્ટફોર્ડ મુકામે કોલ્ટન નામના એક શોધકે વ્યાખ્યાન આપ્યું ત્યારે પણ બહુ ઓછું લક્ષ ખેંચાયું હતું. પરંતુ એ ભાષણ સાંભળનારામાં વેલ્સ નામનો એક દંતવૈદ્ય હતો. તેને આ વા[illegible] અજમાવવાની ઈચ્છા થઈ. કોલ્ટન પાસેથી એ વાયુ લ[illegible] પોતાના પર જ તેણે અજમાવ્યો અને પોતાના એક સ્નેહ[illegible] પાસેથી પોતાનો એક દાંત ખેંચાવી જોયો. એ તો ખુશ ખુશ થઇ ગયો અને કહેવા લાગ્યો કે આજ પર્યંત આવ[illegible] મહાન કોઈ જ શોધ નથી થઇ. એ વાયુની મદદથી 'વગર ઇજાએ દાંત કાઢવા'થી એની પોતાની પણ પુષ્કળ ખ્યાતિ થઇ.

### પેટન્ટોનો ધસારો

પેટન્ટ ખાતાની ઑફિસમાં કામ કરતા એક માણસને અમુક વરસ સુધી કામ કર્યાં પછી લાગ્યું કે શોધવા જેવી લગભગ બધી જ શોધો થઇ ચૂકી છે અને હવે કંઇ નવું શોધવાનું રહેતું નથી, એટલે આપણી નોકરી પણ હવે સલામત નથી. એટલે અગમચેતી વાપરી કોઈ કાયમના ધંધામાં પડવા ખાતર એણે એ પેટન્ટ ખાતાની નોકરી છોડી દીધી. એ સાલ ૧૮૭૭ની હતી.

અને એણે એ નોકરી છોડ્યા પછી વિજ્ઞાનજગતમાં આટલી તો મુખ્ય નવી શોધો થઇ: મોટર ગાડી, વિમાન, સ્ટ્રીમલાઈન્ડ ગાડી, સ્ટીમ ટર્બાઈન, ડીઝલ એન્જિન, મૂવી, રેડિયો, ટેલીવીઝન, વીજળીક અને ગૅસનાં રેફ્રીજરેટર, વૅક્યૂમ ક્લીનર, ઍર કન્ડીશનિંગ, રેયોન, નીલોન, સેલોફેન સ્ટેનલેસ સ્ટીલ, ક્રોમિયમ પ્લેટ, રંગીન ફોટોગ્રાફી, તારથી જતાં ચિત્રો, સંહારનાં અવનવાં સાધનો વગેરે! ગયા સિત્તેર વરસમાં જ આ બધું શોધાયું છે, તો આવતાં સિત્તેર વરસમાં બીજી કયી કયી સંભવિતતાઓ રહી હશે?

### વાળ ઊગવાનું પ્રમાણ

માણસના શરીર ઉપરના વાળની વૃદ્ધિનું પ્રમાણ જાણવા માટે ઘણા અખતરા થયા છે. અસ્ત્રાવડે ગાલ ઉપરથી લઇ લીધા બાદ દિવસ દીઠ એવા ૧૦૦ વાળના તાંતણા એકઠા કરવામાં આવ્યા હતા, માઇક્રોમીટરથી તેમનું માપ કાઢવામાં આવ્યું હતું અને આબોહવાની દૈનિક નોંધ રાખવામાં આવી હતી. પરિણામે એમ માલૂમ પડ્યું હતું કે ઠંડી ઋતુમાં વાળ જેટલી ઝડપથી ઊગે છે તે કરતાં વધારે વેગથી તે ગરમ ઋતુમાં ઊગી નીકળે છે. એટલે ઠંડી ઋતુમાં હજામત કરવાનું ખર્ચ ઓછું આવે એ સ્વાભાવિક છે.

## ભારતીય સંવતો

### [૧૪] કોલ્લમ (કોલંબ) સંવત

આ સંવતને સંસ્કૃત લેખોમાં કોલંબ સંવત અને તામિલમાં 'કોલ્લમ્ આંડુ' (કોલ્લમ્=પશ્ચિમી, આંડુ=વર્ષ) કહે છે. આ સંવત કોણે કયા પ્રસંગને અનુલક્ષી ચાલુ કર્યો એનો કંઇ પત્તો નથી. એનાં વર્ષો ક્યારેક 'કોલ્લમના ઉદ્ભવથી વર્ષ' એમ લખાય છે તે પરથી એમ અનુમાન કરી શકાય કે સંસ્કૃત લેખકોએ જેને 'કોલંબપત્તન' કહ્યું છે એ, ભારતના મલબાર કાંઠાના કોલ્લમ્ (ત્રાવણકોર રાજ્યના ક્વીલોન) સાથે સંબંધ ધરાવતી કોઈ ઘટનાથી આ સંવત ચાલુ થયો હોય. મલબારના લોકો એને 'પરશુરામનો સંવત' કહે છે. ડૉ. કિલહૉર્ન તથા દીવાન બહાદુર એલ. ડી. સ્વામિકન્નુ પિલ્લેની ગણતરી અનુસાર ઈ. સ.માંથી ૮૨૫ બાદ કરતાં આ સંવત આવે છે. મલબારથી કન્યાકુમારી સુધી તથા તિન્નેવેલી જિલ્લામાં આ સંવત હજુ પ્રચલિત છે.

## આપણે

એક કલાકે ૬ ધનફુટ કાર્બન ડાયૉક્સાઇડ આપણે ઉચ્છ્વાસ દ્વારા બહાર કાઢીએ છીએ.

ઈ. ૧૮૭૧માં હિંદમાં જણ દીઠ રૂા. ૧-૧૩-૦કરવેરો આવતો તે ૧૮૯૧માં ૨-૦-૩, ૧૯૧૧માં ૨-૧૧-૩, ૧૯૨૨માં ૬-૧-૮ અને ૧૯૩૫માં ૧૦-૦-૦ ઉપર પહોંચ્યો હતો. આજે ?

આપણી પૃથ્વીના બધા મળી છ ખંડો છે: યુરોપ, એશિયા, આફ્રિકા, અમેરિકા, ઑસ્ટ્રેલિયા અને ઍન્ટાર્કટિકા (દક્ષિણ ધ્રુવખંડ). એમાં યુરોપ સૌથી નાનો અને એશિયા સૌથી મોટો છે. યુરોપનું ક્ષેત્રફળ ૩૬,૦૦,૦૦૦ ચોરસ માઇલ. એશિયાનું ૧,૬૨,૫૦,૦૦૦, આફ્રિકાનું ૧,૧૪,૫૦,૦૦૦, અમેરિકાનું ૧,૬૦,૦૦,૦૦૦, ઑસ્ટ્રેલિયાનું ૨૯,૭૪,૫૦૦ અને દક્ષિણ ધ્રુવખંડનું ૫૦,૦૦,૦૦૦ ચોરસ માઇલ છે.

# આ મહિનો (જાન્યુઆરી) ઇતિહાસમાં

**તા. ૩** પોર્ટુગીઝ ગવર્નર આલ્બુકર્કે કાલીકટ પર હલ્લો કરી રાજા ઝામોરીનનો મહેલ સળગાવ્યો–૧૫૧૦.

**તા. ૪** મીઠાના સત્યાગ્રહ સામે લૉર્ડ અર્વિને ઑર્ડિનન્સ કાઢ્યા–૧૯૩૨.

**તા. ૬** અફઘાનિસ્તાનમાંથી ૧૬,૫૦૦ માણસો સાથે નાસતા જનરલ એલ્ફિન્સ્ટન પર સરહદની ટોળીઓએ વારંવાર સખત મારો કર્યો જેમાંથી પકડાતાં ને મરાતાં એક જ શખ્સ ડૉ. બ્રાઇડન બચીને જલાલાબાદ પહોંચી શક્યો–૧૮૪૨.

**તા.૧૨** કવિ બાયરનનો જન્મ–૧૭૮૮.

**તા. ૧૮** કૅપ્ટન સ્કૉટ દક્ષિણ ધ્રુવ પર પહોંચ્યો–૧૯૧૨.

**તા. ૧૯** કલામાં બાહ્ય અભિવ્યક્તિ કરતાં આત્મનિરૂપણ વિશેષ જરૂરનું માનતા વિખ્યાત 'પોસ્ટ ઇમ્પ્રેશનિસ્ટ' કલાકાર પૉલ સેઝાંનો જન્મ–૧૮૩૯.

**તા. ૨૩** મુંબાઇના હાઈકૉર્ટે ટ્રિબ્યુનલે શ્રી સાવરકર સામેના રાજદ્રોહનો કેસ શરૂ કર્યો (૧૯૧૧) અને તેને અંતે તા. ૩૦મીએ તેમને અપરાધી ઠરાવી આજન્મ દેશનિકાલની સજા કરી.

**તા. ૨૫** 'ઝૂંપડીના ગાનાર' (Singer of the Cottage)નું બિરુદ મેળવનાર સ્કૉટિશ કવિ બર્ન્સનો જન્મ–૧૭૫૯.

**તા. ૨૯** રશિયાના સરમુખત્યાર સ્ટાલિને ૧૩ ટ્રૉટ્સ્કીવાદીઓને ફાંસીએ લટકાવ્યા–૧૯૩૭.

**તા. ૩૦** બ્રિટનના બુદ્ધિવાદના સંત ચાર્લ્સ બ્રાડલૉનું અવસાન–૧૮૯૧.

### આ માસની વિભૂતિ

#### ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

૧૮૫૫ની ૨૦મી ઑક્ટોબરે નડિયાદમાં વડનગરા નાગર જ્ઞાતિમાં જન્મ. પિતા માધવરામ મુંબાઈમાં વેપાર કરતા તેથી ત્યાં અભ્યાસ કર્યો, એ દરમ્યાન તેમના પિતાઈ કાકા શ્રી મનઃસુખરામ સૂર્યરામ મુંબાઇ આગળ પડેલા તેમના સમાગમમાં આવ્યા ને સાહિત્યસંસ્કાર રોપાયા. ૧૮૭૧માં એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાંથી મૅટ્રિક પાસ કરી ૧૮૭૫માં બી. એ. અને ૧૮૮૩માં એલ.એલ.બી. થઇ ને મુંબાઇમાં વકીલાત શરૂ કરી.



૧૮૭૪માં તેમનાં પહેલાં પત્ની અવસાન પામતાં 'સ્નેહમુદ્રા' નામક શોકપ્રશસ્તિ કાવ્યો ઉદ્ભવ્યાં. ત્યાર બાદ કાઠિયાવાડના સંસ્થાનના અનુભવ ઉપરથી 'સરસ્વતીચન્દ્ર'ની શરૂઆત થઇ(૧૮૮૭) અને ચાર ભાગની એ નવલ, તેમાંની વિપુલ જ્ઞાનસમૃદ્ધિના કારણે ગુજરાતી સાહિત્યમાં યુગદર્શી કૃતિ બનવા ઉપરાંત તેમની કીર્તિદા પણ બની. એ ઉપરાંત એમની બીજી કૃતિઓ પણ પાછળથી લખાઇ, જેમાં ૧૯૦૨માં તેમના પુત્રી લીલાવતી સ્વર્ગસ્થ થતાં તેના સ્મરણમાં લખાએલી 'લીલાવતી જીવનકલા' તથા ઉત્તરાવસ્થામાં લખાએલ 'સાક્ષરજીવન' નામનો લઘુગ્રંથ આગળપડતાં છે. ૧૯૦૫માં ગુજરાતી સાહિત્ય પરિષદનું પ્રથમ સંમેલન ભરાયું તેમાં તેમને જ પહેલા પ્રમુખ નીમી ગુજરાતે એમની સાહિત્યસેવાને અંજલિ આપી.

પોતાની જીવનયોજનાનુસાર ૧૮૯૮માં બધા પ્રવૃત્તિ છોડી નિવૃત્તિનિવાસ સ્વીકારી શેષ જીવન સાહિત્ય અને દેશની સેવામાં વ્યતીત કર્યું, જે દરમ્યાન 'સમાલોચક' ત્રૈમાસિકનું સંચાલન પણ તેમણે કરેલું. શરીરે નરમ તંદુરસ્તી ધરાવનાર ગોવર્ધનરામનું માનસ સમૃદ્ધિશાળી અને ચિંતનશીલ તથા હૃદય ઉદાત્ત હતું. વિદ્યાવ્યાસંગ એ એમના જીવનનો ધોરી પથ હતો. બાવન વર્ષની વયે ૧૯૦૭ના જાન્યુઆરીની ૪થી તારીખે મુંબાઈમાં સંધ્યાકાળે સૃષ્ટિ ઉપરનો સૂર્ય અસ્ત થવા સાથે ગુજરાતી સાહિત્યનો આ અખંડ તેજોરાશિ સૂર્ય પણ અસ્ત પામ્યા.

પૂનાના બીજાણુ પ્લેગમાં લોકમાન્ય-ના સૌથી મોટા પુત્ર વિશ્વનાથ ભોગ બન્યા ને પછીના અઠવાડિયામાં એમના પિતરાઈ ભાઈ ને ભાણેજનો પણ પ્લેગે ભોગ લીધો એ વેળા એમને આશ્વાસન આપનાર શ્રી કેતકરને એમણે ધીરજથી જવાબ આપેલો:'ભાઈ, ગામની હોળી સળગે ત્યારે દરેક ઘરવાળાએ છાણાં તો આપવાં પડે ને?'

અનેકાર્થી શબ્દ: આગિયો=ખદ્યોત; જુવાર ઇત્યાદિનો એક રોગ, આગિયું; એક જાતની ધોળી જુવાર; જેને અડકવાથી લાહ્ય બળે તેવો છોડ; વૈતાલ.

ગણિત ગમ્મત:

(૧×૨ )— $૧^{૨}$=૧
(૨×૩ )— $૨^{૨}$=૨
(૩×૪ )— $૩^{૨}$=૩
(૪×૫ )— $૪^{૨}$=૪
(૫×૬ )— $૫^{૨}$=૫
(૬×૭ )— $૬^{૨}$=૬
(૭×૮ )— $૭^{૨}$=૭
(૮×૯ )— $૮^{૨}$=૮
(૯×૧૦)— $૯^{૨}$=૯
(૧૦×૧૧)—$૧૦^{૨}$=૧૦

અને એમ આગળ (કા. ગ. જોષી)

કહેવતોના અર્થ: 'સાપ—ફુંફાડો તો રાખજો'. એક સાપને સંતનો ઉપદેશ થતાં એણે ક્ષમા ધારણ કરી, પણ લોકોને એની ખબર પડતાં એને વધુ હેરાન કરવા માંડ્યાં. સાપે પેલા સંતને ફરિયાદ કરતાં એમણે કહ્યું કે ફુંફાડો તો રાખજો. પછી કોઈ લાકડી લઈને આવે એટલે તરત તે ફુંફાડો મારે. આથી બધાએ તેની છેડ કરવી મૂકી દીધી. વહેવારમાં અતિભલાઈ કામની નથી એ બતાવવા તે વપરાય છે. એને મળતી કહેવતો, 'વાંકા ચન્દ્રને સૌ નમે', 'વાંકી આંગળી વગર ઘી ન નીકળે,' વગેરે.

મધમાં ૧૧૯ જાત હોય છે.



આંતરસંબંધી યોજને શાકભાજી અને ફળોની સમૃદ્ધિમાં માતબર વધારો કરીઆપનાર પોતાના જગપ્રસિદ્ધ વનસ્પતિશાસ્ત્રી લ્યૂથર બુરબૅંકને અમેરિકાએ પોતાના દેશની ત્રણ સેન્ટની ટપાલની ટિકિટ પર સ્મરણાંકિત કર્યો છે.

જગતમાં જુદી જુદી ૨૮૦૦ ભાષાનો પ્રચાર છે એમ ફ્રેંચ ઍકેડેમીનો અંદાજ છે. એકલા યૂરોપમાં જ ૬૦૦ ભાષાઓ છે.

મોગલકાળમાં રાજમહેલોમાં અંગત વર્તમાનપત્રો પ્રસિદ્ધ થતાં. એમાં કેટલી યે અણમૂલી અને અંધારામાં રહેલી ઇતિહાસસામગ્રી હજી ભરી પડી છે.

## ખોટી વાત

'કૅમલ' બ્રશના નામથી ઓળખાતી ચિત્રકારોને ચીતરવાની પીંછીઓ ઊંટ (કૅમલ)ના વાળની નથી બનતી. (ત્રિ.)

કાચનો પ્યાલો દરેક વપરાશે અત્યંત બેમાલૂમ પ્રમાણમાં પાણીનાં રજકણોમાં ગળીને પાતળો પડતો જાય છે.

નીલ વ્હેલ માછલી જગતનાં સર્વ પ્રાણીઓમાં મોટી હોય છે. જન્મ વેળા જ તેની લંબાઈ ૨૪ ફૂટની હોય છે.

૧૮૫૯માં ઑસ્ટ્રેલિયામાંના ન્યૂ સાઉથ વેલ્સથી ક્વીન્સલૅન્ડનો પ્રદેશ છૂટો પાડવામાં આવ્યો ત્યારે બધો હિસાબ ચૂકતે કરતાં બ્રિસ્બેનની તીજોરીમાં સાડાસાત પેન્સ બાકી રહેલા!

આખી દુનિયામાં દર વર્ષે સવા ત્રણ કરોડ ટન સાકર તૈયાર થાય છે તેમાંની સાડાચાર ટન શેરડીમાંથી થાય છે, બાકીની બીટ ફળમાંથી.

ઑસ્ટ્રેલિયાનું સિડની શહેર જગતમાં સૌથી મોટું ઊનનું મથક છે




જેસો ચિત્રકામ (ઉઠાવ આપતા રંગથી આલેખન) કરવાની રીત: ચિત્રમાં ક્રમ વાર-(નં.૧) દસ ચમચા ચાળેલી ખડીને શીખંડ જેવી થાય એટલા પાણીમાં પલાળવી; (નં. ૨) આઠ ચમચા મધ જેવો સરેસ તેમાં ભેળવવો; (નં. ૩) એક ચમચો વાર્નિશ અને ત્રણ ચમચા અળસીનું તેલ તેમાં નાખવું; (નં. ૪) એ વાસણને બીજા પાણીભર્યાં મોટા વાસણમાં રાખી દસ મિનિટ ઉકાળવું. આ રસ વડે પેટી કે પાટિયાં ઉપર કરેલા આલેખ પર નીતરતા રસે લીટીઓ પાડવી. લીટીઓ માટે દાળખીની સળી કે માથાની પીનનો સીધો કરેલો છેડો અથવા પંપીનું પીછું ચાલે. એ રીતે આલેખેલી લીટીઓથી બનતી આકૃતિઓ ઊપસેલા રૂપમાં પડશે. પછી તે સુકાઈ જાય એટલે એ આકૃતિઓમાંનાં ફૂલ, ડાંખળાં, પત્તીઓ વગેરેને ગોઠવી મુજબના જે વિવિધ રંગ કરવા હોય તે ઑઇલ કલર (તેલીઆ રંગ) વડે કરવા. છેવટે ચપડાલાખનું અસ્તર મારી ભીણુ ઘસી પૉલિશ કરવું.




## રસથી વંચાતાં બે પુસ્તકો

એમનું એક 'અજંતાના કલામંડપો' તો ગુજરાતી સાહિત્યમાં આજ સુધીમાં અજંતાની કલા પર થએલું પહેલું જ પ્રકાશન છે; અને વિગતમાં, વિવેચનમાં, વિવિધતામાં તેમજ વિપુલતામાં, એટલી કીમતમાં એની તોલે આવે એવું એક પણ પ્રકાશન બહાર પડ્યું નથી. શ્રી રવિશંકર રાવળ જેવાને હાથે લખાએલા પરિચયલેખવાળું આ પુસ્તક, ૯ ત્રિરંગી ચિત્રો, ૧૬ પાનાં ભરીને અસંખ્ય આલેખનો તથા ફોટોગ્રાફો અને લખાણને પણ પાને પાને અજંતાનાં શોભનોનાં રેખાંકનોથી ભરપૂર છે. દોઢ રૂપિયા (પોસ્ટેજ જુદું)ની કીમતમાં આટલી પ્રચુર સામગ્રી આજ લગી હિંદભરમાં આ વિષય પરના કોઈ પણ પ્રકાશને આપી નથી.

બીજું પુસ્તક 'અજવાળી રાત' તો ઘેરઘરનું માનીતું થઈ પડે એવું પુસ્તક છે. માનવહૈયામાં રસ, કલ્પના અને સૌંદર્યનું સામ્રાજ્ય જમાવતી ઊજળી મધુરી અજવાળી રાતની પંદર તિથિઓ સમી પંદર સુંદર વાર્તાઓ એમાં છે. માત્ર કુમાર-કિશોરો જ નહિ પણ ઘરનાં નાનાં-મોટાં, સ્ત્રીજન-ગ્રામજન સૌને રસ, વિનોદ અને વિચાર આપે એવી મનોરંજક ખેંચાણકારક અને સરળસુબોધ વાર્તાઓનો એ સંગ્રહ એવા જ વિવિધરંગી ચિત્રો અને મનોરંજક રૂપરંગની સજાવટવાળો છે. કીમત બે રૂપિયા પોસ્ટેજ જુદું.

કાર્યાલય · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ

KUMAR Reg. No B. 1

## તમારા ઘરની ભીંત તપાસો

એના પર શું છે ? કાં તો મફતિયાં કૅલૅન્ડરો! કોઈ બ્રાન્ડી કે સીગારેટની જાહેરાત કરતાં અસંસ્કારી કુરૂપ ચિત્રો! દેશનાં સૃષ્ટિસૌન્દર્ય અને મહાલાતોનાં અથવા રાજાઓ ને રમણીઓનાં ચિત્રો! અથવા આપણી પુરાણકથાઓ અને દેવદેવીઓનાં ભદ્દાં ચિત્રો! પણ આપણા દેશજ સંસ્કારોને પોષતી ને રસવૃત્તિને વિકસાવતી ઊંચી અને સાત્વિક કલા કેટલાંના ઘરમાં છે?... એવી કાવ્યમય વાતાવરણ જગવતી, નયનાભિરામ કલાનાં ૭ સુંદર ચુનંદાં રંગચિત્રોનો એક સરનો પૉર્ટફૉલિયો (સંપુટ) 'ગુજરાત કલાકલાપ' નામથી કુમાર કાર્યાલયે બહાર પાડ્યો છે. રવિશંકર રાવળ, કનુ દેસાઈ, રસિકલાલ પરીખ, સોમાલાલ શાહ અને છગનલાલ જાદવની ઉત્તમ કલાકૃતિઓ ચૂંટીને એમાં સંઘરેલી છે. પ્રત્યેક ચિત્ર ૧૪×૧૧ ઈંચના માપના જાડા કાર્ડ ઉપર, મઢી શકાય તેવી સફાઈબંધ રીતે, રંગીન છપાઈમાં છાપેલું છે. સાથે એ ચિત્રોનો અને એના આલેખક કલાકારોનો ટૂંક પરિચય પણ આપેલો છે. કીમત માત્ર એક રૂપિયો. પો. જુદું.



૬ પૂર્ણિમા - શિલ્પકાર: કે. ડી. ત્રિપાઠી

આવતી કાલનાં નાગરિકોનું માસિક

# કુમાર


તંત્રી • રવિશંકર રાવળ
સંપાદક • બચુભાઈ રાવત
વર્ષ ૧૮મું • અંક ૨જો ✦ ફેબ્રુઆરી ૧૯૪૧




## ટૂંક વખતમાં પ્રકટ થનારાં અગત્યનાં બે પુસ્તકો

*

એક છે—એચ.જી. વેલ્સના 'આઉટ લાઇન ઑફ હિસ્ટરી'નાં પહેલાં ૧૪ પ્રકરણનું સરળ રસમય ગુજરાતીમાં શ્રી અનંતરાય પટ્ટણીએ તૈયાર કરાવેલું પુસ્તક.

**ચાર રંગીન ચિત્રો તથા પુષ્કળ સાદાં ચિત્રો ને નકશાઓ સાથે**

બીજું ચિત્રસાધના એ જાણીતા કલાકાર શ્રી રસિકલાલ પરીખની કલાનો સર્વાંગી પરિચય આપતું અને એમની લગભગ બધી જ ઉત્તમ કૃતિઓ મૂળ રંગમાં રજૂ કરતું પુસ્તક

**ત્રીસ રંગીન અને ત્રીસ સાદાં ચિત્રો સાથે**

*

**કુમાર પ્રિન્ટરીમાં એ બંને તૈયાર થાય છે**










**કુમાર પ્રત્યેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે બહાર પડે છે**

મુદ્રક-બચુભાઇ રાવત; તંત્રી અને પ્રકાશક રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ; વાર્ષિક રૂા. ૬, પ્રાહકોના રૂા. ૬ા, પરદેશના ૧૨ શિ., છૂટક દસ આના; મુંબાઇમાં: શેઠ ઍન્ડ શાહ, ૧૩૬-૧૪૨ મેડોઝ સ્ટ્રીટ મુંબાઈ-૧; તથા બીજા એજન્ટો: આર. આર. શેઠની કં., શિષ્ટ સાહિત્ય ભંડાર અને રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ.

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અત્યંત જેવું પોષણ મળે
નાનાં-મોટાં, માંદાં-સાજાં નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ. સૌ કોઈ એનું સેવન કરી શકે છે

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન

# ઝંડુનું

## મહારસાયન

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન,
તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું
**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**




**તેનું નિયમિત સેવન**
લાંબું આયુષ્ય તથા સારી
સ્મરણશક્તિ આપી શરીરમાં
બલ, તેજ ને ચેતન પૂરે છે.

**કીંમત**
પા રતલના પૉટનો રૂ. ૧॥
અરધા રતલના પૉટના રૂ. ૨॥
એક રતલના પૉટના રૂ. ૫)

કારખાનું:
સયાનીરોડ
મુંબાઈ—૩૩

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કર્સ લિ.**
અમદાવાદના એજન્ટ ભોગીલાલ બ્રધર્સ - ગાંધીરોડ

દુકાન:
જૂની હનુમાનગલી
મુંબાઈ—૨

ઑર્ડર આપતી વખતે, જાહેરખબર 'કુમાર'માં વાંચી હતી એમ જણાવવું.

આનંદ વ્યક્ત કરે છે

**સાધના બોઝ**

અને

આનંદ વ્યક્ત કરશે
જગતભરનાં સીનેરસિકો
જ્યારે આપણું આ પ્રથમ

**આંતરરાષ્ટ્રિય ચિત્ર**

એ સહુ જોશે ત્યારે

# વાડિયા

મૂવીટોન ચિત્ર

# રાજનર્તકી

—અન્ય કલાકારો—

★ પૃથ્વીરાજ ★

★ અહિન ચોધરી ★ પ્રતિમા દાસગુપ્તા ★ નાયમપલ્લી ★ બૅનરજી વગેરે ★

દિગ્દર્શક મધુ બોઝ

# રૉયલ ઑપેરા હાઉસ

—મુંબઈ—માં તા. ૮-૨-૪૧થી શરૂ









**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

ડાબી બાજુ ઉપર: 'તે ગાંડો છે કે વિદ્યાર્થી ?'—મનુ પટેલ (અમદાવાદ) પહેલું ઇનામ; નીચે: 'ઘાસનું બંધાણ—મનુ પટેલ (સાંખેજ) બીજું ઇનામ; જમણી બાજુ ઉપર: કલાઇવાળો—મનુ પટેલ (સાંખેજ) નોંધપાત્ર; 'આફ્રિકાના જંગલમાં'—રમણિકલાલ જે. પરીખ (ધ્રાંગધ્રા) ત્રીજું ઇનામ.

આવતી કાલનાં નાગરિકોનું માસિક કુમાર વર્ષ ૧૮ · અંક ૨ · ફેબ્રુઆરી ૧૯૪૧



# કર્ણ-કૃષ્ણ

· મિશ્ર ·

કર્ણ : જુઓ હસે છે નભગોખ સૂર્ય,
પાસેપાસે એકજાશે ઝુલંતાં
પ્રફુલ્લતાં કિંતુ ન ભેદ સંગમાં
અધન્ય એવાં પદ્મ ને પોયણાં શાં
જોતાં મુખો આપણ બે તણાં અહીં.
ઝાઝી વેળા વ્યોમમાર્ગે ન સોહે
સાથેસાથે સૂર્ય ને સોમ, કૃષ્ણ.
સોહે નહીં એક રથે ય એવા
પ્રવીર બે કૌરવપાંડવોના.
અદૃશ્ય થાતા પુરકોટકાંગરા, ૧૦
ધપે જતા પંથપિપાસુ અશ્વ.
આજ્ઞા કરો, કૃષ્ણ, ઉતારવા મને
ક્ષણેક થંભે રથ. દો અનુજ્ઞા.
જાઉં. પ્રતીક્ષા કરતા હશે ત્યાં
કૈં વર્ષોથી શૌર્યઉન્માદવ્યાકુળા
સંગ્રામાર્થે જે ભુજા ખંજવાળતા
આજે લાધ્યે યુદ્ધનું પર્વ ધન્ય,
પ્રસન્ન સૌ કૌરવ હસ્તિનાપુરે;
અને કુરુજાંગલ, રે સમગ્ર
આર્યાવર્તે આણ જેની યશસ્વી ૨૦
એવા મહારાજ—

કૃષ્ણ : —ની ધર્મરાજને
આજે ભલી રીતથી ભેટ છો થતી,
ધર્મધ્વજતણા શિબિરે પાંડવોના.
પાંડુપુત્રો આ દિશે ચક્ષુ માંડી
પીતા હશે પંથદિગંતરેખાઃ
ક્યારે આવે કૃષ્ણ વેગેથી, લાવે
કાં યુદ્ધ કાં બંધુજનોની પ્રીતિ.

મહાભારતકાર કહે છે કે વિષ્ટિમાં નિષ્ફળ નીવડ્યા પછી કૃષ્ણ પાછા ફરે છે ત્યારે જતાંજતાં કર્ણને વાત કરવા માટે પોતાના રથમાં બેસાડે છે. પછી કર્ણને એ કુંતીનો પુત્ર છે એ રહસ્ય કહે છે અને તેને પાંડવોના મોટા ભાઈનું સ્થાન લેવા સમજાવે છે. આમાં એ સમજાવટના ચારે પ્રકાર અજમાવે છે. પણ એ બધું છતાં ના પાડવા માટે કર્ણને પોતાનાં કારણો છે. માતાએ એનું બાળપણમાં જ ભારે અહિત કર્યું, દુર્યોધને પોતાને જીવનભર સન્માનપૂર્વક રાખ્યો વગેરે . . .

પ્રતિપ્રતીક્ષા પણ આજ એમની
બસ ફળી ભેવડીઃ યુદ્ધશ્રદ્ધા
સંતોષાશે વિષ્ટિ હું હારતાં; ને
બંધુપ્રીતિ પાંડુ પુનર્જન્મ સમી ૩૦
સૌ પામશે આજ પધારતાં ઘરે,
કારાગારે કૌરવોને પડેલ,
ધનુર્ધરોમાં સહજે શિરોમણિ,
શસ્ત્રે તેવો શાસ્ત્રમાં યે પ્રવીણ'
કુન્તીજાયો પાંડવીપુત્ર કર્ણ.

કર્ણ : કુન્તીજાયો! તેર વર્ષોની વાત!
અજ્ઞાન અન્યોન્યથી હસ્તિનાપુરે
વસ્યાં અમે મા-શિશુ વર્ષ તેર!
વર્ષે વર્ષે માસ તો બારબાર, ૪૦
માસેમાસે ને દિનો ત્રીસત્રીસ,
ને ત્રીસમાંથી દિન એકએક,
તેની મૂકે સાઠ ઘડી ગણિતીઓ.
મળી ઘડી અર્ધઘડી ન માતને
માતૃત્વથી વંચિત વત્સ કાજે.
અપૂર્વ આશ્ચર્ય ન એ શું કૃષ્ણ?
એ ભારતે અદ્ભુત માપ ધર્મનું'

કૃષ્ણ : બોલાવવી એ જનનીમુખે જો
લજ્જાભરી શોકકથા વીતેલી,
કુંતી કહેશે, તાત, તો, એ ય કહેશે ૫૦
સહોદરોના સુખકાજ હોંસે.

કર્ણ : ના, કૃષ્ણ, મારે નથી કહેવરાવવી
કલંકગાથા જનનીમુખેથી,
કે શી રીતે ત્યાગ અબોલ બાલનો
કરી શિશુને વિધિઅંક સોંપ્યો.
એ જાણું છું કૈંક રહસ્ય, જ્યારથી
પામ્યો છું હું આશિષ કુંતીનેત્રની
મૂંગીમૂંગી તો ય હૈયે હૂંફાળી
આનંદ સિદ્ધિ કુબ્જ અલ્પ આયુની.
જ્યારે કૃપે દીનમુખે સુણ્યું મહા ૬૦
આહ્વાન મારું કપટે કિરીટીને
અને કહ્યું: 'રાજવીપુત્ર સ્પર્ધા
કરે ન જાણ્યા વિણ ગોત્ર અન્યનાં.
આ કુંતી ને પાંડુ તણો સુપુત્ર
ઊભો અહીં અર્જુન. બોલ, તાત,
પિતાજનેતા તવ કોણકોણ?'
રે ત્યાં જ માંરાજ સુયોધને તને
તત્કાલ ગોઝી અભિષેક દીધું
મહાર્ઘ એવું પદ અંગરાજનું.
ત્યાં ઓચિંતે એક સાધ્વી તણાં બે
નેત્રો દ્વારા ઊભરાતી અખંડ
ન્યાળી'તી મેં દિવ્ય વાત્સલ્યધારા.
માની પત્રે મુજ સ્વરૂપ હૈયે,
સુખદુઃખે જે સતી રહી છે
હૈયાખૂણેથી. મધુરું કરી જતી
બધું ય તે માન વિમાનના વા.
કે દંશ ભૂંડા વળી હીન જન્મના.
આજે ય આલિંગન દિવ્ય એ મસ.
વાંચ્યા હતા એ ક્યનેત્રવિસ્તરે
માતા તણી મંગલ આશિષો મેં.
મારી સ્મૃતિ જીવનની સુધન્ય એ.
આપુરણે ધીરડી સોંદબાની એ.
પરંતુ, ધર્મજ્ઞ, ગુપ્તમુખેથી
'છે કર્ણ કૌન્તેય,' ન શબ્દ એવા
આચાર્યને એ સમયે મળ્યા: મળ્યા
હવે, હવે જ્યાં ડગલું ય પાછું
ક્યાં દેવું તે ના રહ્યું સોચવાનું.

કૃષ્ણ : સુણ્યું હશે, કર્ણ, કહીઃ ન જો સુણ્યું
તો હું કહું: ત્યાં નીરખી તને, પ્રિય,
શો કુંઠગ્યો ને કર્ણ સુહૃત ૫
આહ્વાન દેતો ભડ સવ્યસાચિને,—
એ દશ્ય જોઈ—સહુ વીરોય
ઉલ્લાસ આશ્ચર્ય ભરી ફુલેલ.

....પણ કર્ણને ના પાડવાનું મુખ્ય કારણ તો એ છે કે પોતે કર્ણ મટી પાંડવ બને અને તેથી સૌ પોતાનું બહુમાન કરે એમાં ગૌરવ શું? પોતે કર્ણ રહે અને પોતાના જ પરાક્રમ વડે બધાના માનને પાત્ર બને એમાં જ શોભા. (પંક્તિ ૨૩૫-૫ વળી, કર્ણ પોતાના વ્યક્તિત્વ માટે જ લડી રહ્યો છે એમ નહિ; એ સમષ્ટિ (આખી જનતા) માટે પણ લડી રહ્યો છે. દ્રૌપદીના સ્વયંવરમાં પોતાનું થયું હતું તેવું અપમાન ભવિષ્યમાં જીવનસુંદરીના સ્વયંવરમાં કોઈનું થવા ન પામે, ત્યાં જન્મ નહિ પણ પૌરુષ જ જોવામાં આવે એવી વસ્તુસ્થિતિ પ્રવર્તે એ માટે પોતે લડી રહ્યો છે. (પંક્તિ ૨૬૪-૫).—



તો શી હશે દારુણ આત્મવેદના કુંતી તણી, છાતીથી બાળ ધાવતો આઘું કરી મોં હડસેલી દેતાં!

પરંતુ કુંતી હતી ના તટસ્થ
એકેય પક્ષે; ઉભયે સુતેલા
નિજોદરે. ને નિજ નેત્રથી હવે
અન્યોન્યનો નાશ કરંત જોવા!
ને માતથી એ કદિ જોયું જાય?
સહ્યો ન જાતાં સ્નેહઑથાર માતા
મૂર્છા પામી ને ઢળી પૃથ્વીખોળે. ૧૦૦
સુભાગ્ય કે ઊઠી ગઈ નિહાળવા
અંગાધિરાજ તુજને થયેલો
અને થનો ભારતરાજ આજ.

કર્ણ: વાણી પ્રેરો, કૃષ્ણ,ના ભાવપૂર્ણ
સંસારની ઘોર કઠોર વાતે.
સહ્યાં જતું જે વિધિદત્ત કાંઈ,
કાં ઊર્મિની અંજલિ વ્યર્થ પત્થરે?

કૃષ્ણ: ના, ના, ન એવું વદ, ધર્મવત્સલ.
તું કુંતીનો અંકુર આદિ ઉજ્જ્વલ.
કૌમાર્ય વેચી તુજને ખરીદ્યો,
ને લોકલજ્જા તણી પેટ સંઘર્યો. ૧૧૦
રે યૌવનશ્રીતણું પામી જ્યાં ફલ,
શકી ન એ સાચવી ભાગ્યદુર્બલ.
કલંકમાંથી બચવા—બચાવવા
તને ય સાથે—જગદાશ સોંપ્યો
અબોલ મોંઘો શિશુ પેટનો જણ્યો.
જાણી: બસે છૂટી કદીક ઠોકરે
અજ્ઞાત ખૂણે જગનો; પ્રતાપ તે
ઓછો જ ઢાંક્યો કદિ ક્યાંય રૂંધ્યો?
પૂછું, યશસ્વી, સમરનો તું ધોર ૧૨૦
અન્યાય જે કાંઈ તને થયેલ,
તો શી હશે દારુણ આત્મવેદના
કુંતી તણી, છાતીથી બાળ ધાવતો
આઘું કરી મોં હડસેલી દેતાં?
કરુણ દશા એ કદિ માતૃઉરની!

....મહાભારતમાં કર્ણનું પાત્ર એના ગૌરવથી અને કરુણતાથી બહુ જ ધ્યાન ખેંચે એવું છે. એનું ગૌરવ એવું છે કે જો એ પાંડવોને જઈ મળે તો એક વાર તો કદાચ કૌરવો લડાઈ કરવાનો વિચાર પણ માંડી વાળે. પણ પોતાની જાતને વફાદાર રહેવા, સામે નાશ ઊભો છે એવી ચોક્કસ પ્રતીતિ છતાં, કર્ણ કૃષ્ણના પ્રલોભનને,—પાંડવો સાથે મળી, પાટવી બની, ભવિષ્યમાં ભારતવર્ષના રાજા થવાની તકને—ઠોકરે મારે છે અને કૌરવોને એમની કપરી વેળાએ વળગી રહે છે. એ એના જીવનની પરમ કરુણતા છે. કાંઈક એનો ખ્યાલ આપવા આ સંવાદ યોજાયો છે. (કર્ણના વધુ સ્પષ્ટ પાત્રાલેખન માટે જિજ્ઞાસુએ 'ગુજરાત સમાચાર'ના ૧૯૩૫ના દીપોત્સવી અંકમાં આ લેખકનો મહાભારત ઉપરનો લેખ જોવો.)

જે માતના શોણિતપોષણે તું
જન્મ્યો, વહે જેહનું રક્ત તારી
નસેનસે આ ઘડીએ ય વેગથી:
જેની મૃદુમાડી મુખાકૃતિની
તારે મુખે અંકનરેખ આછી; ૧૩૦
ને જેહના કોમલ પાદયુગ્મની
શોભા વસી આ તવ પાયયુગ્મમાં.
—એ પાયયુગ્મો! સ્મરું છું, યુધિષ્ઠિરે
કહેલું કોદિ વનવાસગોષ્ઠિમાં
કે કેમ જોઈ ચરણો અરે તવ
કુંતી તણાં જે ચરણો સમાન,
શમી જતી ચિત્ત વિષે સ્ફુરંતી
એ સૌમ્ય ને શાન્તમના મહાત્મની
પ્રકોપ-ઊર્મિ ઊંડી જ એવી
જ્યારે તપ્યા તેલ સમાં કુવાક્યો ૧૪૦
સુણાવતો'તો તું ભરી સભામહીં
અવસ્ત્ર એકાકિની દ્રૌપદીને.

કર્ણ: હા! દ્રૌપદી! પંચપતિ વરેલી
તથાપિ આયુષ્યની જે અનાથા!
ન વાત છેડો, કિરીટિસખા, એ.
સૌભાગ્ય એ પંચવિધ પ્રશસ્ય
છો ભોગવે તે અભિજાતકન્યા.
ઉખેળશો ના પડ ભૂતકાલનાં.
સંકોરશો અગ્નિ ન માનહાનિનો.
વેગે જઈ સન્મુખ તેડી લાવો ૧૫૦
એ દ્રૌપદીજિત્ અભિજાત અર્જુન.
યુદ્ધાંગણે કાલ જુએ ન કોણ
કુજાત કે કોણ વળી સુજાત.

કૃષ્ણ: એ ક્રોધ, એ ચિત્તનું કાલકૂટ,
સંતોનું એ પેય પીયૂષ પુણ્ય,
પી જા, પી જા, કર્ણ, એ રોષ પી જા!
જણનારીના, કર્ણ, એ દોષ પી જા!
ન કુંતીના દોષની હોય શિક્ષા
કો પુત્રને, પુત્રની વા વધૂને.
ને એ વધૂ, વત્સ, ચડાવી આજ્ઞા ૧૬૦
કુંતી તણી મસ્તક, સેવતી સુખે
ક્રમેક્રમે પંચ પ્રતાપી ભર્તા,
ક્રમેક્રમે તેવી જ સેવશે સુખે
એ પંચના અગ્રજ જ્યેષ્ઠ કર્ણને.

કર્ણ: ના. કૃષ્ણ, ના, હોય ન. એવી વાર્તા
આજે હવે જીવનઅસ્તવેળા.
આજે હવે પુત્રઘરે ય પારણાં.
એ પુત્રપૌત્રે વળી પત્નીદેહે
ગૂંથાઈગૂંથાઈ ગયું જ એવું
આ દેહું કે ઊતરડી તદીથી ૧૭૦
ન ખેંચવાનું રહ્યું શક્ય હાવાં.
ને શક્ય એ હોય તથાપિ શોભે
ધર્મિષ્ઠને આપણને શું એવું!!
અને થશે હાનિ ન માતને તો.
કુંતી તણા પ્રૌઢપ્રતાપી પુત્રો
તે પાંચના પાંચ રહ્યા સુરક્ષિત,
મારે લીધે, અર્જુન મૃત્યુ પામતાં,
મારે મર્યે, અર્જુનને લીધે વા.
પરંતુ હે પાંડવસારથિ, કદી
એની સાથે દ્રૌપદીને ન શોભે ૧
ભર્તારસ્થાને કર્ણ ને—ને કિરીટી.
જાઓ, લાવો, કૃષ્ણ, શ્વેતાશ્વશોભિને
રથે વિરાજંત રણે ધનંજય.
હવે અમે જો ચડીએ ન યુદ્ધે,
વીરત્વ તે અર્જુનનું ય લાજે,
લાજે વળી પૌરુષ અંગરાજનું.
આજે હવે, એ વિધિના ધનુષ્યથી
છૂટી ચૂકેલાં શરશા અમે બે
યુદ્ધેષુ કર્ણાર્જુન. કોણ બાણ
વીંધે બીજાને રહ્યું એ જ દેખવું. ૧
છો વિશ્વ ન્યાળે રણ કર્ણપાર્થનું.

કૃષ્ણ: અહો! જનોની ચિર યુદ્ધશ્રદ્ધા!

કર્ણ: ને હે મહાત્મન્! વિનતી . . .

કૃષ્ણ: તને છે
મારે ય છેલ્લી કરવાની, કર્ણ.
શું ધારતો ભીષ્મ વિષે, મહારથી!

કર્ણ: મહારથી! એ ઉપહાસશબ્દ
ઉચ્ચારિયો, કૃષ્ણ, તમે ગુજાડવા
મને કરેલાં અપમાન ભીષ્મે
ઊભી થઈ જાય શિખા પ્રકોપે ૨૦૦

ને આપશે જે મુજને ગણી વડો,
શાભીશ હું એક ઘડી ન શોભ્યું
આપ્યા વિના કૌરવરાજ્યલીને,
મૈત્રીપ્રભાવે ઉછર્યું છું હું જેના.   ૧૮૦
થશે ન એ શોભતું, ધર્મબંધુ.
ભલે થના રાજવી ધર્મરાજ,
છે કૃષ્ણ જેને સચિવ પ્રબુદ્ધ
ને સવ્યસાચી સમ યુદ્ધવીર.
કૃષ્ણ : તો ઠીક ત્યારે ફરી યુદ્ધભોમે.
કર્ણ : હા. યુદ્ધભોમે ફરી, પાર્થસારથિ,
મળીશું પ્રેમે.
કૃષ્ણ : પ્રિય, ત્યાં રણાંગણે
ન ચાલશે દ્યૂતસભાનું કૂડ,
પાસાની આડાઅવળી ભૂંડી કળા.   ૧૯૦
પ્રત્યુત્તરો જ્યાં શરથી શરોના.
કર્ણ : એ ભ્રાંતિ ના રહેજો હોય કાર્ષ્ણિને.
એ ભ્રાંતિ! કે જીવનદ્યૂતનું બળ્ય!
જેમાં કલંકો અવજન્મના બધાં
ધોવાઈ જાશે થઈ કીર્તિશુભ્ર;
ને જે લીધે આખર કોક દિ નો
કુજન્મના અંતર કોરનારો
કોરો કદાચે શુચિ મૃત્યુસાથથી.
કલંક વેઠ્યું અપજન્મનું ભલે
કલંક કહેશે અપમૃત્યુનું ન કો.   ૨૦૦
કૃષ્ણ : સુબાહુ, થંભ્યો રથ... ઇન્દ્રપ્રસ્થે
છે કુંતીને એક જ પુત્ર, જેહને
રહે ન એ વંચિત માતૃભક્તિથી.
કર્ણ : લો ભીતરે.... ચક્ષુથી ઊભરાતું
આ અશ્રુ તે અંજલિ માતૃભક્તિની.
હવે નહીં જન્મ, ન જોવું જીવન,
હવે રહ્યું જ્યાં ધ્રુવ મૃત્યુ એક....
જાઉં હવે.... કૃષ્ણ જુઓ જુઓ તો
ધરી રહ્યા ચક્ર પડી જુદાં સરે
જુદે જુદે માર્ગ અને વિભિન્ન   ૨૧૦
અપંગ ઊભે રથ થંભી જેમ,
એવો સર્વે આપણ ભિન્ન માર્ગે
થંભી રહેલો ભારતનો મહારથ
શો ખોટકાઈ અહીં કારમો! અરે
થયા અદશ્યે નહીં કૃષ્ણ ક્યારના
ડૂમો પૂરે. ને જગ જોઈને આ
હસી રહ્યો અંબરગોખ સૂર્ય.

ઉમાશંકર જોશી

# जूनी जाहोजलाली

પૈઠણમાં ત્યાંની જૂની જાહોજલાલી વિષે એક વાત સાંભળી. જૂની આખ્યાયિકા તરીકે નોંધવા જેવી છે. એક વાર પેશ્વા પૈઠણ આવ્યા હતા અને પૈઠણની બાગોળે એમણે પોતાના તંબૂ તાણ્યા હતા. પૈઠણના એક વેપારીને થયું કે પેશ્વાની દીકરીને પોતાને ત્યાં 'હળદીકુંકુ' માટે બોલાવીએ. એણે પોતાના નાના દીકરાને આમંત્રણ આપવા પેશ્વા પાસે મોકલ્યો. પેશ્વાને થયું કે એક વેપારી મારી દીકરીને પોતાને ત્યાં બોલાવે છે, અને આમંત્રણ આપવા પોતે ન આવતાં પોતાના દીકરાને મોકલે છે' એની સંપત્તિ કેટલીક હશે? એણે જવાબ મોકલ્યો કે 'મારા તંબૂથી તમારા ઘર સુધી જો રૂપીઆની થેલીઓ પાથરશો તો એના પર થઈને મારી દીકરી તમારે ત્યાં આવશે. એ ક્યાંયે જમીન ઉપર પગ નહિ મૂકે. એ શરત મંજૂર હોય તો કહેજો.' દીકરો પિતાને પૂછવા આવ્યો. પિતાને દીકરા ઉપર એવો તો ગુસ્સો ચઢ્યો! દીકરાની નિર્ભત્સના કરી એણે કહ્યું, 'એમાં તે પૂછવા શું આવ્યો? તારે તારી મેળે જ હા પાડવી'તી ને! પણ કાંઈ નહિ; હજી બાજી સચવાય એમ છે. ફરી જઈને કહે કે મારા પિતાથી પૂછું છું કે 'જાતજાતના સિક્કાઓ ચાલશે કે બધા રૂપીઆ એક જ ટંકશાળના હોય એવો આગ્રહ છે? એવો આગ્રહ હોય તો મારે જરા થેલીઓ વીણીવીણીને જુદી કરવી પડશે.'

પેશ્વા સમજી ગયા કે આ કાંઈ કાચી આસામી નથી. એણે આમંત્રણ સ્વીકાર્યું.

જે થેલીઓ પગ તળે પાથરવામાં આવી હતી તે પાછી ઘરમાં ન આણાય એટલા ખાતર વેપારીએ એ પૈસામાંથી ગોદાવરીને એક મોટો ઘાટ બાંધી આપ્યો અને એ પ્રસંગનું સ્મારક કર્યું.

(૧૮-૯-૪૦)   दत्तात्रेय बालकृष्ण कालेलकर



### મુંબાઈની આર્ટ સોસાએટીનું વાર્ષિક પ્રદર્શન

● આ વર્ષનું પ્રદર્શન પચાસમું હતું. છતાં તેની માહિતી અને ચર્ચા આપણા પ્રાંતમાં જોઈએ તેટલી થતી નથી એ આપણા સુશિક્ષિત સમાજની કળા પ્રત્યેની બેપરવાઈ, અજ્ઞાન અને સંસ્કારશૂન્યતા નજરે પાડે છે. એક તરફ લાખો રૂપિયાના ખર્ચે આલેશાન ઈમારતો થયા કરતી હોય, ઝવેરીની મોટરો તથા પેટ્રોલના ખર્ચનો હિસાબ રહેતો ન હોય અને બાનુઓએ કરેલાં ફર્નિચરો તથા શણગારોમાં શ્રીમંતાઈની સીમા આવી જતી હોય, ત્યારે સંસ્કારદૃષ્ટિ આપનારી કલા માંડમાંડ પોતાની લજ્જા સંભાળતી એક ખૂણે પોતાનું અસ્તિત્વ ટકાવી પોતાના બાળકોને મામુલી આશ્વાસન આપતી એકાદ ખંડ ભાડે રાખી રહી હોય અને એના સત્કાર માટે એક દિવસના પેટ્રોલના ખર્ચ પૂરતો ઉપકાર આપવાની પણ ઈચ્છા મુંબાઈ જેવી નગરીમાં કોઈ ના બતાવી શકે ત્યારે એ નાગરિકતાની શોભા શી?

### પૂર્વ પરિચય

● આ સોસાએટીની સ્થાપના ઈ. ૧૮૮૮માં કેટલાક નિર્બંધ ખાતર કલાની ઉપાસના કરનારાઓએ કરી; અને સ્થાનિક પ્રજામાં તેનો રસ ઉત્પન્ન કરવાનો અભિલાષ રાખ્યો. એ વખતે પણ હિંદમાં આવતાં કેટલાં યે અંગ્રેજ સ્ત્રીપુરુષો આલેખન અને ચિત્ર શું જાણનારાં મળી આવતાં. આ શોખના લો રોજ અભ્યાસ ન રહે તો જરૂર તે ટળી જાય. એટલે એવાઓને જાહેરમાં કામ બતાવવાની તક કરી આપવી, ચર્ચાઓ કરવી, ચાંદો ઇનામો ને પ્રમાણપત્રો આપી કલાની કદર કરવી,- એવીએવી પ્રવૃત્તિ કરીને સોસાએટીએ એક પ્રકારનું કલાનું જગત જગાડ્યું હતું. જુદીજુદી કલાશાળાઓના વિદ્યાર્થીઓને પણ એ પ્રદર્શનોમાંથી કંઈક ઉત્તેજના ને કદીપના મળી રહેતાં અને ઘણીવાર એ પ્રદર્શનમાં જ તેમને આશ્રયદાતાઓ પણ મળી રહેતા. માત્ર ૧૦ રૂપિયાના વાર્ષિક લવાજમ ભરનારા કેટલાક મુંબાઇના સભ્યો ઉપર જ સોસાએટીના ખર્ચનો આધાર હતો. તેમાંથી નિષ્ણાતો પાસે ચિત્રપરીક્ષણ કરાવી ઇનામો અને ચંદ્રકો અપાતા. એ વખતે દેશની સ્થિતિ અનુસાર ચિત્રપરીક્ષણમાં કડકાઈ કરતાં ઉત્તેજનનો હેતુ જ આગળપડતો રહેતો.

### કસોટીના દિવસો

● શરૂઆતમાં આ પ્રદર્શનો સેક્રેટેરિયટમાં જ ખાનગી મેળાવડામાં સભ્યોને માટે યોજાતા અને એ પ્રસંગે નામદાર ગવર્નરની હાજરી અવશ્ય હોય. તેમના મુંબાઇના નિવાસ દરમિયાન એ પણ એક કાર્યક્રમ ગણાતો. ઈ. ૧૮૯૪માં ટાઉન હૉલમાં પ્રથમ પ્રદર્શન થયું. પણ તેને બહુ સફળતા મળી ન હતી. ઈ. ૧૯૦૦ની સાલમાં પ્રદર્શન થઈ શક્યું જ નહિ અને સર જે. જે. સ્કુલ ઑફ આર્ટમાં સોસાએટીનું શરણું કરવું પડ્યું. પણ તેથી આ પ્રદર્શન એક સરકારી ખાતું ગણાઈ જઈને, તેને પૈસા પૂરતા હશે એવી માન્યતા લોકોમાં પ્રસરી. વળી એ જગ્યાએ લોકોનો આવરજાવર પણ ઓછો હોવાથી પ્રદર્શનને પ્રેક્ષકોની તંગી પડવા માંડી, એટલે ઈ. ૧૯૦૬માં કેટલીક ઓંજગડ કરીને સોસાએટી એ બંદીખાનેથી મુક્ત થઈ અને ટાઉન હૉલમાં પાછી દેખાઈ. ત્યાર પછી તેનાં પ્રદર્શનો ઉત્તરોત્તર લોકકર્ષણ તો કરતાં થયાં છે, પરંતુ કલાકારોને હજી જોઈએ તેવો આશ્રય અને તક સાંપડતાં નથી.

### જગતની કલાઓનું પ્રતિનિધિત્વ

● આ સોસાએટીએ આજ સુધીમાં આખા હિંદુસ્તાનના ખૂણેખૂણાના કલાકારોને સ્વતંત્ર અને કોઈ પણ સરકારી ખાતાના અંકુશ બહાર પોતાની કલાકૃતિઓ જાહેર જનતા આગળ રજૂ કરવાની તક ઊભી કરી આપી છે, અનેક ઊગતા હિંદી કલાકારોની કદર અને પ્રસિદ્ધિમાં તેનો સમર્થ ફાળો છે. હિંદમાં કળા વિષે જે અભિનવ જાગૃતિ અને સમજણ પેદા થયાં છે તેનો ક્રમેક્રમે આ સોસાએટીનાં પ્રદર્શનોમાં આદર થતો રહ્યો છે અને આજે તો સોસાએટીનાં પ્રદર્શનોમાં અનેક સંપ્રદાયની સુયોગ્ય કલાકૃતિઓ વિનાસંકોચ સ્થાન પામતી જાય છે. એક વખત રાજા રવિવર્માના આદર્શોમાં રૂઢ થઈ પડેલી ચિત્રકલા આજે અજંતા, રાજપુત, ગુજરાત વગેરે ચિત્રશૈલીની પરંપરાનો તાર પાછો સાંધી રહે છે. બીજી તરફ યુરોપની જૂની ફોટોગ્રાફિક શૈલીનો કલાસંપ્રદાય ઓસરતો જાય છે અને ઈમ્પ્રેશનિસ્ટ, રીઆલિસ્ટ, સર્રિઆલિસ્ટ, મૉડર્નિસ્ટ, ક્યૂબિસ્ટ વગેરેનું પ્રતિનિધિત્વ દાખવતી કૃતિઓ પણ આ પ્રદર્શનમાં આવવા લાગી છે.

### હિંદી કળા બહુ મોડી પડી

■ હિંદની તળપદી ચિત્રકળાના વિષયમાં ઈ. ૧૯૧૭ સુધી તો ભાગ્યે જ આ સોસાએટીએ જરા યે કંઈ આગળપડતી

નજર દોડાવી હશે. જે વખતે બંગાળમાં 'ઓરીએન્ટલ આર્ટ સોસાએટી સ્થપાઈ હતી' અને બંગાળના ગવર્નર લૉર્ડ રોનાલ્ડશે પોતે અભિનવ હિંદી કળાની નવી કૃતિઓ ખરીદી લેતા હતા, જ્યારે હૅવેલ અને અવનીન્દ્રનાથ ટાગોર હિંદી કળાનાં સ્વતંત્ર ચિત્રો પારીસ, અમેરિકા અને જાપાનમાં ભરી ચૂક્યા હતા તે વખતે મુંબાઈમાં માત્ર શેઠ પુરુષોત્તમ વિશ્રામ અને સર કાવસજી કેસુરતવાળા હરગોવિંદદાસ પારેખ જ હિંદી ચિત્રોનો સંગ્રહ કરતા હતા. છતાં મુંબાઈની ચિત્રશાળા અથવા મુંબાઈના ચિત્રકારોએ તેને અપનાવવાની લેશ પણ ચેષ્ટા કરી ન હતી. ઊલટું બંગાળનાં ચિત્રો પ્રતિ કટાક્ષ અને હાંસી મુંબાઇના કલાજગતમાં થયા કરતાં. સાધારણ માન્યતા એવી થઇ ગઇ હતી કે હિંદી કલા તરફ ચિત્રકારોને આકર્ષીને પરદેશીઓ પોતાનું ધંધાનું ક્ષેત્ર બિનહરીફ રાખવા માગે છે. એટલે ઇ. ૧૯૧૭માં આ લેખના લેખકને જ મુંબઇની આર્ટ સોસાએટીએ જ્યારે હિંદી ઢબે ચીતરાએલા એક ચિત્ર પર પહેલી વાર સુવર્ણચંદ્રક આપ્યો ત્યારે મુંબાઇની ચિત્રશાળામાં અને ચિત્રકારમંડળમાં એક ધડાકો થવા જેવું બન્યું હતું. જામેજમશેદના 'આર્ટક્રિટીક' ઉપનામથી લખતા વિવેચકે તો એ ચિત્રને 'કાપડના તાકાની છાપ' ઠરાવી એક લાંબો વિરોધલેખ તે પર લખ્યો હતો; મુંબાઇ ચિત્રશાળાના દેશી અધ્યાપકોએ નાક ડરડ્યાં હતાં;



**ઉદયપુરનું શાકબજાર** ડી. સિલ્વા

જરૂરી ઝીણી રેખાઓ ઉપર આછા રંગની છાયા માત્ર પસારીને ચિત્રમાં વાતાવરણ રચ્ચુ કરવામાં આવ્યું છે.

આપણા દેશી પત્રકારોની તો એ વખતે કળા ઉપર • ઠરાવવાની એ વૃત્તિ નહોતી. માત્ર 'વીસમી સદ કલાભક્ત તંત્રી સ્વ. હાજીમહમ્મદનો રંગ જુદો હ ઉપરાંત 'ગુજરાતી' પત્રમાં સ્વ. રમણલાલે એક નાન અભિનંદનનોંધ લખી મોકલી હતી અને ટાઇમ્સ ઑફ ઇં યા'ના કલાવિવેચકે એ ચિત્રના બચાવમાં એક લ કંડિકા છાપી હતી. આજે તે ફરીવાર વાંચીએ:

GOLD MEDALLIST'S WORK

In the department of figure composition *award of the Society's Gold Medal for the b* work in the Exhibition will probably occasi some discussion, the *picture selected being* inted by a young artist R. M. Raval, No. 3 'Love is not quenched by many waters.' Ap *from the intrinsic qualities in the work itse* the reasons in favour of this award are obvio namely, that of all the pictures exhibited by I dian painters in the Exhibition, this work is t one more fully embued with the spirit of Indi *Art and the traditional and decorative point* view with which the art of the past has alwa regarded nature. That the point of view shou receive all the encouragement that can be give to it, without tying the artists down to the slavi *copying of old models is the accepted opinio* of everyone who has the best interests of th future of Indian art in view. The picture question has faults which are easily discernible but these are *faults of immaturity which study will rectify;* but the spirit of something new and distinctly Indian is there, and apparently the judges considered this quality vastly outweigh ed any technical defects, and we consider they were fully justified in doing so. The more work *of this character we can* get from Indian artists and the more encouragement the Art Society can give to it, the better for the artists of India and for the interest in the Annual Exhibition.

*The Times of India*

સુવર્ણચંદ્રક મેળવનારનું કામ

'ચિત્રસંયોજન વિભાગમાં, આ વર્ષના પ્રદર્શનની શ્રેષ્ઠ કૃતિ તરીકે, ર. મ. રાવળ નામના એક તરુણ કલાકારના નં. ૩૯૦ના, 'પ્રેમને પાણીનાં પૂર ખાળી શકતાં નથી' (બિલ્વમંગળ) એ નામના ચિત્રને સોસાએટીના સુવર્ણચંદ્રક



**સુખદુઃખનાં સાથી**

ચિત્રકાર : કુમારી વનલીલા કનારીવાળા

કુમારી વનલીલાને આર્ટ સોસાયટી તરફથી 'વિદ્યાર્થીકૃતિ'નું પારિતોષિક મળ્યું છે, એ આ કૃતિ જોનારને સુયોગ્ય જ લાગશે. જેવી શુદ્ધિ તેમણે દૃશ્યાલેખનમાં બતાવી છે તેવી પાત્રાલેખનમા હોત તો ચિત્ર ખરેખર એક શ્રેષ્ઠ કૃતિ બની રહેત. છતાં ચિત્ર પોતાની ભાવવ્યંજનાથી કલાનો ઉત્તમ આદર્શ પૂરો પાડી શક્યું છે.



મુંબાઈની કલાશાળાનાં વિદ્યાર્થિની કુ. કમલિની મરાઠેએ પોતાની કલામાં હિંદી કળાની સરળતા અપનાવી છે, અને કાવ્યમય ભાવો રજૂ કરવામા સફળતા મેળવી છે. ભવિષ્યની તે એક આશાસ્પદ ચિત્રલેખા લાગે છે.

**શોકનિમગ્ન**

ચિત્રકાર



**દશાશ્વમેધ ઘાટ - કાશી** — ચિત્રકાર - એન. એસ. એન્દ્રે

આવી દશ્યચિત્રણાની લગભગ આઠ મોટી તખ્તીઓ એકસાથે રજૂ કરવા માટે 'બૉમ્બે આર્ટ સોસાએટી'નો આ સાલનો સુવર્ણચંદ્રક શ્રી એન્દ્રેને મળ્યો છે. આવાં અસંખ્ય પારિતોષિક પામનાર એ ઉદ્યોગી તરુણ કલાકારને હજુ જનતા જોઇએ તેટલી પિછાનતી નથી. તેની પીછી કુદરતમાંથી એક પ્રકારની રંગોની ભભકભરી સુરાવટ શોધી રહી હોય છે; એટલે એમાં આકારોની ઝીણવટ શોધનાર કદાચ નિરાશ થાય. પણ આવી રમતી લહરી પીછી ભાગ્યેજ કોઇ હિંદી કલાકારે પ્રાપ્ત કરી છે.



**બાબુલનાથનો મેળો** — ચિત્રકાર • કૃષ્ણાજી આરા

આ સ્વયંશિક્ષિત કલાકારને વાચકો ૨૦૦મા અંકથી ઓળખતા થયા છે. આ ચિત્રમાં તે વળી નવા જ પ્રયોગ ઉપર હાથ અજમાવે છે. મુંબાઇના બાબુલનાથના મંદિરના દરવાજા પાસે મળેલી મેદનીનો માનવ ખળભળાટ અને કોલાહલ રજૂ કરવા તેણે ૨૦×૩૦ ઇંચના કાગળ પર રેખાવની પીછી ઘુમાવી બતાવી છે.



**નૃત્યવાદ** — કનુ દેસાઈ

વાદ્યોના સ્વરો પર અંગભંગી કરી રહેલ નર્તિકાનું પાત્ર આ મોટા ચિત્રને સુરેખતાથી આવરી લે છે કનુ દેસાઈનું આ એક મોટા માપનું સરસ ચિત્ર છે.

આપવામાં આવ્યો છે એ પર કંઈક ચર્ચાનો પ્રસંગ મળે છે. ચિત્રના કેટલાક પોતીકા નૈસર્ગિક ગુણો બાજુએ રાખીએ તોપણ તેને આ ચંદ્રક મળવાની તરફેણનાં કારણો દેખીતાં છે, કે પ્રદર્શનમાં હિંદી ચિત્રકારોએ રજૂ કરેલાં બધાં ચિત્રો કરતાં આ કૃતિમાં હિંદી કલાતત્ત્વની તેમજ આ દેશની પ્રાચીન કલાએ કુદરતનું નિરૂપણ કરીને સ્વીકારેલી અલંકારપદ્ધતિની સૌથી વધુ ભરપૂરતા છે. સામે બેસાડેલા જીવંત પાત્રની નકલ કરવાની ગુલામી પદ્ધતિમાંથી કલાકારને છુટકારો લઇને આ દૃષ્ટિબિંદુને બની શકે તેટલું ઉત્તેજન આપવું જોઈએ, એવો આજે ભાવિ હિંદી કલાનું હિત હૈયે ધરનાર સૌ સમુદ્ધારકોનો સર્વસંમત અભિપ્રાય છે. પ્રસ્તુત ચિત્રમાં કેટલાક દેખાઈ આવતા દોષો છે, પણ એ દોષો પરિપક્વતાના અભાવે છે અને અભ્યાસથી તે દૂર થઇ જશે; પણ કંઈક અમુક નાવિન્ય અને સ્પષ્ટ હિંદી તત્ત્વ જે એ ચિત્રમાં છે તેને જ ક્રિયાદોષો કરતાં વધારે વજન દેવું જોઈને પરીક્ષકોએ તેને પારિતોષિકયોગ્ય ઠરાવ્યું છે, અને અમે માનીએ છીએ કે તેમાં તેઓ સંપૂર્ણરીતે વ્યાજબી છે. હિંદી કલાકારો પાસેથી આ પ્રકારનું જેટલું વધારે કામ આપણને મળશે અને આર્ટ સોસાયટી એને જેટલું વધારે ઉત્તેજન અને આદર આપશે તેટલું હિંદી કલાકારોનું તેમજ સોસાયટીનાં પ્રદર્શનોનું વધુ હિત સધાશે.'

—ટાઇમ્સ ઑફ ઇન્ડિયા

આ પછી લાંબો કાળ કોઇ હિંદી કલાની ચર્ચા કરતું નથી. પ્રાચ્યવિદો હિંદી સંસ્કૃતિ અને પ્રાચીનકાળો પર સંશોધનો કર્યાં કરે છે, પણ તેને કોઇ શિષ્ટ સ્થાન આપવા કે તેનું પ્રતિષ્ઠાસ્થાપન કરવા કોઈ આગેવાની લેતું નથી. પરંતુ કૅપ્ટન ગ્લૅડસ્ટન સૉલોમન મુંબાઇની કલાશાળાના પ્રિન્સિપાલ થતાં અજંતાની આરતી શરૂ થાય છે. હિંદી કલાનું સંવર્ધન અને વિકાસ થવા જો સર્જાયાં હોય તો તેનાં પ્રાણપ્રતિષ્ઠા માટે તો અજંતાના જ ચીલા શોધવા પડશે એમ એમણે ભાષણોમાં અને ખાનગી પત્રોમાં વારંવાર કહ્યું છે. હિંદી કલાકારનું સાચું મૂલ્યાંકન પરદેશમાં નહિ થાય, પણ હિંદી સંસ્કારનું હાર્દ સમજનારા હિંદીવાનો હિંદમાં જ તે કરી શકશે એ પણ એમણે શ્રી નારાયણરાવ પુરમના સ્ટુડિયોમાં કહ્યું હતું.

### શ્રી જગન્નાથ અહિવાસી

● એમની પ્રિન્સિપાલ તરીકેની કારકીર્દિમાં ભાઈશ્રી જગન્નાથ અહિવાસી હિંદી કલાના એક સાચા પૂજારી તરીકે ઝળકી ઊઠયા અને તેની ઉપાસનાએ રાજપુત મુગલ કલમને પણ પૂજામંદિરમાં સ્થાન અપાવ્યું, ત્યારથી મુંબાઈની ચિત્રશાળામાં ઉત્તરોત્તર અનેક હિંદી વિદ્યાર્થીઓએ ભારતીયકલાની દીક્ષા લીધી છે અને મુંબાઇ આર્ટ સોસાયટીનાં પ્રદર્શનોમાં આખો એક વિભાગ હિંદી કળા માટે અલગ રખાવવાનું પુણ્ય મેળવ્યું છે. આમ છતાં એમાંનાં જવ્વાંગાંઠ્યાં ચિત્રો જ કાળની ઠક્કર ઝીલી શકશે એવો ભય છે.

આજે તો પ્રિન્સિપાલ ગ્રિફિથ કે પ્રિન્સિપાલ બર્ન્સના યુગના કલાકારો ઝાંખા પડી જાય એવી તેજસ્વિતા તરુણો દાખવી રહ્યા છે. એમના પોતાના કસ્તાદોનાં ચિત્રો આજે



**હિંડોલ**

અમૃત શેરગિલ

કોઈ શ્રીમંત કન્યા ઉદ્યાનના હિંડોળે ઝૂલે છે અને દાસીઓ તેની તહેનાત કરે છે. શ્રીમતી શેરગિલ હિંદી કળાની સાદી રચના અને રંગવિધાનનાં તત્ત્વોને આજની પ્રણાલિમાં અપનાવવા પ્રયત્ન કરી રહ્યાં છે.

ઉર્મિશૂન્ય, મંદ કલાવિધાનવાળાં અને ચિત્રકર્મની ઊણપો-વાળાં લાગે છે અને આ પ્રદર્શનને આંગણે તે ચીલાં પડી જાય છે. મુંબાઈમાં આજે ચિત્રકળા અને શિલ્પમાં બે પ્રકારો સ્પષ્ટપણે ખીલી રહ્યા છે. એક વર્ગ યુરોપના બહુવિધ સંપ્રદાયોનો સીધો સંપર્ક સાધી તેમની શૈલીમાં ઊભો રહીને સ્પર્ધા કરી રહ્યો છે; બીજો વર્ગ હિંદની પ્રાચીન ચિત્રપ્રણાલિકાઓનો ગાઢ અને પ્રત્યક્ષ પરિચય સાધી તેનાં તત્ત્વો વિકસાવી રહ્યો છે. આ બંને વર્ગની કદર કરનાર જનતામાં જોકે એ પ્રકારોનું સ્પષ્ટ ભાન નથી, તોપણ કલાને માણવાની, જોવાની અને સંસ્કૃતિના મહાન પ્રચારક તરીકે તેનો આદર કરવાની ઇચ્છા તો સર્વત્ર દેખાય છે.

## નવી પેઢીનો કલાકાર

● આજનો તરુણ કલાકાર જૂની પેઢીથી ઘણું જ જુદી તરેહનું ભણતર પામી રહ્યો છે. જૂની પેઢીના કલાકારે કેટલાક ઘરેડ-પડતા ધંધાર્થી ને રૂઢિબદ્ધ રહેતા, પરંતુ આજનો નવો કલાકાર નો પ્રયોગના કોઈ પણ ક્ષેત્રમાં ઝૂકી પડે છે, અને તેણે જ જૂની પેઢી કરતાં તેને જીવનનિર્વાહ અને આધારની મુશ્કેલી વધુ વેઠવી પડે એનો પણ સંભવ ખરો. એમ છતાં એ સાચા કલોપાસકનું બિરુદ પામી શકે એવો છે.

આ તફાવત સમજવાની આ વખતના પ્રદર્શનમાં ઘણી તક હતી. સોસાયટીનો સુવર્ણચન્દ્રક પામનાર શ્રી ચેન્દ્રે-નાં દૃશ્યચિત્રો જુઓ, શ્રી દલાલ શ્રી ઑલિવર, શ્રી ડી. સિલ્વા વગેરેની કૃતિઓ જુઓ અને તેની સાથોસાથ જૂની પેઢીનાં કેટલાંએક ચિત્રો જુઓ તો તમને લાગશે કે હજી પણ જૂની પેઢી ફોટોગ્રાફીની જ પ્રતિનિધિ બની રહી છે. પોતાનું કોઈ આંતરનિવેદન સચોટ ઊર્મિપ્રદર્શન કે કોઈ મતશોખ દર્શાવવા તેઓ પીંછી ઉઠાવી શકતા નથી. ચિત્રકળામાં તો જૂની પેઢીના કોઈ કલાકારે નવાં ક્ષેત્રોમાં હાથ અજમાવ્યો નથી; પણ શિલ્પમાં શ્રી વિનાયક રાવ કરમારકર જૂની અને નવી બંને પેઢીમાં અગ્રપદે રહી શકે એવી કૃતિઓ રજૂ કરી શક્યા છે. આ બાબતમાં મુંબાઈમાં વસતા યુરોપિયન ચિત્રકારો આપણા કલાકારોને દૃષ્ટાંતરૂપ બનવા જોઈએ. શ્રીમતી અમૃત શેરગિલની જોરદાર રંગાવટ અને ઉર્મિદર્શના ટાઇમ્સ ઑફ ઇન્ડિયાના કટાક્ષકાર મિ. લાનબરીનાં ત્વરિત વિનોદમય આલેખનો, મિ. બીલેનાં મોટાં ઝડપદાર રેખાંકનો, મિસિસ બ્રુન્ડેલનાં પ્રાણિચિત્રો, તથા મિસિસ નાયમનનાં ગુણગંભીર પાત્રાલેખનો ને પદાર્થચિત્રો પ્રદર્શનમાં તરી આવે છે અને પ્રશંસા માગી લે છે.

## વિશ્વકર્માનો વારસદાર હિંદી કલાકાર

● હિંદી કલાવસ્તુઓને વિકસાવવી તરુણ પેઢી સામે ઘણાં પ્રલોભનો અને ઘણી મુસીબતો પણ છે. એ વિભાગમાં શ્રી ગોસ્વામીનું 'હોળી' ચિત્ર પાત્રાલેખન અને અંગમરોડમાં હિંદી લાક્ષણિકતાઓભર્યું હોવા છતાં હોળીનું ચિત્ર કર-



**ભારથી નમેલો પણ સશક્ત** — રી. રી. દલાલ

મુંબાઇના તરુણ કલાકારોમાં શ્રી દલાલે તેની સપ્રમાણ જોરદાર આલેખનશક્તિની છાપ પાડી છે. લગભગ માણસના પૂરા કદને સમાવતું આ ચિત્ર માત્ર કોરા ભુખપાટ ઉપર પીંછીના ઝપાટાથી ચીતરાએલું છે. કલાકારની આલેખનશક્તિનો એ સચોટ પુરાવો છે.

નારા રાજપૂત ચિત્રકારોના હિસાબે કેટલું પાછું પડતું હતું? જન્મપ્રતિભા છતાં આ ચિત્રકાર યુરોપી વાતાવરણ અને કલાનૈપુણ્યની છાયામાં સ્વત્વ ગુમાવે છે એવું લાગ્યા વિના રહેતું નથી. યુરોપી કલાના અભ્યાસથી જે ભયસ્થાન ઊભાં થાય છે તે બરોબર સમજવનાર કોઈ જ્ઞાતાની મુંબાઇને જરૂર છે. બીજો ભય ઊભો થાય છે તે નગ્ન દેહનું અનુચિત નિરૂપણ: જાણ્યે અજાણ્યે શાળાના અભ્યાસનો પ્રયોગ કરવા ખાતર કે ખોટું આકર્ષણ ઉત્પન્ન કરવા માટે, જમે ને પ્રસંગોમાં શરીરના ભાગો અનુચિત રીતે ઉઘાડા રાખવાનો પ્રયોગ વધતો જાય છે. કલાકાર વિશ્વકર્માનો વારસદાર છે. તેણે કોઈ પણ સર્જનની રચના પર કાબુ મેળવવો જ જોઇએ કેટલી સુગમતાથી ડાક્ટર માનવશરીરનું જ્ઞાન મેળવે છે તેટલી જ તટસ્થતા અને સ્વાસ્થ્યપૂર્વક તેણે માનવશરીરના વ્યવહાર અને વ્યાપાર સમજવા જોઇએ; પરંતુ જાણીબૂજીને સામાન્ય જ્ઞાનની દૃષ્ટિથી વિશેષ પક્ષપાતદૃષ્ટિ એકાદ અવયવ પર રાખતાં ને કલાભ્રષ્ટ થાય છે.

(અનુ૦ આગળ પૃ. ૫૪મે)





ડાબી બાજુ: **પ્રધાન સ્વર** (એફ. ઈ. બાનબરી) ટાઈમ્સના આ વિખ્યાત કાર્ટૂનકારે ઇંગ્લિશ વાદ્યસમૂહની મોટી સારંગીનું સ્થાન ગાંધીજીના રાષ્ટ્રવૃંદમાં રેંટિયાને આપી સૂતરનો તાર પ્રધાન સ્વર બનાવ્યો છે.
જમણી બાજુ: **ભેંશ અને પાડા** (એફ. ઈ. બાનબરી) કાર્ટૂનકાર બાનબરી તેનાં ત્વરિત આલેખનોમાં ગતિભાવ અને રંગમય વાતાવરણ ઉતારવામાં કેટલા કુશળ છે તેનો ખ્યાલ તો અસલ ચિત્ર રંગમાં જોનારને જ મળે.

# ઘડિયાળના ગુલામ

નિયમિતતાના 'દુર્ગુણ' વિષે
શ્રી અનંત કાણેકરનો
વિનોદી નિબંધ



કોઈ એક મોટા માણસ વિષે કહેવાય છે, કે એમનો જવાઆવવાનો વખત જોઈ લોકો પોતાની ઘડિયાળ બરોબર કરી લેતા. આવા માણસને મોટા કહેવાને બદલે હું તો 'ઘડિયાળનો ગુલામ' કહું! પોતાનાં સુખ અને સગવડ ખાતર માણસે ઘડિયાળની શોધ કરી; હવે આપણે ક્યારે અને શું કરવું એ સંબંધમાં ઘડિયાળ જ આપણી સાથે દાદાગીરી કરે એ કેટલું લાંછનભરેલું છે!

હું તો આ બાઈને ચોખ્ખું ને ચટ સંભળાવી દેત કે 'બાઈસાહેબ! અનિયમિતપણે વર્તવાથી શું થાય છે એ જોવાના કેવળ કુતૂહલથી પણ કંઈ નહિ તો એક દિવસ તો અનિયમિત રહેવું હતું!' રોજ ને રોજ તે ને તે વખતે તેનું કામ કરવાની આ યાંત્રિક જડસાઈ કેવી? હું માનું છું કે 'પછી નિયમસર ચોમાસું આવે છે, એ સૃષ્ટિમાં એક નવાઈની વાત છે'* એવું પ્રખ્યાત કાવ્ય કરનાર મહાકવિ આવા લોકોનો ગુરુ હોવો જોઈએ! વખતસર ને વગર ભૂલે ચોમાસું આવે એમાં નવાઈ તે કેવી? વખતસર ન આવે તો જ નવાઈ! સૂર્ય ઊગે છે એનું કોઈને યે આશ્ચર્ય નથી થતું. પણ કોઈવાર અચાનક આકાશમાં ધૂમકેતુ મોઢું બતાવી જાય છે, એનું આપણને કેટલું બધું આશ્ચર્ય થાય છે! એ જ પ્રમાણે કોઈ દિવસ સૂર્ય ન ઊગે તો જ ખરી નવાઈ.

'અનિયમિતતાથી જીવનમાં આવતું વૈવિધ્ય અને અનાયકતાની ખુમારી આ નિયમિત લોકોને જિંદગીમાં ચાખવા મળવાની નથી. આ અનાયકપણા ઉપરથી મને એક રમૂજી વાત યાદ આવે છે. એક ગૃહસ્થ હમેશ મારાં વખાણ કરતા. અને વખાણ કોને ગમતાં નથી? એટલે મારા મનમાં એમ થતું કે બાઈ બહુ ભલા હોવા જોઈએ; અને મારે વિષે એમનો ઊંચો મત હોવો જોઈએ એમ પણ હું માનતો હતો. એકવાર એ બાઈએ મને ત્રણ વાગ્યે ચા પીવા નોતર્યો હતો; પરંતુ કંઈક કારણસર હું અઢી વાગ્યે એમના બારણા આગળ જઈ પહોંચ્યો. મારા આવવાની અંદર કોઈને ખબર ન હતી, તેથી હું જોડા ઉતારતો હતો તે વેળા મારે વિષે બીજા એક મિત્રને એ બાઈસાહેબે કહેલા શબ્દો મારે કાને પડ્યાઃ 'પેલી પીડા આવશે હવે ત્રણ વાગ્યે! ખરું પૂછો તો હું આજે એને બોલાવવાનો યે ન હતો! પણ મનમાં થયું કે વકીલ છે ને મફત નોટીસો આપવા કોઈ વાર કામમાં આવે છે!'

જરા યે અવાજ કર્યા વગર પાછે પગલે હું ઘેર વળી ગયો. બીજે દિવસે એ બાઈ રસ્તામાં મળ્યા અને એક કાનથી બીજા કાન સુધીનું આખું મોઢું હસતું બનાવી ખૂબ ઘણી જ લાગણીથી મને કહેઃ 'આખરે કાલે તમે ન જ આવ્યા ને? અમે તો એવા નિરાશ થઈ ગયા કે ન પૂછો વાત!'

'એમ?' હું બોલ્યો.

પણ ઉપરના દાખલા પરથી જો કોઈ હમેશાં અનિયમિતપણે જ વર્તવાનો નિયમ કરે તો એ પણ પાછી એક નિયમિતતા જ બની જઈને તેના દોષ એટલા જ કંટાળાભર્યા થવાના. એવા જ એક બાઈ છે. તમે એમને પાંચ વાગ્યે ચા પીવા બોલાવો તો બાઈ બરાબર છ વાગે આવવાના! એની આ અનિયમિતતા એટલી તો નિયમિત થઈ ગઈ છે કે અમારે એને પાંચ વાગ્યે ચા પીવા બોલાવવો હોય તો 'ચાર વાગ્યે આવજો' એમ કહી દઈએ. આવી અનિયમિતતાનો પણ જરા યે અર્થ નથી.

નિયમિતતા વિષે ભાષણ કરતા વક્તાઓ મોટો કંઠરવ કરીકરીને રોજ આપણને સમજાવે છે કે સમરાંગણ પર નેપોલિયનનો વિજય થતો એનું એ જ કારણ હતું

*नेमेचि येतो मग पावसाळा। हे सृष्टिचें कौतुक जाण बाळा॥

# જીવતરની ધન્યતા



ફીન સુએ અંગ્રેજ માલિકને બારીમાંથી એ દૃશ્ય બતાવ્યું

સારુંયે ગામ ઉજ્જડ બની ગયું હતું. લગભગ બધી વસ્તી શહેર ખાલી કરીને આજુબાજુનાં ગામડાંઓમાં ચાલી ગઈ હતી. ઠેરઠેર દૃષ્ટિગોચર થતો હતો બૉમ્બમારાથી નાશ પામેલી ઇમારતોનો કાટમાળ. રસ્તાઓમાં ઠેરઠેર મુર્દાં પડ્યાં હતાં ને એના ઉપર થઈને માતૃભૂમિની આઝાદીના રક્ષકો દુશ્મનોની ટૅંકો ને મશીનગનો સામે હસતાહસતા આગળ ધસી રહ્યા હતા. શી ઝિંદાદિલી, શો લુત્ફ હશે ભોળકા કાન્ફે મરી ફીટવામાં!

એક દુકાનમાં ઊભોઊભો એનો અંગ્રેજ માલિક બારીમાંથી આ લીલચાલ જોઈ રહ્યો હતો. સૈનિકોના તાલબદ્ધ સંગીતમય પગરવ સાંભળતો એ ઊભો હતો. થતું હતું 'જોઈ લ્યો માતાનાં આ બાળ! પરાધીનતાની બેડીઓમાં માતૃભૂમિને જકડવા આવેલા પરદેશીઓ સામે કેવા આનંદથી. છાતી કાઢીને લડવા જઈ રહ્યા છે!'

એની બાજુમાં ઊભો હતો ફીંગસુ નામનો એક બુઝર્ગ ચીનો. છેલ્લાં વીસ વર્ષથી એ એની દુકાનમાં નોકરી કરી રહ્યો હતો. હમેશાં મૂંગા રહેવામાં એ મઝા લેતો. આટલી લાંબી નોકરી દરમ્યાન એ ભાગ્યે જ આઠ કે દસ વાર બોલ્યો હશે. સંગીન નીમકહલાલીની એ જીવંત મૂર્તિ સમો હતો. એ કદી નોકરી પર મોડો આવ્યો નથી; એણે કદી પગાર વધારવા બાબતની વાત ઉચ્ચારી નથી; એણે કદી કોઈ પણ બાબતનો અસંતોષ વ્યક્ત કર્યો નથી. એનો માલિક જે કામ ચીંધે તે એ કરી બતાવે છે, જે કંઈ ખાવા આપે તે એ હર્ષથી જમી લે છે. એનું કોઈ સગુંવહાલું હોય એમ જણાતું નથી. એના દિલનો તાગ લેવાનો ઘણી યે વાર પેલા અંગ્રેજે પ્રયત્ન કર્યો હતો, પણ એ એનું ઊંડાણ પામી શક્યો ન હતો.

કેટલા યે મહિનાઓ પહેલાં એચિનો જાપાને ચીન ઉપર હલ્લો કર્યો. મોટાં ગામ ખાલી થવા લાગ્યાં ને ખાલી થએલાં ગામો ખંડીએરનું સ્વરૂપ ધરવા માંડ્યાં. સમસ્ત ચીનમાં રણભેરી ગાજી. આઝાદીના આશકો કામધંધા મૂકી, માનુનીની મીઠી ગોદને છોડી, ચંદ્રમુખીનાં

ત્યાગી શસ્ત્રો સજવા લાગ્યા.

જ્યારે પોતાનું ગામ પણ ખાલી થવા લાગ્યું ત્યારે અંગ્રેજે એને પૂછયું, 'ફીંગ, આપણે પણ અહીંથી ચાલી નીકળીશું ને? અહીં રહેવું સલામત નથી.'

જવાબમાં ફીંગ સુની આંખમાંથી ટપ ટપ આંસુ ટપકી પડ્યાં. અંગ્રેજનાં નેત્રો આશ્ચર્યથી વિકસી ગયાં. હમેશાં હસમુખા રહેતા ફીંગ સુને આજે એ દાયકામાં એણે પહેલી જ વાર અશ્રુ ટપકાવતો જોયો. ફીંગને માટે એના અંતરમાં હમેશાં માન હતું. એના જેવો નમ્ર, પ્રેમાળ ને ગમતી માણસ એણે બીજો કોઇ જોયો નહોતો.

'જવાશું ફીંગ!' એણે ફરીથી પૂછયું.

'ના માલિક,' ફીંગે જવાબ આપ્યો: 'અહીં જન્મ્યો છું, ને અહીં જ મરીશ. જીવનની સંધ્યા વખતે માતૃભૂમિનો હું દ્રોહ નહિ કરું. ઘરડો છું, તાકાત નથી, છતાં પણ જો દુશ્મનો અહીં સુધી આવશે તો એની સામે ધસી જઇશ. મારવાની તાકાત નહિ આવે તો પણ બંદૂક સામે છાતી કાઢીને ઊભો રહીશ. દુશ્મનની એક ગોળી તો એકાર કરી મૂકીશ!...ના માલિક, જવું નથી. આપને જો....' ફરીથી આંસુની ધાર ચાલી. એનું ગળું રૂંધાવા લાગ્યું. 'જાપાન સિવાય અમારો કોઇ દુશ્મન નથી ... માલિક, આજ હું આપની આજ્ઞા નહિ માની શકું.... બહુ દુઃખ થાય છે.'

'**All right, all right.** નહિ જઇએ, બસ! મોત હશે તો એ કંઇ થોડું આપણને છોડવાનું છે? અહીંથી ભાગશું તો પાછળ પડશે. આપણે અહીં રહીશું.'

ફીંગ સુ હર્ષથી પુલકી ઊઠ્યો. પોતાની સાથે પોતાનો માલિક પણ રહેશે એ ખ્યાલે એ હર્ષમાં આવી નાનાંનાનાં ડગલાં ભરતો બહાર ચાલ્યો ગયો.

થોડી વારે એ પાછો આવ્યો ને કુરનિશ બજાવી અંગ્રેજ સામે ઊભો. પછી ખૂલતા ઝભ્ભાની અંદરથી એક થેલી બહાર કાઢી અંગ્રેજને આપી. એની અંદર લગભગ હજારેક રૂપિયાની કિંમતના ચીની સિક્કા હતા.

'કેમ!' અંગ્રેજે પૂછ્યું. પોતાને પૈસા આપવાનો અર્થ એને ન સમજાયો.

'રાખો માલિક,' ફીંગે કહ્યું. 'જિંદગીનો ભરોસો નથી. થોડા દિવસોમાં અહીં પણ જંગ જામશે. મારા દુઃખી ભાઇઓની મદદમાં એ રૂપિયા તમે વાપરજો. આખી જિંદગીની કમાણી એમાં છે.'

'પણ, થોડા પગારમાં તેં આટલા બધા પૈસા ભેગા કેવી રીતે કર્યા?'

'મોજશોખ મેં કદી કર્યો નથી, માલિક! અફીણ પણ નો'તો પીતો. સંભાળજોને રૂપીઆ!'

અંગ્રેજે ડોકું હલાવીને હા પાડી અને રૂપિયાની થેલી તીજોરીમાં મૂકી દીધી. એને વિચાર આવ્યો, 'જો ચીનના બધા માણસોમાં આવી જ દેશભક્તિ હશે તો જાપાનની હાર ચોક્કસ છે.'

ઉપરની વાત બની ગયા પછી ફીંગ સુ પાછો એકદમ મૂંગો બની ગયો છે. લડાઈ ખૂબ જોરથી ચાલી રહી છે. ગામોનાં ગામો તારાજ થઇ રહ્યાં છે ને બીજાં થતાં જાય છે. અંગ્રેજની દુકાનની આજુબાજુ ગોળાઓથી તેનું રક્ષણ કરવા રેતીના કોથળાઓ ગોઠવી દેવામાં આવ્યા છે. હજારો ચીનાઓની હત્યારા જાપાને કત્લ કરી નાખી છે, પણ રોજ સવાર પડે છે ને નૂતન ચીની સૈન્ય તૈયાર થાય છે. કુરુક્ષેત્રના યુદ્ધમાં જેમ એક એક મંત્રેલું બાણ હજારોની સંખ્યામાં પરિણમતું, એમ એક એક ચીનાનું મૃત્યુ બીજા હજાર ચીના ઊભું કરતું. જાપાની સેનાનાયકો આ જોઇને આશ્ચર્ય પામતા બબડતા: 'આ બધા આવે છે ક્યાંથી?'

ફીંગ સુ જ્યારે કામમાંથી નવરો પડે છે ત્યારે બહાર જઈ ઊભો રહે છે ને આકાશમાં ઊડતાં વિમાનોને જોયા કરે છે. તેમાં યે એક ચિનાઈ વિમાન ઉપર એને બહુ મમત્વ હોય એમ જણાય છે. અને એ વિમાન પણ કેવું છે! આજ ચાર ચાર દિવસથી દુશ્મનોનાં વિમાનોનો એ સફળ સામનો કરી રહ્યું છે. જાપાનીઓનાં પંદર વિમાનોના તો અત્યાર સુધીમાં એણે એકલાએ ભુક્કા બોલાવી દીધા છે. એનો નંબર છે સી. એ. એફ. ૧૪૩૦. એણે જ્યારે એક વધુ જાપાની વિમાનને નુકસાન પહોંચાડ્યું ત્યારે ફીંગ સુથી આનંદ છુપાવી શકાયો નહિ. દુકાનની અંદર જઈ પેલા અંગ્રેજને બારીમાંથી એ દૃશ્ય બતાવ્યું: અંગ્રેજે જાપાનીઝ વિમાનને ગડથોલાં ખાતું જોયું.

'બહુ બહાદુર વિમાની લાગે છે નં ૧૪૩૦. **Very daring**. નહિ ફીંગ સુ!' અંગ્રેજે કહ્યું. એણે પણ નં ૧૪૩૦ની દુશ્મનો સાથેની ઝપાઝપી ઘણીવાર જોઇ હતી.

ફીંગે પોતાના માલિક સામું ટગરટગર જોયા કર્યું. બોલવાનો પ્રયત્ન કર્યો, પણ અતિ આનંદના માર્યે એનાથી બોલી ન શકાયું.

'જો. જો.' ચંગેએ કહ્યું : 'બીજાં ત્રણ વિમાનો એને પાડવા આવતાં જણાય છે.'

ફીંગે એક દિશા તરફ નજર કરી. દૂરથી ત્રણ જાપાનીઝ વિમાનો વેગથી નં. ૧૪૩૦ તરફ ધસી આવતાં દેખાયાં. વળી પાછું યુદ્ધ શરૂ થયું. ગંદ્ધડાના ધડાકા ને વિમાનોનો ધમધમાટ કાન ફાડી નાંખે એવા થવા લાગ્યા. થોડી વારે ટક્કર ઝીલ્યા પછી નં. ૧૪૩૦ એકદમ ભાગ્યું. પેલાં ત્રણ જાપાનીઝ વિમાનો પડ્યાં. જ્યારે બધાં વિમાનો દૃષ્ટિમર્યાદા બહાર જતાં રહ્યાં ત્યારે શેઠ ને નોકર શામે વળગ્યા.

તે દહાડે આખી રાત ફીંગ સુએ મકાન બહાર ખુલ્લામાં સૂતાંસૂતાં આકાશ તરફ જોયા કર્યું. વિમાન-વિમાનનો એનો પરિચિત બની ગએલો અવાજ એને એ રાતના ફરીથી ન સંભળાયો તે ન જ સંભળાયો.

ત્રણ દિવસ પસાર થઈ ગયા, પણ નં. ૧૪૩૦ પાછું ન દેખાયું. ફીંગ સુ બેચેન ને દુઃખી જણાતો હતો. ચંગેજથી આ અજાણ્યું ન રહ્યું.

'દુઃખ કર્યે શો ફાયદો, ફીંગ? દેશને માટે મર્યાં છે. ત્રીસ વિમાનોને પાડ્યા પછી પડ્યો છે. બળાપાનું કારણ નથી.'

પણ ફીંગને શાંતિ ન વળી. એ વધુ દુઃખી જણાયો.

'તારા મનમાં છે શું ફીંગ? ત્રણ દિવસથી તેં નહિ જેવું જ ખાધું છે. આખો દિવસ રડ્યા કરે છે ને રાતે ચોગાનમાં સૂતોસૂતો આકાશ તરફ જોયા કરે છે. આખર છે શું?

'કંઈ નહિ, માલિક!'

'હું જાણવા માગું છું. છે શું ફીંગ?'

'માલિક,' ફીંગે ધીમે અવાજે, ડૂસકાં ખાળતાં કહ્યું: 'દુઃખ એટલું જ છે કે ૧૪૩૦ દુશ્મનોથી ડરીને પીઠ બતાવી નાસી ગયું. એણે લડાઈમાં ફના થઈ જવું જોઈતું હતું.'

ચંગેજ ફીંગનું કહેવું સમજ્યો. દુશ્મનોથી ડરીને, એમને પીઠ બતાવીને નાસી જવું એના જેવી નાલેશી-ભરી વાત બીજી કયી હોઈ શકે? પણ ફીંગ આટલો બધો દુઃખી કેમ જણાતો હતો? ફીંગની પહોળી આંખો વાટે આંસુ લૂછતાં જોઈ ચંગેજે આગળ વાત વધારવાનું દુરસ્ત ન ધાર્યું.

એ રાત ગઈ ને સૂર્યે સોનાનો ચોકો પૂર્યો. નં. ૧૪૩૦ના અદૃશ્ય થયાનો આજ ચોથો દિવસ છે. દુકાનમાં બેઠોબેઠો ચંગેજ હોકલી પીતો હતો ત્યાં ફીંગ આવ્યો. એની ચિંતા દૂર થઈ ગએલી જણાતી હતી. એની ઝીણી આંખો હસી રહી હતી ને એક અજબ તેજ એના ચહેરા પર ઝળકતું હતું.

ફીંગને રોજ કરતાં વહેલા આવેલો જોઈને ચંગેજ વિસ્મય પામ્યો. 'કેમ ફીંગ! આજે જલદી કાંઈ!'

'૧૪૩૦ છૂટે છે, હુજૂર. રાતના બરાબર દોઢ વાગ્યે મેં એનો અવાજ સાંભળ્યો. ૧૪૩૦ નાસી નથી ગયું. લડવા માટે એ આટલામાં જ ઘૂમી રહ્યું છે. નં. ૧૪૩૦ એની માતૃભૂમિને વફાદાર રહ્યું છે, માલિક!'....

ચંગેજ પોતાના નોકરની આ ઘેલછા જોઈને હસ્યો.

તે દહાડે ફીંગ સુ ખૂબ ધરાઈને જમ્યો. એ હમેશાં ચંગેજ સાથે જ ખાણું લેતો. માલિકનું એને એવું ફરમાન હતું. બંને શેઠ-નોકર કરતાં બાપ-દીકરા જેવો વહેવાર વધુ રાખતા. માલિક ચંગેજ બુઢ્ઢા નોકર ફીંગ સુની એક પુત્રની જેમ અદબ જાળવતો. અને એના જીવનમાં આ પ્રમાણ ડોસા સિવાય બીજું હતું પણ કોણ? એક પુત્રી હતી તે પણ બે વર્ષ પર આ દુનિયા છોડી ગએલી!

બપોરનો એક થયો હશે. ફીંગે એના માલિક પાસે જઈ કહ્યું: 'જરા બહાર આવો તો! જોવા જેવી રમત છે, માલિક.'

બંને બહાર ગયા. ફીંગે આકાશ તરફ આંગળી ચીંધી. એ જ પેલું ૧૪૩૦ દુશ્મનોનાં ત્રણ વિમાનો સાથે હાથેપગે લડી રહ્યું હતું. બરાબર ત્રણ કલાક સુધી સતત એ યુદ્ધ ચાલ્યું. એક જાપાનીઝ વિમાન ખતમ થઈ ગયું ને બીજાં બે નુકસાન પામ્યાં. નં. ૧૪૩૦ની પણ એક પાંખ બહુ જ ખરાબરીતે ઘવાઈ ગઈ હતી. આખરે એ ગુલાંટ ખાવા લાગ્યું. દુશ્મનના વિમાનની એક ગોળી એના પંખાને તોડી ચાલી ગઈ ને નં. ૧૪૩૦, માલિક ને નોકર જ્યાં ઊભા હતા ત્યાંથી થોડે દૂર આવીને પડ્યું. વિમાન આખું સળગી ઊઠ્યું હતું ને એનાથી થોડેક જ દૂર ઊથલી પડેલો એનો પાયલટ મરેલો પડ્યો હતો.

ફીંગ દોડતોદોડતો એની પાસે જઈ ગોઠણભર બેસી ગયો. શબનો એક હાથ ઉપાડી પોતાની છાતી ઉપર પ્રેમથી દાબ્યો. એણે પાછળ જોયું તો જણાયું કે એનો માલિક એની પછવાડે જ ઊભો હતો.

'માલિક!' ફીંગ સુ હર્ષથી બોલી ઊઠ્યો : 'માલિક,

જુઓ આ ચીંગ લીંગ.' પછી એણે શબની પીઠ થાબડી: 'બડો હિંમતવાન છોકરો. જીવતર જીવી જાણ્યું એણે, નહિ માલિક?'

'હા ફીંગ, નિઃશંક .... પણ તું એને ઓળખે છે?'

'ન ઓળખું માલિક? એકના એક પુત્રને પણ હું ન ઓળખું માલિક!'

અને ફીંગ સુએ પુત્રના શબ ઉપર માથું ઢાળી દીધું. એની આંખમાંથી નીકળેલી દર્દનાં આંસુની ધારા શબના માથામાંથી નીકળેલી રુધિરધારા સાથે મળી ગઈ. (સૂચિત)

ચંદુલાલ પટેલ

# જીવી જાણનારા

જે માનવજીવનનું સાચું [૮] મૂલ્ય શીખવી ગયા

## એનું નામ તે ડાકટર

બીજાને જીવિતદાન દેવા મરણને પ્રસન્નવદને ભેટનારા આ ડાકટરનું નામ વિલ્યમ સ્મીથ (Smyth) હતું, અને તે આયરમાં ડૉનીગલ (Donegal)નેકાંઠે બર્ટન-પોર્ટ નામેનાના માછીગામમાં પોતાનો ધંધો કરતા હતા. તેમાં તે દક્ષિણા(ફી) બહુ ઓછી લેતા, પણ લાંબો સમય મોડી રાત લગી કામમાં મગ્ન રહેતા. પોતાને ઘેર બેઠી ચણવાની નહિ, પરન્તુ રોગી નરવા કેમ કરીને થાય એની જ એને ચિન્તા રહેતી.

સં.૧૯૫૭ (૧૯૦૧ ઇ.)માં સમુદ્રકાંઠેથી બે કોસ દૂર આવેલા એક નાનકડા બેટમાં કેટલાંક માછીકુટુંબો રોગોત્પાદક દશામાં રહેતાં હતાં, ત્યાં ચેપી તાવ(ટાઇફસ) ફાટી નિકળ્યો. એની તપાસ કરવા સારુ ડાકટર સ્મીથ નાવમાં બેસીને ગયા, અને જુવે છે તો એના નવા દર્દી અસ્વચ્છ તથા આશારહિત પરિસ્થિતિમાં મરવાપડ્યા છે.

ટાઇફસનું નામ પડતાં જ માણસ થરથર કંપવા મંડે, ત્યાં આ રોગીઓનો બેલી કોણ થાય? એટલે ડાકટર પોતે હલેસાં મારીને એકેએક દિવસ જાય અને એના ઉપચાર કરે. રોગીઓનાં ઝૂંપડાંમાં એવું અન્ધારું હોય, કે દર્દીને જોવા સારુ ડાકટર પોતે દીવો ભેળો લેતા જાય, અને દર્દી એક પથારીમાં ત્રણચાર જણ પડ્યા હોય.

માંદા પડ્યા હતા તે મદદ કરી શકે નહિ, અને સાજા હતા તે માંદા પડવાની બીકના માર્યા આઘાઆઘા રહે. એટલે સ્મીથને નર્સ, કંપાઉંડર તથા ડાકટર એ ત્રણે ભૂમિકા ઉપર વિચરવું પડતું. એને લાગ્યું કે રોગીની બરાબર સારવાર કરવી હોય તો તેને કંઠાળમાં લઈ જવા જોઇએ. પણ રોગી બેટથી ખસે જ શેના?

ડાકટરે રોગીને માંડમાંડ ખસવા સારુ તૈયાર તો કર્યા, તો એને ખસેડવાનું સાધન ન મળે. ચેપથી ભયભીત થયેલા લોકો પોતાની નાવ વાપરવા આપે નહિ. નકામી ગણીને કાઢી નાખેલી એક હોડી ડાકટરે ગોતી કાઢી, અને એને થીગડાં મારીને મજબૂત કરી, ત્યાં વળી એક વિઘ્ન આવ્યું. ડાકટર દર્દીને એકલે હાથે ઊપાડી શકે નહિ, અને કોઇ એને ઉપડાવવા લાગે નહિ.

દર્દીનાં સગાંવહાલાં પણ જે કામ માથે લેતાં ઇચ્છતાં નહોતાં તે કામ ઉપાડી લેવા એક લોકલ ગવર્મેંટ ઇન્સ્પેકટર સ્વેચ્છાએ તૈયાર થયા. બેય વીર પુરુષો નરસિંહ મહેતાની વેલ જેવી જૂનીપુરાણી ઝરંગુ હોડી ઉપર બેગલે હલેસાં મારતા ગયા, દર્દીને સમુદ્રકાંઠે ઊપાડી આવ્યા, એને હોડીમાં સુવરાવ્યા, અને હોડી કાંઠા ભણી ચલાવી.

નાવડી ઊપડી ન ઊપડી ત્યાં તો એમાં તીનું પડ્યું, અને જે દર્દી પોતાના કૂબામાં મરત એને હવે જળસમાધિ લેવી પડશે એમ લાગ્યું. દર્દી બાપડા શું સહાયતા કરે! એટલે ડાકટર ને ઇન્સ્પેકટર વારાફરતી હલેસાં મારતા તથા પાણી ઉલેચતા.

આમ કરતાં કરતાં અંતે બર્ટન-પોર્ટ આવ્યું, અને દર્દી હેમખેમ કાંઠે ઊતર્યાં. ત્યાં તેની સારવાર સારી થઈ એટલે તે તરત સાજા થયા, પણ દુર્ભાગ્યે તે આર્તત્રાતા ડાકટરને જ ચેપ લાગી ગયો. અતિપરિશ્રમથી એ દૂબળા થઈ ગયા હતા, એટલે રોગ એના શરીરમાં પેઠો. જેને સારુ એણે સાહસ કર્યું હતું તે બધા બચ્યા, પણ ડાકટર સ્મીથ પોતે વીરગતિને પામ્યા.

(આર્થર મીના અંગ્રેજી ઉપરથી) દેસાઇ વાલજી ગોવિન્દજી

# ગુજરાત અને  વૃક્ષારોપણ

લેખક
**શ્રી રામસિંહજી રાઠોડ, ડી.ડી.આર.**

## ૧ મહિમા

આપણાં ઘરડેરાં પાસે પુરાણી વાતો ઉકેલાવીએ તો તેઓએ તેમના નાનપણમાં અનુભવેલા છૂટથી થતા વરસાદ, જમીનનો અણખૂટ રસકસ, નવાણોને છલાવી દેતા પાણીના પ્રવાહો, ચરિયાણની વિપુલતા અને મોકળાશ, આંખ ઠારે તેવાં ઢોરો અને દૂધઘીની ઊડતી છોળો, અને આ બધી આબાદી જેના પર નિર્ભર હતી તેવાં અનેક રીતે રાહત આપી રહેલાં જૂનાંપુરાણાં મોટાંમોટાં વૃક્ષો તથા જંગલની ઝાડીની પ્રેરક વાતો સાંભળવા મળે. એ વાતોનો આનંદ ને સંતોષભર્યો ઉલ્લેખ અત્યારની બેહાલીનું કારણ નથી સૂચવતો? ઉત્તર ગુજરાત, કચ્છ અને કાઠિયાવાડમાં ઉપરાઉપર આવાં કપરાં વરસ શાને આવે છે? આ પ્રદેશમાં દુકાળ પડે છે તો તેની ભયંકરતા વિષમ શાથી બને છે? નદીઓ સૂકી અને જમીનની અંદરના પાણીના આંતરપ્રવાહો અતિ ઊંડા તથા જોશવિનાના કેમ થઈ ગયા છે? પશુધન નમાલું અને ખેતી આટલી ઊતરતા કસની શાથી થઈ ગઈ છે? આજે થઈ રહેલો વૃક્ષોનો નિરંકુશ સંહાર પણ તેનું એક મહત્ત્વનું કારણ છે એ ઉત્તર આપણને ઘરડેરાંઓની ઉપલી વાતોમાંથી મળી રહે છે. વૃક્ષો અને વનના અનિયંત્રિત વિનાશથી પરિણમેલી ગુજરાતના કેટલાક પ્રદેશની આજની બેહાલ પરિસ્થિતિનો ખ્યાલ આપતી એ વાતો ભાવિને માટે આપણને સચેત કરે તેવી છે.

દક્ષિણ ગુજરાતમાં વરસાદ ઘણો સારો પડે છે અને એ પ્રદેશ લીલોછમ રહે છે. પોતાની અનેકાનેક શાખાઓ સાથે જમીનને ફળદ્રુપ બનાવતી વહેતી તાપી, નર્મદા અને મહીના વહનમાર્ગની ચોતરફનો પ્રદેશ જળમળ (Silt)નો બંધાએલો છે. કાંપવાળી આ રસાળ જમીનમાં પુષ્કળ વૃક્ષો ફૂલીફાલી રહેલાં છે. ચરોતર તરીકે જાણીતા ગુજરાતના મધ્ય પ્રદેશની જમીન પણ કાંપની બનેલી અને રસાળ છે. જ્યારે ગુજરાતનો પૂર્વ પ્રદેશ ડુંગરાળ અને ઉચ્ચ છે અને તેમાં સારી ઝાડી અને નાનાંમોટાં પુષ્કળ જંગલો આવેલાં છે. ગુજરાતમાં મોટા પહાડ ખાસ કોઈ નથી, પણ તેની સરહદો પર આબુ, આરાવળ, માગપુર, પાવાગઢ, સાતપુડા અને સહ્યાદ્રિ વગેરે પર્વતો આવેલા છે. કાઠિયાવાડ ક્યાંક વેરાન, ક્યાંક ડુંગરાળ તો ક્યાંક ફળદ્રુપ છે, પણ તેની દક્ષિણે ગીરનાં ગીચ જંગલ આવેલાં છે અને એ પ્રદેશનો એ ભાગ ઝાડનાં ઝુંડથી લચી રહેલો લાગે. કચ્છની કંઠારે અને મધ્ય ભાગે આવી રહેલી માડીસરી સિવાયનો કચ્છનો પ્રદેશ ઘણુંખરું ખડકાઉ, વેરાન અને સૂકો છે. કાઠિયાવાડ અને કચ્છ સિવાયની તળ ઉત્તર ગુજરાતની ભૂમિ પણ સપાટ, રેતાળ કે ખારપાટ છે અને ત્યાંની આબોહવા સૂકી તથા ગરમ છે. ત્યાં વરસાદ ઓછો પડે છે અને છીંકિયારો પવન હમેશાં વાયા કરે છે. આ પ્રદેશમાં નથી એક મહત્ત્વની નદી કે નથી કોઈ મોટો પહાડ; છતાં યે આ આછાં ઝાડપાનવાળા અને સૂકા પ્રદેશની ભૂતકાળની સ્થિતિ, હમણાં થતી જાય છે તેટલી ખરાબ ન હતી. ત્યાં ઉચ્ચ કોટિનાં ઢોરો ઉછેરવામાં આવતાં, પશુધન સમૃદ્ધ હતું અને ખેતી પણ વિકસિત જણાતી. પણ અત્યારે એ પ્રદેશમાં નથી કાંઈ નજર દેખાતું કે સૂના થઈ જતા જણાતા એ પ્રદેશની ખેતીમાં નથી રહ્યો કાંઈ ખાસ કસ. આપણી ટૂંકી બુદ્ધિમાંથી જન્મેલી આંધળી સ્વાર્થવૃત્તિ જ તેની કારણભૂત છે. સ્થાનિક હવામાનની અસર, બેહદ ચરિયાણ, માણસોની લાલચુ વૃત્તિ, વનસ્પતિના અતિ ઉપયોગની હાનિકારક પ્રવૃત્તિ તથા વનસ્પતિના પરસ્પરના જીવનવિગ્રહને કારણે ધરાતલના આ અવસાદને વેગ મળે છે. ભૂતલનો આવો અવસાદ શરૂ થતાં, ઉચ્ચ પ્રકારની વનસ્પતિનું સ્થાન ઉત્તરોત્તર હલકી જાતની વનસ્પતિ લેતી થાય છે. પાણીતરસી વનસ્પતિમાં પણ જ્યાં સારી




રાતનો સરેરાશ વાર્ષિક વરસાદ દર્શાવતો નકશો

આંકડાથી દર્શાવાએલી લીટીઓની વચ્ચેના પ્રદેશમાં
મ સરેરાશ આશરે તેટલા ઇંચ વચ્ચે કેટલો વરસાદ
. દા.ત. અમદાવાદ અને વડોદરાના સરેરાશ વાર્ષિક
૩૦થી ૪૦ ઇંચ ગણાય; સુરતનો ૪૦, આબુનો ૩૦
રબંદરનો ૨૦ ઇંચ; કચ્છના મોટા ભાગનો સરેરાશ વાર્ષિક
સાદ લગભગ ૧૦થી ૧૫ ઇંચ કહેવાય; એ પ્રમાણે.

. ખાવળ થતા ત્યાં આજે કેર, કંડા અને પીલુ
ડીંગાએલાં વૃક્ષો માંડ થાય છે; ક્યાંક એ
થી પણ બદતર હાલત થતાં માત્ર હલકા પ્રકારની
નસ્પતિ અને હલકી કોટિનું ઘાસ જ ઊગી
. નદીઓ અને વહેળાઓમાં પાણી ઘટતું જાય
ઓ ઊંડી કોતરની કે પરાની જાય છે તો ક્યાંક
સ્વન માર્ગે બદલાતા જાય છે. ડુંગરા ઉજ્જડ
જાય છે ને સપાટ જમીન ધોવાતી જાય છે.
ત અને રેલની અસર વિનાશક બને છે. જમીન-
રસાંગ ઊંડી ઊતરતી જતાં એ રીતે પણ
મૂળિયાંને પોષક તત્ત્વો પાણીના દ્રવણ દ્વારા
ી શકવાથી અસંખ્ય ઝાડોનો નાશ થતો જાય
ા પ્રદેશની ઘણી જમીન કાળા કાંપની બંધા-
અને કસવાળી છે અને વનસ્પતિને પૂરતાં પોષક
પણ તેમાં છે, પરંતુ પાણીની અછતથી જ
દ્રુપ છતાં નકામી નીવડની જાય છે અને રેનાળ

જમીન, કલર તથા ખારપાટનો વિસ્તાર વધતો જાય છે. ઊંચું ઉષ્ણતામાન હોય અને વરસે સરેરાશ ૧૨ ઇંચથી વધારે વરસાદ ન થતો હોય ત્યાં, વનશાસ્ત્રના સિદ્ધાંત અનુસાર, કોઈ વનસ્પતિ જીવન-વિગ્રહમાં સહેજે ટકી ન શકે અને ત્યાં નપાટ રણ જેવી સ્થિતિ પ્રવર્તતી હોય; એટલે આ પ્રદેશમાં જ્યાંજ્યાં હજી ઝાડી બચવા પામી છે ત્યાં ત્યાં તેને સંરક્ષણ આપવાની અને જ્યાં નથી ત્યાંની પડતર કે ઉજ્જડ જમીન પર વૃક્ષારોપણ કરી વૃક્ષગ્રહ દ્વારા વનસ્પતિ વિસ્તારવાની આવશ્યકતા છે.

માનવસમાજ પર વૃક્ષોનો ઉપકાર અમૂલ્ય છે. અને માનવીના વિકાસ તથા સુખાકારી માટે તેમનું અસ્તિત્વ અનિવાર્ય છે.



અહારે બાર વનસ્પતિથી પ્રસન્ન-શાન્ત બરચ-કગંધ વની પરની સૌન્દર્ય અને ચેતનાભરી વનરા-જીઓમાંનું એક એકાકી વૃક્ષ પણ આપણા આત્માને કોઈ અદ્ભુત સંજીવનીથી નથી પમરાવતું ? કર્તવ્ય-પરાયણતાનો કેવો અચ્છો પાઠ એ માનવીને શીખવે છે! વૃક્ષનું પ્રથમ દર્શન સજીવ સંવાદિતાનું પરમ મનો-રમ ચિત્ર ખડું કરે છે. ઊગવું, ઊગીને ઉન્નતિ સારુ પ્રકાશ માટેની સતત ઝંખના સેવી યત્નમાં ઊંચે વધવું, જીવ-નની સમતા જાળવવા મથવું અને જીવનકલામાં એક સ્થાને જામીને જ્યાં કુદરતે જન્મ આપ્યો ત્યાં તે જ સંજોગોને અનુકૂળ રહી, જરા યે લવલવાટ વિના તેને વળ-વળી વળગી રહી કેઈ કેટલીયે આપત્તિઓ સામે ઝૂઝવું, અને ઉત્તરોત્તર વિકાસ સાધી શાંતિ, સંતોષ અને ઉલ્લાસમાં પૂર્ણતાએ પહોંચી સાર્થકતા અનુભવવી;—વૃક્ષોનો એ જીવનસંદેશ છે.

સ્થિરતા અને ધૈર્યના અવતાર જેવા વૃક્ષની તો 'સાર્થ જીવવું' એ એકમાત્ર મનોકામના છે. પૃથ્વીનો રસ ચૂસી સાહજિક વિકાસ સાધવો અને તેમ કરવા પ્રકાશ મેળવવા ઊંચે ચઢવું, જળ મેળવવા વૃષ્ટિને આવાહન આપવું અને પ્રાણવાયુને પ્રસારવો એ વૃક્ષનો કુદરતી ધર્મ. આ આદર્શને પરિપૂર્ણ કરતાં વૃક્ષ બીજાં કેટલાં યે મૂક પરમાર્થ સાધી રહે છે! જે ધરતીએ પોષ્યો તેને અતિવૃષ્ટિ, પવન અને તડકાના

તાપથી ધસાતી ને અટકાવે છે, ખરેલાં પાનના ખાતર વડે તેની ફળદ્રુપતા અને ભેજને ટકાવી રાખે છે, ઋતુઓના ગુણધર્મ પ્રમાણે હવામાનનાં બદલાતાં તત્ત્વોના નિયમનમાં સહાયભૂત બને છે, હવાને શુદ્ધ બનાવે છે, પોતાની છાયાનો સહારો લે તેને વિશ્રામ અને શાંતિ આપે છે, પશુ પંખી અને બીજી જીવાતને આશ્રય આપે છે અને પૃથ્વીનો રસ ચૂસી પોતાથી ઉચ્ચ કોટિના જીવો માટે તેમાંથી ખોરાક તૈયાર કરી આપે છે, પુષ્પોના પરિમલ–પરાગની સુગંધીથી વાતાવરણને મઘમઘતું અને પ્રફુલ્લિત બનાવે છે, રસવાળાં ફળો આપે છે, અને છેવટે કાષ્ઠ રૂપે ઉપયોગી થઈ રહે છે કે બળતણ રૂપે પ્રજ્જવલી અગ્નિ બની પ્રકાશ અને શક્તિ અર્પતું ખાક બને છે. અંતે તો વૃક્ષના નામમાં શેષ જેવી રહેલી રાખ પુનઃ ધરતીમાં દાખલ થતાં તે જમીનનો કસ વધારે છે. એ રીતે ધરતીની સમૃદ્ધિ વધારતું અને આત્મસમર્પણથી પોતાના પ્રજનનના ક્રમાગત વિકાસ માટે જગ્યા કરી આપતું વૃક્ષ જીવનની ધન્યતા અનુભવે છે. પણ એને માટે વૃક્ષને જરા યે અજંપો નથી. ક્રમવિકાસના અટલ વિશ્વનિયમમાં શાંતિ, સફળતા અને સંતોષથી વૃક્ષ પોતાનું જીવનપરિક્રમણ પૂરું કરે છે. આવો જીવનધર્મ શીખવતા વૃક્ષને આથી જ આપણે આદરણીય ગણ્યું છે, અને વૃક્ષારોપણદિનને મહાપર્વ તરીકે માન્યા છે.

'વૃક્ષો, પુષ્પોથી દેવોને પ્રસન્ન કરી, અતિથિને ફળોથી રીઝવી, યાત્રીઓને છાયા વડે વિશ્રામ આપી, મનુષ્યોને જળથી અને વૃક્ષ રોપનારને સુખથી આનંદિત કરે છે.' એ રીતે વિષ્ણુપુરાણમાં વૃક્ષની મહત્તા અને ઉપયોગિતા દર્શાવી છે.

આપણાં પુરાતન ન્યાયશાસ્ત્રોમાં લીલાં ઝાડોને નુકસાન પહોંચાડનારને માટે નસીહત ફરમાવેલી છે અને લીલાં ઝાડ પર ઉઝરડા પાડનાર પણ એ પાપથી વનદેવતાનો



ભારતવર્ષની લીલીકુંજ ગુર્જરીના પ્રતીક સમો આમ્રતરુ—ગુજરાતના ઉપવનનો પ્રતિનિધિ વૃક્ષ આંબો-Mangifera Indica

કોપ વહોરી લઈ કેટલી હદે નૈતિક પતન પામે છે તે નિર્દેશેલું છે. 'પીપળાપાન ન તોડીએ, ન ત્યાગીએ વડની ડાળ', વૃક્ષરક્ષણના આવા સંસ્કાર ભજનો દ્વારા આપણા લોકહૃદયમાં સીંચી, આવી ઉપયોગી વાતોને ધાર્મિક ભાવો સાથે ઘટાવી આપણા પૂર્વજોએ આપણા ઉપર અનહદ ઉપકાર કરેલો છે. પણ અત્યારના જીવનકલહમાં એ ધાર્મિક વલણ વિસરાતું જાય છે; એ ભાવોને ફરી જાગ્રત કરવાની જરૂરત છે. મારા એક ઓળખીતાએ એક વખતે મારી પાસે પીપળાના રોપની માગણી કરેલી. કારણ પૂછતાં જણાયું કે તેના એક મૃત પિતૃએ પોતાના વસવાટ માટે તેની પાસેથી કોઈ દેવસ્થાન પાસે પીપળો વવડાવવાની માગણી કરેલી હતી, એટલે તે એ વૃક્ષ ત્યાં રોપવા ઇચ્છતો હતો. તે વખતે કાંઈક રમૂજી લાગતો એ વહેમજન્ય કિસ્સો સત્ય હો વા નહિ, પણ વૃક્ષવિનાશથી દેશ તો અવગતે જઈ રહ્યો છે એ સો ટચના સોના જેવી સાચી વાત છે. વૃક્ષરક્ષણ અને વૃક્ષારોપણ કરી તેને અવગતે જતો બચાવીએ.

વૃક્ષારોપણનું મહદ અગત્ય પ્રાચીનતમ કાળથી આપણે પ્રમાણ્યું છે. એક વૃક્ષ રોપી તેને ઉછેરવાથી મળતું પુણ્ય ધર્મશાળા બંધાવ્યા બરાબરનું આપણે સમજતા આવીએ છીએ અને વૃક્ષારોપણને ઉત્તમ દાન

*મનુષ્ય અને પ્રાણીઓની હસ્તી તથા સંભાવના માટે જરૂરી એવો કાર્બોદિત ખોરાક, લીલી વનસ્પતિ પ્રકાશની મદદ વડે પાણી વાયુ અને પૃથ્વીનાં તત્ત્વોમાંથી સર્જે છે; એ ક્રિયા માનવી શક્તિની બહાર છે. લીલી વનસ્પતિની માત્ર એ એક જ દૈવી શક્તિ તેને આપવાથી ઉચ્ચ કોટિના જીવોમાં પૂરતી નથી? છતાં પણ આપણે મિથ્યાભિમાન છોડીએ એમ ક્યાં છીએ?

તરીકે ગણ્યું છે. 'માર્ગની બાજુએ છાયા આપતું ફળ-ફુલધારી વૃક્ષ રોપનારના પિતૃઓ સ્વર્ગ (પરલોક)માં પાપથી મુક્તિ મેળવે છે.' એવો વૃક્ષારોપણનો મહિમા સ્કંદપુરાણમાં દર્શાવેલો છે; અને મહાભારતમાં વૃક્ષારોપણનું માહાત્મ્ય ગવાયું છે કે 'વૃક્ષારોપણ કરવાથી મેળવાતું પુણ્ય પરલોકમાં કામ આવે છે. વૃક્ષરોપનારના પિતૃઓ તેમજ વારસોને વૃક્ષારોપણ જેવા ઉત્તમ દાનના પુણ્યે કરી મુક્તિ મળે છે.' આપણી સામે પ્રાચીન કાળથી પ્રમાણિત થએલી વૃક્ષારોપણની આ ઉપયોગિતા અને મહત્તા મુસલાઈ જમાનામાં પણ બાબુબ સમજાઇ હતી અને કુલબાગના શોખીનો એ મોગલ મુસલોએ શોખ તરીકે પણ વૃક્ષવૃદ્ધિની ક્રિયાને વિકસિત અને વેગવાન બનાવી હતી. એ સમયમાં રસ્તાની બાજુઓ ઉપર અસંખ્ય ઝાડ રોપવામાં આવેલાં અને ઘણા ચાલુ રસ્તાઓ ઉપર તો લગભગ ત્રણત્રણ માઇલના અંતરે મસ્જિદ કે સરાઇ જેવું બંધાવી તેની ચોતરફ ઝાડનું ઝુંડ અવશ્ય રોપાવતા, એ વખતની સરાઇઓ, મકબરા અને મસ્જિદોની આજુબાજુનાં પુરાણાં વૃક્ષો આજે પણ વૃક્ષારોપણની અજબ ભાવના પ્રગટ કરતાં આપણને પ્રેરી રહ્યાં છે. એવી જ કોઇ ભાવનાથી, જેને જ્યાં અનુકૂળ ત્યાં, મંદિરો કે મસ્જિદોમાં, ધર્મશાળાઓ અને સરાઇઓમાં, રસ્તાની બાજુઓ ઉપર, ગામને ગોંદરે અને પાદરમાં શક્ય તેટલાં ઝાડ રોપી ઉછેરવાં જોઇએ. આવા વ્યક્તિગત છૂટક પ્રયત્નોથી પણ પરિણામે વૃક્ષવૃદ્ધિ થઇને એકંદરે લીલી ઝાડી વધતાં છાંયો તથા ઠંડક વધે છે અને ઝાડના પાનની સપાટીમાંથી સતત ભેજના વરાળ રૂપે થતા વહનથી હવામાનમાં ભેજનું પ્રમાણ વધે છે.

સાથેસાથે વિજ્ઞાનથી પુરવાર થએલી એક એ બીના પણ અહીં નિર્દેશવાની જરૂર છે કે બીજી બધી પરિસ્થિતિ જો સપ્રમાણ સરખી હોય તો અમુક વિસ્તારનો લીલોછમ ઝાડીવાળો પ્રદેશ, તેટલા જ ક્ષેત્રફળના પાણીના વિસ્તાર જેટલી જ વરાળ આપી હવામાનમાં સરખો ભેજ ઉમેરે છે. એટલે, કોઇ પ્રદેશ પરથી પસાર થતાં વર્ષાપ્રવાહનાં વાદળોને ભેજપ્રચુર બની વરસવા માટે જોઇતાં બંને જરૂરી તત્ત્વો—ટાઢક અને ભેજ—લીલી પલ્લવપુંજભરી ઝાડીમાંથી પૂરતા પ્રમાણમાં મળી રહે છે. આથી સ્થાનિક થતા સરેરાશ વરસાદના પ્રમાણમાં તેટલા પૂરતો વધારો થાય છે. આપણે ત્યાં જ્યાં નથી મોટા પહાડો, નથી પાણીના જબ્બર વિસ્તારો કે નથી જ્યાં ગીચ જંગલની ઝાડી, તેવા ઉત્તર ગુજરાતના પ્રદેશમાં હમણાં વરસાદ અતિ અનિયમિત અને ઓછા થઈ ગયા છે ત્યાં ઝાડી વધારવાથી સ્થાનિક સરેરાશ વરસાદને કેટલી હદે નિયમિત બનાવી વધારી શકાય તેવું છે તે આ ઉપરથી સ્પષ્ટ સમજાશે. આવી રીતે વૃક્ષવૃદ્ધિ દ્વારા આપણે અનુકૂળ હવામાન, પુષ્ટ ધરાતલ અને ઉત્તમ પાક મેળવીને આપણી આબાદી વધારી શકીએ.

કુદરત ને માનવજીવનના અતિ ગાઢ સહવાસમાંથી પરિણમતો પ્રકૃતિપ્રેમ કેળવીને આપણે પરંપરાથી, જ્યાં જ્યાં ઉત્તમ ઝાડી કે સુંદર વૃક્ષનો ઘેરો કુદરતખોળે જોયાં છે ત્યાં ત્યાં એકાદું દેવસ્થાન સ્થાપી કુદરત તરફનો પૂજ્યભાવ પ્રગટ કર્યો છે. એ રીતે પ્રકૃતિનું સૌંદર્ય જાળવી રાખવા પણ ઝાડોનું રક્ષણ અને વૃક્ષવૃદ્ધિ થવાં જોઇએ. એ પ્રકૃતિપ્રેમના પ્રેર્યા કાલિદાસ અને હર્ષ જેવા મહા કવિઓએ મોં ભરીભરીને વૃક્ષોનું અનેરું માહાત્મ્ય ગાયું છે, અને રામાયણમાં મહર્ષિ વાલ્મીકિએ તો વૃક્ષને રામ કરતાં પણ મહાન કહ્યો છે. પરંપરાથી ઊતરી આવેલા એ સંસ્કારોથી રંગાએલા આપણા સાહિત્યમાં વૃક્ષોનો મહિમા પ્રાધાન્ય ભોગવે છે અને કવિવર રવીન્દ્રનાથ જેવી યુગમૂર્તિ, દર વર્ષામંગલના ઉત્સવે શાન્તિનિકેતનમાં પ્રેમ અને ઉત્સાહથી વૃક્ષારોપણ કરે છે તથા વૃક્ષારોપણ પર્વ ઊજવે છે. કાંઇક સર્જન કરી તેને ઉછેરવું એ સ્વાભાવિક માનવી લાગણી છે. વૃક્ષારોપણ કરી તેને ઉછેરવાથી એ સ્વાભાવિક વૃત્તિને કેટલો આનંદ અને સંતોષ થાય છે તેની કીમત તો જેણે એ લહાવો અનુભવ્યો હોય તે જ જાણી શકે. 'દૂરથી ધુમ્મસે પહાડ સરીખા ભાસતા, ગુજરાતની અલિહારી જેવા કબીરવડના સ્રષ્ટા, પોષક અને અધિકારી ગુજરાત પાસે વૃક્ષારોપણનો વધુ મહિમા ગાવાની જરૂર ન હોય .. (ચાલુ)

---

શિક્ષકઃ એક નાની સંખ્યા બીજી મોટી સંખ્યામાંથી બાદ કરવી હોય ત્યારે બંને સંખ્યા એક જ જાતની હોવી જોઇએ. દા. ત. ૫૦ રૂપિયામાંથી ૩૦ રૂપિયા લઈ શકાય પરંતુ ૫૦ રૂપિયામાંથી ૩૦ ગાય ન લઈ શકાય.

વિદ્યાર્થીઃ પણ સાહેબ, દશ બકરીમાંથી પાંચ શેર દૂધ તો લઈ શકાય છે!

યુરોપના નકશામાં સ્પેનને પહેલી કક્ષાના રાષ્ટ્ર તરીકે પ્રથમ અંકિત કરનાર રાણી

# ઇસાબેલા

ઇતિહાસમાં થઈ ગએલી કોઇ પણ ગૌરવશાળી અને મહત્ત્વાકાંક્ષી રાણી કરતાં એ ઊતરે તેમ ન હતી. સ્પેન તો તેનું ચિરંજીવ ઋણી રહ્યું છે. મધ્યયુગમાં કૅસ્ટાઇલના હેન્રી ચોથાના અવસાન પછી સ્પેન જ્યારે ચારે બાજુ અંધકારથી ઘેરાએલું હતું ત્યારે એણે સ્પેનમાં નવજીવનની ઉષા પ્રકટાવી.

હેન્રી ચોથાની એ સાવકી બેન હતી. હેન્રીનો ઇરાદો તેને પોર્ટુગાલના ૫૫ વર્ષના બુઢ્ઢા રાજા સાથે પરણાવવાનો હતો, પણ તેણે ખાનગી રીતે પોતાથી એક વર્ષ મોટા, સત્તર વર્ષના ઍરેગોનના રાજકુમાર ફર્ડિનાન્ડ સાથે લગ્ન કરી નાખ્યાં ને હેન્રીના કોપમાંથી બચવા બંને નાસી છૂટયાં.

પાંચ વર્ષ સુધી એ રખડયાં. એ રખડપાટે જ ઇસાબેલાને પોતાના દેશ, પ્રજા ને સંસ્કૃતિની નાડ પારખવાની સાચી કુશળતા આપી, તેને પરિણામે આપસઆપસમાં ઝગડતા પ્રાંતોને એક સાંકળે ગૂંથી એણે સ્પેનના રાષ્ટ્રનું સર્જન કર્યું.

૧૪૭૭ના ડિસેંબરની ૧૧મીએ હેન્રીનું અવસાન થયું. ઇસાબેલા સિવાય ગાદીનો કોઇ વારસ ન હતો એટલે સીધો હક તેને જ મળ્યો. તાજપોશીની ક્રિયાઓ હજુ પૂરી પણ નહોતી થઈ ત્યાં તો પોર્ટુગાલના રાજાએ મોકલાવેલો પત્ર મળ્યો કે સ્પેનની ખરી વારસ તે નહતી; પણ જોઆના હતી ને પોતે તેની જોડે લગ્ન કરવાનો હતો.

આ જોઆના હેન્રીની અનૌરસ પુત્રી હતી. પત્રનો શો જવાબ વાળવો ? ઇસાબેલા તરત પોર્ટુગાલ સામે લડી શકે એવા સૈનિકો ચૂંટવા ને નાણાં મેળવવાની પ્રવૃત્તિમાં પડી. દેશભરમાં તેણે પોર્ટુગાલ સામે લડાઈની જેહાદ પોકારી ખચ્ચર પર બેસી ને આખો દેશ ફરી ને ચૌટે ચૌટે ને ઘેરઘેર પોર્ટુગાલની બદદાનત સામે લોકોનું લક્ષ્ય ખેંચ્યું. પરિણામે રાષ્ટ્રીયતાનો પહેલો તણખો લોકોનાં હૃદયમાં ઊડયો ને બધા પ્રાંતોએ તેને સાથ આપવાની કબૂલાત આપી.

ઇસાબેલાએ ફર્ડિનાન્ડને લશ્કરનો કમાન્ડર-ઇન-ચીફ નીમ્યો, તેણે ધાડુંબંધ સૈન્ય પોર્ટુગાલ સરહદ પર ઉતારી દીધું. ધર્મગુરુઓને અરજ ગુજારી તેણે લડવા માટે નાણાં પણ મેળવ્યાં.

એક તરફ ફર્ડિનાન્ડે યુદ્ધની બધી જવાબદારી ઉપાડી લીધી અને તેણે પોતે સ્પેનની આંતરવ્યવસ્થા તરફ લક્ષ કેન્દ્રિત કર્યું. તેની શક્તિ ગજબ હતી. કહે છે કે તે દિવસ આખો ઘોડાની પીઠ પર ફરતી છતાં થાકતી નહિ. ચાલતા કેસે તે કોર્ટમાં જઈ બેસતી. મંત્રીસભામાં ઓચિંતી ચડી જતી, રાજ્યના એકેએક ખાતાથી તે માહિતગાર રહેતી. બાળકોની કેળવણી તરફ તેણે ખૂબ ધ્યાન આપવા માંડયું. તે અગાઉ કોઇ પણ રાજા કે રાણી નહિ બજ્યાં હોય એટલું એ સમાજના બધા થરો જોડે ભળી ગઈ.

સાડા ચાર વર્ષે પોર્ટુગાલ સાથેની લડાઈનો અંત આવ્યો. સંધિ થઈ ને દેશમાં ઐક્ય સાથે શાંતિ યે પ્રસરી.

ઇસાબેલાએ એક જ મહત્ત્વાકાંક્ષા સેવી હતી. ને તે હતુ મૂર લોકોને તાબે રહેલા ગ્રૅનેડા પ્રાન્ત પાછો મેળવવાની. તેને મન સ્પેન માટેની એ પવિત્ર ફરજ હતી. પોતાના બહારવટા વખતે જ યુરોપમાં બળના જતા ઇસ્લામના પગદંડા વિરુદ્ધ તેણે પ્રતિજ્ઞા કરેલી.

ને ઇસ્લામીઓ ત્યારે ગ્રૅનેડાની જ કબ્જાગીરી કરી બેસી નહોતા રહ્યા. યુરોપના પ્રવેશદ્વાર શા કોન્સ્ટાન્ટીનોપલ લીધા પછી ગ્રીસને પાડી તેઓ ઇટલિના કાંઠા સુધી આવી પહોંચ્યા હતા. પોપે ત્યારે એ વધતા બળ સામે આખા યુરોપની ખ્રિસ્તી પ્રજાઓને એકત્રિત થવાનો આદેશ આપ્યો હતો.

ડોમિનિકન સાધુ ટોર્કેમાડા ઇસાબેલા પાસે પહોંચ્યો. ઇસ્લામીઓના અમાનુષીપણાનું તેણે બ્યાન કર્યું. કતલમાંથી ઉગરી જતા ખ્રિસ્તીઓ કેમ વટલના હતા એનો ચિતાર આપ્યો ને ઇસાબેલાને લાગ્યું કે એ બધે પોતે ધારતી હતી તેથી યે વ્યાપક સ્વરૂપ લીધું હતું. તરત તેણે ગ્રૅનેડાની સરહદ પર આવેલા માટે સેવારબીઆમાં તપાસસમિતિ બેસાડી. ત્યાંની વસતીનો મોટો ભાગ કૉન્વર્સોસ (વટલેલાઓ)નો માલૂમ પડયો. એવાઓને માટે એણે બહુ કડક પગલાં લીધાં. એમની મિલકત

જમ કરી ને તપાસસમિતિ જેને દોષિત ઠરાવે તેનો વધ કરવાનો હુકમ કર્યો, આજના માનસને ભલે એ પગલું કડક દેખાય, પરંતુ પરધર્મીઓએ રાષ્ટ્રજીવનમાં ઊભી કરેલી શાપિતતા સામે એ વહેવારૂ હતું.

પરધર્મીઓ પાસેથી લુંટાએલાં એ નાણાંનો ઇસાબેલાએ પોતાના સૈન્યને સમૃદ્ધ બનાવવામાં ઉપયોગ કર્યો ને ઍનેકા સામે ખુલ્લું યુદ્ધ જાહેર કર્યું. ફરી ફર્ડિનાન્ડ કમાન્ડર-ઈન-ચીફ બન્યો. ઇજનેરો ને દાકતરો સહિત પહેલી જ વાર ઇસાબેલાએ પોતાના સૈન્યને વૈજ્ઞાનિક ઢબ પર આણી મૂકયું હતું.

એક પછી એક મૂર પ્રાંતો મેળવાતા ગયા. છેવટે કિનારાનો એક પટો જ બાકી રહ્યો. પણ તે ય ઍનેકાના ઇતિહાસપ્રસિદ્ધ ઘેરા પછી ૧૪૯૨ના જાન્યુઆરીની ૧૨મીએ જિતાયો ને યુરોપની આદર્શમૂર્તિ તરીકે ઇસાબેલા શહેરમાં દાખલ થઈ. એ દિવસથી સ્પેન પહેલી કક્ષાના રાષ્ટ્ર તરીકે યુરોપના નકશામાં અંકિત થયું.

પણ ઇસાબેલાની ખરેખરી મહત્તા તો યુરોપનાં બીજાં રાષ્ટ્રોમાં દિવાના તરીકે ગણાએલા એક માણસને આશ્રય આપવામાં હતી. એ માણસ તે કોલંબસ. જેનો નંબર સ્પેનના પ્રેરણાદાતા તરીકે ઇસાબેલા પછી બીજો જ આવે છે.

૧૫૦૪ના ઑક્ટોબરની ૧૨મીએ ઇસાબેલાનું અવસાન થયું. અંતની ઘડીએ પણ સ્પેન માટે જિબ્રાલ્ટરનું મહત્ત્વ સમજી, કોઇ પણ ઉપાયે તેને હાથથી જવા ન દેવાના છેલ્લા બોલ તેના મોંમાંથી સર્યા હતા.

ઇસાબેલાના વ્યક્તિત્વનું માપ તો તેના અવસાન બાદ સ્પેનમાં પ્રવર્તેલી સ્થિતિ પરથી કાઢી શકાય. વિખાએલા સ્પેનને ધર્મ, ધન અને રાષ્ટ્રીયતાને સહારે તેણે રાષ્ટ્ર તરીકે એકત્રિત કર્યું. પણ તેના પછી ધર્મની લાગવગ એટલી તો વધી પડી કે વસતિના ચાર માણસે એક તો ધર્મગુરુ જ બને! ને એ ધર્મગુરુઓને નહોતા કંઇ કર ભરવાના કે નહોતી કોઇ ફરજ બજાવવાની. રાજ્યને આશ્રયે જ તે પોષાતા. ઇસાબેલાએ ઉદ્યોગો સ્થાપિત કરવા જે પ્રયાસો કરેલા તે કોલંબસે શોધેલી 'નવી દુનિયા'માંથી આવતા સોનાના પ્રવાહોમાં તણાઈ ગયા. વતનમાં રહી કશો ઉદ્યમ કરવા કરતાં 'નવી દુનિયા'માં પહોંચી જવાની વૃત્તિ પ્રબળપણે પ્રકટી હતી ને વેપાર બધો ફ્લેમિશ, ઇટાલિયન, અંગ્રેજ ને ફ્રેંચોએ હાથ કર્યો હતો. 'નવી દુનિયા'ના મોહે ખેતી ને કારીગરીથી માંડી અભ્યાસવૃત્તિ સુદ્ધાં તરફ બેદરકારી આણી હતી ને પરિણામે ઇસાબેલાના અવસાનની એક સદી બાદ જ સ્પેનની વસતિ માત્ર પંચ્યાસી લાખની જ બની ગએલી!

ઇસાબેલાની કારકીર્દી રઝિયા, ચાંદબીબી, દુર્ગાબાઇ કે લક્ષ્મીબાઇનું જ આપણને ભાન કરાવે છે. યુરોપની બીજી પણ કેટલીયે રાણીઓ મહાન થઈ ગઇ છે, પણ એ માત્ર પોતાના દરબારીઓની મહત્તાથી: પોતાના વ્યક્તિત્વના પ્રભાવથી તો માત્ર ઇસાબેલા.

# એક્સપોઝર યાને પ્રકાશનો પ્રવાહ કેટલો લેવો?

ફોટોગ્રાફીમાં આ સવાલ એક મુખ્ય બાબત થઇ પડી છે. જેમની પાસે એક્સ્પોઝર-મીટર હોય છે તેમને માટે તો એ મુદ્દો સહેલો છે. પરંતુ શિખાઉ તેમજ થોડા બાબુકાર બનેલાને તો ઘણી વખત એમાં વિચાર કરવો પડે છે. તે વિષયમાં સંકટસમયે સાંકળ ખેંચવાનો મારો એક નાનકડો અનુભવેલો નુસખો બતાવું છું, જે ઇશ્વરકૃપાથી હમેશાં ફતેહમંદ થતો જણાયો છે.

આજકાલ બજારમાં અનેક જાતના કૅમેરા અને અનેક જાતની ફિલ્મો નીકળી છે. સાધારણ રીતે કોડાકની પેનેટોમિક અને Super-XX વધુ વપરાશમાં આવે છે; તેમજ કૅમેરા મોટે ભાગે 4. 5ના લેન્સના વપરાય છે. તેના હિસાબે પ્રકાશનો વિચાર કરવાનો રહ્યો. તડકો; છાયા, તડકામાં પાછળનું તેજ, અને બાજુનું તેજ, આટલી મુખ્ય પરિસ્થિતિ હોય છે. હવે આ બધી જાતની પરિસ્થિતિનો મુકાબલો કરવા માટે જો એક્સ્પોઝર (ઝડપ) ૧/૫૦ અને ડાયફ્રેમ (પ્રકાશબારી) ૮ રાખશો તો તમને બધી રીતે ફતેહમંદી મળશે. આ એક્સ્પોઝર અને સ્ટૉપ મેદાનનાં દશ્યો માટે જ છે. આ વાંચ્યા બાદ તમે નવો રોલ અથવા ફિલ્મપૅક તમારા કૅમેરામાં ભરો તો ફક્ત્રીસુધ્ધી દરેક લાઇટમાં એક એક એક્સ્પોઝર ૧/૫૦ અને ૮થી કરશો તો અનુભવ થઈ જશે. કોઇ વખત એથી જરા 'અન્ડર' (ઓછી) કે સહેજ 'ઓવર' (વધુ પ્રમાણુવાળી) નેગેટિવ થશે; પણ પ્રિન્ટિંગ-એન્લાર્જિંગમાં કાગળનો ગ્રેડ બરાબર લેવાથી સંતોષકારક પરિણામ મેળવી શકાશે. પ્રયત્ન કરી જુઓ અને જરૂર સફળ થશો: સાહેબજી.

આબિદમિયાં સૈયદ




આ નકશામાં દર્શાવેલા ઉત્તરગુજરાતનાં સ્થળો ઘૂમીને પ્રાચીન ઇતિહાસકેન્દ્રોના અવશેષો ખોળતાં

# ભૂતકાળની શોધમાં

### પગપાળા કરેલા પ્રવાસની લેખમાળા

**આ**ગલી સવારે દેલમાળમાં તો મેં નથુશંકર મહારાજને ત્યાં લાડુ આરોગેલા; પણ ત્યાર પછી જે દાડમારીઓ શરૂ થઈ તેમાં તો આપાણીથી જ ચલાવવું પડેલું; એટલે વાયેલ મૂકી હું જેમ જેમ આગળ ચાલવા લાગ્યો તેમતેમ પેટનો પોકાર વધવા લાગ્યો. રસ્તે એકાદ માઈલ દૂર કરમાણ નામનું ગામડું દેખાતું હતું. તેમાં મોદીને ત્યાં કાંઈક ચવાણું ખાઈ લઈશ એમ માની મજૂર જોડે વઢિયારના સામાજિક જીવન વિષે વાતો કરતો હું શંખેશ્વર–મુંજપરનો પંથ કાપવા લાગ્યો અને બાર વાગ્યાને સુમારે કરમાણના પાદરમાં પગ મૂક્યો.

ગામની ભાગોળે નાગની આકૃતિવાળા પાંચ પાળીઆ મારી નજરે ચડ્યા. પાછલા લેખાંકમાં વાયેલના પાળીઆઓની મેં નોંધ લીધી જ છે; પરંતુ પાળીઆઓ સંબંધે સામાન્ય વાત મેં જણાવી નથી. આખા હિંદુસ્તાનમાં એક માત્ર ગુજરાત (કાઠિયાવાડ અને કચ્છ સહિત) નાં ગામોમાં જ પાળીઆ નજરે પડે છે. ગુજરાતની અસરને લઈ મારવાડના થોડાક વિભાગોમાં પણ પાળીઆ દેખા દે છે અને એ ત્યાં 'જુઝાર' કહેવાય છે. આપણે મન તો આ પાળીઆ સામાન્ય વસ્તુ છે. ઇતિહાસની દૃષ્ટિએ તે કેટલા કીમતી છે તેની ગતાગમ આપણને નથી. એ જ કારણે આપણી એ અમૂલ્ય સમૃદ્ધિ બેદરકારીનો ભોગ બની ભૂંડે હાલે નાશ પામી રહી છે. માત્ર, આ પાળીઆઓ ઉપરનાં જ લખાણો ઉપરથી ગુજરાતના ગામેગામનો થોડોઘણો ઇતિહાસ લખી શકાય તેમ છે; પરંતુ જે અક્ષરોમાં આ ઇતિહાસ લખાએલો પડ્યો છે તેના ઉપર ભરવાડોને મેં કુહાડીઓ ઘસતા ભાળ્યા છે, ઝીખરેલા પાળીઆઓ અને શિલાલેખો ઉપર લોકોને મેં કપડાં ધોતાં જોયા છે અને તે વખતે મેં પારાવારનું દુઃખ અનુભવ્યું છે. કોણ જાણે ગુજરાતની કેટલી યે અમૂલ્ય ઐતિહાસિક સામગ્રી આ રીતે નાશને ભેટી ચૂકી છે અને ભેટી રહી છે! ક્ષત્રપો, ગુપ્તો, સોલંકીઓ અને સુલતાનોના કેટલાયે શિલાલેખો આમ ભેદાઈ ગયા હશે અને તેમનાં કેટકેટલાં તામ્રપત્રો કંસારાની ભઠ્ઠીમાં અદૃશ્ય થયાં હશે! કેટલા પ્રાચીન અમૂલ્ય હસ્તલિખિત ગ્રંથો ગામડાંઓના મોદીઓ પડીકાં વાળવામાં વાપરી રહ્યા હશે! હિંદના બીજા કોઈ પ્રાંતમાં ઐતિહાસિક સામગ્રી કે પ્રાચીન કલાસમૃદ્ધિઓ આવી રીતે બેદરકારીનો ભોગ થઈ વિનાશને ભેટતી નથી. આપણા માટે એ વસ્તુ ખરેખર લાંછનપ્રદ જ છે. ઐતિહાસિક સામગ્રીનું રક્ષણ

(conservation) એ પણ ઇતિહાસસંશોધનનું એક અંગ હોઈ તેમાં તેને પ્રથમ સ્થાન આપવામાં આવેલું છે. આપણે ત્યાં ઇતિહાસ-સંશોધકોનો તોટો નથી; એ કાર્ય કરનારી થોડીક સંસ્થાઓ પણ આપણે ત્યાં અસ્તિત્વ ધરાવે છે; પરંતુ કમનસીબે આપણી સામાન્ય પ્રજાને અને આપણા શિક્ષિત ગણાતા વર્ગને એ આપણી ઐતિહાસિક સામગ્રીના રક્ષણ તરફ કાળજી જણાતી નથી. આ વિનાશ તેની હાલની ગતિએ જો ચાલુ રહેશે તો, હું ધારું છું કે એક દસકા પછી આપણી પાસે કંઈ જ બાકી રહેવાનું નથી. આને માટે તાત્કાલિક શ્રેષ્ઠ માર્ગ એ જ છે કે ગુજરાત (કાઠિયાવાડ અને કચ્છ સહિત)નું પ્રત્યેક ગામ પોતાને ત્યાંની ઐતિહાસિક સામગ્રીનું રક્ષણ પોતે જ કરે. દરેક ગામમાં જૂનવાણીના થોડાઘણા રસિયા હોય છે જ; અને જો તેમને આ કાર્ય પ્રત્યે સચેત કરવામાં આવે તો તેમના દ્વારા એ સહેલાઇથી થઈ શકે તેમ છે. દરેક ગામ પોતાનાં માણસોને પોતાના પ્રાચીન અવશેષોનો નાશ કરતાં અટકાવે. જ્યાંત્યાં રઝડતી મૂર્તિઓ, ઉત્કીર્ણ લેખો ઇત્યાદિ પુરા. સામગ્રીને એકઠી કરી ચોરા, નિશાળ અગર કોઈ મંદિરમાં સંભાળીને રાખે. આ સિવાય ગામમાં પ્રાચીન સિક્કાઓ, હસ્ત. લિખિત પુસ્તકો અને બીજી જે કંઇ પ્રાચીન કળાસામગ્રી હોય કે મળી આવે તેને પણ ઉપરોક્ત સ્થળે સુરક્ષિતપણે સંઘરવામાં આવે. આમ સહેજે જ દરેક ગામે પોતાની જૂનવાણી ઇતિહાસસામગ્રી કે કળાસમૃદ્ધિનું એકએક મ્યૂઝિયમ ઊભું થઇ શકે તેમ છે. આથી કેટલાં યે અજાણ્યાં ગામો ઇતિહાસ અને કલારસિકોનાં યાત્રા-ધામ થઇ પડશે. લીંબડી રાજ્યના રંગપુરને ગઈ કાલ સુધી નજીકના વિસ્તારમાં યે કોઇ જાણતું ન હતું; આજે આ નાનકડા સરખા ગામની કીર્તિ છેક યુરોપ અને અમેરિકા સુધી પ્રસરી ગઇ છે.

પ્રશ્ન થશે કે ગામડાંઓમાં પણ આ મહાકાર્ય કરે કોણ? આ કામ એવું છે કે એના માટે કોઈ ખાસ માણસ રોકવાની જરૂર નથી. કોઈએ પોતપોતાના ધંધાનો કીમતી સમય પણ એની પાછળ ગુમાવવાનો નથી. માત્ર ફુરસદની થોડીક ઘડીઓમાં આ કાર્ય થઈ શકે તેવું છે. પુરાતત્ત્વ એ શિક્ષણનું જ એક અંગ મનાય છે ને તેટલા માટે પુરાતત્ત્વખાતાં અને મ્યૂઝિયમો કેળવણીખાતા હેઠળ જ મૂકવામાં આવે છે. દાખલા તરીકે હિંદી સરકારનું પુરાતત્ત્વખાતું, વડોદરાનું પુરા-તત્ત્વસંશોધનખાતું, એ ત્યાંનાં કેળવણીખાતાંનાં જ અંગો છે. ઇડરમાં તો કેળવણીઅધિકારી પુરાતત્ત્વ અધિકારીનો હોદ્દો પણ ધરાવે છે. આમ, પુરાતત્ત્વ એ કેળવણીનું જ અંગ છે, એટલે ગુજરાત સ્વાભાવિક રીતે, પોતાની ઐતિહાસિક સામગ્રીનાં રક્ષણસંશોધનની અપેક્ષા પોતાના શિક્ષકવર્ગ પાસેથી જ રાખી શકે. એ વર્ગ મોટાંમાં મોટાં શહેરોથી માંડી નાનાંમાં નાનાં ગામડાંઓ સુધી ફેલાએલો છે. વળી બીજા કેળવાએલા વર્ગો કરતાં તેમાં સાહિત્ય, ઇતિહાસ, પુરાતત્ત્વ વગેરે પ્રત્યે રસ વધારે હોય છે. એટલે જો શિક્ષકો પોતપોતાનાં વિસ્તારક્ષેત્રોનું આ કામ પોતાના ફુરસદના કલાકોમાં ઉપાડી લે તો તેઓ પોતાની માતૃભૂમિની એક મહાન સેવા બજાવી શકે અને આ સિવાય તેમને યશ અને આર્થિક લાભ પણ થાય. વળી કારકુન કે અમલદાર વર્ગમાં પણ ઘણા પુરાતત્ત્વરસિક મળી આવે છે, તેમની પાસેથી પણ આ કાર્યની અપેક્ષા રાખી શકાય. પાટણ-વાડામાં થોડાક શિક્ષકો આ રીતે ઘણું સરસ કાર્ય કરી ગુજરાતમાં ખ્યાતિ ને માન પામ્યા છે. પાટણમાં શ્રી. રામલાલ ચુનીલાલ મોદી અને શ્રી. કનૈયાલાલ ભાઇશંકર દવે પોતાના વિસ્તારમાં વર્ષોથી સરસ કાર્ય કરી રહ્યા છે. કંબોઇ સોલંકીના એક ઉત્સાહી શિક્ષક શ્રી. માણેક-લાલ ચકુલાલ દવે પોતાના ગામની આસપાસનાં ગામ-ડાંઓમાં પુરાતત્ત્વસંશોધન કરી ગુજરાતનું સારૂં ધ્યાન ખેંચી રહ્યા છે. નવસારીના શ્રી મણિભાઇ દ્વિવેદી પોતાના કાર્યથી સાહિત્યક્ષેત્રમાં ઘણા આગળ આવી ગયા છે. મને પણ એ જ વર્ગમાં કામ કરતાં કરતાં આ નાદ લાગ્યો છે. આ રીતે જો આપણે એકએક ગામડે શિક્ષકો કે કારકુનો પોતપોતાનાં રહેઠાણનાં સ્થળોમાં ફુરસદ વેળા થોડુંક કામ કરતા થઈ જાય તો થોડા જ સમયમાં કોઈપણ સંસ્થાઓ ન કરી શકે તેટલું પુરાતત્ત્વ-સંશોધન ગુજરાતને આંગણે જોતજોતામાં થઈ જાય

કેળવાએલો વર્ગ આટલા મોટા પ્રમાણમાં હોવા છતાં આપણે ત્યાં આ કાર્ય થતું નથી તેનું બીજું કારણ હું એ શોધી શકયો છું, કે તેમાં રસ ધરાવનારા પણ પુરાતત્ત્વસંશોધનની વિધિઓથી અજાણ હોય છે. કેટલાક તો એમ સમજી બેસે છે કે પુરાતત્ત્વસંશોધન એ ઘણું ખર્ચાળ તથા ઊંડો અભ્યાસ માગી લે તેવું કાર્ય છે.

પણ આ એક ભ્રમ છે. આથી પ્રસ્તુત લેખમાળામાં મારા સંશોધનકાર્યની સાથેસાથે જ યથાસમયે તે કાર્ય કરવાની રીતો પણ વર્ણવતા જવાનો મેં ઇરાદો રાખ્યો છે કે જેથી અજ્ઞાનને લઈ સંશોધન નહિ કરી શકનારા પુરાતત્ત્વરસિકોને એમાંથી કંઈક પ્રકાશ મળે.

કરમાળુમાં પાળીઆઓ તપાસ્યા પહેલાં હું મોદીની દુકાનની શોધમાં ગામમાં પેઠો પણ, કમનસીબે તેને ત્યાં ચવાણામાં ખારી થઈ ગએલી મગફળી સિવાય કશું ન હતું! એટલે અંતે પાણીથી જ ભૂખને શમાવવાનું ઠરાવ્યું.

આ ગામમાં તુલસીદાસ નામના એક અગાઉ થઈ ગયેલા બાવાનું મંદિર હતું ત્યાં હું ગયો. મંદિરની પ્રદક્ષિણા કરતાં એક ખૂણામાં બે હસ્તલિખિત પુસ્તકો રગદોળાતાં જોયાં. પાણી પી થોડીક વાર પૂજારી જોડે થોડી વાતો કરી મેં પેલાં હસ્તલિખિત પુસ્તકો માગ્યાં જે તેણે મને ઘણી ખુશીથી આપી દીધાં.

ગામડાંઓમાં હસ્તલિખિત પુસ્તકો ઘણેભાગે બ્રાહ્મણો અને બાવાઓ પાસે તથા જૂના સિક્કાઓ મોદી પાસે હોય છે. આ વાત લક્ષમાં રાખવાની છે.

ક્ષેત્રસંશોધન (Field research) માટે ગામડાંઓમાં નીકળનારાઓએ એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની હોય છે. આ પૂજારીઓ, બ્રાહ્મણો, બાવાઓ કે મોદીઓ સીધી રીતે માગવાથી જ હસ્તલિખિત પુસ્તકો કે પ્રાચીન સિક્કાઓ આપણને સુપ્રત કરી દેતા નથી. એને માટે સંજોગોને અનુકૂળ તરેહવાર યુક્તિઓ યોજવી પડે છે. એ વસ્તુઓના ખરા ઉપયોગને ભોળા ગ્રામવાસીઓ જાણતા હોતા નથી, એટલે શહેરીઓને આવી વસ્તુઓ ભેગી કરતા જોઈ તેઓ સહેજે શંકામાં પડી જાય છે. આમે ય શહેરનાં માણસોના પ્રત્યેક કાર્યને ગ્રામવાસીઓ કૌતુક, શંકા અને ભયની દૃષ્ટિએ જોતા હોય છે. એવા સંજોગોમાં કેવી રીતે વર્તી હેતુ સાધવો એ કાર્ય ક્ષેત્રસંશોધકો પાસેથી વહેવારુ માનસશાસ્ત્ર (applied psychology)નું જ્ઞાન ને અનુભવ માગી લે છે.

જે સંશોધકો ગ્રામજીવનથી પરિચિત હોય અથવા તો જેઓ પોતાના રહેઠાણનાં ગામડાંઓમાં જાણીતા અને વિશ્વાસપાત્ર હોય તેમને તો કંઈ કહેવાનું હોય જ નહિ; પણ ગ્રામજીવનથી અપરિચિત સંશોધકોએ એટલું ધ્યાનમાં રાખવાનું છે કે ગ્રામવાસીઓ ધાર્મિક બાબતોમાં અતિ શ્રદ્ધાળુ અને રૂઢિચુસ્ત હોય છે; એટલે તેમના માનસને બંધબેસતી આવે તેવી જ વાતો પહેલાં તેમની જોડે કરવી જોઈએ. આ જ માર્ગ વડે પહેલાં તેમના વિશ્વાસ અને પ્રીતિ સંપાદન કરી પછી પોતાનો હેતુ સાધવા પ્રયાસ કરવો જોઈએ.

આ બે હસ્તલિખિત પુસ્તકો મને આજે ન જડ્યાં હોત તો ભૂખે પેટે લોટેશ્વર–મુંજપુરનો પંથ કાપવો કદાચ મારા માટે ભારે થઈ પડત. પણ આ પુસ્તકમાં મારું મગજ એટલું બધું પરોવાઈ ગયું હતું કે પંથ કાપવાનું મને ભાન સરખું યે રહ્યું નહિ.

(ચાલુ) **અમૃતલાલ વ. પંડ્યા**




### હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામઃ 'તે ગાંડો છે કે વિદ્વાન?' —મનુ પટેલ (અમદાવાદ); બીજું ઇનામઃ 'જગતું બંધાણ'—મનુ પટેલ (માબેજ); ત્રીજું ઇનામઃ (નામવગરનું) રમણિક પરીખ (ખાંભા). ઇનામ મેળવનારાં ચિત્રોમાં એકનું નામ નથી અને બાકીનાં એનાં છે તે યોગ્ય નથી. ચિત્રનો સંદેશ નામ દ્વારા જોનારને સમજાતો નથી. નામાભિધાન અનુચિત હોય ત્યારે ચિત્રના ગુણ કમી થવાનો સંભવ છે. માટે નામ ઉપર દરેકે ખાસ ધ્યાન આપવું જોઈએ.

કાદવખરડેલ કપડાંથી પોતાની ગરીબાઈ પુકારતા માણસના ચિત્રમાંથી તેનું ગાંડપણ કેમ ઓળખાય? 'તે ગાંડો છે કે વિદ્વાન' એ નામ ઉચિત નથી. ચિત્રનું પાત્ર ગાંડો હોવાનું હું જાણું છું અને મને એનું સાદૃશ્ય બરાબર લાગે છે; પરંતુ કલામય ફોટોગ્રાફીને વ્યક્તિત્વ સાથે ઓછો સંબંધ હોય છે. ચિત્રમાં લખનારની એકાગ્રતા ધ્યાન ખેંચે તેવી છે. ઊંચા દૃષ્ટિકોણથી ચિત્ર લેવાયું હોવાથી જમીનની બૅકગ્રાઉન્ડમાંથી વિષય બહાર તરી આવે છે. સહેજ જમણી તરફ ખસીને સ્નૅપ લીધો હોત તો હાથ ને માથું જુદાં પડત.

આ મનુ પટેલે સરસ વસ્તુને અનુકૂળ નામ જડ્યું છે. એમાં બાળની ક્રિયા યથોચિત સ્થિતિમાં મૂર્તિમંત થઈ છે. એક હાથે ચલમ પકડી બીજા હાથે ચીપિયા વડે અંગારાને સંકોરતા અને ફૂંકતા જુવાનનું આ ચિત્ર મૌલિક એટલું જ આકર્ષક છે. ટૅકનિક પણ સારી વપરાઈ છે. બૅકગ્રાઉન્ડ અને વિષયના વર્ણભેદમાં કંઈ તફાવત નથી એ કારણે ચિત્ર ઉઠાવદાર બનતું નથી. વળી ઉચિત નામ યોજવામાં આવે

પડેલ સફળ થયા નથી.

બાઇ પરીખે, આફ્રિકાના આદિમ નિવાસીનું તેના અસલ પોશાકમાં ચિત્ર લીધું છે. ટેકરા ઉપર ચડી, ધનુષ્ય સાથે શિકારની શોધમાં નીકળી પડેલા આફ્રિકનનું આ ચિત્ર એની જાતિનું પ્રતિનિધિ જણાય છે. ચિત્રમાં અતિ ઝડપાઈ છે.'શિકારની શોધમાં' નામ ચિત્રનું વસ્તુ સમજવામાં મદદ કરે તેવું છે. બે બાજુ અને ઉપરથી લગભગ અરધો ઇંચ ચિત્રને કાપવાની જરૂર છે. એટલા ભાગનું એન્લાર્જમેન્ટ કરવાથી, પ્રદર્શનમાં મોકલવા યોગ્ય ચિત્ર બનશે.

**બલવન્ત ભટ્ટ**



# સંસારનાં શહેરો

## ૧૮-બુડાપેસ્ટ

ભાષા, લોહી અને રસ્મોરિવાજમાં આજુબાજુનાં બધાં રાજ્યોથી જુદું પડતું ને લીલાછમ પહાડોથી ઘેરાએલું હંગેરી મધ્ય યુરોપના ભૂમિભાગનો એક 'ટાપુ' જ ગણી શકાય. એણે તાતારોને રોક્યા, તુર્કોને રોક્યા અને વચ્ચે રશિયન રીંછ સામે પણ અણનમ દિવાલસમું બની ઊભું હતું. એવી સામર્થ્યવાન એ ભૂમિની અધિવાસી મગ્યાર જાતિએ'આલતાઇ પર્વતોમાંથી ઊતરી આવી આર્પાદના સેનાનીપણા નીચે આ મુલકનો કબજો મેળવેલો. નવમી સદીમાં સ્ટીફને એની રાષ્ટ્રીય સંઘટના નિર્માણ કરી, ને એના અમલમા જ હંગેરીએ ખ્રિસ્તી ધર્મ સ્વીકારતા પોપ સીલ્વેસ્ટર બીજાએ તેને સંત બનાવ્યો. ઈ. ૧૬૨૩માં હંગેરીએ ઑસ્ટ્રિયાનું સ્વૈચ્છિક આધિપત્ય સ્વીકાર્યું, પરંતુ મહાયુદ્ધ પછી વેર્સાઇના તહનામાથી તે તેનાથી સ્વતંત્ર થયું.

બુડાપેસ્ટ આ હંગેરીનું પાટનગર છે. ડાન્યુબ નદીને સામસામે કાંઠે આવેલાં બુડા અને પેસ્ટ એ બે શહેરોને જુદા જુદા છ પૂલો વડે જોડી દેવાઇને ઈ. ૧૮૭૨માં તેનું નિર્માણ થયું. બુડાનું આજનું પરૂં ઓબુડા જ્યાં આવેલું છે ત્યાં અગાઉ રોમનોએ ઍક્વિનકુમ 'નામનું સંસ્થાન વસાવેલું' હોવાનો ઉલ્લેખ મળેછે.ત્યારથી માંડીને મગ્યાર લોકોના આક્રમણ સુધીનો ઇતિહાસ અંધારામાં જ રહ્યો છે. ઇ. ૧૨૪૧માં મંગોલોએ પેસ્ટનો ધ્વંસ કર્યા પછી હંગેરીના રાજા બેલા ચોથાએ આજનું બુડા વસાવ્યું (૧૨૪૭), અને ૧૩૬૧થી રાજધાની તરીકે તેની પ્રતિષ્ઠા કરવામાં આવી. ત્યારબાદ ફ્રેન્ચ ને ઈટાલિયન કલાકારોએ બુડામાં કલાનો પ્રાણ પૂર્યો ને ફ્લેમિશ તથા વેનેશિયન વેપારીઓએ પેસ્ટને વ્યાપારી કેન્દ્ર બનાવ્યું.

ડાન્યુબની બંને બાજુ મળીને બુડા પેસ્ટ ૮૦ ચોરસ માઇલનું ક્ષેત્રફળ ધરાવે છે. એના છ પૂલોમાંનો એક તો યુરોપમા સૌથી જબરો ઝૂલતો પૂલ છે. પુરાણી ઢબની ઈમારતો સાથે આધુનિક સ્થાપત્ય પણ ત્યાં વિકસ્યું છે અને દરબારગઢમાં આવેલો ૮૬૦ખંડોનો બનેલો રાજપ્રાસાદ ખાસ પ્રેક્ષણીય છે. ત્યાંનાં રોમશામક ઊનાં ઝરણાં તો પ્રખ્યાત છે જ. બુડા ઊંચી સપાટીના મેદાન પરઆવેલું છે. જ્યારે પેસ્ટ માત્ર ડાન્યુબનાં પૂરથી બચાવ થઇ શકે એટલી જ ઊંચાઇએ બાંધેલ હોઈ, બુડા પરથી તેનાં મુરિશ અને રોમાનેસ્ક શૈલીની ઇમારતો સાથે તેનું આખું દૃશ્ય સાંગોપાંગ જોઈ શકાય છે.

શહેરના મધ્યથી માંડી હેઠ વારોસ્લિગેટ (નગરોદ્યાન) સુધી આન્દ્રાસી ઍવેન્યુ નામનો રાજમાર્ગ પથરાએલો છે. ઉદ્યાનને નાકે જબરાં પૂતળાં ઊભાં કરેલાં છે, જ્યારે આજુબાજુમાં ગ્રૅફિક આર્ટ્સ તથા મ્યૂઝિયમો આવેલાં છે. નગરોદ્યાન બધાં મળી ૨૪૦ એકર પટરોકે છે.

વણાટ, રસાયણો, તથા તમાકુ ને ચામડાં કેળવવાના બુડા પેસ્ટના મુખ્ય ઉદ્યોગો છે. બર્લિન સિવાય યુરોપના બીજા કોઈ પાટનગરે એના જેટલો ઝડપી વિકાસ નથી સાધ્યો.



ડાન્યુબની બંને બાજુએ આવેલાં બુડા અને પેસ્ટનું દૃશ્ય



શિવાજીએ નવી તરવાર મૂકી તૂટી તરવાર ઉપાડી લીધી અને મુજરો કર્યો

# તૂટી તરવાર

શિવાજી મહારાજે હિંદુપત–પાદશાહી સ્થાપવાની હજી તો શરૂઆત જ કરી હતી. એમના આ કાર્યને અટકાવવા વિજાપુરના બાદશાહે પુષ્કળ સૈન્ય તોરણાના કિલ્લા પર મોકલ્યું. પણ એની સામે ટક્કર ઝીલે એટલું કેળવાયેલું ને મોટું સૈન્ય શિવાજી પાસે નહોતું. એમની પાસે તો માત્ર ત્રણસો જેટલા મરાઠા યોદ્ધા હતા.

પણ વિજાપુરના પ્રચંડ સૈન્ય આગળ ત્રણસેં માણસ શા હિસાબમાં? અને એ બધા લડાઈમાં જાય તો કિલ્લાનું રક્ષણ કોણ કરે? આ પ્રશ્ન શિવાજીને મૂંઝવતો હતો. સૈન્યમાં ભરતી કર્યા સિવાય બીજો ઉપાય નહોતો.

નવું સૈન્ય ઊભું કરવા માટે આસપાસનાં ગામમાં દાંડી પિટાણી. દાંડી સાંભળતાં જ માવળા અને કોળી લોકો તોરણાના કિલ્લા આગળ એકઠા થવા માંડ્યા. થોડા દિવસમાં તો પાંચ હજાર માણસ એકઠું થયું. નવા સૈન્ય માટે નવાં હથિયાર બનાવવા એક કારખાનું શરૂ કર્યું. જેમજેમ સૈન્યમાં ભરતી થતી ગઈ તેમતેમ કારખાનામાં તરવારના ઢગ થતા ગયા.

નવા સૈનિકોને નવી તરવારો આપવાનો એક સારો દિવસ શિવાજી મહારાજે નક્કી કર્યો; અને તે દિવસે તમામ સૈનિકોને પોતાની પાસે બોલાવ્યા. સૈનિકો આવીને હારબંધ ઊભા રહ્યા. નવી તરવારો તેમની આગળ લાવીને મૂકવામાં આવી.

એક પછી એક એમ દરેકને નવી તરવાર આપવાની શરૂઆત થઈ. દરેક સૈનિક શિવાજી મહારાજને નમન કરતો અને ભવાનીના સોગન લઈ તરવાર હાથમાં લેતો. આમ દરેક સૈનિકને એકેક તરવાર આપી, છેવટે બધાને વહેંચતાં એક છેડે તૂટેલી તરવાર રહી. શિવાજી મહારાજે એ તૂટી તરવાર ઊંચી કરી: 'આ ખંડિત તરવાર કોને જોઈએ છે? જેને લેવી હોય તે આગળ આવે, અને અખંડ તરવાર મૂકી આ તૂટેલી તરવાર લઈ જાય.'

પણ કોઈ યે આગળ ના આવ્યું!

એ બાકી રહેલી તરવારની અણી તૂટી ગએલી હતી. એટલે એવી ભાંગેલી તરવાર લેવા કોણ આવે?

બધા ચુપચૂપ ઊભા રહ્યા. દરેકના મનમાં થયું: 'આપણે તો કંઈ જવું નથી. જેને જવું હશે તે જશે.'

ભાંગેલી તરવાર લેવા કોઈ જ આવતું નથી એ જોઈ શિવાજી મહારાજને ખૂબ આશ્ચર્ય થયું. થોડી વાર પછી એ બોલ્યા: 'પોતાની નવી તરવાર પાછી આપી આ તરવાર લેવાને કોણ તૈયાર છે?'

આખી તરવાર મૂકીને તૂટેલી તરવાર લેવા કોણ તૈયાર હોય! આવી તરવારથી યુદ્ધમાં લડાય પણ શી રીતે? એટલે કોઈ તૈયાર ના થયું.

'કેમ! કોઈને આ તરવાર નથી જોઈતી?' શિવાજી મહારાજે ફરીથી સૌ તરફ આશ્ચર્યથી નજર ફેરવતાં પૂછ્યું. અને પછી દરેક સૈનિકની પાસે ગયા. પણ શિવાજીની

સામે કોઈ નજર પણ માંડી શક્યું નહિ.

છેવટે શિવાજીએ તરવાર નીચે મૂકી. એટલામાં યેસાજી નામનો એક યુવાન આગળ આવ્યો ને બોલ્યો: 'મહારાજ! મારી નવી તરવાર આપી દઈ આ તૂટેલી તરવાર લેવા હું તૈયાર છું.'

બીજા બધા સૈનિક એના તરફ જોઈ રહ્યા અને અંદર અંદર બોલ્યા: 'કેવો ગાંડા જેવો છે! ભાંગેલી તરવાર લઈને શું ખેતરમાં ઘાસ કાપવા જવાનું છે?' બધાએ આમ એને ગાંડો ગણી કાઢ્યો.

યેસાજીએ પોતાની કમરેથી નવી તરવાર છોડી નાંખી અને તૂટેલી તરવાર લઈ મુજરો કર્યો.

શિવાજી મહારાજ પ્રસન્નતાથી તથા કંઈક આશ્ચર્ય પામતા એના તરફ જોઈ રહ્યા અને બોલ્યા: 'યેસાજી! મારો કંઈ હુકમ નથી. તારે લેવી હોય તો લેજે.'

'શું! આ તરવારથી મને લડતાં નહિ આવડે મહારાજ!' યેસાજીએ અભિમાનથી કહ્યું અને એ ભાંગેલી તરવાર લઈ ટટ્ટાર છાતીએ તે ચાલતો થયો.

ધીમે ધીમે નવા સૈનિકોને તરવાર, ભાલા વગેરે વાપરતાં શીખવવાનું શરૂ થયું. જ્યાં બધાને શસ્ત્ર વાપરતાં શીખવતા હતા ત્યાં યેસાજી પોતાની ભાંગેલી તરવાર લઈને આવ્યો. એની બુઠ્ઠી તરવાર જોઈ બધા સૈનિકોએ હસવા માંડ્યું. પણ યેસાજીને તો એની કાંઈ અસર ના થઈ.

એક દિવસ મુસલમાનોની છાવણીની હીલચાલ જોવા શિવાજી મહારાજે યેસાજીને એકલો જ મોકલ્યો.

મરાઠા સૈન્ય જે ઝાડીની બાજુમાં છુપાઈ રહ્યું ત્યાંથી થોડેક જ દૂર બાદશાહી લશ્કરની છાવણી હતી.

યેસાજી એક નાના ટટ્ટુ પર સવાર થઈ, કમરે પેલી ઠૂંઠી તરવાર લટકાવી, ધીરેધીરે પાદશાહની છાવણી તરફ ગયો. તેની પાછળ જ, યેસાજીને ખબર ના પડે તેમ, શિવાજી મહારાજ પોતાના દસપંદર ચુનંદા સૈનિકો લઈને નીકળી પડ્યા.

યેસાજી હજી તો અરધે રસ્તે પણ નહોતો પહોંચ્યો ત્યાં ચાર મુસલમાન સૈનિકોએ એને ઘેરી લીધો. આ ચારે સૈનિકોના ઘોડા પાણીદાર હતા અને તેમની તરવારો તેજદાર હતી.

ત્યારે યેસાજી પાસે એક નાનું ટટ્ટુ ને ઠૂંઠી તરવાર હતી! એમની સામે એનું કંઈ ચાલે તેમ નહોતું.

પેલા સૈનિકોએ યેસાજી ઉપર ચારે તરફથી હુમલો કર્યો, પણ યેસાજી ચપળતાથી એના નાના ટટ્ટુ સાથે તેમની વચ્ચેથી આબાદ નાસી ગયો. નાના ટટ્ટુને લીધે જ એ ફાવી ગયો. નાના ઘોડાની માફક મોટા ઘોડાથી સાંકડી જગ્યામાંથી નીકળી શકાતું નથી.

નાસતો નાસતો યેસાજી ઘાડી ઝાડીમાં ભરાઈ ગયો. મોટા લાંબાપહોળા ઘોડા સાથે ગીચ ઝાડીમાં પીછો પકડવાનું મુસલમાન સૈનિકોને ફાવ્યું નહિ, એટલે ઘોડા ઉપરથી ઊતરી જઈ, ઝાડીમાં થઈને તેઓ યેસાજીની પાછળ દોડ્યા.

યેસાજી ઝાડીમાં સંતાઈ જવા માગતો હતો તેથી સૈનિકોને નક્કી લાગ્યું કે એ પાદશાહી છાવણીની હીલચાલ જોવાને જ આવ્યો હોવો જોઈએ. એટલે એને ચોતરફથી ઘેરી લઈ પકડવાનો તેમણે બેત કર્યો. ચાર દિશામાં ચાર જણ વહેંચાઈ ગયા ને તેનો પીછો પકડ્યો.

ઝાડીમાં રહ્યેરહ્યે યેસાજીએ જોયું કે ચારે જણા છૂટા પડી ગયા છે. હવે હિંમત લાવી પોતાની ભાંગેલી તરવાર કાઢીને સિપાઈ સામે લડવા તૈયાર થઈ રહ્યો.

એક સિપાઈ તેની નજીક આવી પહોંચ્યો. તત્કાળ બન્ને ઝપાઝપી પર આવી ગયા. ઘાડી ઝાડીમાં યેસાજીની ઠૂંઠી તરવાર સપાટાબંધ ફરવા માંડી, પણ મુસલમાન સિપાઈની લાંબી અણીદાર તરવાર તો ઝાડીમાં ભરાઈ જતી, એટલે એને લડતાં ફાવતું નહિ. યેસાજીએ આ જોયું એટલે લાગ જોઈ એના હાથ ઉપર એણે તરવારનો ઝાટકો લગાવ્યો.

સિપાઈની તરવાર હાથમાંથી છૂટી ખણખણ કરતી નીચે પડી. ને નીચે પડતાંની સાથે જ યેસાજીએ ઊંચકી લીધી અને ઝાડીમાંથી એ ઉતાવળો મેદાન પર આવી પહોંચ્યો. ત્યાં તેમના ચારે ઘોડા સરંજામ સાથે ઊભા હતા. તેમાંથી એક પાણીદાર ઘોડો જોઈ તે પર બેસીને એ નાસી છૂટ્યો.

યેસાજી જરાક આગળ જાય છે ત્યાં એણે શિવાજી મહારાજને સામેથી આવતા જોયા. નીચે ઊતરીને એણે મુજરો કર્યો અને બધી હકીકત કહી સંભળાવી.

શિવાજી મહારાજ આનંદમાં આવી ગયા અને તેની પીઠ થાબડતાં કહ્યું: 'બહાદુર યેસાજી! છેવટે તેં ભાંગેલી તરવારના બદલામાં આખી તરવાર મેળવી ખરી, કેમ!'

બીજે દિવસે બધા સૈનિકોને એકઠા કરવામાં આવ્યા અને યેસાજીએ નવી તલવાર અને ઘોડો કેવી

રીતે મેળવ્યાં તે શિવાજી મહારાજને કહી સંભળાવ્યું.

અને પછી સમજાવ્યું કે 'માણસમાં જો આવડત હોય તો અધૂરાં સાધનથી પણ યશ મેળવી શકે છે. યેસાજી યુદ્ધકળામાં કુશળ છે, એટલે ભાંગેલી તરવારના બદલામાં એણે નવી તરવાર અને ઘોડો છતી આપ્યાં. લડવામાં બહાદુર હોય, પણ કુશળતા ના હોય તો નવી તરવારે શા કામની?'

જે જે સિપાઈઓએ યેસાજીની મશ્કરી કરી હતી તે બધા અત્યારે નીચું જોઇ ભોંય ખોતરવા મંડ્યા.

યેસાજીનાં પરાક્રમથી ખુશ થઈ શિવાજી મહારાજે તેને એક નાની ટુકડીનો સરદાર બનાવ્યો.

(સાંભળેલી વાત) **સૌ. શ્રીમતી બાલા મજમુદાર**



# પંચતંત્રની વાર્તાઓ



પ્રવચન પૂરું કરતાં શિઆળ કહે:

**'અલ્પધી પણ ત્યાં શ્લાઘ્ય જ્યાં વિદ્વાન મળે નહિ ।**
**નિરસ્તપાદપે દેશે એરંડો રૂખમાંખપે ।। હિ. મિ. ૬૯।।**
**આ પોતાનો પરાયો આ ગણના લઘુચિત્તની ।**
**ઉદારચરિતોને તો વસુધા જ કુટુમ્બક ।।**

જેમ આ મૃગ મારો બન્ધુ છે તેમ આપ છો.' મૃગ કહે, 'આ ચર્ચા નિરર્થક છે. સઉ હળીમળીને સાથે રહિએ.' કાગડો કહે ઠીક.

એક દિવસ શિઆળે એકાન્તમાં કહ્યું, 'હરણભાઇ', આ વનના એક ભાગમાં લીલા મોલનું ખેતર છે, તે તું ભેળો આવ તો તને દેખાડું.' મૃગે ખેતર જોયું, ને નિત્ય ત્યાં જઈને મોલ ચરવા મંડ્યો. એટલે ક્ષેત્રપતિએ ફાંસો નાખ્યો. તેમાં બંધાયેલો હરણ વિચાર કરે છે: 'મિત્ર વિના બીજો કોણ આ કાલપાશથી મને બચાવે?' ત્યાં શિઆળ આવી ચડ્યો. એને થયું, કે 'કપટપ્રબન્ધથી ઠીક આપણો મનોરથ સિદ્ધ થયો. આનાં માંસલોહીલિપ્ત હાડકાં મને અવશ્ય મળશે.' પણ મૃગને તો એને જોઇને ઉલ્લાસ થયો ને કહ્યું, 'ભાઇ જંબુક, મારો બંધ છેદી નાખ ને મને ઝટ બચાવ, કેમ કે

**આપદે મિત્રને જાણો યુદ્ધે શૂર ઋણે શુચિ ।**
**ભાર્યા નિર્ધનતામાં ને વ્યસનોમાં જ બાન્ધવ ।।**
**હિ. મિ. ૭૨।।**

શિઆળે ફરી ફરી જોઈ જોઈને વિચાર્યું, બંધ છે તો કઠણ, અને કહ્યું, 'મિત્ર, આ ફાંસો સ્નાયુનો બનાવેલો છે, એને આજે રવિવારે કેમ કરીને દાંત લગાડું? જો તને ખોટું ન લાગે તો પ્રભાતે તું કહીશ એમ કરીશ.' એમ કહી એની પાસે સંતાઈને રહ્યો. પ્રદોષકાળ થઈ ગયો તોય હરણ આવ્યો નહિ એટલે કાગડો એને ગોતવા નિકળ્યો અને એની એવી દશા જોઈ કહ્યું, 'મિત્ર, આ શું?' મૃગ કહે, 'મિત્રનું કહ્યું ન માન્યું, એનું આ ફળ છે. તથા કહ્યું છે:

**હિતેચ્છુ સુહૃદોકેરું કહ્યું જે સાંભળે નહિ ।**
**સમીપે ભીડ છે એને નર એ શત્રુનન્દન ।।૭૪।।**

કાગડો કહે 'એ ઠગારો ક્યાં છે?' મૃગ કહે, 'તારા માંસની લાલચથી અહિં જ ઊભો છે.' કાગડો કહે, 'મેં તો પ્રથમ જ નહોતું કહ્યું? ઉપકારીનું બગાડનારા પાપીને બગવતી ધરતીમાતા કેમ ઝીલતી હશે? અથવા

**કદાપિ ન કરો ભાઇ મિત્રતા દુર્જનો તણી ।**
**ઊનો અંગાર બાળે છે ટાઢો કાળા કરે કર ।।૮૦।।**

સવારે ક્ષેત્રપતિ હાથમાં લાકડી લઈને ત્યાં આવતો હતો તે કાગડાએ જોયું, અને કહ્યું, 'સખે હરણ, તું પોતાને મૃતવત્ દેખાડી પેટને વાયુથી ભરી પગ સ્તબ્ધ કરીને રહે, અને હું સાદ કરું એટલે ઊઠીને ઝટપટ ભાગજે.' હરણ એ પ્રમાણે રહ્યો. 'આ પોતાની જાણે જ મુઓ છે,' એમ કરીને ક્ષેત્રપતિ મૃગના બંધ છોડીને જાળ સંકેલવા મંડ્યો, એવો જ કાગડાએ સાદ દીધો એટલે હરણ ઊઠીને પલાયન કરી ગયો; અને એના ઉપર ક્ષેત્રપતિએ લાકડી ફગાવી ને શિઆળને વાગી ને એ મરી ગયો. મહાપુણ્ય તથા મહાપાપનું ફળ અહિં જ ત્રણ વર્ષમાં, ત્રણ માસમાં ત્રણ પક્ષમાં અથવા ત્રણ




કાગડાએ સાદ કીધો એટલે હરણ ઊઠીને પલાયન કરી ગયો અને ક્ષેત્રપતિએ લાકડી ફગાવી ને શિયાળને વાગી.

ટીમાં પણ મળી જાય છે. એટલે હું કહું છું 'ભક્ષ્યભક્ષકની પ્રીતિ' ઇત્યાદિ.

કાગડો કહે 'ઉંદરજી, તમને ખાઉં એમાં મારું ક્યાં પેટ ભરાઈ જવાનું હતું, પણ તમે જીવો તો જેમ ચિત્રગ્રીવનો એમ મારો જીવ પણ તમે કોક દી બચાવો, એટલે મારી પ્રાર્થનાનો અનાદર તમારે ન કરવો.'

હિરણ્યક કહે, 'તું ચપળ છો. ચપળનો સ્નેહ કરીને શું સાર ? બિલાડી, પાડો, મેંઢો, કાગડો ને કાપુરુષ આટલાનો વિશ્વાસ નહિ. વળી તું અમારો વેરી છો. સુસંધિ કરિએ તોય શત્રુ તે શત્રુ; પાણીને ગમે એટલું તપાવિએ તોયે ને દેવતાને ઠારી જ નાખે.' લઘુપતનક કહે, 'એ ઠીક છે, પણ મારો સંકલ્પ છે, જે તારી હારે અવશ્ય મૈત્રી કરવી; નહિ તો અનાહાર કરીને હું તારા દ્વાર આગળ પ્રાણ તજીશ.' એટલે હિરણ્યકે એની હારે મિત્રતા કરી. પછી બેય જણ અન્યોન્ય ખાવાનું આપે છે, તથા કુશલપ્રશ્ન અને ગોઠડી કરે છે. એમ દિવસ વીને છે.

એકવાર લઘુપતનકે હિરણ્યકને કહ્યું, 'મિત્ર. આ દેશમાં દુર્ભિક્ષ પડ્યું છે ને આહાર મેળવતાં કષ્ટ પડે છે, એટલે આ દેશ ઉપર મને વિરાગ આવી ગયો છે, અને પાસે જ દક્ષિણાપથના વનગહનમાં કર્પૂરગૌર નામે મહાસરોવર છે, ત્યાં મારો પ્રિય મિત્ર મન્થરક નામે કાચબો વસે છે એની પાસે હું જાઉં છું.' હિરણ્યક કહે, 'વાયસભાઇ, તો પછી મારે અહિં રહીને શું કરવું છે ? હુંયે નભાગ ભેગો આવીશ.' એમ કરીને બેય જણ મન્થરક આગળ આવ્યા. મન્થરકે બેયનું આતિથ્ય કર્યું અને પછી હિરણ્યક સામું જોઈ ને પૂછ્યું: 'આ ઉંદર કોણ છે અને વિજનવનમાં કેમ આવ્યો છે ?' એટલે લઘુપતનકે ચિત્રગ્રીવનું ઉપાખ્યાન કહ્યું, અને હિરણ્યકે આત્મકથા માંડી:

(ચાલુ) દેસાઇ વાલજી ગોવિન્દજી

તારો કોઇ લેણદાર રાખે તો હમેશાં કંજૂસ અને અધીરો રાખજે, જેથી તું ઉડાઉ થતો મટીશ અને દેવાદાર રહેતાં બચીશ.

બીજાના દોષ તારી પાસે વર્ણવનાર માણસ તારા દોષ પણ બીજાની પાસે ગાતો ફરતો હશે, એ ધ્યાનમાં રાખજે.



# Our Friends Abroad



પરદેશી પત્રમિત્ર મેળવનાર ભાઈ ઈન્દુકુમાર નાનાલાલ જસાણી (પો. બૉ. ૯૮૪ રંગૂન) તરફનો પત્ર

'Roxlyn' NORTHAM (West Australia)
'રૉક્સલિન' નૉર્ધામ (પશ્ચિમ ઑસ્ટ્રેલિયા)

પ્રિય ઈન્દુ,

ત્રણ અઠવાડિયાં પહેલાં તા. ૧૫ એપ્રિલ ૧૯૩૯ તમારો ભાવનો પત્ર મને સાવ એકાએક મળ્યો. એ પછી વખત કેટલો જલદી વીતી ગયો ! પણ આ પત્ર તમને મળે ત્યારે વિલંબ માટે મને માફ કરજો. દરિયાપારથી કોઈનો પણ પત્ર મેળવવાની આશા મેં મહિનાઓથી છોડી દીધી હતી. હું શાળામાં હતી ત્યારે પત્રમિત્ર માટે તદ્દન ઉદાસીન હતી. મારા અંગત સંબંધીઓને જ ઘણા પત્રો લખવાના રહેતા, એટલે બીજાઓ પર આવતા એવા પત્રો વાંચીને જ હું સંતોષ મેળવતી. પણ હવે તો મને પણ પત્ર મિત્ર મળી રહ્યા. આ માટે તમારો આભાર.

નૉર્ધામ હાઈસ્કૂલમાં ગયે વર્ષે પત્રમિત્રોનો વાયરો ચડ્યો હતો. એ સિવાય બીજી વાત જ ક્યાં ય નહોતી. મારી બોર્ડિંગની પાંચ બહેનપણીઓને કેટલા ય પત્રમિત્રો હતા. એક જણ તો બાર મિત્રોને નિયમિત લખ્યા કરતી. નૉર્ધામ સ્કૂલના એક શિક્ષક પરદેશના પત્રવ્યવહારને ખૂબ ઉત્તેજન આપતા અને તેના થકી જ નૉર્ધામ હાઈસ્કૂલનાં લગભગ સવા ત્રણસો છોકરાછોકરીઓને પત્રમિત્રો હતા. ગયે વર્ષે તેમણે અમારા બધા વર્ગના વિદ્યાર્થીનાં વય અને નામો પત્રમિત્રો મેળવવા આપ્યાં હતાં. તેમાંથી કંઈ નીકળી આવશે એવી મને તો આશા જ નહોતી; પણ ગઈ કાલે જ નૉર્વેના બોડો (Bodo) ગામની એક છોકરીનો પત્ર મને અણધાર્યો મળ્યો અને હવે મારી પાસે બે પત્રમિત્રો થયા. પણ એ બંને વચ્ચે કેટલું અંતર! એક ઉષ્ણકટિબંધ ઉપર ને બીજી છેક ધ્રુવ-પ્રદેશમાં! મારો ભાઈ તો કહે છે કે બંને ઉપર એક જ દહાડે જવાબ લખજે, જેથી તારું ટૅમ્પરેચર સમતોલ રહે! ધગધગતા ઉનાળાની સાંજે હિમપ્રદેશનું ચિત્ર ઠંડક આપી શકે છે એ પણ એક વિચિત્ર જ ને ?

મને પોતાને પણ ફિલ્મ જોવી બહુ જ ગમે છે. મારાં માનીતાં પાત્રો એરોલ ફ્લિન, રૉબર્ટ ટેલર, ડાયાના ડર્બિન, જેનેટ મૅકડોનલ્ડ અને નેલ્સન એડી છે. જો કે છેલ્લાં બંને જરા mannish છે. તમને કેમ લાગે છે? છેલ્લાં પાંચ વર્ષથી તો હું નૉર્ધામમાં જ રહેતી. અઠવાડિયું આખું હાઈસ્કૂલમાં હાજરી ભરતી અને રવિને દિવસે ઘેર આવતી. દર અઠવાડિયે એકાદ ચિત્ર જોવા જતી. સંગીતવાળાં ચિત્રો મને ખાસ ગમે છે. મને જો કે બહુ ગાતાં આવડતું નથી, પણ નૉર્ધામ મેથોડિસ્ટ ચર્ચના પ્રાર્થનામંડળમાં હું બે વર્ષથી જોડાએલી છું. હું saprano ગાઉં છું. નૉર્ધામના દેવળપ્રચારકોની હું પિયાનો વગાડનારી પણ છું. બધી જાતનું સંગીત હું વગાડી શકું છું: શિષ્ટ સંગીત, નૃત્યલય અને સ્તુતિપદો...

ઑસ્ટ્રેલિયામાં ધર્મના બે મોટા સંપ્રદાયો પડી ગયા છે. રોમન કૅથૉલિક અને પ્રોટેસ્ટંટ. પ્રોટેસ્ટંટમાં વળી ઘણા વિભાગ છે. મેથોડિસ્ટ, પ્રેસ્બિટેરિયન ચર્ચ ઑફ ઇંગ્લંડ, ચર્ચ ઑફ ક્રાઇસ્ટ, બૅપ્ટિસ્ટ અને બીજા ઘણા નવા છે. પ્રોટેસ્ટંટો ઘણે ભાગે કૅથૉલિકમાં લગ્ન કરતા નથી. કરે છે ત્યારે એકબીજાનો ધર્મ બદલીને કરે છે, અથવા એમાંથી કોઈને ધર્મની પડી હોતી નથી ત્યારે કરે છે. પરંતુ ધર્મની બાબત મૈત્રીમાં આડી આવતી નથી. આખા દેશનો એક જ ધર્મ હોય તો કેવું સારું ? છતાં તમારે ત્યાં જેમ ઘણી જાતિઓ છે એવું અમારે ત્યાં નથી, કારણ કે થોડા અપવાદ સિવાયના અમે બધા જ બ્રિટિશનો પરિવાર છીએ.

તમારું નૃત્ય જોવાની બહુ ઇચ્છા થાય છે,—ખાસ કરીને પ્રાચીન હિન્દુ નૃત્યો. પ્રાચીનમાં મેં તો અહીંની સ્થાનિક આદિ વસાહતની માઓરી જાતિનાં નૃત્યો માત્ર જોયાં છે. બે વર્ષ પહેલાં કેટલાંક માઓરી છોકરા અને છોકરીઓનું ટોળું ન્યૂઝીલાંડમાંથી આવ્યું હતું અને ઑસ્ટ્રેલિયામાં ઠેરઠેર જલસા કર્યા હતા. તેઓએ રંગબેરંગી વાઘા પહેર્યાં હતા તથા તેમની જ ઢબે નાચ કર્યા હતા, અને તે ઘણા જ આકર્ષક થયા હતા. સ્કૂલમાં શારીરિક કાર્ય તરીકે અમે અંગ્રેજી લોકનૃત્યો કરીએ છીએ. તેમાં આઠઆઠ જણની ટુકડીઓ હોય છે. તેમાં આમતેમ કૂદતાં જગ્યા બદલીને અમારા સાથવાળાની સાથે ઝૂલવાનું. એમ ચાલ્યા જ કરે. આખી ટોળી થોડાક વારની જગ્યામાં જ ઘૂમે. હાલના બૉલ નૃત્યની પેઠે એક છેડેથી બીજા છેડા સુધી જવાનું નહિ. સ્કૂલમાં અમારા સ્નેહસમારંભો થાય ત્યારે ડાન્સ મુખ્ય હોય; પણ તે બૉલરૂમના. હું તે પ્રસંગોમાં હાજરી આપતી અને ખૂબ મજા પડતી. મારાં માબાપ ડાન્સિંગથી વિરુદ્ધ છે, કારણ કે ડાન્સિંગ સાથે જ દારૂનો સંબંધ છે તેથી જ હજુ હું શહેરના ડાન્સમાં ભાગ લેતી નથી. પણ હું શિક્ષિકા થઈશ ત્યારે મારે આવા સામાજિક મેળાવડાઓ જમાવવામાં ભાગ લેવો જ પડશે. તેમાં ડાન્સ તો હોય જ.

હમણાં હું ઘેર છું. સાથે માબાપ અને એક ભાઈ છે. સ્કૂલમાં માનીટરની એક જગ્યા મળવાની રાહ જોઈ રહી છું. નૉર્ધામ હાઈસ્કૂલમાં ગયા નવેમ્બરમાં મેં શિક્ષણની છેલ્લી શાળાન્ત પરીક્ષા આપી દીધી છે. હવે તો ક્યાંક કામે લાગી જવા તૈયાર છું. મારી બે બહેનો અને એક

બાઈ નિશાળમાં શિક્ષિકા જ હતાં. પણ એક બહેન તો હવે પરણી. બીજા બે ભાઈઓ પણ પરણેલા છે. મારે એક ભત્રીજો અને ત્રણ ભત્રીજીઓ છે. મોટી બહેન તો નર્સ છે. કુટુંબના ત્રણ ભાઈઓ અને ચાર બહેનોમાં હું સૌથી નાની છું. ૧૧મી મેએ મને બાવીસ વર્ષ થશે. તમારી ઉંમર જણાવશો.

આપણે કેવા જુદા જુદા આવાસમાં છીએ ? તમે એક મોટા નગરમાં અને હું એક ખેતર વચ્ચે, અમે લોકો બધી જાતની ખેતી કરીએ છીએ. અમારે સાતસો પચાસ એકર જમીન છે, એમાંથી થોડામાં ઓટ અને થોડામાં ઘેટાંને ખવડાવવા ઘઉં વાવીએ છીએ. આ ઘેટાં અસલ ડૉરસેટ જાતનાં શીંગડિયાં અને મરાઇન છે. પાંચ ગાયો છે. બાકી મરઘાં, ને બતકાં આખો પ્રદેશ બહુ રમ્ય છે. બધે ડુંગરાળ જમીન છે. એક ટેકરીની બાજુમાં ફળના બગીચા વચ્ચેના ઘરમાં હું રહું છું. તે કલ્પી લેજો. નૉર્થામથી નવ માઇલ છેટાં અમે પડ્યાં; કલગલી અને પર્થની પાકી સડકને કાંઠે જ. કોઇકોઇવાર એ સડકે અમે ગાડી હોટાવીએ છીએ.

નૉર્થામમા પાંચેક હજારની લોકવસ્તી છે. એક ખીણમાં આવેલું તે રમણીય સ્થળ છે. આવૉં નદી તેની વચ્ચોવચ વહે છે. સુંદર કાળા અને ધોળા હંસો (પશ્ચિમ ઑસ્ટ્રેલિયાની જ નિપજ) નદીનું ચિત્ર સમૃદ્ધ કરે છે. તમે એનાં ચિત્રો તો જોયાં હશે. નહિ તો હું નદી અને નૉર્થામનું ચિત્ર મોકલી આપીશ. બે માળનું હાઈસ્કૂલનું મકાન, સરસ સાફ લીલી ગોંદરી, બગીચા, મત્સ્યસર, આ બધાં નૉર્થામનાં રંગટપકાં છે. નૉર્થામમાં ઘાસ જ થાય છે. ઘઉં માટે ભેજવાળી જમીન જોઇએ એટલે ઘઉં તો અંદરના ભાગમાં જ થાય છે. નૉર્થામમાં વર્ષે તો સરેરાશ વરસાદ ૧૭ ઇંચ હોય છે.

પશ્ચિમ ઑસ્ટ્રેલિયામાં ઈરાવદી જેવી કોઇ મહા નદી નથી. અહીંની નદીઓ સાવ ટૂંકી હોય છે, તો તેનો ઉપયોગ ઉદ્યોગો માટે પાણીપ્રચારમાં થાય છે.

તમારો વેપાર મને બહુ નવાઈભર્યો લાગે છે. ખાસ કરી હીરાની બાબત. ઑસ્ટ્રેલિયામાં હીરા થતા નથી. પશ્ચિમ ઑસ્ટ્રેલિયામાં તો ઊન ઘઉં, માંસ, સાગ, ખનીજ, ફળો (તાજાં અને સંઘરેલાં) ડેરી પદાર્થો, ઈંડાં, ચામડાં, છાલો વગેરેની નિકાસ છે.

હું આજ સુધી ટિકિટો સંઘરવામાં રસ લેતી નહોતી, પણ જે મળ્યા તે કાગળો ઉપરથી તમારા માટે ટિકિટો ભેગી કરતાં મને પણ તેમાં મજા પડી છે. તમને તે બધી નવી લાગશે એમ માનું છું.

મેં ગયા વર્ષથી ફોટોગ્રાફ લેવા શરૂ કર્યા છે તેવા મેં પાડેલા બે મોકલું છું. અત્યારે બહુ સારા ન મળ્યા તેથી દિલગીર છું. અમે પોતાના કૅમેરાથી એ જ ચિત્રો પાડીએ છીએ, એટલે ભવિષ્યમાં સારા મોકલીશ.

હું પાંચ ફૂટ પાંચ ઇંચ ઊંચી છું. હળવા કથ્થાઇ વાળ છે. હળવી ભૂખરી આંખો છે. હું સીવણ બહુ કરું છું, ખાસ કરી ફેન્સી કામ, ક્રૉશેટ કામ અને પોશાક બનાવવાનું. મારાં કપડાં હું જાતે જ સીવી લઉં છું. કોઇ નવું કાપડ વેતરતાં મને બહુ મોજ પડે છે. પણ આ વાતમાં તમને કંઇ રસ નહિ પડે.

રમતો હું બધી રમું છું. ઉનાળામાં ટેનિસ, શિયાળામાં હૉકી અને શાળામાં તો બેઈઝબૉલ અને બાસ્કેટબૉલ સુદ્ધાં. શિયાળાની ઠંડીમાં સાંજે ઘરમાં જ ટેબલ ટેનિસમાં મઝા પડે. અહીં શિયાળો કેવો હોય છે તે તમને નહિ સમજાય. ઑસ્ટ્રેલિયાનો શિયાળો બીજે કરતાં હળવો છે. મને ટાઢનો ત્રાસ લાગે છે. નૉર્વેમાં મારી બીજી પત્રમિત્ર છે ત્યાં તો હું જીવી શકું જ નહિ. તેમ અતિશય ગરમી પણ મને ગમતી નથી. અહીં તો ઉનાળામાં ૧૦૮ ડિગ્રીથી વધુ ગરમી પડતી નથી.

બ્રહ્મદેશમાં પત્રમિત્ર મેળવવાની બીજા કોઇની ઈચ્છા જાણી નથી, એટલે હું દિલગીર છું. મારા બધા મિત્રોને પહોંચી શકે એટલા પત્રમિત્રો મળી ગયા છે. મેં પત્રમિત્ર તરીકે તરુણ મિત્રની પસંદગી કેમ કરી તે જાણવાથી તમને આશ્ચર્ય થશે. મારી શાળામિત્ર ફ્લો મિડલટન ઉપર શાન્તિલાલ મહેતાના એવા રસિક પત્રો આવતા હતા કે તે પરથી મને લાગ્યું કે છોકરીઓ કરતાં છોકરાઓ સરસ પત્રો લખી શકે છે. હું છોકરી છું એ વાત તમે નિભાવી લેશોને ? હવે આ પત્રનું વજન ન વધી જાય તો સારું, અને તમને પણ કંટાળો ન આવવો જોઇએ. બાકીનું બીજી વખત માટે રહેવા દઉં છું.

આ પત્ર મળે ત્યારે તમે સરસ મિજાજ અને તબિયત ભોગવતા હો. તમને–મારા નવીન પત્રમિત્રને સર્વે શુભેચ્છાઓ સમેત અંતઃકરણપૂર્વક

સિલ્વિયા

# નવાં પુસ્તકો

**તુલસી ક્યારો**—લેખકઃ ઝવેરચંદ મેઘાણી, પ્રકાશકઃ આર. આર. શેઠની કં. પ્રિન્સેસસ્ટ્રીટ મુંબાઇ–૨, ૨-૮-૦; **એકતારો**—(ભજનો, ગીતો અને કાવ્યોનો સંગ્રહ) લેખક અને પ્રકાશકઃ ઝવેરચંદ મેઘાણી. ફુલછાબ કાર્યાલય રાણપુર, ૧-૦-૦; **સુભિધ**-(જુદાજુદા આધુનિક લેખકોની નવલિકાઓનો ચૂંટેલો સંગ્રહ)—'તણખા' માસિકના ભેટ પુસ્તક તરીકે પ્રકટ કરનાર દશરથલાલ ઠાકર, ૨૭૩૬ રાયપુર, અમદાવાદ, ૧–૮–૦; **સરસ્વતીપુરાણ**-સંશોધક અને વિવેચકઃ કનૈયાલાલ ભાઈશંકર દવે, પ્રકાશક ફાર્બસ ગુજરાતી સભા, મુંબાઈ-૪, ૨–૦–૦ **રમલ**—અજ્ઞાત કવિઓનો કાવ્યસંગ્રહ–સંપાદકોઃ બિપિન ચિનાઇ અને પ્રવીણ રૂપારેલ, પ્રકાશકઃ પ્રવૃત્તિસંઘ, ૮૩, ગાપલા મહાલ, ઠાકુરદ્વાર, મુંબાઇ–૪. ૦–૫–૦; **ઇડરિયો નીડર**—એક સત્યકથા (સ્વ. ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટનું ચરિત્ર) લેખકપ્રકાશકઃ રામચન્દ્ર ઠાકુર, અશોક બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ–૨, ૧–૦–૦.


(બંધન)

# માધુકરી

ચલ ચલ રે નૌજવાન
કહેના મેરા માન માન—ચલ૦
દૂર તેરા ગાંવ, ઔર થકે પાંવ,
ફિર ભી તું હરદમ, આગે બઢા કદમ,
રુકના તેરા કામ નહિ, ચલના તેરી શાન—ચલ૦
તૂ આગે બઢે જા, આફતોં સે લડે જા,
આંધી હો યા તુફાન, ફટતા હો આસમાન,
રુકના તેરા કામ નહિ, ચલના તેરી શાન—ચલ૦—કવિ પ્રદીપ

## સ્વ. ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટ

ઇડરથી ચાર માઈલ દૂર આવેલા બડોલી ગામમાં એક નિર્ધન પ્રભુભક્ત વિપ્રને ત્યાં ઇ. ૧૮૬૨માં એમનો જન્મ થયો. માતાવિહીન બાળકને પિતાએ ઈડરમાં એક ખાખી બાવાને ત્યાં રાખી વિદ્યાભ્યાસ કરાવ્યો. એ બાવાના સંસર્ગથી સંસ્કૃત ભાષા પ્રત્યે એમને એટલા મોટા પ્રમાણમાં અનુરાગ થયો કે તેમણે અગિયાર વર્ષની વયે રઘુવંશ, ગીતા, અષ્ટાધ્યાયી તથા સ્તોત્રોના શ્લોકો કંઠસ્થ કરી નાખ્યા. પિતાની આજ્ઞાથી ચૌદ વર્ષની વયે લગ્નની ધૂંસરીમાં જકડાવું પડ્યું છતાં તેમણે અમદાવાદની મિશન હાઈસ્કૂલમાં અભ્યાસ ચાલુ રાખ્યો અને પોતાના અભ્યાસમાં તેમજ ત્યાંનાં ચર્ચાસભાઓમાં વક્તા તરીકે નામના કાઢી પ્રિન્સિપાલ હેન્ડર્સનની પણ તારીફ મેળવી. હિંદના દાદા સ્વ. દાદાભાઈ પાર્લામેન્ટમાં પ્રથમવાર હિંદી સભ્ય તરીકે ચૂંટાયા ત્યારે તેમણે જ સત્તર વર્ષની કુમારવયે અમદાવાદની [illegible]ના મકાનમાં જાહેર સભા બોલાવી પોતાની સ્વદેશભક્તિની અભિરુચિ દર્શાવી આપી હતી.

મુંબાઈના પ્લેગમાં પિતાનું અવસાન થતાં શિરછત્રવિહીન બનેલા ચતુર્ભુજે હિંમત ખોઈ નહિ. એની મહત્ત્વાકાંક્ષા બૅરિસ્ટર થવાની હતી, પરંતુ જીવનમાં એમનો એક જ એ નિર્ણય મક્કમ થવાનો રહી ગયો. છતાં અઠવાડિયાના ત્રણત્રણ દિવસ મ્યુનિસિપાલિટીની નોકરી અને બીજા ચાર દિવસ એક પૈસાના ભાડાની લાયબ્રેરીના રીતે વાંચીને (પોતાનાં બાળબચ્ચાંના અને પોતાના પરિવારની આર્થિક જવાબદારી માથે હોવા છતાં પણ) બંને વખતની ડિસ્ટ્રિક્ટ પ્લીડરની પરીક્ષા તેમણે પસાર કરી, અને બૅરિસ્ટર થવાના પોતાના નિર્ણયની અફળતા પોતાના પૌત્ર કૌશિકને 'મેથ. બૅરિસ્ટર થજે' એ આશીર્વાદમાં મૂર્તિમંત કરી હતી. તેઓ ડિસ્ટ્રિક્ટ પ્લીડર થયા ને સમય દરમિયાન અમદાવાદમાં ફોનોગ્રાફ લાવી તેનો વેપાર કરનાર એ પ્રથમ જ હતા.

છવ્વીસમે વર્ષે તેઓ ઈડરમાં મુન્સફ થયા; એકત્રીસમે વર્ષે શ્રી સોમાલાલ શાહ સાથે 'ગુજરાતી પંચ'ની સ્થાપના કરી; પાંત્રીસમે વર્ષે તેઓ સમાજસુધારક થયા અને તેને અંગે પુસ્તકો તથા લેખો લખ્યા. ઇ. ૧૯૦૨માં અમદાવાદના આંગણે શ્રી સુરેન્દ્રનાથ બૅનરજીના પ્રમુખપદે હિંદી રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન બોલાવનારા આગેવાનોમાં તેઓ અગ્રેસર હતા. સુડતાલીસમે વર્ષે તેમણે સાદરામાં સ્વતંત્ર વકીલ તરીકે પ્રૅક્ટિસ શરૂ કરી હતી. અને છપ્પનમે વર્ષે તેઓ દાંતાના મુનસફના પદથી દીવાનપદ ઉપર આરૂઢ થયા.

મુન્સફ અને દીવાન તરીકે તેઓ સ્પષ્ટવક્તા અને અત્યંત ન્યાયનિષ્ઠ હોવાથી રાજપ્રજાનું એકસરખું દિલ મનરંજન કરી શક્યા હતા. એક વખત દાંતા રાજ્યમાં લૂંટારાનો ત્રાસ વધી પડ્યો ત્યારે સ્ત્રીઓના વેશમાં સિપાઈઓની જાન જોડાવી જાન લૂંટનારાઓને ઠાર કરી, પ્રજાને નિર્ભય કરી પોતાને એ યુક્તિ સંસ્કૃત સાહિત્યના વાંચનમાંથી મળી આવેલી એમ પાછળથી કહીને એ સાહિત્યના પોતાના ગાઢ સંપર્ક પ્રત્યેની કૃતજ્ઞતા દર્શાવી હતી. સ્વતંત્ર વકીલાત વખતે તેમણે રંક અસીલોના કેસો મફત અને ઘણીવાર ગાંઠના ખર્ચે ચલાવ્યા હતા.

કેળવણીના પ્રચાર માટે ઈડર તરફ તેમણે ઘણા પ્રયાસો કર્યા છે. ઇડરમાં વેદપાઠશાળા માટે તેમણે મહારાજા કેસરીસિંહ પાસે ૨૦૦૦ રૂપિયા અપાવ્યા હતા. એ ઉપરાંત કન્યા-

ત્યાર બાદ તેલપ્રકાશનો વારો આવ્યો, પણ ૧૮૭૦ સુધી તેનો પ્રકાશ મીણબત્તીઓથી પ્રબળ નહોતો. પરંતુ એ વર્ષમાં આર્ગો નામના એક ફ્રેન્ચે ગોળ દિવેટથી બળતું ફાનસ શોધી કાઢ્યું ને એવાં અનેક ફાનસ દીવાદાંડીમાં વપરાવા લાગ્યાં.

ઇ. ૧૮૮૬માં ઑઆર ફૉન વેલ્સબાકે 'ઈન્કેન્ડેસેન્ટ મૅન્ટલ' શોધી કાઢ્યું. પહેલાં તો એ જમીન પર જ કોલગૅસ સાથે વાપરવામાં આવતું, પરંતુ હવે ઘણીખરી–ખાસ કરીને બ્રિટનની–દીવાદાંડીઓમાં એનો ઉપયોગ થઇ રહ્યો છે. ૧૮૮૯થી વીજળીક પ્રકાશનો ઉપયોગ પણ દીવાદાંડીઓમાં થવા લાગ્યો છે. બ્રિટનના આઇલ ઑવ વાઇટ ઉપર આવેલી સેંટ કૅથેરાઈન દીવાદાંડી તેનું ઉદાહરણ છે. ત્રીસ લાખ મીણબત્તી જેટલો પ્રકાશ એ આપે છે. પરંતુ જર્મનીની હેલીગોલૅંડ પરની દીવાદાંડીના ૩ કરોડ ૮૦ લાખ મીણ-બત્તીઓ જેટલા પ્રકાશ પાસે એ કોડિયા જેવી જ લાગે.

અગાઉના વખતમાં કૃત્રિમરીતે પ્રકાશ વધારવા માટે પુનરાવર્તકો (reflectors) યોજવામાં આવતા. કાચ કે ધાતુના રિફ્લેક્ટરોની આ યોજના 'catoptric' કહેવાની. ત્યાર પછી પરાવર્તક (dioptric) યોજના અમલમાં આવી. હવે તો એથી યે ચુનંદા પ્રકાશગ્રાહક લેન્સનો ઉપયોગ થવા લાગ્યો છે.

## ઍસ્બેસ્ટૉસ

શહેનશાહ શાર્લમૅન પોતાનું ટેબલક્લૉથ જ્યારે મેલું થાય ત્યારે તેને ભઠ્ઠીમાં નાખી દેવાનો પોતાના નોકરોને હુકમ કરતો. ભઠ્ઠીમાં પડતાં એનો બધો મેલ બળી જતો અને એ 'ધોવાઈ' જતુ!

તમને એમાં અજાયબી લાગશે; પણ અજાયબી જેવું કશું એમાં નથી. એ ટેબલક્લૉથ ઍસ્બેસ્ટૉસનું બનેલું હતું. જમીનમાંથી ખોદી કઢાએલા કઠણ ખનિજની એ એક જાત આવે છે અને તેના રેસા વડે કાપડ વણવામાં આવે છે.

ખનિજમાંથી એ રેસા જુદા પાડવા તેને જબરાં યંત્રો વડે કચડવામાં આવે છે. પછી એ રેસાને પીંછી, કાંતી, ઊન જેવા તાંતણા તૈયાર કરવામાં આવે છે. વણવામાં વપરાતા તાંતણાની લંબાઈ એ ઈંચથી માંડી કેટલાક ફૂટ સુધીની હોય છે.

આ ઍસ્બેસ્ટૉસ ઈસવી સનની પહેલાંથી જાણીતું હતું. એ શબ્દ પણ મૂળ ગ્રીકમાંથી આવે છે. જેનો અર્થ થાય અદાહ્ય. છતાં નવાઇની વાત એ છે કે આધુનિક સમયમાં એનો ઉપયોગ તાજેતરમાં જ શરૂ થયો છે.

ઍસ્બેસ્ટૉસ અગ્નિ, ઍસિડ અને ખુદ કાળનો પણ પ્રતિકાર કરે છે. નાટ્યગૃહોના પડદા, મોજાં, કપડું વગેરે એનું બનાવવામાં આવે છે. ગરમીનો પ્રતિકાર કરવામાં, આગથી સંરક્ષણ આપનાં ફાયર-સૂટ્સ તથા પાટિયાં, બનાવવામાં પણ તે વપરાય છે. એની કેટલીક બનાવટો તો પાંચ હજાર ડિગ્રી ફારનહાઈટ જેટલી ગરમીમાં પણ અક્ષુબ્ધ રહે છે.

## હિંદુસ્તાનનો પ્રાચીન વાઙ્મયભંડાર

તક્ષશિલાની પ્રસિદ્ધ વિદ્યાપીઠમાં (ઈ. પૂ. ૬૨૨) વિષયોનું અધ્યયન થયું હતું. સુપ્રસિદ્ધ વૈયાકરણ પા આ જ વિદ્યાપીઠમાંથી બહાર પડેલો. એ જ રીતે ગુપ્ત મૌર્યને સામ્રાજ્ય અપાવનાર ચાણક્ય, આત્રેયી ઉંવક એ સુપ્રસિદ્ધ વૈદ્ય અને રોગના ૩૨,૦૦૦ લખનાર અનેક શાસ્ત્રોના પ્રણેતા કુમારલબ્ધ વગેરે :

વિદ્યાપીઠની નિષ્પત્તિ હતી. ઉદંતપુરી વિદ્યાપીઠ જે ૧૨૦૩માં વિધ્વંસ થયો તેમાં ૬૦૦૦ વિદ્યાર્થી શીખતા વિક્રમશીલા વિદ્યાપીઠમાં (ઈ. ૭૦૫માં તેનો ઉદય છ પાઠશાળા, વિદ્યાર્થીઓ માટે છ અન્નછત્રો. ૧૦૮ અધ્ય અને અનેક મંદિરો હતાં. નાલંદ વિદ્યાપીઠમાં (ઇશુની સદી) ૧૦,૦૦૦ વિદ્યાર્થી, ૧૫૦૦ અધ્યાપકો, અને ' દધિ' નામનું નવ મજલાનું ગ્રંથસંગ્રહાલય હતું. ક્યે એમાંના ૬૫૭ ગ્રંથોની નકલો ઉતારેલી અને તે લઈ ૨૦ ઘોડાની જરૂર પડેલી. દક્ષિણ મહારાષ્ટ્રમાં ધન્ય (ઇ. ૪૦૦)નું ગ્રંથસંગ્રહાલય પણ પ્રસિદ્ધ હતું.

## દુનિયાની સખતમાં સખત ધાતુ

ગમે તેવી વૈજ્ઞાનિક કસોટીઓમાંથી પસાર થયા દુર્ભેદ્ય રહેતા ટૅનસ્ટીલની દુનિયાના કઠણમાં કઠણ ' તરીકે ગણત્રી કરી શકાય. લંડનની જૉન ટૅન લિ. એ શોધેલ હોવાથી તેને એ નામ મળ્યું છે અને ઍક ઍસિટિલીનના આક્રમણથી, પણ તે સુરક્ષિત રહી શ ગમે તેવા દાહક ઑમ્બ પણ ટૅનિસના દટા કરતાં વધુ ગ અસર તેના પર નથી કરી શકતા. બ્રિટિશ ઑફિસ કંપનીએ એક અઠવાડિયા સુધી દરેક પ્રકારનાં આક્ર તેના પર કરી જોયાં. પણ અંતે એ ટૅનસ્ટીલને અ (impenetrable) જાહેર કરવું પડ્યું. એ ત્રાંબાભિ પોલાદની જ એક જાત છે અને 'ઑમ્બપ્રુફ', 'ફાયર અને 'સ્ટેઇનલેસ' (ડાઘ ન પડે તેવી) પણ છે.

## પીવાના પાણીની સ્વચ્છતાની કસોટી

સૂક્ષ્મદર્શક યંત્ર કે એવાં બીજાં કશાં સાધનો વગર પીવાના પાણીની સ્વચ્છતા તમે માપી શકો તેવો સાદો અખતરો આ રહ્યો: કાચના એક સામાન્ય પ્યા માં એક કકડો સાકરનો નાખી, પાંસઠ ડિગ્રી ફારનહ ઉષ્ણામાન રહેતું હોય એવા સ્થાને બરાબર બાર કલાક મૂકી રાખો. બાર કલાક પછી જોતાં જો-તે સ્વચ્છ તો જેવું ને તેવું દેખાશે, જ્યારે કશી પણ અશુદ્ધિ તો તેમાં સહેજ દૂધિયા રંગની ઝાંય આવી ગઇ હશે

---

વિમળાઃ બા, હું જન્મી ત્યારે તું ઘેર હતી?

બાઃ ના બેટાં, હું મામાને ઘેર હતી.

વિમળાઃ ત્યારે તો મારા જન્મની વાત સાંભળીને તું એકદમ અચંબો પામી ગઈ હોઈશ!

## ભારતીય સંવતો

### [૧૫] નેવાર (નેપાલ) સંવત

ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીને નેપાળમાંથી મળેલી વંશાવલી પરથી જણાય છે કે બીનઠાકુરીવંશના રાજા અભયમલ્લના પુત્ર જયદેવમલ્લે આ સંવત ચલાવેલો. ઇ. ૧૭૬૮માં નેપાળ ગુરખાઓને તાબે જતાં ત્યાં શક સંવતનો પ્રચાર થયો, પણ હજુ પુસ્તકલેખન આદિમાં એ સંવત કાયમ રહ્યો છે. ડૉ. કિલહૉર્નની ગણતરી અનુસાર નેપાલ સંવતમાં ૮૭૮–૭૯ ઉમેરતાં ઇ.સ. અને ૯૩૫–૩૬ ઉમેરતાં વિ. સં. આવે.

## મોટા માણસોની નાની વાતો

જપાનનો જાણીતો વિજ્ઞાની હિદેયો નોગુચી લંડનની સાયન્સ ઇન્સ્ટીટ્યુટમાં કામ કરી રહ્યો હતો એ અરસામાં તેની મુલાકાતે ગએલા એક વિજ્ઞાનીને એક વિચિત્ર દૃશ્ય નજરે પડ્યું. ઓરડામાં એક ખુરસી પર એક જણ ઊભો હતો. તેના હાથમાં એક સોટી હતી ને સોટીને બાંધેલી દોરીને છેડે સૅન્ડવિચ લટકતી હતી. દોરી નમતી નમતી નોગુચીના મોં પાસે આવી એટલે તેણે પેલી સૅન્ડવિચનો નાસ્તો કર્યો! કારણ, કામ આડે એને નાસ્તો કરવાની પણ ફુરસદ નહોતી. અને એ દોરી પકડી રાખનાર કોણ હતો, ખબર છે? રૉકફેલર રીસર્ચ ઇન્સ્ટીટ્યૂટનો એક ડીરેક્ટર!

## આપણે

આપણું લોહી અવસાન પછી આઠ કલાક સુધી જંતુમુક્ત રહી શકે છે.

આપણા દેશની વાર્ષિક રાષ્ટ્રીય આવક ૨૪ અબજ છે, તેમાંથી ૨૦ અબજ તો માત્ર ખેતીજન્ય છે, જ્યારે માત્ર ૪ અબજ ઉદ્યોગજન્ય.

આપણી પૃથ્વીની વસતિના ૫૩·૧ ટકા એશિયામાં વસે છે, ૨૫·૬ યુરોપમાં, ૬·૭ ઉત્તર અમેરિકામાં, ૬·૯ દક્ષિણ અમેરિકામાં, ૭·૩ આફ્રિકામાં, અને ૦·૫ ઓશિયાનિયામાં.

# આ મહિનો (ફેબ્રુઆરી) ઇતિહાસમાં

**તા. ૫** પોતાના ભાઇ દારા પર ચઢાઈ કરવા માટે ઔરંગઝેબ ઔરંગાબાદથી સૈન્ય લઈ દિલ્હી જવા ઊપડ્યો–૧૬૫૮

**તા. ૬** મુગલ શહેનશાહ જહાંગીરે બાદશાહી ફરમાન દ્વારા અંગ્રેજોને વેપાર કરવા માટે સુરતમાં કોઠી સ્થાપવાની અનુમતિ આપી—ઇ. ૧૬૧૩

**તા. ૮** વૉરન હેસ્ટિંગ્સ રાજીનામું આપી ઇંગ્લૅંડ જવા ઊપડ્યો—ઇ. ૧૭૮૫

**તા. ૧૫** ગૅલીલીઓનો પીસા મુકામે જન્મ—ઈ. ૧૫૬૪ ✱✱ સ્પૅનિશ–અમેરિકન યુદ્ધનો પ્રારંભ—ઇ. ૧૮૯૮

**તા. ૧૬** ધર્મનાં ખાબોચિયાં સામે શુદ્ધવિચારનો બળવો પોકારનાર જ્યોદાનો બ્રુનોને રોમમાં સળગાવ્યો—ઈ. ૧૬૦૦

**તા. ૧૭** મહાન ઉત્ક્રાંતિશાસ્ત્રી અને 'ધ રિડલ ઑફ ધ યુનિવર્સ'ના લેખક અર્ન્સ્ટ હાઇન્રિક હેકેલનો જન્મ–૧૮૩૪

**તા. ૧૮** જપાને મંચુ પ્રિન્સ હેન્રી પુ. યીને મંચુરિયાની ગાદીએ બેસાડ્યો—ઈ. ૧૯૩૨

**તા. ૨૦** ગયા મહાયુદ્ધમાં વર્દનનું પ્રથમ યુદ્ધ—ઈ. ૧૯૧૬

**તા. ૨૬** ટોકિયોમાં ત્રણ જપાની પ્રધાનોનાં ખૂન—ઇ. ૧૯૩૬

**તા. ૨૭** જર્મનીના ઇતિહાસમાં ખૂબ મહત્ત્વનો લેખાતો ત્યાંની પાર્લમેંટને લગાડેલી આગનો પ્રસંગ–ઇ. ૧૯૩૩ કેટલાક કહે છે કે એ આગ સામ્યવાદીઓને ઉચ્છેદવાનું બહાનું મેળવવા ખુદ નાત્સીઓએ જ લગાડી હતી.

### આ માસની વિભૂતિ

ભારતમાર્તંડ પંડિત ગટુલાલજી



અસલ કોટાના નિવાસી પણ મૂળ તૈલંગી બ્રાહ્મણ ઘનશ્યામ ભટ્ટજીને ત્યાં જૂનાગઢમાં ઇ. ૧૮૭૧ના ફેબ્રુઆરીની ૮મી તારીખે એમનો જન્મ થયો. મોટપણે શીઘ્ર કવિનું બિરુદ પામનાર એ બાળકે પાંચ વર્ષની વયે જ 'માળી પાણી ધરી ધરી તરૈવ ખાંડખિયું' એવી કવિતા રચી હતી! સાતમે વર્ષે તો એમને અમરકોષ કંઠસ્થ હતો. આવા પ્રતિભાશાળી બાળકની નવમે વર્ષે શીતળાના ઉપદ્રવથી આંખો ગઇ, પણ તેનાં પ્રજ્ઞાચક્ષુ ખૂલી ગયાં. પિતા પાસેથી સંસ્કૃતભાષાનાં સર્વઅંગો લઇને ચૌદ વર્ષની અંદર તો તેઓ યમુનાલહરી, રુક્મિણીચમ્પૂ, વેદાન્તચિંતામણિ, મારુતશક્તિ વગેરે ગ્રંથો લખ્યા, અને સચ્ચિત્સિદ્ધાંતમાર્તંડ નામક પ્રૌઢ વાદગ્રંથમાં છપાએલા લક્ષ્મણસૂરિના ૩૨ શ્લોકોનું ખંડન કર્યું. જોધપુરના મહારાણા સમક્ષ પંડિતોની સભામાં કંસવધ કાવ્ય શીઘ્રકવિતાના પ્રયોગરૂપે રચી તેમણે પ્રથમ પંક્તિના શીઘ્રકવિ તરીકેનું બિરુદ મેળવ્યું. સંસ્કૃત અને વ્રજભાષા ઉપરાંત ગુજરાતીમાં પણ તેઓ કવિતા રચતા જેનો સંગ્રહ 'સુભાષિત લહરી' નામથી પ્રકટ થયો છે. શીઘ્રકવિ ઉપરાંત તેઓ અદ્ભુત વ્યાખ્યાતા અને શતાવધાની પણ હતા ને અઢાર વર્ષની વયે એમણે કાશીના પંડિતો પાસેથી ૧૦૦ જુદી જુદી બાબતોનાં અવધાનો કરીને એ પદવીઓ મેળવી હતી. સંગીતમાં પણ તેઓ સરસ જ્ઞાતા હોવા ઉપરાંત મૃદંગ બજાવવામાં કુશળ હતા. ૧૮૮૭માં ભારત ધર્મ મહા મંડળમાં વૈદિક ધર્મ ઉપર સંસ્કૃતમાં અપાએલા એમના વ્યાખ્યાને મોટા પંડિતોને પણ મુગ્ધ કર્યા અને ભારતમાર્તંડનું અદ્વિતીય પદ તેમને આપવામાં આવ્યું. આટલી પ્રતિભા અને વિદ્વત્તા હોવા છતાં અત્યંત નિરભિમાન અને શાંત મીલનસાર પ્રકૃતિના આ વિદ્વાનનું ઇ. ૧૮૯૮માં ભાવનગર મુકામે અવસાન થયું.




## ટૂંક વખતમાં પ્રકટ થનારાં અગત્યનાં બે પુસ્તકો

*

એક છે—એચ.જી. વેલ્સના 'આઉટ લાઇન ઑફ હિસ્ટરી'નાં પહેલાં ૧૪ પ્રકરણનું સરળ રસમય ગુજરાતીમાં શ્રી અનંતરાય પટ્ટણીએ તૈયાર કરાવેલું પુસ્તક.

**ચાર રંગીન ચિત્રો તથા પુષ્કળ સાદાં ચિત્રો ને નકશાઓ સાથે**

બીજું ચિત્રસાધના એ જાણીતા કલાકાર શ્રી રસિકલાલ પરીખની કલાનો સર્વાંગી પરિચય આપતું અને એમની લગભગ બધી જ ઉત્તમ કૃતિઓ મૂળ રંગમાં રજૂ કરતું પુસ્તક

**ત્રીસ રંગીન અને ત્રીસ સાદાં ચિત્રો સાથે**

*

**કુમાર પ્રિન્ટરીમાં એ બંને તૈયાર થાય છે**







**ચિત્રો**



**કાવ્ય**



**ચરિત્ર**



**વાર્તા**



**લેખો**



**વિભાગો**




**કુમાર પ્રત્યેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે બહાર પડે છે**

મુદ્રક—બચુભાઈ રાવત; તંત્રી અને પ્રકાશક રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક રૂ. ૬, અર્ધવાર્ષિકના રૂ. ૩॥, પરદેશના ૧૨ શિ., છૂટક દસ આના; મુંબઈમાં: કુમાર ઑફિસ, ૧૩૬–૧૪૨ મેડોઝ સ્ટ્રીટ મુંબઈ–૧; તથા બીજા એજન્ટો: આર.આર.શેઠની કં., શિશુસાહિત્ય ભંડાર અને રાવળ બધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ.

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજાં મગજનું કામ કરનારાઓને એના સેવનથી અનહદ લાભ થાય છે
નાનાં-મોટાં, માંદાં-સાજાં નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સૌ કોઈ એનું સેવન કરી શકે છે

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન

# ઝંડુનું

## મહારસાયન

રસસિંદૂર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું

**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**




**તેનું નિયમિત સેવન** લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ, તેજ ને ચેતન પૂરે છે.

**કીંમત**

પા રતલના પૉટનો રૂ. ૧॥
અરધા રતલના પૉટનો રૂ. ૩॥
એક રતલના પૉટના રૂ. ૫)

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ.**

કારખાનું: ગ્વાલીઆ ટૅન્ક રોડ, મુંબાઈ-૨૬ | દુકાન: જૂની હનુમાનવાડી, મુંબાઈ-૨

અમદાવાદના એજન્ટ ભોગીલાલ બ્રધર્સ - ગાંધીરોડ

ઑર્ડર આપતી વખતે, જાહેરખબર 'કુમાર'માં વાંચી હતી એટલું જણાવજો.

# પ્રાણનો સિંધુડો

જીવનરસ છલ છાયો રે,
જાગો, વસન્ત આવ્યો રે.

પહેલે પગલે શરદની કથા,
બીજે ડગ હિમાળો;
ત્રીજે તાતો ઘામ તપંતો,
આવ્યો જોગી જટાળો!
જીવન રસબસ છાયો રે,
જાગો, વસન્ત આવ્યો રે.

ફૂલડે ફૂલડે વન જગાવે,
નવલખ રંગની ઝાળો;
પાંખે પાંખે આભ ઉડાવે,
ભરી ભરી સામ ઋચાઓ :
જીવનરસ છલ છાયો રે,
જાગો, વસન્ત આવ્યો રે.



કુમાર
વર્ષ ૧૮
અંક ૩
માર્ચ-૧૯૪૧

કદમે કદમે કુમકુમ વરસે,
શબ્દે પંચમ ધારે;
ચરણે ચરણે ચેતન ચમકે,
ઊડે રૂપ-ફુવારે!
જીવન રસબસ છાયો રે,
જાગો, વસન્ત આવ્યો રે.

સૂનાં જોબનને ઢંઢોળે,
ઘર ઘરનો ઘેરૈયો;
ઝનનન ઝનનન મોર ઝીંગોરે,
નાચત પ્રાણ-કનૈયો!
જીવનરસ છલ છાયો રે,
જાગો, વસન્ત આવ્યો રે.

અંધને બારણે તોરણ બાંધે,
પહેરણનો કેસૂડો;
જાગો, જાગો, સમીરણે ઘારે
પ્રાણ તણો સિંધુડો!
જીવન રસબસ છાયો રે,
જીવનરસ છલ છાયો રે
જાગો, વસન્ત આવ્યો રે.

રતિલાલ છાયા

# કીડીઓનું કટક

## કલ્પના પણ થંભી જાય એવી, સર્વભક્ષી મહામૃત્યુ સમી

★ પૃથ્વીના ઉષ્ણ કટિબંધ ઉપર આવેલા દક્ષિણ અમેરિકાના અદ્‌ભુત વનપ્રદેશોની અનેક વિચિત્ર વાતો આપણને વાંચવા-સાંભળવાની મળે છે. પ્રગાઢ જંગલો, વિચિત્ર વનસ્પતિઓ, અને તેથી યે વિચિત્ર પ્રાણીઓ તથા પક્ષીઓ, વિશાળ નદીઓ, વિકરાળ જંગલી મનુષ્યો વગેરે, કુતુહલપ્રિય સાહસી પ્રવાસીઓનાં નિત્યનાં આકર્ષણો બની રહેલાં છે. આ વિચિત્રતાઓમાં અંધ કીડીઓનાં કટકો વિષેના વૃત્તાંતો ભારે રોમાંચક છે. આ કીડીઓ Blind Ants કહેવાય છે અને તે કરોડોની સંખ્યામાં પ્રવાસ કરે છે. પોતાના પ્રવાસના માર્ગમાં આવતાં મનુષ્યો, પ્રાણીઓ અને વનસ્પતિઓ વગેરેને આ કીડીઓ સર્વભક્ષી કાળની પેઠે ખાતી જાય છે. તેમની મોટી સંખ્યાને લીધે તેઓ દુર્દમ્ય અને લગભગ અજેય છે. તેમના એવા ભયંકર સપાટામાં આવેલા એક સંસ્થાનની નીચેની કથની સ્વાનુભવરસિક છે. કાર્લ સ્ટીવન્સન નામે એક જર્મન લેખકના લેખ પરથી તે અહીં ઉતારી છે. અજેય અને સર્વશક્તિમાન ગણાતી મહાસાગર જેવી આ કીડીઓની ફોજને દક્ષિણ અમેરિકાના બ્રાઝિલ દેશમાં મોટા પાયા પર ખેતી કરતો એક જર્મન વસાહતી કેવા પ્રબળ પુરુષાર્થથી પરાસ્ત કરવામાં ફાવે છે તે વિષેની આ અદ્‌ભુત રોમાંચક છતાં સત્ય સાહસકથા છે.]

'તમારા સંસ્થાનનું આવી બન્યું જાણો. બે જ દિવસમાં એ કટકદળ આવી પહોંચશે. જીવ બચાવવો હોય તો હજી પણ નાસી છૂટો.'

બ્રાઝીલિયન અમલદારની આ પ્રલય-આગાહીથી લાઇનિન્જનનું રૂંવાડું સરખું યે ન ફરક્યું. અસાધારણ શાન્તિથી તેણે પોતાની સિગાર ફૂંક્યા કરી. પછી પ્રત્યુત્તરમાં 'ઠીક ચેતાવ્યો; પણ એમાં નાસવું શું કામ?' એવું કંઈક તેણે બેપરવાઈથી કહ્યું.

તેનો આ લાપરવા જવાબ સાંભળી બ્હાવરા બનેલો બ્રાઝીલવાસી ઊકળી ઊઠ્યો: 'નાસવું શા માટે! ગાંડો થયો છે, લાઇનિન્જન! આ પ્રભુ-સરજ્યા આફતનો સામનો માનવીથી થાય એમ તું ધારે છે? બે માઈલ પહોળી ને દસ માઈલ લાંબી એ કીડીઓની પ્રલયરેલનો તને કંઈ ખ્યાલ છે? આ ભયાનક નારકી સત્ત્વો તારી સિગારેટની બસ જ ફૂંક જેટલા વખતમાં તો એક જબરજસ્ત પાડાને ફોલી ખાઈ માત્ર ધોળું ચકચકિત હાડપિંજર જ બાકી રાખે છે એની ખબર છે?'

લાઇનિન્જનનું મોં હાસ્યથી લહેરાઈ ઊઠ્યું. 'બિરાદર, એ બધી પ્રભુ-સરજ્યા આફતોની વાતો ડોશીઓ માટે રહેવા દે. એ જાતની કેટલી યે આફતો પાર કરી આ સંસ્થાન મેં ઊભું કર્યું છે. એ જાણે છે! હવે આ કીડીઓથી ડરી હું મારું ફાલ્યુંફૂલ્યું ખેતર મૂકી નાસી જાઉં, એમ!'

ધમ ધમ કરતા પગ પછાડી બ્રાઝીલિયન ઊઠ્યો. જતાં જતાં તે બોલ્યો, 'તારાં લાખ્ખાં ભાગ્ય ત્યારે. તને ખ્યાલ જ નથી આ કીડીઓનો. તું તો મરીશ, પણ બિચારા તારે પાલવે પડેલા ચારસો મજૂરોનું પણ મોત કરીશ.'

નદી સુધી જઈ લાઇનિન્જને તેને લૉન્ચમાં વિદાય આપી. નદીના વળાંકમાં લૉન્ચ સપાટાબંધ અદૃશ્ય થતી જોયા બાદ તેને બ્રાઝિલના એ ડિસ્ટ્રિક્ટ અમલદારની ચેતવણીના જાણે ભણકારા વાગવા માંડ્યા: 'તને ખ્યાલ જ નથી આ કીડીઓનો! હું કહું છું તને જરા જ ખ્યાલ નથી......'

લાઇનિન્જન પોતે પણ આ કીડીઓની વાતથી અજાણ્યો નહોતો જ. તેણે બતાવેલી નિર્ભયતા અજ્ઞાન કે અવિચારી સાહસથી પ્રેરાયેલી નહોતી જ. આ સર્વભક્ષી જીવાતો પોતાના ખોરાક માટે મોટા તોતિંગ પ્રદેશોના પ્રદેશો ઉજ્જડ કરી નાખે છે અને માનવી, પશુ વગેરે સૌ

તેમના ભોગ બને છે એ વાત તેને વર્ષોથી માલૂમ હતી. આથી પોતાની વસાહતમાં તેણે આ ભય સામે એક જબરદસ્ત બચાવનો વ્યૂહ કરી રાખ્યો હતો અને એમાં તેનો વિશ્વાસ અટલ હતો. કહેવાતી પ્રભુપ્રેરિત આફતો—જેવી કે રેલ, દુકાળ, પ્લેગ વગેરે—થી બીજી વસાહતીઓ જ્યારે નિષ્ફળ થયા હતા, ત્યારે લાઈનિન્જન પોતાના પ્રબળ પુરુષાર્થ અને તીવ્ર બુદ્ધિમત્તાથી તે જ આફતોને દૂર કરી શક્યો હતો. પોતાના અનુભવના



વસાહતનો નકશો

## કુદરતની કરાળ આફત સામે દક્ષિણ અમેરિકાના એક વજ્રનિશ્ચયી વસાહતીએ પ્રબળ પુરુષાર્થ અને અદ્ભુત બુદ્ધિમત્તાથી ખેડેલા સાહસજંગની એક રોમાંચકારી કથા

પરિપાક રૂપે તેણે સિદ્ધાન્ત કર્યો હતો કે માનવીના અમોઘ બુદ્ધિબળ પાસે કુદરતનાં ગમે એવાં તોફાની તત્ત્વો પણ લાચાર બને છે. કુદરતી આફતો ઊલટી માનવબુદ્ધિને કસોટીએ ચડાવે છે, અને એ બુદ્ધિના ઉપયોગ અનુસાર જ માણસ પોતે પોતાનો ભાગ્યસ્રષ્ટા બને છે અથવા ભાગ્યનો ગુલામ બને છે. વ્યવહારમાં પણ આ સિદ્ધાન્તનું તેણે રજેરજ પાલન કર્યું હતું. અખંડ પુરુષાર્થ, તેજસ્વી બુદ્ધિ અને વિજ્ઞાનનાં તમામ આધુનિક સાધનોની મદદથી પ્રાકૃતિક આપત્તિઓ દૂર કરી તેણે પોતાની વસાહતનો પાક અનેકગણો વધાર્યો હતો. આવો માનવી ગમે એવી ભયાનક ગણાતી કીડીઓની આફતનો સામનો સ્વાભાવિકરીતે કરે જ.

કીડીઓ આવવાના વાવડ સાંભળી લાઈનિન્જન વીજળીની ઝડપથી કામે લાગ્યો. પોતાના રેડ ઇન્ડિયન મજૂરોને તેણે મસલત માટે એકઠા કર્યા. બીજા રેડ ઇન્ડિયનો તો આ 'કીડીઓ'નું નામ સાંભળતાંવેંત જ જીવ લઈ નાસી છૂટતા; પણ આ મજૂરોને લાઈનિન્જનની શક્તિમાં અનુભવસિદ્ધ વિશ્વાસ હતો. જાણે કોઈ નવો શિકાર ન ખેલવાનો હોય એમ સૌ આનંદમાં આવી ગયા.

બીજે દિવસે બપોરે કીડી-કટક આવ્યાની જાણ થઈ. ઢોરાંઓ ભડકી ભડકી ભડકવા માંડ્યાં. વગડાઉ હિંસક પ્રાણીઓ, સાપ, વાંદરાં, ઘો વગેરે પોતે જીવલેણ હિંસા કરનારાં હોવા છતાં દીન બની, મહાત્રાસથી કોલાહલ કરી.. જાણે કાળ પડ્યો હોય એમ નાસવા લાગ્યાં. આ ભયત્રસ્ત જંગમેળો લાઈનિન્જનના રક્ષણની પાણીની 'ખાઈ' પાસે આવી અટક્યો. પણ આગળ જવાનો માર્ગ ન જડવાથી ત્યાંથી નદીની બાજુએ કેટલાક શિકાર કરી સૌ આગે નાઠાં.

ઉપર કહેલી ખાઈ, વસાહતની આજુબાજુ અર્ધ ગોળાકારે કીડીઓ સામેના રક્ષણ માટે જ કરવામાં આવી હતી. ખાઈ બાર ફીટ પહોળી હતી. તેમાં હમેશાં પાણી રહેતું નહિ. ખાઈના બે છેડા એક નદીને મળતા. એથી ત્રણે બાજુએ 'ખાઈ' અને એક બાજુએ નદી એમ ચારે બાજુની વચમાં એક દુર્ગની પેઠે આખું વસાહતી ખેતર આવી રહેલું હતું. ખાઈનો એક છેડો નદીને મળતો હતો ત્યાં એક મોટો બંધ બાંધ્યો હતો. આનાથી જરૂર પડે ત્યારે ખાઈમાં પાણી લાવી શકાતું. લાઈનિન્જને આ ખાઈ હવે પાણીથી ભરાવી દીધી. ખાઈની બાજુએ છૂટ જવાના વળાંક ઉપર કિનારે મોટું આંબલીનું વન હતું. કાંઠા ઉપરનાં વિશાળ વૃક્ષોની પાણીમાં ઝૂકતી ડાળીઓ તેણે તાત્કાલિક કપાવી નાખી. જેથી કીડીઓ તે ડાળ ચડી ન ઊતરે. લાઈનિન્જનો ખ્યાલ કે હવે તો કીડીઓ જો પુલ કે તરાપા બાંધવા જેવું અશક્ય કાર્ય કરે તો જ આ ખાઈ પાર કરી શકે. પછી ઢોરઢાંખર ઘેટાંબકરાં વગેરેને તરાપામાં બેસાડી નદી પાર મોકલાવી દીધાં, કારણકે તેઓના ગભરાટથી બચાવકાર્યમાં ખલેલ પડે. વસાહતના મધ્ય ભાગમાં એક નાની ટેકરી ઉપર ક્ષેત્રગૃહો, ધાનના કોઠારો વગેરે મકાનો આવેલાં હતાં. તેની આજુબાજુ એક કોંક્રીટની ખાઈ આવેલી હતી. મોટી પેટ્રોલની ટાંકીઓમાંથી નળો વાટે તેમાં પેટ્રોલ ભરી શકાતું. જો કીડીઓ કદાચ પાણીની ખાઈ પાર કરે તો તે આ બીજી પેટ્રોલની ખાઈ તો દુર્ગમ જ હતી. પેટ્રોલ કીડીઓ માટે જીવલેણ હોય છે તે તો જાણીતું છે.

ત્યાર બાદ લાઈનિન્જને પાણીની ખાઈને કિનારે કિનારે થોડેથોડે અંતરે પહેરેગીરો મૂક્યા. આટલો બંદો-

**અસ્ત્રાની ધાર જેવી તીણી સૂંઢ અને ચકચકતી આંખોવાળા કાળા રાતા**
**દૃઢ નિશ્ચયબળ, સતત કર્મણ્યતા અને અસાધારણ સમયસૂચકતાથી**

ખતમ કરીને પછી તે નિરાંતે પોતાને ફેંકતો આરામખુરશી ઉપર પડ્યો. એવામાં અચાનક એક મજૂરે આવી ખબર આપ્યા કે કીડીઓનું કટક-દળ ચાલ્યું આવે છે. લાઇનિન્જન લાગલો જ ઘોડે ચડી આક્રમણની દિશા તરફ ગયો. નદીમાં ભળતા છેડાઓ સિવાયનો ખાઈનો બાકીનો ભાગ ત્રણેક માઈલના વિસ્તારમાં આવી રહ્યો હતો. તેના કિનારાના મધ્યભાગે ઊભાં રહેતાં સામે કિનારેથી શરૂ થતો વિસ્તૃત વનપ્રદેશ દૃષ્ટિમર્યાદામાં આવતો હતો. તેમાં વીસ ચોરસ માઈલના વિસ્તારનું ભયાનક દળ ધસી આવતું હતું. જીવલેણ કીડીઓ તેની અને લાઇનિન્જનની બુદ્ધિમત્તા વચ્ચે હવે અપૂર્વ જંગ ખેલવાનો સમય આવી પહોંચ્યો હતો. એ કટકદળનો શો ભયાનક દેખાવ હતો! લાંબી નજર પહોંચે ત્યાં સુધી ટેકરીઓના ઢોળાવ ઉપરથી અફાટ કાળું પ્રલય-પૂર બાર માઈલના વિસ્તારમાં ધસમસતું ઊતરી આવતું હતું. લાઇનિન્જનના આદમીઓના જીવ હવે તાળવે ટંગાયા. ઘડીભર પોતાના શેઠ ઉપરનો વિશ્વાસ ડગી ગયો. શેઠ તેમને હિંમત આપવા પાસે આવ્યા, પણ અંદરખાને હજી અસ્વસ્થ બન્યા. આ કોટ્યાનકોટી બલકોને રોકવા આખરે તો માત્ર એક નહેરની ખાઈ જ હતી ને! પોતાનાં મડદાંથી એ ખાઈ પૂરીને સામે પાર આવે તો યે સર્વનાશ કરવાને કીડીઓની પૂરતી સંખ્યા બાકી રહે તેમ હતું. જરાક ગજા ઉપરાંત જોખમ વહોરાયું એમ લાઇનિન્જનને લાગ્યું. છતાં પણ આ સર્વભક્ષી મહા-મૃત્યુ સાથે લડી લેવાનો તેણે આખરનો નિશ્ચય કર્યો.

કીડીઓનું દરિયા-દળ એટલી વ્યવસ્થા ને શિસ્તથી આગળ ધપતું હતું કે ભલભલા લશ્કરી નિષ્ણાતોને પણ મોંચા કરડવા પડે. વિશાળ આગલી હરોળો ખાઈ પાસે આવતાં જ અટકી. અટકાવ થતાં જ બંને બાજુની જંગી પાંખો — એક બાજુની પૂર્વ બાજુની ધારે ધારે, અને બીજી પશ્ચિમ બાજુની ધારે ધારે — માત્ર એક જ કલાકમાં આગળ ધસી. અફાટ મધ્ય દળ ખાઈના મધ્ય કિનારે જ થાન રોક્યું. અસ્ત્રાની ધાર જેવી તીણી સૂંઢ ને ચકચકતી આંખોવાળો એકેકો અંગૂઠા જેવડો એ કાળો રાતો કીડો સામે પારથી પણ વરતી શકાતો. એ અફાટ કંદારસેનાનો આ એકેક જીવડો જાણે વિચાર કરતો હતો કે 'સામે પાર પહોંચી તમને ખાવે જ છૂટકો છે!'

બરાબર ચાર વાગ્યે બંને પાંખોનું દળ નદીને મળતા બાજુના છેડાઓ આગળ અટક્યું. કંઈક છૂપી તાર-વ્યવસ્થા હોય એમ, રોકાણના સમાચાર આખા કટકમાં વીજળીવેગે ફેલાયા. મધ્યવર્તી દળોને ખળભળતાં જોઈ લાઇનિન્જને ક્ષણભર માન્યું કે કદાચ આખી યે સેના ખોરાક માટે બીજી દિશાએ વળી જાય. પણ આ ભ્રમ તત્કાળ ભાંગ્યો. મધ્યવર્તી દળના અસંખ્ય જીવ પાણીમાં ડોકાવા લાગ્યા અને તેમના બનેલા ઘટ્ટ અસ્તર ઉપર થઈ બીજા અનેક આગળ ચાલ્યા આવીને પાણીમાં હોમાય. બીજા પાછલા અગણિત સાથીઓ માટે ચાલવાનું અસ્તર પાથર્યે જતા હતા. એવા અસ્તરોના બનેલા કીડીઓના ટાપુઓના ટાપુઓ પાણીના વહેણમાં તણાયે જતા, અનેક ડૂબી જઈ નાશ પામતા હતા. છતાં યે નિદાન એક માઈલ જેટલી પહોળાઈના વિસ્તારમાં તો કટકદળ પ્રવાહ પાર કરવા લાગ્યું હતું! લાઇનિન્જને એક મજૂરને નદીનો બંધ મજબૂત કરવા મોકલ્યો; બીજાને પાવડા કોદાળી ને પેટ્રોલની પીચકારીઓ વગેરે લાવવા મોકલ્યો; અને થોડા ચોકિયાતો રાખી બાકીના બધાને મુખ્ય ધસારા વાળી જગ્યાએ બોલાવી લીધા. ધાર્યા કરતાં વધુ ઝડપથી કીડીઓ સામે પાર ધસતી હતી. પાછલી અપરિમિત સંખ્યા આગળનાને ઠેલ્યે જ જતી હતી. એક ડૂબે ત્યાં દસ એની જગ્યા લેતી. પાણીનું વહેણ જોસથી વહેતું હતું; છતાં આ ભયાનક સામુદાયિક હલ્લો ખાળી શકાયો નહિ. બચાવનાં સાધનો આવતાં પહેલાં તો કટકદળે અર્ધો ઉપર રસ્તો કાપ્યો. જો તમામ દળોએ એકીવારે ધસારો કર્યો હોત તો શી દશા થાત એ વિચારમાત્રથી લાઇનિન્જન કંપ્યો. પણ એની દૃઢતા ઓલિમ્પિક રમતોના વિજયવાંછુ ખેલાડી જેવી અડગ હતી. પૂર્ણ પુરુષાર્થ અને સતત કર્મણ્યતાથી છેવટ લગી લડી લેવાની ઝંખનાથી તેનું મન એટલું તો ઉત્તેજિત થઈ ગયું હતું કે ક્ષણવારમાં જ આવનારા મહાવિનાશનો વિચાર સુદ્ધાં તેના મનમાંથી લુપ્ત થઈ ગયો. મજૂરોને પણ હવે તેના દૃઢ-નિશ્ચયનો ચેપ લાગ્યો હતો.

**કીડાઓની વીસ ચોરસ માઈલના વિસ્તારની અણખૂટ સંહારસેના સામે લડી મેળવાએલા બુદ્ધિ અને બહાદુરીના વિજયની એક સાહસવાર્તા**

પાવડે પાવડા માટી ખોદી તેઓ પ્રવાહની મધ્યમાં ફેંકવા માંડ્યા. ધૂળમાટીના આ હલ્લાથી બચાવનાં બનેલાં અરિદળ ઉપર પાછું પેટ્રોલ વરસાવવામાં આવ્યું. પણ આનાથી ન હારતાં કીડીઓએ હુમલાની રીત ફેરવી અને આક્રમણનો વિસ્તાર ખૂબ ફેલાવ્યો.

મજૂરોની સંખ્યા એટલા બધા વિસ્તારના બચાવ માટે પૂરતી નહોતી જ. અને આ તરફ એવું હોય એમ માટીનાં ઢેફાં ફેંકાવાથી છીછરી પાણીની છોળો સાથે કીડીઓનાં ઝુમખાં કિનારે ફેંકાતાં મજૂરોએ પાગલની જેમ પાણીમાં માટી અને પેટ્રોલ નાખવા માંડ્યાં. પણ વિશાળ વિસ્તારમાં પહોંચી વળવું અશક્ય હતું. એક મજૂરે તો કીડીઓના એક ઝુમખા ઉપર પાવડાનો ઘા માર્યો. પણ ઝટ પાવડો ઉંચકાયો નહિ. એટલે પાવડાના હાથા ઉપરથી સેંકડો કીડીઓ ચડી મજૂરના હાથ ઉપર ફરી વળી. તેમના ડંખ તેના માંસમાં ઊંડા ચટચટ ખૂંપવા લાગ્યા અને વાઈ આવી હોય એમ મજૂર તરફડવા માંડ્યો.

અસાધારણ સમયસૂચકતાથી લાઈનિન્જને બૂમ પાડી: 'બેવકૂફ! જુએ છે શું? પેટ્રોલમાં હાથ ડબોળી દે.' પેટ્રોલથી કીડીઓ મરી. પણ વછૂટી નહિ. એક મજૂરે તેને ઉખેડી નાખી. બીજા એક વૃદ્ધ મજૂરે કીડીઓના ડંખ માટે ખાસ વનસ્પતિમાંથી તૈયાર કરેલો રસ પાયો. આટલીવારમાં તો કેટલીયે કીડીઓ કિનારે ચડવા લાગી હતી અને ઉપરટપકે જોનારને તો હવેની આખી પરિસ્થિતિ ૯૯ ટકા વિરૂદ્ધ લાગે એવી બની ગઈ હતી.

પણ લાઈનિન્જનના મગજમાં કેટલી રચનાત્મક પ્રગતિ થઈ રહી હતી તે બહાર શી રીતે જણાય! તેની રક્ષણપદ્ધતિ ડહાપણભરી હતી. હવે તો ખાઈમાં પાણીનો પ્રવાહ જોસબંધ છોડી મૂકવાથી બચાવ થવો શક્ય હતો. એમ થતાં જ કીડીઓના ઢગલેઢગલા ડૂબવા માંડ્યા અથવા વમળોમાં ઘુંચવાઈ ઘસડાઈ જવા માંડ્યા અને તાત્કાલિક તો બધો હુમલો બેરવિખેર થઈ ગયો. મરણને આરે આવેલા વસાહતીઓને કંઈક વિજય મળ્યો જણાયો. આનંદનો પોકારો કરતા રસવાટભર્યા મજૂરો હજુ ધૂળમાટી ફેંક્યે જતા હતા. પ્રવાહની આરપાર આવવા મથતું અગણિત કટકદળ થાકીને ઓસરી ગયું. અને સામે કિનારે ચડી ગયું. માંસ ખેંચાની અસંખ્ય કીડીઓના ઢગલેઢગલા ખેંચાઈ જઈ નદીમાં ફસવાઈ નાશ પામ્યા. બધા મજૂરો ને ચોકીઆતો પ્રચંડ આનંદોર્મિમાં મસ્ત બની વિજયોત્સવ ઉજવવા માંડ્યા.

સામે આંબલીઓની ઘટા પાછળ સૂર્ય ડૂબવા લાગ્યો. સંધ્યાનું થોડું અજવાળું વિલીન થતાં રાત બરાબર જામી. સવાર સુધી કશો ઉપદ્રવ થાય એમ નહોતું, પણ તકેદારી સંપૂર્ણ રાખવામાં આવી હતી. પાણીનો પ્રવાહ જોરમાં વહેતો રાખવામાં આવ્યો હતો. કિનારા ઉપર ચોકી કરતી મજૂરોની છાવણી સતત જાગૃત રહી હતી. બે મોટરો કિનારે ઘૂમતી રહી હતી. તેનાં હેડ લાઈટ્સ અને વીજળીક ટૉર્ચ વડે પાણી ઉપર સતત પ્રકાશ નાખ્યા કરવામાં આવતો હતો. આટલો બંદોબસ્ત થયા પછી લાઈનિન્જન નિરાંત કરી જમ્યો અને પછી. માઈલો સુધી વિસ્તરેલા જીવલેણ કટકદળની જાણે જરાયે ચિંતા ન હોય તેમ ઘસઘસાટ ઊંઘી ગયો.

સવારમાં વહેલા ઊઠીને આ ઉદ્યોગી વસાહતીએ ખાઈની પેલી તરફ વિસ્તરેલા અફાટ કીડીદળનું અને ખાઈના દુર્ભેદ્ય ગઢનું શાંત ભાવે નિરીક્ષણ કર્યું. હવે હુમલો થાય તો યે પ્રવાહનું જોર વધારી બધી બલાઓનો નાશ કરી દેવાય. પણ સતત આરામ સુખેષ્ટ્ય એ ગણતરી લાઈનિન્જનને પાલવ્યું નહિ. ઘોડે બેસીને તે કિનારેકિનારે બંદોબસ્ત તપાસવા નીકળ્યો. જ્યાં નદીનો બંધ બંધાતો ને પશ્ચિમ તરફના છેડે જતાં તેણે એક વિચિત્ર દેખાવ જોયો. ત્યાં આંબલીની ઘેરી ઘટાઓ જામી હતી અને લાખોની સંખ્યામાં કીડીઓ ત્યાંનાં ઝાડો વનસ્પતિ ઉપર પથરાઈ ગઈ હતી. ઝાડો ઉપરથી પાંદડાં ને ડાંખળાંની અવિરત વૃષ્ટિ થયે જતી હતી, પણ તેનો ખાવામાં ઉપયોગ થતો જણાયો નહિ. પણ લાઈનિન્જને ધાર્યું કે કદાચ કીડીઓ આ રીતે ભોજનની વ્યવસ્થા કરતી હોય તો નવાઈ નહિ. કીડીઓની બુદ્ધિ ક્યાં છાની છે! તેમના દળમાં કેટલી યે ફૂગ ઉગાડનારી ગાયો જેવી હોય છે; કેટલી યે ચોક્કિયાત ફતરાઓની ફરજ બજાવે છે. તેમની કાર્યકુશળતા, શિસ્તની ભાવના અને અદ્દભુત વ્યવસ્થાશક્તિ

તો સૌ કોઈ જાણે છે.

કેટલાંય કીડીઓ એકેક પાંદડું લાવી લાવી ખાઈને કિનારે નાખતી હતી; ત્યાં રહેલી બીજી કીડીઓ માટે ખાવા સારું જ હશે તો કે પછી તેના તરાપા બાંધવા માટે! ઓસ્તારીનો! એકાએક લાઇનિન્જન તરાપાનો વિચારથી ચમક્યો. મૅકબેથને જેમ બર્નામનું જંગલ સજીવન થઈ સામુ આવતું લાગ્યું હતું તેમ હવે તેને લાખો કીડીઓ વડે વહન થતું પાંદડાંનું વન ખાઈને કિનારે ધસતું આવતું જણાયું. ખરેખર, બુદ્ધિમાન કીડીઓએ તરાપાની જ યુક્તિ શોધી કાઢી હતી! પણ મૅકબેથની પેઠે આ વૈજ્ઞાનિક ખેડુત ગભરાયો નહિ. ડાકણોની આ ભવિષ્યવાણી આગલી ગતે થઈ હોત તો યે તે નિરાંતે ઊંઘ્યા જ હોત. છતાં આગલા દિવસ કરતાં મામલો વિકટ છે એમ તો તેને જરૂર લાગ્યું.

આશ્ચર્ય! કીડીઓ વળી તરાપા બનાવીને ખાઈ પાર કરી શકે ખરી? વાત ગણાય તો અશક્ય; પણ મામલો એવો જ દેખાતો હતો; ખડખડાટ કરતાં ઢગલે ઢગલા પાંદડાં ગબડી ગબડી ખાઈમાં પડવા લાગ્યાં અને તણાઈને પ્રવાહના મધ્ય ભાગમાં જવા માંડ્યાં. એકેક પાંદડા ઉપર કીડીઓનાં ઝુમખાં ને ઝુમખાં બાઝેલાં હતાં. લાઇનિન્જને ત્યાંથી ઘોડો મારી મૂક્યો અને રસ્તામાં મળતા બધા ચાકરિયાતોને ભેગાં, સાધનો સાથે નવા હુમલાની જગ્યાએ પહોંચી જવા હુકમ આપતો ગયો. પણ પ્રથમ હુમલાવાળી જગ્યાએ આવતાં જ લાઇનિન્જને એક બીભત્સ દેખાવ જોયો. ચોપગા પ્રાણી જેવું દેખાતું, મોટા માથાવાળું, તરફડતા પગવાળું કંઈક કંઈક લથડિયાં ખાતું આવી ખાઈને સામે કિનારે પટકાયું. પેપાસ જાતનું તે મોટું જાનવર હતું.

એટલી બધી કીડીઓ એને બાઝી હતી કે તેનો કોઈ ભાગ દેખાતો નહોતો. એટલું જ નહિ પણ ઠેકાણે ઠેકાણે મધપૂડા જેવાં ઉપસાણ થવાથી તેની ખરી આકૃતિ જ પરખાય એમ નહોતું. ભટક્યું ભટક્યું તે કટકડળ તરફ આવતાં કીડીઓએ પ્રથમ તો રિવાજ મુજબ તેની આંખો કોરી નાખી. દુઃખમાં ભાન ભૂલી તે સીધું દળ તરફ જ ચાલ્યું, ત્યાં તે પટકાઈ પડી મોતને અભાવે દારુણ યાતનામાં રીબાવા માંડ્યું. પિસ્તોલની એક ગોળીથી તેને યાતનામુક્ત કરી લાઇનિન્જને ઘડીઆળ કાઢી. એક સેકંડ પણ ગુમાવવાની નહોતી, છતાં તે એ સાગરનો સંહાર થતો નજરેનજર જોઈ રહ્યો. માત્ર છ જ મિનિટમાં બધું પતી ગયું. પછી રહ્યું માત્ર ચકચકાટ કરતું હાડપિંજર! 'સીગારેટની માત્ર ત્રણ ફૂંકમાં પોતાના પણ એ જ હાલ....' તેને બ્રાઝીલિયન અમલદારના શબ્દો યાદ આવ્યા.

લેશમાત્ર વિચાર કર્યા વગર તેણે તરત ઘોડાને એડી મારી. ગઈ કાલે મળેલા વિજયથી તેને એક ખેલાડીનો ચડસ ચડ્યો હતો. તે ચડસ આજ ઓસરી ગયો, અને તેને બદલે મનનો શાંત અને દૃઢ ભાવ પેદા થયો. કારણ ખરો ભય આવી લાગ્યો હતો અને તે દૂર થાય કેમ! દુશ્મનબળ વધ્યું હતું. હવે પોતાને સૌને મરવા વારો આવ્યો હતો. બુદ્ધિબળની પરાકાષ્ઠા અજમાવ્યા સિવાય કીડીઓ કોઈ રીતે હવે હટે એમ નહોતું.

લાઇનિન્જન શાંત મનથી આંબલીઓની ઘટાવાળી જગ્યાએ ગયો. ત્યાં કીડીઓની પ્રવૃત્તિ પૂર જોસમાં ચાલતી હતી; કીડીઓનાં ઝુમખાંવાળાં અનેક પાંદડાં પૂરના જોસથી ખેંચાઈ ખેંચાઈ, એકઠાં મળી એક વિસ્તૃત સેતુ બનાવ્યે જતાં હતાં. પેટ્રોલ અને માટીના સતત મારા છતાં અસંખ્ય પાંદડાં એકઠાં થયે જતાં હતાં અને થોડી વારમાં લાખો કીડીઓ સામે પાર ધસી જઈ શકે એવો [illegible] લાંબો પુલ થઈ જાય એવાં ચિહ્નો જણાતાં હતાં. મારતે ઘોડે લાઇનિન્જન બંધવાળી જગ્યાએ આવ્યો. નદીમાંથી બંધ દ્વારા ખાઈમાં જોઈતા પ્રમાણમાં પાણી નિકાસ કરવા માટે એક યાંત્રિક ચક્કર કિનારા ઉપર રાખવામાં આવ્યું હતું. ચક્કર પાસેના આદમીને હુકમ આપવામાં આવ્યો કે પહેલાં પુષ્કળ પાણી ખાઈમાં વહેવા દેવું; પછી તરત જ પાછું તે બંધ કરી પાણીની સપાટી સાવ નીચી કરી દેવી; પછી પાછો પાણીનો ધોધ છોડવો; ને વળી પાછી સપાટી નીચી કરી દેવી. બીજો હુકમ મળતાં સુધી આ ક્રિયા ચાલુ રાખવાની હતી. આ યુક્તિથી પહેલાં તો કીડીઓનો ઠીક ઘાણ નીકળ્યો. સપાટી તળીએ બેસતાં જ પાંદડાંનો વિસ્તાર કીડીઓ સહિત નીચે બેસતો, અને વળી પાણી ખાલી થઈ કિનારા ઉપરનાં જૂથનાં જૂથ ખાઈમાં ધસી જતાં. પણ પાછળથી ધોધબંધ પાણી ધસી આવતું અને કીડીઓ, પાંદડાં વગેરેને ક્યાંયનું ક્યાંય નદીમાં ઘસડી જતું. આથી કીડીઓ પાર તો ન ઊતરી શકી. પણ



**દંપતી** — ડી. જે. શેઠ

આધુનિકતામાં પ્રાચીનતાનો સુયોગ કરનાર મુંબાઈના નવીન કલાકારો પૈકી એકનું આ ચિત્ર છે. પાત્રો અને આમેરનું દૃશ્ય સૂચક તથા રચના સુબદ્ધ છે.



**સખીઓ** — વિનુ શુકલ

રાજપૂત શૈલીનું આનું રેખાંકન અને સાદી ઉપરચના ધ્યાન ખેંચે એવાં બન્યાં છે

(Blocks by Courtesy of The Bombay Art Society)

એક પીડા ઊભી થઈ. પાણી જોસબંધ આવી રહ્યું અને ભરાતું એટલે તેનાં ઉછળતાં મોજાં ઉપરથી કીડીઓનાં ઝૂમખાં વસાહતની કિનારે ફેંકાતાં કિનારા પર પડતાંવેંત તે મજૂરોનાં શરીર પર ચડી જોસથી ચટકાવવા લાગ્યાં. ચીસો પાડી રેડ ઇન્ડિયનોએ પહેરણ પાટલૂન ઊતરડી કાઢયાં અને કીડીઓને પગ તળે છૂંદવા માંડી. સદ્ભાગ્યે કીડીઓ ઓછી હતી. પણ એટલામાં પાણી ઓછુંવત્તું વહેવડાવવાની ક્રિયા દરમિયાન એક મહા ઉપાધિ થઈ. એકવાર પાણી સાવ ઉલેચ્યું, અને પાછું વહેવડાવા પ્રયત્ન કર્યો. પણ પાણી થયું બંધ! કંઈક બંધનું યાંત્રિક કામ બગડયું હોવાનો સંભવ હતો. થયું. સર્વનાશ જડબું કાઢી ઊભો રહ્યો! એક ચોકીદાર હાંફળો-ફાંફળો આવી બોલી ઊઠ્યો: 'કીડીઓ પાર થઈ જાય છે!'

વાત એમ બની કે ચક્કર ફેરવનાર મજૂરે પાણીનો નિકાસ કરવામાં કંઈક વાર લગાડી કે લાગલું જ કીડીઓનું એક મોટું દળ આરપાર સામે કિનારે ધસી ગયું; ત્યાં રહેલા મજૂરોને ચટકા લાગવાથી બૂમાબૂમ થઈ રહી. ચક્કર પાસેના મજૂર પાણી છોડે એ પહેલાં તો સેંકડો કીડીઓએ આવી તેને ઘેરી લીધો. ચક્કર છોડી એ ડુબ ઘઈ નાઠો. આ વાતથી સાંભળી લાઇનિન્જેને વસાહતને બચાવવાની આશા છોડી. વિશાળ કુળદ્રુપ ખેતરને નાશના મોંમાં જતું જોયા છતાં તે કર્તવ્યમૂઢ ન થયો. હવામાં રિવોલ્વરના બાર બાર-ની નિશાની આપીને. બાંધની છેવટ 'ખાઈ' વટાવીને બચાવની બીજી હરોળમાં જવા તેણે સૌને સૂચના કરી અને પોતે ક્ષેત્રગૃહ તરફ દોડતો ગયો. કીડીઓના આક્રમણથી આ જગ્યા બેએક માઈલ દૂર હોવાથી બચાવની બીજી હરોળ તૈયાર કરવા પૂરતો સમય હતો. પેટ્રોલની ત્રણ મોટી ટાંકીઓમાંની એક અત્યાર સુધીમાં અરધી ખપી હતી. બાકીની અરધી જમીનમાં નાખેલા નળ વાટે છાબંધ ખાઈમાં વહેવડાવી દેવામાં આવી. આ ખાઈ ટેકરી ઉપરનાં ક્ષેત્રગૃહોને ઘેરીને આવી રહેલી હતી. મજૂરો સૌ દોડતા લાઇનિન્જનની પાસે આવ્યા. તેમના ચહેરા નિરાશાથી પડેલા હતા. તેમને ઉદ્દેશી વસાહતી બોલ્યો: 'ભાઈઓ, હજી હું નિરાશ નથી થયો. હજી યે આપણે આ ભૂખાળવી બલાઓને જેર કરી શકીશું. જેને શ્રદ્ધા ન હોય તે પોતાનો પગાર લઈ નદી પાર કરી જાય. હજી વખત છે.' એક પણ આદમી ચલિત થયો નહિ. લાઇનિન્જન ખૂબ ખુશ થઈ બોલ્યો: 'શાબાશ બચ્ચાઓ! આનું નામ બહાદુરી. સવાર થતાં સંકટ દૂર થશે. પછી હું તમારો બદલો. અત્યારે તો પેટ ભરીને ખાઈ લ્યો.' સવારથી કોઈએ જરા યે ખાધું નહોતું. સૌ ધરાઈને જમ્યા.

ખાઈ ઉપરથી પૂલો ઉતારી લેવામાં આવ્યા. થોડી છૂટીછવાઈ કીડીઓ આવી, પણ પેટ્રોલની ગંધથી ત્રાસી, પાછી ચાલી ગઈ. કીડીઓને આગળ જવાની જરૂર પણ શી હતી! બંને 'ખાઈ' વચ્ચે માઈલો ને માઈલોના ઘેરાવામાં આવેલાં પાકથી લચી પડતાં ખેતર ઉપર અસંખ્ય કીડીઓનું ભૂખ્યું કટક તૂટી પડયું હતું. ઝાડ ઝાડ ને છોડવે-છોડવો કીડીઓથી છવાઈ ગયા હતો. વર્ષોની મહેનતનો પરિપાક સપાટાબંધ ખલાસ થયે જતો હતો. સાંજ પડવા આવી. પણ પેટ્રોલવાળી ખાઈ પાસે કીડીઓ ફરકી નહિ. છતાં ખાઈને કિનારે ઇલેક્ટ્રિક દીવો સાથે ચોકીદારો ગોઠવવામાં આવ્યા. ઘટતો બંદોબસ્ત કરી લાઇનિન્જને ઘરમાં જઈ થએલા નુકસાનનો અડસટ્ટો કાઢયો. પણ પાસેની મૂડી કરતાં નુકસાન સાવ ઓછું નીકળ્યું. પછી જુદી જ જાતની વ્યવસ્થાથી ફરી પાછું ક્ષેત્ર વિકસાવવાની યોજના વિચારીને તે નચિંત થઈ આખાં ગાન ઊંઘ્યો.

સવારનો તડકો પડતાં જ તે ઊઠયો અને મકાનને છાપરે ચઢ્યો. આજુબાજુ નજર કરી તો શું જણાયું! દૃષ્ટિ પહોંચે ત્યાં લગી માઈલોના ઘેરાવાનો પ્રદેશ ખડખડતી કીડીઓથી કાળો પડી ગયો હતો. દૃષ્ટિ કાન્તેએ વર્ણવેલું જાણે સાક્ષાત નરક! ચાર તરફની બાજુ બાકળા હતી. પણ ત્યાં કીડીઓથી અવારજવાર એમ નહોતું. પણ રેલનું પાણી આગળ કિનારાના પાણીમાં ઊભા કરેલા સળંગ હારબંધ પથરો કીડીઓથી છવાઈ ગયા હતા. આનો એટલો જ અર્થ કે આખું ખેતર ખાઈને પણ ન ધરાતાં અંદરના ઢોરો અને બાકીના માણસોને પણ કીડીઓ હજી સાફ કરી નાખવા ઇચ્છતી હતી!

હવે પેટ્રોલની ખાઈ પાર કરવા કીડીઓ મથી. પેટ્રોલ એમને માટે જીવલેણ હતું. કીડીઓ ઝટ સમજી ગઈ. પાછી હટી અને જુદો જ નુસખો અજમાવવા તૈયાર થઈ. લીલવણ માત્ર સાફ કર્યું હતું એટલે સૂકાં પાંદડાંડાંખળાં વગેરે લાવી તેણે ખાઈમાં તરતાં મૂક્યાં.

એક પાંદડેથી બીજે ડાંખળે, અને ત્યાંથી બીજે પાંદડે એમ 'સ્ટૉર્મ ટ્રુપ્સ' પૈકીની કેટલીક કીડીઓ આગળ વધી. બીજીઓએ દૂરની પાણીની ખાઇમાંથી આંગ-લીનાં પાંદડાં લાવીને નાખવા માંડ્યાં! એથી કેટલીક વધારે પેટ્રોલમાં ઊતરી શકી. કેટલીએક કિનારે આવી મજૂરો આનંદની કિકિયારીઓ પાડી ઊઠ્યા. થોડી-વારે જ્વાળાઓ શમતાં જણાયું કે કિનારાના વિસ્તા-રમાં પણ ઘણી કીડીઓ ઝાળથી બળી મરી હતી. કટક દૂર હટ્યું હતું, પણ પાછું ધમી આવ્યું. પાછું પેટ્રોલ નંખાયું. આ ફેરે રાખની આડી તર ખાઈમાં



# સર્જક આંગળાં . . જણે જણ કળાકાર

વર્ષોનાં વર્ષોથી કળા વિષે એક એવી ખોટી માન્યતા દૃઢ થઇ ગઇ છે કે કળાકારો તો જન્મે જ છે, બનાવ્યા બનતા નથી. પણ બધા ભૂલી જાય છે કે પ્રત્યેક બાળક બીજ રૂપે કળાકાર જ હોય છે; માત્ર આપણું ખોટું કળાશિક્ષણ તેનો ખુરદો કરી નાખે છે. જનતાનો પ્રત્યેક જણ સાચા અર્થમાં કળાકાર ન કેમ બની શકે તેને માટે કોઈ જ સબળ કારણ નથી. ગમે તે ધંધાનો માનવી જો સાચી કળા પામે તો સારો વેપારી, સારો ડાક્ટર કે વકીલ થાય જ. પોતાની પરિસ્થિતિ અને સૃષ્ટિમાંથી કળાભ્યાસ વડે કરેલો સૌંદર્યનો પરિચય તેની સૂક્ષ્મેન્દ્રિયોને વિકાસ આપે છે, અને તે પોતાના ધંધામાં વધુ દીપી વધુ સંસ્કારી જીવનની કળા સાધી શકે છે તથા સારો નગરજન બની શકે છે.

ભાગ્યે જ કોઇ બાળક એવું જન્મ્યું હશે કે જેના પર તેની આસપાસની મનોરમ સૃષ્ટિની અસર થતી ન હોય; જેણે આકાશના તારાઓનું કે હસતાં ફૂલોનું આકર્ષણ અનુભવ્યું ન હોય. પરંતુ એ આનંદ લૂટ-વાની વૃત્તિમાં મોટાઓનું ઉત્તેજન કે સહાય કેટલાકને ન મળ્યાં; અને તે બધા એ રીતે આનંદનાસામ્રાજ્યથી વંચિત રહી ગયા. રંગોની માદકતા, સંધ્યાનાં દિવ્ય આકાશો, પ્રભાતનાં પંખીગાન અને રસ્તા પરની વાડો-નાં ફૂલોથી મળતું ખરેખરું વૈભવી જીવન માત્ર આપણી અવળી માન્યતાઓએ ઝૂંટવી લીધું છે.



જેમજેમ આપણે મોટા થતા જઇએ છીએ તેમતેમ આપણા જીવનમાર્ગમાં કુદરત જે સાદા ચમત્કાર ભરી રહી છે તેનો તનમનાટ ભોગ-વવાની કળા ગુમાવીએ છીએ, અને આપણા રોજના વ્યવહારમાં મેઘધનુષના રંગો પૂરીને મનોરંજકતા મેળ-વવાને બદલે બેનરૂ અને ચિંતાભર્યાં કંગાલ દશ્યો ઊભાં કરીએ છીએ, કારણકે આપણી બાળકેળવણીમાં જ આ કુદરતી માદી કળાવૃત્તિનો વિલય થઈ જાય છે.

'દરેક જણ કંઈ કલાકાર થઈ શકતો નથી; માટે કળાશિક્ષણમાં બે ભેદ પાડવા જ જોઈએ' એવું કથન વારંવાર રજૂ કરવામાં આવે છે. આ કોઇ ન સમજાય એવું બેહૂદું આશ્ચર્ય છે. એક પક્ષ ક્રિયાત્મક અભ્યાસનો છે. બીજો અનુભવાત્મક અભ્યાસનો છે.

કે માણસોમાં ત્રાસ ફેલાયો. જરાકે હડબડ્યા વગર લાઈનિન્જને બૂમ મારી: 'ખાઈથી દૂર રહો!' સૌ ખસ્યા પછી તેણે એક દીવાસળી ચેતાવી પેટ્રોલમાં નાખી. નાખતાંની સાથે જ ભડભડ કરતી જ્વાળાઓ નીકળી. ખાઈમાંની હજારો લાખો કીડીઓ ફૂંકાઈ ગઈ. બાઝેલી હોવાથી મુશ્કેલીથી બળ્યો. પાછી દીવા-સળી ચંપાઈ: પાછી અગ્નિઝાળ હજારો કીડીઓ ભરખી ગઈ. વળી એ જ રીતે પાછો થયો ત્રીજો સંહાર. આમ હોમાવાથી કીડીઓનો શો અર્થ સરવાનો હતો! આખરે, પેટ્રોલનો જથ્થો અખૂટ હોય તો તો કેમ જ

અર્થ નહોતો સરવાનો. પણ તેટલું પેટ્રોલ હતું જ ક્યાં? લાઇનિન્જનને હવે પહેલી જ વાર લાગ્યું કે કીડીઓ જરૂર ખાઈ પાર કરી જશે! અને તેમ થાય તો તો સૌનું આવી બન્યું. પ્રભુ! પ્રભુ! જીવતા ભરખાઈ જવાનો ખ્યાલ કેવો ભયંકર હતો!

નિન્જને જૂનું આગ બુઝાવવાનું એન્જિન કાઢી તેની સૂંઢ ટાંકીને જોડી પંપ ચાલુ કર્યો. પેટ્રોલના મારાથી કીડીઓ પાછી હઠી ખાઇમાં ગઈ. ખાઈ ફરી એકવાર ભરાઈ. બચાવ થયો, પણ થોડી પળ પૂરતો જ. પછી કરુણ મોત આવવાનું જ હતું. કેટલાક મજૂરો

---



પ્રથમ પક્ષ કહે છે કે થોડાક સાચા કળાકારોને નિભાવે, તેમને આશ્રય આપે. એવી ખરીદી કરનારો બુદ્ધિશાળી વર્ગ તૈયાર કરો. આ દલીલનો પાયો શો છે? તેમાંથી તો માત્ર સ્વાર્થી, સ્પર્ધાયુક્ત, વિચારવિનાની સ્થિતિ ઊભી થશે, આપલેનો વ્યાપાર થશે,—જેનાથી દેશ ભરપૂર છે; પણ કંઈ આત્મીય ભાન જાગ્રત કરે એવો એ પ્રકાર નહિ બને. પરંતુ આ સિદ્ધાંત આપણા જીવનમાં એટલો જડાઈ ગયો છે કે તેથી નરનારીઓ કુદરતનાં સાદાં સરળ મનોરંજનોથી બાકાત રહે છે, જીવનભર તેનો તલસાટ કરતાં આયુ વિતાવે છે અને માત્ર સુવર્ણ અને કીર્તિનાં કાયમી વલખાં માર્યા કરે છે.



ખરી વાત તો એ જ છે કે પ્રત્યેક બાળકને ક્રિયા અને અનુભવવાળી કળાથી શિક્ષણ મળવું જોઇએ. માત્ર દેખાવનું નહિ, પણ જીવનવિકાસના આમંત્રણમાં અગત્યનું અંગ બની રહે. આવતી કાલના નાગરિકના નિત્યવ્યવહારમાં તે પ્રધાન બની રહે એવી રીતે તે ગણવું જોઇએ. જેમને જેમને આ વિચાર આવે છે તેઓ તેનાં સકળ પરિણામો દૃષ્ટિગોચર કરી શકશે જ.

ચોપડીઓમાંથી, અગર રમકડાં કે મૂર્તિઓને સ્પર્શીને, કે દીપકચિત્રો દ્વારા, અગર તો ચોપડીના ઠંડા અક્ષરોથી જે કળાજ્ઞાન અપાય છે તેની આ વાત નથી. પણ દરેક વયના હિસાબે, રોજના ક્રમમાં જ, પરંતુ ખરેખર કંઈક કળાત્મક ક્રિયા કરીને પ્રત્યેક જણ કળાના અંજનથી પ્રત્યક્ષ થતાં સમગ્ર કુદરતનાં સૌંદર્ય અને સમૃદ્ધિ ભોગવતો થાય અને પ્રત્યેક દિવસને સુવર્ણ દિન બનાવી શકે, તેની હું વાત કરું છું.

ક્રિયા વડે સર્જન કરવા મથતા હાથમાં કંઈ પણ વસ્તુ આવે,—તાર બાંધેલું પાટિયું, માટીનો ભૂકો, પથ્થર, ટાંક, કાગળ, માટી કે મીણનો લોંદો, લાકડું કે લોહ,—કોઈ પણ ચીજ તે ઉપાડે, અને પછી તેમાંથી સંગીત, રંગ, રૂપ કે કવિતા પ્રકટાવીને માનવજાતિ સન્મુખ સૌંદર્ય અને સેવાનું સર્જન કરી બતાવે તો તે ખરો કળાકાર છે; તે જ સર્જનહાર સાથે તન્મયતા ભોગવે છે.



આ સાદા કળાપ્રવચનનો ઉપદેશ એ જ છે કે સર્જક હાથવાળું પ્રત્યેક જણ કળાકાર છે.

ર. મ. રાવળ

('સ્કૂલ આર્ટ્સ મૅગૅઝીન'માંના Creative Hands નામના પેડ્રો. જે. લીમૉસના લેખ ઉપરથી)

---

કીડીઓ ત્રીજી વાર ધસી આવી. આ વખત ખાઇમાં પેટ્રોલ વહી ન શક્યું. એટલે લાઇનિન્જનને ઠંડી ધ્રુજારી છૂટી. પેટ્રોલની છેલ્લી ટાંકીના વહેતા નાળાની આડે કંઈક ભરાયું હોય એમ લાગ્યું. કીડીઓ અટકવા વગર આવ્યે જ ગઈ. પછી એક ઉપાય સૂઝ્યો. લાઇ-

પ્રાર્થના માટે ઘૂંટણે પડ્યા. કેટલાક બાવરા બની ચીસો નાખતા કીડીઓ તરફ પિસ્તોલ ફોડવા માંડ્યા. આખરે બે મજૂરોએ મગજનું સમતોલપણું ખોયું. કપડાં કાઢી ગાંડાની માફક કલાંઠો ભરી ઉત્તર દિશા તરફ તેઓ બંને નાઠા. પણ નદીના તરાપા સુધી

પહોંચે તે પહેલાં તો તેમનું આખું શરીર કીડીઓથી ખવાઈ ગયું. દારુણ વ્યથામાં તેઓએ નદીમાં પડતું મૂક્યું. ઓલામાંથી ચૂલામાં ગયા. નદીમાં મગરો અને તલવારો જેવા દાંતવાળા પીરાયાં જાતનાં જળચર તેઓ ઉપર તૂટી પડ્યા. નદીમાંથી તેમની છાતી-ફાટ ચીસો સંભળાયા છતાં, બીજા ચાકરોએ એ મોતને વહાલું ગણી નદીમાં જ પડતું મૂકવા ફાંફાં માર્યાં.

લાઈનિન્જને પોતાની બુદ્ધિને સતેજ કરવા મગજને એટલા કોરડા ફટકાર્યા કે તે બાપડું ભમી ગયું. આખરે એના મનના ઊંડાણના આધાનમાંથી એક પ્રેરણા ઊપજી આવી. હા! એક જ આશા હતી. એક જ ઉપાય હતો. નદીનો પશ્ચિમ બંધ ખોલી નાખી, પ્રલયપૂર રેલાવી, કીડીઓથી ભરેલી આખી વસાહત ડુબાવી દેવી. ઘર વગેરે ટેકરી ઉપર હોઈ કોરાં રહેવાનાં. કેવો સરસ ઉપાય! પણ બંધ પાસે જાય કોણ? બિલાડીને ગળે ઘંટ કોણ બાંધે? બંધ બે માઈલ દૂર હતો. તેના પાંચમા ભાગનું અંતર કાપ્યું એટલામાં તો પેલા નાઠેલા મજૂર કીડીઓથી ખવાઈ ગયા હતા. કોઈ મજૂરની તો બંધ પાસે જવાની તાકાત નહોતી. આખરે લાઈનિન્જને પોતે જ જવાનો નિશ્ચય કર્યો. એકેએક મરવા કરતાં, બચાવ માટે પ્રયત્ન કરતાં મરવું શું ખોટું? કદાચ પ્રયત્ન સફળ પણ થાય. કદાચ કીડીઓના સમૂહબળના સૂચનથી હોય તેથી જ તે કરેલાં વિશેષ ભય મનમાં વ્યાપી જતો હશે. સાપ પોતાના શિકારને ભયથી થિજવે તેમજ કદાચ આ કીડીઓનો ભય આપણા મનને શિથિલ કરતો નહિ હોય! કીડીઓને સર્વશક્તિમાન માની લેવાની શી જરૂર છે?

છેવટ સુધી સતત કાર્યમાં મચ્યા રહેવાની આસક્તિવાળા લાઈનિન્જનના મગજમાં ઊપજેલા વિચાર ત્વરાથી સ્ફૂર્યા. તેણે ઝડપથી નિશ્ચય કરી નાખ્યો. મજૂરોને તેણે કહ્યું: "ભાઈઓ, સાંભળો. આ બલાના નાશનો માત્ર એક ઉપાય રહ્યો છે. નદીનો બંધ ખોલવો અને બધું જળમય કરી દેવું. પણ તમને તો હું નહિ જ જવા દઉં. જવા દઉં તો મારામાં અને આ કાળમુખી કીડીઓમાં ફેર પણ શો! આ બચાવયુદ્ધ મેં જ ઊભું કર્યું હતું, અને હું જ છેવટનું લડી લઈશ. હું અહીંથી ખાસ પોકાર કરું કે તરત જ પેટ્રોલ સળગાવજો. એટલે બચાવનો સમય લંબાય. હું પાછો આવું ત્યાં સુધી શાન્તિથી મારી વાટ જોજો. હું એકદમ પાછો આવીશ જ. માત્ર જરા મરણ ઓછાં થશે એટલું જ!" તે જરાક હસ્યો. પણ મોં ઉપર જબ્બર નિશ્ચય અંકિત હતો. તેણે ઘૂંટણ સુધી આવતા ચામડાના બૂટ પહેર્યા. હાથે મોજાં પહેર્યાં. કાંડાં અને બૂટ-પાટલૂન વચ્ચેના શરીરના ભાગ ઉપર પેટ્રોલથી તરબતર કરેલાં ચીંથરાં વીંટયાં, આંખે મજબૂત ગૉગલ્સ પહેરી લીધાં. છેવટે રૂનાં પૂમડાં નાક, કાનમાં ખોસ્યાં. પછી પહેરેલાં બધાં લૂગડાં પેટ્રોલમાં તરબોળ કરાવ્યાં. તે ઊપડવાની તૈયારીમાં હતો ત્યાં એક મજૂરે આવી બૂટ અને ચહેરા ઉપર એક જાતની [illegible]માંથી તૈયાર કરેલ અદ્ભુત લેપ ચોપડી દીધો. તેની ગંધ કીડીઓ સહી શકતી નથી એમ કહેવાતું. પેલા મજૂરને પાયો હતો તેવો વનસ્પતિનો રસ પણ થોડો પાયો, જેથી ડંખના વિષની અસર ન થાય. આટલું થયા પછી તે વછૂટયો ને ખાઈની મધ્યમાં ધસ્યો. અને કાળની ફલાંગો ભરતો કીડીઓ ઉપર થઈ દોડવા માંડ્યો.

કિનારા ઉપરના મજૂરોનું ચિત્ત ત્યાં નહોતું. તેમણે તો પાછું ચોથીવાર પેટ્રોલ સળગાવ્યું. મોટો ભડકો ઊઠ્યો. કોના વિજયોત્સવ માટે આ હુતાશની થઈ? આ સર્વનાશક કટકદળ માટે કે ફસાએલાં ગરીબ માનવી માટે? જોઈએ હવે.

લાઈનિન્જન દોડ્યે જ ગયો. લાંબી ફલાંગો ભરતો તીરવેગે ધસ્યે જતો હતો. તેને એક જ લગની હતી. ગમે એમ કરી બંધ પાસે પહોંચવું જ. તેના વીજળી જેવા વેગ છતાં યે કેટલીક કીડીઓ, તેના શરીર ઉપર ચડ્યા વગર રહી નહિ. લેપ લગાડ્યો હોવાથી વધારે કીડીઓ ન ચડી શકી. અર્ધે રસ્તે પહોંચ્યો એટલે કપડાં તળે શરીર ઉપર થોડી ફરતી જણાઈ. થોડી ચહેરા ઉપર ફરી વળી. ઉતાવળમાં તે તેમના ઉપર થપાટો મારતો ગયો. ચટકાં લાગ્યાનું તો ભાન પણ ન રહ્યું. બંધ પાસે આવ્યે જતો હતો. અંતર ઓછું ને ઓછું થયે જતું હતું, પાંચસો વાર, બસો વાર, સો વાર રહ્યું. બંધ આવી પહોંચ્યો. આખરે કીડીઓથી છવાએલું ચક્કર લાઈનિન્જનને આવ્યું. જાળનાં જેમ વિખરેલી કીડીઓ તેના હાથ, મોં ને ખભા ઉપર ફરી વળી. તેણે ચક્કર ફેરવવા માંડ્યું. એક આંટો ફરતાં તો તેનો આખો ચહેરો કીડીઓથી ઉભરાઈ ગયો. પાગલની માફક ચક્કર તેણે ફેરવ્યે રાખ્યું. હોઠ સખત બીડી દીધા. મોંમાં કીડીઓ પેસે તો! બંધ નીચે

ખેંસતો ગયો અને નદીની સપાટી ઊંચી આવતી ગઈ. પાણી ધામેધામે રેલાવા લાગ્યું. વસાહત જળબંબાકાર થવા લાગી. ચક્કર હાથમાંથી મૂકી દેતાં જ લાર્ઈનિન્જનને જણાયું કે તેના પગથી માથા સુધી અનેક કીડીઓ ફરી વળી છે. પેટ્રોલવાળાં કપડાં છતાં કીડીઓ શરીર સુધી પેસી માંસ ખોતરવા લાગી. કામ પૂરું કરવાની ધૂનનો નશો ઊતરતાં જ ચટકાની દારુણ પીડા થવા લાગી. અસહ્ય દુઃખમાં તે નદીમાં પડવા ગયો, પણ પેલા મગરો અને પિરાયાં ત્યાં તૈયાર હતાં એટલે પાછો સ્વસ્થાન તરફ દોડ્યો. લોહીલુહાણ ચહેરા ઉપરથી કીડીઓ ઝાટકતો અને કપડાંમાં પેઠેલીને મસળી નાખતો તે આગળ ને આગળ નાઠે જ ગયો. એક કીડીએ ગૉગલ નીચે ચટકો માર્યો. તેને ઉખેડી તેણે ફેંકી દીધી, પણ એ ચટકાથી આંખ સૂઝી ગઈ. આંખ સામે જાણે જ્વાળાઓ નાચતી જણાઈ. પછી તો તેણે આંખ બંધ કરી દોડવા માંડ્યું. વચ્ચે ઠોકર ખાધી અને પડી જવાયું તો? પેલા રસનો પણ ઝાઝો ગુણ ન જણાયો. ઝેરની પીડા વધવા માંડી. કાને તમરાં બોલવા લાગ્યાં. હૈયું બંધાવા લાગ્યું. ફેફસાં ઉપર વજ્ર મુક્કો વાગ્યો હોય એમ જણાયું. ફરી આંખે કંઈક દેખાયું. દૂરથી પેટ્રોલની ખાઈમાં સળગતો વર્તુલાકાર પટ્ટો જણાયો. એનાથી અર્ધું અંતર પણ દોડવાની હવે એનામાં ક્યાં શક્તિ હતી! જીવનના બનાવો એક પછી એક તેના મનમાં ચિત્રવત્ ઝબકવા લાગ્યા. આ મૃત્યુ પહેલાંનાં ચિહ્નો છે એમ તેના અંતરમાં ઊંડેઊંડે હજી સુધી કાયમ રહેલી અસલ શાંત દૃઢ પ્રકૃતિને જણાઈ ગયું.

દોડતાં દોડતાં રસ્તામાં પથરો આવ્યો. ઓળંગવા જેટલી હામ નહોતી. લાઈનિન્જને ઠોકર ખાધી અને તે જમીન સરસો પટકાયો. પણ કોઈ મોટો ખડક શરીર પર મુકાયો હોય એમ તેનાથી કંઈ જ હલનચલન ન થઈ શક્યું. પછી એકાએક પેલા કીડીઓથી ખવાતા સાબરનું ચિત્ર તેની આંખ આગળ આવ્યું. આ મોત માટે તે તૈયાર નહોતો જ. કંઈક અમાનુષી શક્તિથી ખેંચાયો હોય એમ તે પાછો લથડતો ઊભો થયો અને આગળ ધકેલાયો.

પેટ્રોલની સળગતી ખાઈ પાસે મજૂરો ઊભા હતા ત્યાં એક પ્રેત જેવી આકૃતિ દોડતી આવી. જ્વાળાઓ કૂદી તે માંહ્યની બાજુ આવી, ધબ્બ લઈને જમીન ઉપર સપાટ પડી. મજૂરોએ પોતાનો શેઠ તરત જ ઓળખ્યો. જ્વાળાઓમાંથી કૂદતાં જ જીવનમાં પહેલી વાર લાઈનિન્જને શુદ્ધિ ખોઈ. તેની આંખો કોરેલી હતી અને ચહેરો ઉતરડાએલો લોહીભર્યો. જાણે કબરમાંથી જ ઊઠીને આવ્યો હોય નહિ! ઝટઝટ મજૂરોએ તેનાં કપડાં કાઢી નાખ્યાં અને કીડીઓ ઊતરડીને ફેંકી દીધી. એક સળંગ ઘા પડ્યો હોય એમ તેનું આખું શરીર છૂંદાઈ ગયું હતું. તેને ઊંચકીને મજૂરો ક્ષેત્રગૃહમાં લઈ ગયા.

**ખા**ઈમાંથી પેટ્રોલનું બળતું ખલાસ થયું ત્યારે કીડીઓને બદલે પાણીનો વિશાળ પટ આખી વસાહતને પરિપ્લાવિત કરતો ઊભરાતો હતો. લાઈનિન્જનની બધી જહેમત સફળ થઈ હતી. નદીનું પાણી ગર્જના કરતું ચારે બાજૂ ફરી વળતું હતું. કીડીઓ ટેકરી ઉપર માણસો પાસે પહોંચવા પ્રયત્ન કરતી હતી. જ્વાળાઓથી તે પાછી હટતી ત્યાં પાછળ, પાણીનું પ્રલયપૂર ઘૂઘવતું હતું. આમ, પાણી અને આગ વચ્ચે કીડીઓનું વિશાળ કટકદળ સપડાયું. જે નાશના દેવની જીવનપર્યંત તેમણે ઉપાસના કરી હતી તેણે જ તેઓનું બલિદાન લીધું. પ્રચંડ કીડીઓના દળને તેનાથી યે અનેકગણા પ્રચંડ પ્રલયપૂરે રમતમાત્રમાં ધસડીને નદીના વાંસજળ પાણીમાં હોમી દીધું. પાણીની છોળોએ ખાઈ સુધી ઊછળી આવી જ્વાળાઓ બુઝાવી દીધી.

લાઈનિન્જન પથારીમાં પડ્યો હતો. તેને પગથી તે માથા સુધી પાટા વીંટાળી દીધા હતા. શેક અને લેપથી મજૂરો તેનું વહેતું લોહી બંધ કરી શક્યા હતા. બધા ઘા પણ સરસ સાફ કરી નાખ્યા હતા.

દરેક વ્યક્તિના ચહેરા ઉપરથી એક જ મૂક પ્રશ્ન ઊઠતો હતો: 'શું આ પ્રબળ પુરુષાર્થીનું જીવન લંબાશે ખરું?' પાટા બાંધનાર વૃદ્ધ આદમી બોલી ઊઠ્યો. 'તે જરૂર જીવશે. જીવવાનો તેનો નિશ્ચય નબળો નથી.'

થોડી વારે વસાહતી આંખો ખોલી બોલ્યો: 'બધું ઠીક ઠીક છે ને?' જવાબ મળ્યો: 'બધું બરાબર છે, સરદાર. કીડીઓએ નરકવાસ કર્યો છે.'

ઊંઘ લાવે એવા વનસ્પતિના રસનું કમંડળ લાઈનિન્જનને મોંએ વળગાડવામાં આવ્યું. ચસક ચસક તે પી ગયો અને ધીમેથી બોલ્યો: 'મેં કહ્યું હતું ને કે હું પાછો જરૂર આવીશ. જોકે શરીર ઉપર થોડો રંધો ફરી ગયો!'

પજનિશ્ચયી એ વસાહતીનું મોં હાસ્યથી લહેરાયું, ધીમેથી તેની આંખ મિંચાઈ અને હમેશ મુજબની સ્વસ્થતાથી પાછો તે ગાઢ નિદ્રામાં પડ્યો. દેવેન્દ્ર મજમુદાર

# બીજાની નજરે જોવાની ટેવ

શ્રી અનંત કાણેકરના
નિબંધિકા



યજમાનને ઘેરથી પાછા ફરતાં સુવર્ણમધ્યવાદીએ પોતાના મનનું સમાધાન કર્યું.

એક ઘણી જ સુંદર ઢાલ હતી. એની એક બાજુ આખી સોનાની અને બીજી આખી રૂપાની બનાવેલી હતી. એ ઢાલની બે બાજુ પર ઊભા રહીને બે માણસો જોરજોરથી લડતા હતા. રૂપાવાળી બાજુ તરફનો માણસ મોટે ઘાંટે એમ કહી રહ્યો હતો કે ઢાલ રૂપાની છે. અને સોનાવાળી બાજુનો માણસ, 'તું ગધેડો છે' ઢાલ સોનાની છે'' એમ બીજાને સુણાવી રહ્યો હતો. આમ કજિયો વધ્યો અને મારામારી થાય એવો વખત આવ્યો, એટલામાં એ રસ્તે થઈને જનારા એક ચારિતની નજર આ ઝગડા તરફ ગઈ. એણે ઢાલની બંને બાજુ તપાસી જોઈ અને પેલા લડનારા બાઈઓને કહ્યું, 'જરા મારું આટલું કહ્યું માનો તો! તમારી જગ્યા બદલો અને પછી જુઓ, ઝગડો મટી જાય છે કે નહિ!' બંનેએ પોતાની જગ્યા બદલી. અને પછી શું! 'રૂપાની છે, રૂપાની છે' એવી બૂમો જે પાડતો હતો તે હવે કહે કે 'ઢાલ ખરેખર સોનાની જ છે!' એવી જ દશા સોનાની છે એવું કહેનારની પણ થઈ; અને બંનેની ખાત્રી થઈ કે લડાઈ કરવામાં કંઈ સાર ન હતો.

આ જૂની વાત સાંભરવાનું કારણ એટલું જ કે થોડાક જ દિવસ પહેલાં મારે મારા એક મિત્ર સાથે આવો જ વાદ થયો. એક વિખ્યાત નવલિકાકારનો સંગ્રહ અમે વાંચવા લીધો હતો અને અમે બે જણ તે વિષે જ બોલતા હતા.

'તદ્દન ખરાબ છે. સંગ્રહ!' મારા મિત્રે કહ્યું.

'શું ખરાબ છે? આવી સુંદર નવલિકાઓ મરાઠીમાં આજ સુધી કોઈએ લખી નથી. એમ હું માનું છું.' મેં કહ્યું.

'હદ કરી, બાઈ, તેં તો! મોટો રસિક ખરો ને!' તુચ્છતાદર્શક સ્વરમાં તે બોલ્યો. બસ. થઈ શરૂઆત! થોડીક વાર આવી શબ્દાશબ્દી ચાલી રહ્યા પછી હું બોલ્યો, 'કઈ વાર્તા ખરાબ છે એમ તું માને છે?'

તેણે કહ્યું, 'પેલી....'

એ વાર્તા મેં વાંચી ન હતી. તેમજ જે નવલિકાનું નામ મેં એને આપ્યું હતું એ એણે નહોતી વાંચી. એણે કહેલી વાત આખરે મેં વાંચી કાઢી તો મને તે ખરેખર ખરાબ લાગી. લેખકનો એ શરૂઆતનો પ્રયત્ન હોય એમ લાગતું હતું અને મેં સૂચવેલી વાર્તા વાંચ્યા પછી મારા મિત્રને લાગ્યું કે તે ખરેખર સરસ હતી.

આપણા કેટલા યે ઝગડા આવી જ જાતના હોય છે. બીજાની ભૂમિકા સમજ્યા વગર આપણે બોલી નાખીએ છીએ અને કેટલીક વાર એના પરિણામરૂપે એકબીજાના અંતઃકરણમાં નિષ્કારણ કડવાશ ઊભી થાય છે. મને લાગે છે કે બીજાની નજરે જોવાની ટેવ દરેકે કેળવવી જોઈએ.

અને ઘણી વાર તો એવી મઝા થાય છે કે વિરુદ્ધ ભૂમિકા પરથી આપણે વિચાર કરતા હોઈએ ત્યારે ઝગડો ઊભો જ થતો નથી, પણ આશ્ચર્યકારક એકમત થાય છે. એક વાર એક ડોસીમાનો અને મારો અભિપ્રાય એક જ થયો!

'આજકાલનાં છોરાં સાવ નકામાં!' ડોસીમાએ ગુસ્સામાં કહ્યું.

'હા, તો વળી....' હું બોલ્યો.

ડોસીમા આ સાંભળી મારા પર ખુશ તો થયાં જાણે; પણ જો કોઈએ અમને એવો અભિપ્રાય ધરાવવાનાં કારણો પૂછ્યાં હોત તો અજબ મોટાળો થાત! આજકાલનાં છોરાંને ડોસીમા ખરાબ કહેતાં હતાં એટલા માટે કે, ડોસીમાને જોઈતી હતી તેટલી પકાત આજ-

કાશની સ્ત્રીઓ નથી! અને મારે જોઈની હતી એટલી તેઓ સુધરેલી નથી તેથી હું એમને ખરાબ કહીને વગોવતો હતો.' કોઈકોઈવાર ઉત્તર અને દક્ષિણ ધ્રુવનો ભેટો થાય છે તે આમ!

ઉપરના વિવેચન પરથી રખે કોઈ એમ માની લે કે હું સુવર્ણમધ્યવાદી સંશયાત્મા છું. એવું કોઈ માને તો મારે તરત જ એનો ઇનકાર કરવો પડશે. હું તો એટલું જ કહું છું કે હમેશાં આગાપાછાની ભૂમિકા સમજવા આપણે પ્રયાસ કરવા જોઈએ. એનો અર્થ એમ નહિ કે થોડું થોડું સત્ય બંને બાજુ પર હોય છે અને તેથી આપણે હરહમેશ વચલો રસ્તો બતાવ્યા કરવો! વાઘ અને બકરીની લડાઈમાં બકરીની 'મને બચાવો!'ની બૂમ સંભળાતી હોય ત્યારે પણ આપણા એ સુવર્ણમધ્યવાદી તો કહેશે કે 'ઊભા રહો! બકરીની દલીલ આપણે સાંભળી; હવે વાઘની દલીલો શાંતિથી સાંભળી લઈએ અને કેમ વર્તવું તે પછી નક્કી કરીએ!'

આવા જ એક સુવર્ણમધ્યવાદી યાચકનો સુંદર યુક્તિવાદ મને સાંભરે છે, તે કહ્યા વગર રહેવાતું નથી.

એ ભાઈ પોતાના યજમાનને ત્યાં કંઈક માગવા ગયા હતા ત્યાંથી એમને હાથ હલાવતાં પાછા ફરવું પડ્યું ત્યારે એમણે પોતાનું સમાધાન નીચે પ્રમાણે કર્યું: 'કંઈક મળશે એવી આશા હતી તે સફળ ન થઈ તેનું દુઃખ થયું. પણ મનમાં એવી બીક ખરી કે યજમાન લાત મારીને કાઢી મૂકશે; એવું બન્યું નહિ તેનો આનંદ પણ ખરો!'

મને લાગે છે કે સુવર્ણમધ્યવાદીનો આ પરમોત્કૃષ્ટ બિંદુ હોવો જોઈએ!

(શ્રી અનંત કાણેકરના મરાઠી ઉપરથી અનુવાદ) **વસંત જોષી**

## જીવી જાણનારા] ૯ [જે માનવજીવનનું સાચું મૂલ્ય શીખવી ગયા

# ચિરંજીવી ચીનો ગોહોંગ

ફૉર્મોસાના બેટ ઉપર ગોહોંગનું પૂતળું છે. એની નીચે ચીનાઓએ નાચલો લેખ કોતરેલો છે: **'હજાર વર્ષ વીત્યે યે તમે તો જીવતા હશો'।**

આશરે પોણા બસો વર્ષ પૂર્વે ફૉર્મોસાના ડુંગરામાં માનવશિકારી જંગલી લોકો રહેતા હતા. તે સપાટ પ્રદેશવાસી ચીના ઉપર વારંવાર ચડી આવતા.

આ ચીનાઓમાં એક ગોહોંગ કરીને હતો. તે બહુ લોકપ્રિય હતો, એટલે એને બીજા ચીનાઓએ વીનવ્યા કે તમે અમારા પ્રતિનિધિ થઈને પર્વત ઉપર જાઓ, અને શાન્તિની સ્થાપના કરો.

શાન્તિદૂત થઈને બીજા યે ગયેલ હતા, પણ એમાંથી કોઈ જીવતો પાછો નહોતો વળ્યો. છતાં ગોહોંગ ગિરિયાત્રા કરવા સજ્જ થયા.

વ્યક્તિત્વ એક અદ્ભુત વસ્તુ છે. માણસને ઠીક બેઠો મારનાર અને એનું માથું સંઘરનારા જંગલી લોકો ગોહોંગના બોલેલો એક અક્ષર પણ સમજતા નહોતા, તો પણ તેમણે એનો વાળે ય વાંકો ન કર્યો, એટલું જ નહિ પણ ઊલટી એના ઉપર તેમને મમતા થઈ.

ગોહોંગ તો એ લોકોની ભાષા શીખ્યો, અને તે ભાષામાં એને વાત કરતાં આવડ્યું કે તરત માણસને આમ મારવામાં પાપ છે એવો બોધ એ કરવા મંડ્યો.

ગોહોંગની વાત જંગલી લોકોને તરત તો ગળે ઊતરી, અને ચીના ઉપર ચડાઈ કરવાનું તેમણે બંધ કર્યું. પણ પોતાના દેવને વાર્ષિક ભોગ ધરવાનો અવસર આવ્યો ત્યારે તેમણે ગોહોંગનો અનાદર કર્યો. આડે દીએ તો જાણે ઠીક, પણ બાર માસનું પરબ આવે ત્યારે તો દેવને માનવમસ્તક ચડાવ્યા વિના કેમ ચાલે?

ગોહોંગે એને ઘણુંઘણું સમજાવ્યા, પણ એ એકના બે ન થયા. છેવટે ગોહોંગ કહે, 'બહુ સારું. કાલ પ્રભાતના પહોરમાં ભૂખરા ડગલા તથા રાતી ટોપીવાળો એક પુરુષ મારા ઘર આગળ થઈને નીકળશે, એનું માથું તમે દેવ આગળ વધારજો.'

માનવશિકારી ગોહોંગના ઘર આગળ સંતાઈ રહ્યા, તે ભૂખરા ડગલા તથા રાતી ટોપીવાળો માણસ નિકળ્યો એને મારી નાંખ્યો. પણ પછી એ લોકોએ જાણ્યું, કે આ તો આપણે આપણા મિત્ર ગોહોંગની જ હત્યા કરી.

આ પાપનું પ્રાયશ્ચિત્ત કેમ કરીને કરવું? અડતાળીશ ગામના માનવશિકારી ભેળા થયા, અને સંજ્ઞા દાખલ મોટી શિલા દાટીને પ્રતિજ્ઞા કરી કે હવે આપણે ફરીને કદાપિ માણસનો ભોગ ધરવો નહિ.

(ભાના અંગ્રેજી ઉપરથી) દે. વા.



# સંસારનાં શહેરો

## ૧૯-નેપલ્સ

જીવતા જ્વાળામુખી ધરાવતા યુરોપના એકના એક દેશ ઈટલીમાં ૪૦૦૮ ફૂટ ઊંચા વિસુવિયસને પડખે આવેલું આ શહેર, જીનોઆ પછી એ દેશનું બીજા નંબરનું બંદર અને એના નામના નેપલ્સ પ્રાન્તનું મુખ્ય શહેર છે.

૩૫ માઈલના ઘેરાવામાં એક ઉપસાગરને કાંઠે દાતરડા આકારે નેપલ્સ પડેલું છે. એ દાતરડાને દક્ષિણ છેડે સૉરેન્ટો નજીક ઉજ્જ્વલ આકાશ નીચે ઘેરો વિસુવિયસ જેમનો તેમ ગગડણ ઊભેલો છે,—કેમ જાણે એની અગન-ઝળથી નાશ પામી ગએલાં પૉમ્પાઈ અને હર્ક્યુલેનિયમ પર હજુ યે શાસન ન ચલાવતો હોય! શહેરના મધ્ય ભાગમાં આવેલા 'વોમેરો'માંના કોઈક ડાકેના છાપરા પરથી જોતા જ એ પ્રેક્ષણીય પશ્ચાદ્ભૂમિ તરત નજરે ભરી દે છે. એ શાંત હોય ત્યારે એના અગ્નિમુખમાં પણ તમે ડોકિયું કરી શકો.

નેપલ્સનો પોતાનો ઇતિહાસ ઘણો પુરાણો છે. ભૂમધ્ય કિનારનાં બીજાં નગરો જેમ એ પણ ગ્રીકોએ જ વસાવેલું અને એ વેળા એને પાર્થેનોપ અથવા પેલીઓપોલિસ નામ આપેલું. ત્યાર બાદ એને પડખે જ આથેન્સવાસીઓની સહાયથી ગ્રીકોએ નવું શહેર વસાવ્યું. જેને એમણે 'નીઓપોલિસ' નામ આપ્યું, અને એ જ આજનું નેપલ્સ. ઈ. પૂ. ૩૨૮માં તે રોમનોના હાથમાં ગયું અને રોમના પતન પછી ગૉથિક યુદ્ધોમાં એને ઘણું ખમવું પડ્યું. ત્યાર બાદ જુદી જુદી સત્તાઓના વારાફેરા પછી આઠમા સદીમાં એણે સ્વતંત્ર થઈ પોતાને પ્રજાસત્તાક જાહેર કર્યું. પરંતુ એ પછી પણ ને નૉર્મન વિજયોનું ભાગ બનેલું. ઈટલી સંયુક્ત થયા પહેલાં દખ્ખણ ઈટલી અને સિસિલી મળી 'દ. સિસિલીઝ'ના નામથી ઓળખાતા રાજ્યનું નેપલ્સ પાટનગર હતું. હાલ એનું ઇટાલિયન નામ 'નેપોલી' છે.

આ નેપલ્સના જ એક નાટકશાળાના રંગમંચ પર રોમના જાલિમ છતાં વિદ્વાન શહેનશાહ નીરોએ પહેલો દેખાવ આપેલો. રોમન વક્તા સિસેરોની સર્જશક્તિ પણ નેપલ્સની ઋણી હતી અને રોમન મહાકવિ વર્જિલે પોતાનું 'જ્યૉર્જિક્સ' અહીં જ લખેલું, એટલું જ નહિ પણ અહીંની ભૂમિમાં જ દટાવાની ખ્વાહિશ તેણે જાહેર કરી હતી.

૧૫૫ માઈલ પર આવેલા ઈટલીના પાટનગર રોમ સાથે નેપલ્સ સીધી રીતે રેલવેથી જોડાએલું છે. ૨૭૩ દેવળો અને ૫૩ ચૅપલો તે ધરાવે છે. એનો સેન્ટ એલ્મોનો દુર્ગ રોબર્ટ ધ વાઈઝે ઈ. ૧૩૨૯માં બંધાવેલો; જે હાલ લશ્કરી કેદખાના તરીકે વપરાય છે. એના શાહી મહેલોમાંથી એકમાં રાષ્ટ્રીય પુસ્તકશાળા રાખવામાં આવેલી છે અને બીજામાં કલાનું સંગ્રહસ્થાન. પહેલાં 'Museo Borbonico' તરીકે ઓળખાતા અને હવે 'રાષ્ટ્રીય સંગ્રહસ્થાન' બનેલા એના સંગ્રહસ્થાનમાં વિસુવિયસે નાશ કરેલા પૉમ્પાઈ નગરના તથા બીજા અનેક અવશેષો સંઘરવામાં આવ્યા છે. ઈ. ૧૨૨૪માં ફ્રેડરિક બીજાએ સ્થાપેલી એની યુનિવર્સિટી ઈટલીમાં પ્રથમ કક્ષાની મનાય છે અને એના હાથ નીચે વિદ્યાકલાની અનેક સંસ્થાઓ આવેલી છે.

તરંગો પર તેજકિરણો નચાવતાં ભૂમધ્યનાં અતિભૂરાં પાણીને આવકારતું નેપલ્સ રેલવેના સામાન, સુતર, ઊન, શણ ને રેશમના ઉદ્યોગનું પ્રમુખ મથક હોઈ, ઈટલીનું સૌથી આબાદ શહેર છે. એને પડખે બે નાના ટાપુઓ પણ આવેલા છે: એક તો રેતાળ કિનારો ને વનરાજિ ધરાવતો ઇશિયા. અને બીજો, એક કાળે અંગ્રેજોના આધિપત્ય તળે રહેલો રંગદર્શી ટાપુ કેપ્રી. એ ટાપુનું રંગદર્શન એટલું તો અદ્ભુત છે કે એને માટે કહેવાય છે કે, પખવાડિયું ગાળવાની ઈચ્છાથી તમે ત્યાં જાઓ ને મહિનાના મહિના નીકળી જાય તો યે તેની તમને ખબર ન પડે!



ઉપસાગરને કાંઠે દાતરડાને આકારે ૩૫ માઈલના ઘેરાવામાં નેપલ્સ પડેલું છે.

કેટલાક માણસો મોટા ગણાય છે, કારણ એમના દોસ્તો નાના હોય છે.
દોલતથી જેટલી ગરજ સરે છે એથી વધુ ગરજ ઊભી થાય છે.
અનુભવથી શાણપણ અને કસરતથી બળ વધે છે.

દીર્ઘોદ્યોગ
કાર્યનિષ્ઠા
અને પ્રબળ
પુરુષાર્થ વડે
પ્રતિકૂળતાઓને
પરાજિત કરનાર



## બિસ્કીટોના કારખાનદાર

# ગણપતરાવ સાઠે

કોઈને કહીએ તોપણ આશ્ચર્ય લાગે કે આજે હિંદુસ્તાનભરમાં પોતાનાં બિસ્કિટોથી પ્રખ્યાત થએલા સાઠે બંધુઓના બિસ્કિટના કારખાનાની શરૂઆત કલ્પનામાં પણ ન આવે એવા નાના પ્રમાણ ઉપર થએલી હતી. ત્રણ પથરા, બે ખુમચાની તદ્દન મામૂલી સામગ્રી પર ઈ. ૧૯૨૦માં શરૂ થએલા એ કારખાનામાં આજે ૧૯૪૧માં અંદરબહાર મળી લાખો રૂપિયાની સામગ્રી રોકાએલી છે. ખુદ એના માલિકને જ્યાં પેટ ભરવાની ચિંતા હતી ત્યાં આજે સેંકડો માણસો પોષાઈ રહ્યાં છે. શરૂઆતમાં રોજ માંડ એક રતલ માલ નીકળતો હતો અને તેને ક્યાં ખપાવવો તેની પણ પંચાત ઊભી થતી હતી ત્યાં આજે રોજનો બે હજાર રતલ માલ ઉત્પન્ન કરવા છતાં ગ્રાહકોની માગણી પૂરી સંતોષી નથી શકાતી. મૂડી, પીઠબળ કે શિક્ષણ વિના સર્વત્ર પ્રતિકૂળતાનો જ અનુભવ પામેલા એ તરુણે વીસ વર્ષમાં જ જે આશ્ચર્યકારક પ્રગતિ કરી બતાવી છે તે કોઈને પણ મુગ્ધ બનાવ્યા વિના રહે તેમ નથી.

એ કારખાનાના માલિક શ્રી ગણપતરાવ સાઠેના જીવનનો અને કારખાનાનો ઇતિહાસ એકબીજાથી ભિન્ન નથી. સાધારણ કુટુંબમાં એમનો જન્મ થએલો. એમનું નાનપણનું નામ બાબુ છે. નાની વયે જ પિતાનું અવસાન થતાં પોષણની બધી જવાબદારી માતા પર આવી પડી. બીજા કોઈનો આધાર નહોતો એટલે વિદ્યાભ્યાસ અર્થે સ્વાવલંબી બન્યા સિવાય છૂટકો નહોતો.

'નૂતન મરાઠી વિદ્યાલય'માં અભ્યાસ કરતાં કરતાં એણે સ્ટેશનરી વેચવાનો અને પુસ્તકો બાંધી આપવાનો વ્યવસાય શરૂ કર્યો. પૂનાના હોમિયોપૅથિક દાક્તર પળસુલેના કારખાનામાં બાટલીઓ ભરવાનું તથા એક મફત પુસ્તકાલયમાં પુસ્તકો આપવાલેવાનું કામ કરીને પણ એ થોડા પૈસા મેળવતા. એનું પરિણામ એ આવ્યું કે આયુષ્યમાં બીજાઓને જે જીવન બહુ મોડું જોવા મળે છે તે તેમને કિશોરવયથી જ જોવા મળ્યું—નહિ, તેનો પ્રત્યક્ષ અનુભવ થયો.

આવાં બીજાંત્રીજાં કામોને લઈ બાબુ નિશાળમાં બહુ હોશિયાર વિદ્યાર્થી ન ગણાતો, છતાં દર વર્ષે પાસ થવામાં પહેલા આઠ દશ નંબરોનો ક્રમ તે ચૂકતો નહિ. અને એ કામોને લઈ પહેલેથી જ પોતાની નાજુક તબિયતને સુદૃઢ બનાવવાનો મોકો પણ તેને ન મળ્યો.

૧૯૧૮માં મૅટ્રિક પસાર કર્યા પછી ભાવિનો પ્રશ્ન તેની સામે આવી ઊભો. ગયા મહાયુદ્ધની એ અંત વેળા દેશની ડામાડોળ પરિસ્થિતિને લઈ એ વખતે કશો નવો ઉદ્યોગધંધો કરવાની શક્યતા ન હતી, એટલે એણે વૉર ઑફિસમાં નોકરી સ્વીકારી. પણ એ સાથે પોતાના સ્વતંત્ર ધંધાનું ધ્યેય પણ એણે કાયમ રાખ્યું અને નોકરીની સાથોસાથ ઘેર બિસ્કિટ બનાવવાનું શરૂ કર્યું.

પણ ઘેર બનાવેલાં એ બિસ્કિટ લે કોણ? એ કાળે ઉચ્ચ કુટુંબોમાં તો એ ખાવાં પણ નિષિદ્ધ ગણાતાં. પણ એક દુકાનદારે રોજનાં એક રતલ બિસ્કિટ વેચાતાં લેવાની તૈયારી બતાવી એટલે ગણપતરાવે પોતાનો



શ્રી ગણુપતરાવનાં માતુશ્રી સીતાબાઈ —જેમની પ્રેરણા અને પ્રોત્સાહનને જ આ આખી પ્રવૃત્તિનો યશ ઘટે છે.

પ્રયાસ વધુ વ્યવસ્થિત કરવા માંડ્યો. કર્ણોપકર્ણ એ બિસ્કિટોની પ્રશંસા ફેલાતી ગઇ. જોકે હજુ એના પાછળ ખર્ચાતી મજૂરી કરતાં વિશેષ આમદાની થતી નહોતી.

નોકરીને ચાર વર્ષ થયાં હશે ત્યાં બદલીનો પ્રશ્ન આવ્યો અને ગણુપતરાવને પેશાવર જવાની સૂચના મળી. ભાવિનો નિર્ણય કરવા માટે એ જ સોનેરી તક હતી. ગણુપતરાવે નિર્ણય કરી લીધો ને નોકરીમાંથી છૂટા થઈ ગયા. એ વખતે મુળશી પેટા સત્યાગ્રહ પણ જોરમાં ચાલુ હતો તેમાં જોડાઈ એ સાડા ત્રણ મહિના જેલમાં પણ જઈ આવ્યા.

હવે તેમણે ધંધા તરફ જ સંપૂર્ણ લક્ષ આપ્યું. સવારમાં ભઠ્ઠી પાસે બેસી માલ તૈયાર કરવાનો, બપોરે તેની વર્ગવારી, પૅકિંગ વગેરે કરવાનો ને સાંજે તે બજારમાં મૂકવાનો કાર્યક્રમ એમણે શરૂ કર્યો. એ બધી કડાકૂટ ઓછી કરવા યાંત્રિક રીતે માલ ઉત્પન્ન કરવાનો વિચાર પણ એમણે કરી જોયો. પણ સૂચિપત્રો જોતાં નાનામાં નાના યંત્રની કીમત પણ છ હજાર રૂપિયા જેટલી થતી હતી. પોતાની પાસે પાંચપચાસ રૂપિયાની પણ સગવડ નહોતી ત્યાં આટલા બધા રૂપિયા લાવવા ક્યાંથી!

પરંતુ કોઈ પણ રીતે યંત્ર મંગાવવાનો એમણે નિરધાર કર્યો હતો. એવામાં કિર્લોસ્કર બંધુઓની 'અમે સર્વ પ્રકારનાં યંત્રો મંગાવી આપીએ છીએ' એ જાહેર ખબર એમણે વાંચી. પોતાનો ઇરાદો એમણે કિર્લોસ્કરને જણાવ્યો અને એક યંત્ર એમની મદદથી અને એક યંત્ર પોતાની જવાબદારી પર મંગાવ્યું. યંત્રો આવી પહોંચ્યા પહેલાં જ આમતેમથી એમણે જરૂરના પૈસા ભેગા કરી લીધા.

યંત્રો આવી પહોંચ્યાં, પણ એ જાતનું કામ નહોતાં આવડતાં. પૂનામાં પહેલાં નૅઝરેથ કંપનીનું બિસ્કિટનું એક કારખાનું ચાલતું. પણ પાછળથી કોઈ કારણે તે બંધ પડેલું. ગણુપતરાવને એમાંથી યંત્રોના કેટલાક છૂટા ભાગો લેવાનો વિચાર થયો, પણ જવાબ મળ્યો: 'લેવું હોય તો બધું લો; છૂટું છૂટું નહિ મળે.'

અને એ આખા કારખાનાની કીમત હતી પચાસ હજાર રૂપિયા. જ્યારે ગણુપતરાવ પાસે બધા થઈ બેઠાંબેઠ એકઠા થઈ માંડ બેત્રણ હજાર રૂપિયા હતા. પરંતુ એમના સદ્ભાગ્યે કારખાનાનો બીજો કોઈ ઘરાક ન મળ્યો ને બંને પક્ષે પરસ્પર સમાધાન કરી ચાલીસ હજારની કીમત ઠરાવી ને કારખાનું થી સાંઈ પાસે આવ્યું.

હવે એમનું માલનું ઉત્પાદન જેટલું વિપુલ એટલું જ ગુણવત્તર બન્યું ને સર્વત્ર તેની પ્રશંસા થવા લાગી. ૧૯૨૪માં ટિળક મહાવિદ્યાલયમાં ભરાએલા પ્રદર્શનમાં એમને રૌપ્ય સુવર્ણપદક ભેટ મળ્યો. પરંતુ ધંધાની દૃષ્ટિએ તો ૧૯૩૦માં એમને મોટું માન મળ્યું ગણી શકાય. એ વર્ષે લંડનમાં 'કન્ફેક્શનર્સ, બેકર્સ ઍન્ડ ઍલાઇડ ટ્રેડર્સ ઇન્ટરનૅશનલ એક્ઝિબિશન ઍન્ડ માર્કેટ'માં એમણે મોકલાવેલા માલ બદલ એમને રૌપ્ય પદક આપવામાં આવ્યો. આ યશથી જ મહારાષ્ટ્રની આગેવાન વ્યક્તિઓનું ધ્યાન એ કારખાના તરફ દોરાયું. નવી નવી રીતની ઉત્તમ પ્રકારની જાહેરખબરોએ પણ એમનો યશ સ્થાપવામાં ઓછો ફાળો નથી આપ્યો.

આજે એ કારખાનાનું વેચાણ બે લાખ સુધી પહોંચ્યું છે. હવે એમની આકાંક્ષા હિંદુસ્તાનમાં ઉત્તમ પ્રકારની ચૉકલેટ ઉત્પન્ન કરવાની છે. પોતાની એ દિશા તરફની સઘળી પ્રગતિ માટે પોતાનાં માતુશ્રી સીતાબાઈનો ઉપકાર એ કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારે છે. એ કહે છે, 'અલ્પસ્વલ્પ જ્ઞાનનો પણ પૂરેપૂરો ઉપયોગ કરવાથી જ યશનો માર્ગ સુખકર બને છે.' ઉપરાંત ધંધામાં શાખનું મહત્ત્વ બહુ છે અને બંધાએલી શાખનું પ્રાણાંતે જતન કરવું જોઈએ. તે ખાસ કરીને દીર્ઘોદ્યોગને જ આભારી છે. હાથમાં લીધેલું કામ પોતાનું હોય કે બીજાનું હોય, છતાં તે નિષ્ઠાપૂર્વક પાર પાડી બતાવવું જોઈએ. એક વાર મને કોઈ પાંચ રૂપિયા આપતું નહોતું તેમાંથી મેં દસ દસ રૂપિયા જમે કરવા માંડ્યા. તેથી જ આજે એ ગુણ પર બે લાખ રૂપિયા ભેગા કરી શક્યો છું.

('કિર્લોસ્કર' માસિકમાંના રા. દા. અહેના મરાઠી લેખ ઉપરથી)

# કરોળિયો

વળી પાછો આ કોઈ સૂકો વિજ્ઞાનલેખ આવ્યો—એમ ગણીને જો અહીંથી આંખ ફેરવી જશો તો એક રસમય વાર્તા ગુમાવશો અને જો વાંચી જશો તો—કરોળિયા વિષેની નહિ જાણી હોય એવી વાતોનો આનંદ પામશો.

લેખક
**ડૉ. યશવંત શુ. નાયક**
એમ.એસસી. પિએચ.ડી.

એક વખત તો એ મોટી વાડ હતી; પણ આજે લગભગ અદૃશ્ય થઈ ગઈ હતી. ખેતરની સાફસૂફીમાં એ વાડનું ઘેરૂં ઝુંડ કપાઈ ગયું હતું અને આજે તેની જગ્યાએ માત્ર બોરડીના થોડાક છોડવા અને ક્યાંક મેંદી ઊગેલી દેખાતી હતી. છતાં એ છોડવા પોતે જાણે કોઈ મોટી જાળનાં વૃક્ષો હોય તેમ અભિમાનથી ઊભેલાં દેખાતાં હતાં. જોકે એના ઉપર ભાગ્યે જ કોઈ પંખી આવીને બેસતું અથવા માળો બાંધતું.

આમ છતાં એ છોડોના ગર્વનો કંઈ પાર નહોતો. ફરતા ખેતરની લીલીછમ ઘટાદાર વાડનાં ઝાડવાંની એ હરીફાઈ પણ કરે છે. મનમાં એમ થતું કે પંખીઓ, જીવજંતુઓ વગેરે આવીને પોતાની વાડને પણ એમ ગાજતી મૂકીને આકર્ષક બનાવે તો કેવું! એવામાં એક ઉંદરે આવીને ત્યાં ઘર કરવાનો વિચાર કર્યો. પરંતુ જેવી તેની નજર ફરતી પેલી લીલીછમ ઘટાદાર વાડ ઉપર પડી એવો જ તે ત્યાં ભાગી ગયો.

એક દિવસ બોરડીએ મેંદીને કહ્યું: 'આપણી વાડમાં કોઈ પંખી આવીને માળો બાંધે તો આપણે એની એવી તો બરદાસ્ત કરીએ કે તેને ફરી જવાનું મન જ ન થાય.'

'આપણાં એવાં નસીબ ક્યાંથી?' મેંદીએ જવાબ આપ્યો. 'પંખીને તો લીલાંછમ ઝાડ ગમે. અને આપણે તો હમણાં આ પાનખર ઋતુ આવી એટલે બોડાં બટ થઈ જવાનાં. પછી આપણે ત્યાં પંખી ક્યાંથી આવે?'

એટલામાં એક અવાજ સંભળાયો: 'હું તમારે ત્યાં આવું?' અને આમ કહેતાંકહેતાં એક વિચિત્ર જીવે વાડમાં પ્રવેશ કર્યો.

મેંદીએ પૂછ્યું, 'તું કોણ છે? નર કે માદા?'

'હું માદા કરોળિયો—અથવા કરોળિયણ છું.'

બોરડીએ પ્રશ્ન કર્યો, 'તું ઊડી શકે છે?'

'હું દરેક વ્યવહાર થોડાથોડા કરી જાણું છું.'

બોરડીએ ફરીથી પૂછ્યું, 'તું માખી અને નાનાં જંતુને ખાઈ શકે છે?'



કરોળિયણ બોલી: 'મારે આઠ પગ અને આઠ આંખો છે, અને એ વડે હું ચારે દિશાએ ખસી શકું છું તથા આગળપાછળ અને અંધારામાં પણ જોઈ શકું છું. મારો બધો સરંજામ મારા પેટમાં છે.

કરોળિયણ બોલી, 'બેશક, એ તો મારો ધંધો જ છે.'

બોરડીએ પૂછ્યું, 'પંખી ઇંડાં મૂકે છે. તું ઇંડાં મૂકે છે કે બચ્ચાંને જન્મ આપે છે?'

'હું સેંકડો ઇંડાં મૂકી શકું છું.'

આ સાંભળીને મેંદી બોલી ઊઠી, 'ત્યારે તો તું ખરેખર પંખી જ છે. તને જોકે પાંખો જણાતી નથી, પરંતુ કદાચ ભમરીની પેઠે છુપાયેલી પણ હોય. તારે અહીં રહેવું હોય તો સુખેથી રહે. તારું શરીર પણ હલકું જ જણાય છે, એટલે અમારી નાજુક ડાંખળી તારાથી બે ભાંગવાનો સંભવ નથી. તને માળો બાંધવા નાની ડાંખળીઓ કે પાંદડાં જોઈએ તો સુખેથી લેજે.'

'ના રે, એવી મારે કશી જ જરૂર નથી. મારો સરંજામ હું સાથે લઈને જ ફરું છું.' કરોળિયણ બોલી.

'અરે વાહ! તારી સાથે તો કંઈ જણાતું નથી. કદાચ તારો પતિ લાવતો હશે.' બોરડી બોલી.

કરોળિયણે હસીને કહ્યું: 'પણ મારે કોઈ પતિ જ



ઉંદરડીએ તપીને કહ્યું: ઓ લુટારૂ, ખૂની બાઇ, તને ભાન નથી લાગતું કે મારો મુખ્ય ખોરાક તો અન્ન છે. હું ભાગ્યે જ કોઇ જીવજંતુનો પ્રાણ લઉં છું.'

નથી ને !'

આ વાતચિત દરમ્યાન બાજુમાં એક ઉંદરડી આવીને બેઠી હતી તે આ સાંભળીને બોલી ઊઠી. 'કેવી કમનસીબ સ્ત્રી! તો તો તારૂં જીવન ખરેખર બહુ જ દુઃખી હોવું જોઇએ.'

કરોળિયણ બોલી:'અરે રામ! અહીં પણ પાછી એની એ જ વાત! આથી જ સ્ત્રીજાતિની અવનતિ થઇ છે. પતિવિનાની સ્ત્રી હોઇ જ ન શકે એ માન્યતાથી જ સ્ત્રી એક તિરસ્કારપાત્ર અને તુચ્છ પ્રાણી ગણાય છે. પતિ એ કોણ માત્ર! મારી સાથે કોઇ પ્રેમ કરવા આવશે તો તેની ગતિ શી થશે તે તું જ જોઇ લેજે.'

ઉંદરડી: 'હું તો મારા પતિથી ઘડીભર પણ દૂર રહી શકતી નથી. મારા પતિ ન હોય તો મારાં બચ્ચાંની સંભાળ કોણ રાખે ?'

કરોળિયણ: 'બચ્ચાં ! એની વળી સંભાળ કેવી ! હું તો એવી જગ્યાએ ઈંડાં મૂકું છું કે ત્યાંથી બચ્ચાં નીકળે એવાં પોતપોતાનો માર્ગ જ શોધી લે.'

મેંઢીએ બીંડીને કાનમાં કહ્યું. 'આ કંઈ પંખા જેવી વાત કરતું લાગતું નથી. જોયું ? એને પાંખ તો દેખાતી જ નથી. પંખીને ચાંચ હોય છે: ત્યારે આને તો જડબાં છે. પંખીને બે પગ હોય છે; આને આઠ છે. પંખીને કેવી મઝાની પૂંછડી હોય છે! ને આને તો એક ગોળ પેટ જેવા શરીર વિના બીજું કાંઈ જ ન મળે. ઉપર પીછાં પણ નથી. એને રહેવા દેવામાં કંઇ મઝા લાગતી નથી.'

બીંડી: 'મને તો આ કંઇક વીંછી જેવું લાગે છે. પંખી તો એ નથી જ. છતાં ભલેને રહે: આપણને થોડો યે પડોશ તો મળશે.'

ઉંદરડીએ કરોળિયણને પૂછ્યું, 'પણ જો તને બચ્ચાંની ફિકર જ ન હોય તો પછી માળો બાંધવાનું તારે શું કામ ?'

કરોળિયણ: 'હું તદ્દન સ્વાશ્રયી સ્ત્રી છું. મારી પોતાની સંભાળ હું જાતે જ રાખું છું. મારો બહાર આપમેળે મારા માળામાં આવી પડે છે. એ તું થોડા જ વખતમાં જોઇશ. ખરેખર, સ્વાશ્રયી થવામાં ખૂબ મઝા છે. અમારી જાતમાં પુરુષો એટલા નિર્માલ્ય અને કંગાળ હોય છે કે તેઓમાં મારા કરતાં નોખા કદના પણ કોઈ ભાગ્યે જ કોઇ મળશે. એવા કંગાળની સાથે એક માળામાં રહેવું કેમ પાલવે ?'

ઉંદરડી: 'તને હજી પ્રેમ થયો જણાતો નથી. એટલે જ તું પતિની આટલી ઉપેક્ષા કરે છે. પણ એક વાર તું પ્રેમમાં પડી કે તારી આ કુમતિ જતી રહેવાની.'

કરોળિયણ: 'પ્રેમ! એ વળી બીજી એક ઘેલછા છે. આવવા દે એવા કોઇ પ્રેમીને; અને પછી જોજે તેની વલે કરું તે ચાલ, હવે અંધારું થવા આવ્યું. મારે હવે માળો બાંધવો જોઇએ.'

બીંડી બોલી ઊઠી: 'હવે કાલે સવારે અજવાળું થયે જ બાંધ જોને અને અત્યારે તારી પાસે સાધન પણ શું છે ?'

કરોળિયણ: 'જો મારે આઠ આંખો છે અને આઠ પગ છે. હું આગળપાછળ તેમજ અંધારામાં જોઇ શકું છું, અને આગળપાછળ એમ ચારે દિશાએ ભરી શકું છું. અને મારો સરંજામ તો મારા આ પેટમાં જ ભર્યો છે. મારી ગરજ થાય . . . . . . શકું છું, જો.' અને આટલું બોલી બીંડીની એક ડાળી ઉપરથી કરોળિયે નીચે પડતું મૂક્યું. એ જોઇ બંને

છોડ સફાળા બોલી ઊઠ્યા: 'અરે! એ! એ! ગરદન બાંધીને મરી જવાની !'

'પણ મારે ગરદન છે જ ક્યાં?' એમ કહેતી કરોળિયણ હવામાં મજેથી અદ્ધર જ ઝૂલા ખાવા લાગી! બંને છોડ આ જોઈને દિગ્મૂઢ થઈ ગયા. ઉંદરડીએ ખૂબ ઝીણી નજરે જોયું ત્યારે જણાયું કે તેના પેટમાંથી નીકળેલા એક બારીક તારને આધારે તે લટકી રહી હતી.

ઉંદરડીએ પૂછ્યું. 'આ તાર તેં ક્યાંથી કાઢ્યો?'

કરોળિયણ: 'મારા પેટમાં એક જાતની ગ્રંથિ છે. એમાંથી એક ચીકણા રસને શરીરનાં બારીક છિદ્ર વાટે હું બહાર કાઢું છું. એ રસનો તાર બહાર નીકળતાંવેંત જ સુકાઈને ઘટ્ટ બની જાય છે. એ એટલો તો બારીક હોય છે, કે તું માંડમાંડ તે જોઈ શકે. તે આટલો બારીક હોવાથી ઘણા ખગોળશાસ્ત્રીઓ તો દૂરબીનમાં વેધ લેવા માટે પણ તેનો ઉપયોગ કરે છે.'

વાત પૂરી કરીને કરોળિયણે ફરી પોતાની ક્રિયા શરૂ કરી. તે એક ડાળીથી બીજી ઉપર અને બીજીથી ત્રીજી ઉપર એમ કૂદકા મારવા લાગી. એ દરેક કૂદકે એના શરીરમાંથી તાર નીકળતો અને તે ઉપર એ મોજથી સડસડાટ હરતીફરતી ઝૂલતી. થોડી વારમાં પવન નીકળ્યો. એટલે કરોળિયણે તો એ પવનમાં જ હવે એકાંબેકાં પોતાના તાર ફેંકવા માંડ્યા. પવનની મદદથી એ લાંબા તાર છોડની દૂરદૂરની ડાળી સાથે વળગી ગયા. એ તાર ઉપર પછી કરોળિયણ ઝડપથી આમતેમ દોડીને તેને બેવડા ત્રેવડા કરી દેવા લાગી.

આમ આખી રાત ચારે બાજુએ ઘૂમીને સવાર થતાં તો કરોળિયણે એક સુંદર જાળ તૈયાર કરી. એ પૂરી થઈ ત્યારે જ ભીંડી અને મેંદીના છોડને એની કળાત્મક રચના ધ્યાનમાં આવી. સવારે તેમણે જોયું તો કરોળિયણ આઠે પગ ભેગા કરી બંને છોડની વચ્ચે જાળ ઉપર ઊંઘતી હતી.

સૂરજ ઊગ્યો એટલે ભીંડી અને મેંદીએ કરોળિયણ તરફ નજર માંડી. ઉંદરડી પણ કુતૂહલથી ત્યાં જોવા આવી હતી. સૂરજનો પ્રકાશ જાળ ઉપર પડતાંવેંત કરોળિયણ ત્યાંથી ખસી એક પાંદડા નીચે જઈ બેઠી.

'કેમ, તું માળો છોડીને ત્યાં જઈને બેઠી?' ઉંદરડીએ પૂછ્યું.

કરોળિયણ બોલી: 'અરે બહેન, આ માળો નથી:



બીજે દિવસે ઉંદરડી એક નર કરોળિયાને બોલાવી લાવી. એ બીતાબીતા કરોળિયણ પાસે જઈને પ્રેમની માગણી કરવા લાગ્યો.

આ તો જાળ છે. અને એ કંઈ મારે રહેવા માટે નથી. એમાં તો હું માખી ને મચ્છર પકડું છું. આ તો સૂર્યનો પ્રકાશ મને બહુ ફાવતો નથી એટલે અહીં આવી બેઠી છું.'

એટલામાં એક મેના આવી મેંદીના છોડ ઉપર બેઠી અને બબડી: 'આટલામાં ક્યાંક કરોળિયાનો ભક્ષ મળે એમ લાગે છે ખરું!' ત્યાં તો કરોળિયણ ઝપ દઈને જાળ ઉપરથી પડતું મૂકી જમીન ઉપર ચુપચુપ મરી ગઈ. મેનાને કોઈએ જવાબ ન આપ્યો એટલે તે ઊડી ગઈ, અને કરોળિયણ પોતાના શરીરમાંથી નીકળેલા તાર વડે પાછી જાળ ઉપર ચડીને બેઠી.

એટલામાં એક માખી ઊડતીઊડતી આવી અને જાળમાં ગૂંચવાઈ. તરત જ કરોળિયણે તેના પર તરાપ મારી પોતાની સૂંઢ ભોંકીને તેના શરીરમાં ઝેર મૂક્યું. આથી માખી બેભાન થઈ ગઈ. પછી થોડી જ વારમાં કરોળિયણ તેને સ્વાહા કરી ગઈ. આ પછી થોડીથોડી વારે નાનાંમોટાં જંતુ અને જીવડાં આવી જાળમાં

સપડાવા લાગ્યાં. તેમાંનાં કેટલાંક બળવાન હોય તે છટકી જતાં, અને કેટલાંક નિર્બળ ગૂંચવાઈ જઈ કરોળિયણનો ભક્ષ બનતાં. કરોળિયણ ધરાઈ રહી એટલે ત્યાર પછી પકડાએલી માખો વગેરેને તે ઝેરી ડંખ વડે મારી નાખીને તેમના ફરતી નવી જાળ વીંટાળીને લટકાવી મૂકવા લાગી.

ઉંદરડીએ આ જોઈ તેને કહ્યું, 'આમ ખોરાક સાચવી રાખવાની તારી રીત મને ગમે છે. હું પણ એમ જ ખોરાકનો સંગ્રહ કરી રાખું છું. પરંતુ મને તારી બીજી રીતભાત બહુ પસંદ નથી. જીવજંતુને ઝેર દઈ મારી નાખવાં એ સાપ જેવાં દુષ્ટ પ્રાણીનું કામ છે.'

કરોળિયણે હસીને જવાબ આપ્યો, 'અરે વાહ રે. ધરમની પૂંછડી' તું તો તારા બળની પૂજા કરીને પછી ખાતી હોઈશ, કેમ!'

ઉંદરડી તપીને બોલી: 'ઓ લુટારુ ખૂની બાઈ! તને ભાન નથી લાગતું કે હું ભાગ્યે જ કોઈ જીવજંતુનો પ્રાણ લઉં છું. મારો મુખ્ય ખોરાક તો અન્ન છે.'

કરોળિયણ: 'હવે એ બધી ડાહીડાહી વાતો જવા દે. જો તારી પેઠે અન્ન ખાવાનો આગ્રહ રાખીને હું બેસું તો બીજે દિવસે મારે અન્નના ઢગલામાં પણ ભૂખે જ મરવું પડે. એ તો ઈશ્વરે સૌસૌનો ખોરાક નિર્માણ કરેલો છે. તારે માટે અન્ન ને મારે માટે માખી ને મચ્છર.'

બીડી અને મેંદીના છોડ હવે બોલી ઊઠ્યા: 'જો ઉંદરડી, તારે અમારા પંખીઓને છેડવું નહિ. એ ભલે એને પસંદ આવે તે ખોરાક ખાય. તારે તેની શી પંચાત? અમે એને ગુમાવવા ઈચ્છતાં નથી.'

ઉંદરડી રીસાઈને ચાલી નીકળી. થોડી વાર રહીને મેંદીએ બીડીને કાનમાં કહ્યું: 'આપણું આ નવું પંખી ગાતું જણાતું નથી. ગાય તો કેવું સુંદર!' બીડીએ જવાબ આપ્યો: 'કદાચ એને બચ્ચાં થશે ત્યારે ગાશે.'

'પણ એ ગાઈ શકે છે કે કેમ તેની જ મને તો શંકા છે.' બીડી બોલી.

'થોડા જ દિવસમાં સમજાશે. એને કોઈ પતિ મળી જાય તો સારું.'

કરોળિયણ વચ્ચે બોલી ઊઠી, 'કેમ! શા વિચાર માંડ્યા! મારા વિવાહની વાતો ચાલે છે કે શું?'

બીડી બોલી: 'હા. કોઈ તારી જાતનો નર આવે તો કેવું સારું!'

કરોળિયણ: 'ઘણું જ સારું; નરનું માંસ તો મને ખૂબ ભાવે છે.'

મેંદી (હબકી જઈને): 'શું? તું નર કરોળિયાને ખાઈ જાય છે?'

'હા; અને એ બિચારા એ જ લાગના છે. હું પણ કોઈ આવે તેની જ રાહ જોઉં છું.'

'અરે, તું તે રાક્ષસી છે, કે છે કોણ! પતિને ખાઈ જનાર તું તે કઈ જાતનું પ્રાણી છે? ના ના; એમ તો ન બને. તને પ્રેમ પેદા થાય તો તે નરને તું ખાઈ જાય એ સંભવિત નથી.'

ઉંદરડી વળી ફરતીફરતી આવીને આ વાત સાંભળતી હતી. તે બોલી, 'ખરેખર, મારે કોઈ નરને શોધીને એની પાસે લાવવો પડશે. એ પ્રેમમાં પડે તો જ કંઈ એનો સ્વભાવ સુધરે તેમ લાગે છે.'

પણ તે દિવસે તો સાંજ પડી ગઈ હતી એટલે એ કામ મુલતવી રહ્યું.

બીજે દિવસે ઉંદરડી એક નર કરોળિયાને બોલાવી લાવી. એ બીતોબીતો પાસે જઈને કરોળિયણના પ્રેમની માગણી કરવા લાગ્યો. થોડી વાર તો કરોળિયણ કંઈ બોલી નહિ, પણ પછી ઝડપથી એક તરાપ મારી નરને સપાટામાં લેવાનો પ્રયત્ન કર્યો. પરંતુ નર પણ તેટલો જ ચંચળ હતો, એટલે એક ક્ષણમાં તે છટકીને દૂર ભાગી ગયો અને ફરી દેખાયો જ નહિ.

પણ ઉંદરડી આથી નિરાશ થઈ નહિ. તેણે વારાફરતી બીજા અગિયાર નરોને બોલાવી લાવીને માદા કરોળિયાની સાથે લગ્ન કરવાની ગોઠવણ કરી; પરંતુ એમાંથી પાંચ તો માદાના સપાટામાં આવીને ભક્ષ બન્યા અને બાકીના માંડમાંડ ભાગી છૂટ્યા! છેવટે ઉંદરડી હતાશ થઈ ગઈ અને તેને લાગ્યું કે આમ આ રાક્ષસીને પરણનાર લાવીને તેમનાં ખૂન કરાવ્યે જવામાં કાંઈ સાર નથી. કરોળિયણની ભયંકર ક્રૂરતા ઉપર ધિક્કાર વર્ષાવી તે જવાની તૈયારી કરતી હતી એટલામાં બીડી બોલી, 'અરે, આ તે કઈ જાતની આપડી છે! એ પોતાનો પરિવાર મૂક્યા વિના વાંઝણી જ મરી જશે એમ લાગે છે. ઓ બાપ! તને આ જગતમાં તારાં જેવાં બીજાં પ્રાણી મૂકી જવાની હોંશ જ નથી? આમ તો તારી આખી જાત સદંતર નાશ પામશે.'

કરોળિયણ: 'તમારી વાત તો ખરી છે. મારી જાતિ નાશ તો ન જ પામવી જોઈએ. જાઓ. તો હું લગ્ન કરીશ.'

ઉંદરડી, મેંદી અને બીંડી એ ત્રણે આ સાંભળીને હર્ષ પામ્યાં. ઉંદરડી નવા મુરતિયાની શોધમાં નીકળી. જોતાંજોતાં તેને એક બહાદુર પુરુષ મળી આવ્યો. પણ કરોળિયણે તેને ઠંડો જ આવકાર આપ્યો. પછી તેના દેખતાં જ જાળમાં પોતે બાંધી રાખેલી બધી માખો એકલી કરોળિયણ આરોગી ગઈ. નરને તેણે ખાવાનું પણ ન આપ્યું. આમ છતાં નર તો હર્ષથી ફૂલાતો હતો કે બીજા કરોળિયા હાર્યા ત્યાં તે જીત્યો હતો. એને ખાવાની પરવા પડી ન હતી. ઉંદરડી, મેંદી અને બીંડીના હર્ષનો પણ પાર નહોતો. બીંડીને લાગ્યું કે હવે તેમનું પંખા ગાજે.

બીજે દિવસે સવારે સૂરજ ઊગતાં ઉંદરડી હોંશભેર આવી. મેંદી અને બીંડી પણ ઉત્સાહમાં આવી ડોલતાં હતાં. કરોળિયણનો સુખી ઘરસંસાર જોવાને એ બધાં આતુર હતાં. ઉંદરડીએ આવતાંવેંત કરોળિયણને પૂછ્યું. 'કેમ? હવે તને પતિની લગની લાગી ને?'

કરોળિયણ બોલી: 'હા એ બિચારાને માટે મને થોડોક તો પ્રેમ થયો હતો.'

ઉંદરડી ગભરાઈ ઊઠી: 'થયો હતો!—કેમ? ક્યાં ગયો એ તારો પતિ?'

કરોળિયણ બેપરવાઈથી બોલી: 'સવારે મારી પાસે જ ઊભો હતો. પરંતુ એનું કંગાળ શરીર ને મૂર્ખાઈભરેલા દેખાવથી મને એટલો તો કંટાળો આવ્યો કે તેને હું ખાઈ ગઈ!'

ઉંદરડી, મેંદી અને બીંડી ત્રાસ પામી ઊઠ્યાં: 'અરેરે હત્યારી!'

ઉંદરડી હતાશ થઈ ચાલી ગઈ. મેંદી અને બીંડીએ શરમના માર્યાં નીચું ઘાલી દીધું અને આવા દુષ્ટ જીવને આશ્રય આપવા માટે પસ્તાવા લાગ્યાં.

થોડી વારે બીંડી બોલી: 'કદાચ એને બચ્ચાં થશે ત્યાર પછી એનું હૈયું કંઈક પ્રેમાળ બનશે, અને કદાચ ગાશે પણ ખરી.'

મેંદી કંટાળીને બોલી: 'હવે એ વાતમાં કંઈ માલ દેખાતો નથી. એનું દિલ જરાયે પલળે એમ નથી; અને એ ગાય એમ પણ લાગતું નથી. અરે, ઈંડાં પણ મૂકે તેવો સંભવ નથી.'

થોડા દિવસ વીત્યાં બાદ કરોળિયણે એક કોથળામાં દસ ઈંડાંનો એક ઢગ મૂક્યો.

બીંડીએ એ જોઈ કહ્યું, 'ઓ બાપ! હવે તું આ ઈંડાંની તો સંભાળ લે. એને માટે માળો બાંધ; એમાંથી બચ્ચાં નીકળે તેને માટે ખોરાક ભેગો કરી રાખ. બચ્ચાં નીકળશે ત્યારે ખાશે શું તેનો તો વિચાર કર.'

પણ કરોળિયણનું ચિત્ત આ ડાહી સલાહ સાંભળવામાં ન હતું. એ દરમિયાન તો કરોળિયણે ઈંડાંના બીજા એવડા ચાર ઢગ કોથળીમાં મૂક્યા. પછી એ કોથળીને જમીન ઉપર એક ખાડામાં વળગાડી આવી. આમ નવરી થઈ આવીને પછી બીંડી અને મેંદીને ઉદ્દેશીને તે બોલી, 'ચાલો, હવે મને નિરાંત થઈ. બધી જંજાળ દૂર થઈ.'

બીંડી બોલી: 'એ બચ્ચાંની સંભાળ કોણ લેશે?'

કરોળિયણ બોલી: 'એની વળી સંભાળ શી! એ મરવાનાં થશે તો જ મારી પાસે આવશે.'

આ સાંભળી ખિજાઈને બીંડી ફૂંફાડી ઊઠી: 'ઓ બેશરમ નાર! તને જરા પણ લાગણી નથી? તને ન ક્યાંથી અમે અહીં બોલાવી! ખરેખર, તું પંખી નથી પરંતુ કોઈ રાક્ષસી જ છે.'

આમ વાત ચાલતી હતી એટલામાં એક મેના ઊડતી ઊડતી ત્યાં આવીને આંખના પલકારામાં કરોળિયણને ઝડપી લઈ ખાઈ ગઈ. મેંદી અને બીંડી બોલી ઊઠ્યાં: 'હાશ...એવી જ! એ જ લાગની હતી.'

આ પછી મેંદી અને બીંડીની વાડ પાસે બીજું કોઈ પંખી આવ્યું નહિ, અને પાનખર ઋતુ આવતાં તો તેમનાં બધાં પાન ખરી પડ્યાં ને એ વાડ સૂની નિર્જન થઈ ગઈ. હરી લીલી વાડનાં વૃક્ષો આ બધા તમાશાની હવા ખાઈ રહ્યાં હતાં. એક ઉંદરડી બિચારી કદિક અહીં જતી આવતી અને નિર્જન વાડ જોઈને નિસાસા મૂકતી.

(કાર્લ ઈવાલ્ડ નામના ડૅનિશ લેખકના 'ટ્વેલ્વ સિસ્ટર્સ'
—બાર બહેનો—નામના પુસ્તકમાંથી સૂચિત)

---

ન્યાયાધીશ (કેદીને): ગયા વખતે જ્યારે તને મારી પાસે લાવવામાં આવ્યો ત્યારે મેં તને નહોતું કહ્યું કે હું હવેથી તારું મોં જોવા માગતો નથી?

કેદી—હા સાહેબ, મેં પોલીસને પણ એ જ કહ્યું. પણ એ તો મને અહીં ઘસડી જ લાવ્યા.




## હરીફાઈનું પરિણામ

પહેલું ઈનામ: 'રખડુ'–ડી. ડી. આહિર (વડોદરા); બીજું ઇનામ: 'તાર્કે ક્યાં'–કેશવલાલ પાન્ડ્ય (અમદાવાદ), ત્રીજું ઇનામ: 'એકદર કારીગર'–ચીમન મેવાડા (કલોલ).

ઈનામ જીતનારાં ત્રણે ચિત્રોનાં પાત્રો પોતપોતાના વર્ગનાં પ્રતિનિધિ છે અને ત્રણેને તેમનાં રોજના વેશમાં બતાવ્યા છે. રખડતા ભિખારીઓનો હિંદમાં તોટો નથી. શહેરની ગલીએ ગલીએ ને ગામડાંની ભાગોળે ભાગોળે આવા રખડુઓની જમાત અડ્ડા જમાવી પડેલી છે. તેમના શરીરના એકેએક અવયવથી માંડીને તેમની હમેશની વપરાશની નાનામા નાની ચીજ તેમના કરુણ જીવનની કથા કહી રહી હોય છે. ભાઈ આહિરનો 'રખડુ' પોતાની કંગાલ દશા માટે સમસ્ત સમાજને જાણે વક્ર દૃષ્ટિથી નિહાળતો હોય એમ લાગે છે. પહેલી નજરે નીરસ ને કલાતત્ત્વ વિનાનું લાગતું આ પાત્ર સ્વાભાવિકતાથી રજૂ થતાં કેવું આકર્ષક બને છે! બિલકુલ સાદા વાતાવરણમાં લીધેલા આ ચિત્રનો સંદેશ હૃદય ઉપર સચોટ છાપ પાડે છે.

હવે ભાઈ આહિર તથા ભાઈ મેવાડાનાં ચિત્રો સરખાવો. ભાઈ આહિરનો 'રખડુ' તેની પાછળ જરા આકાશમાં તરતી વાદળીઓની બૅકગ્રાઉન્ડને લીધે ઉઠાવ પકડે છે, જ્યારે ભાઈ મેવાડાનું પાત્ર બૅકગ્રાઉન્ડમાં ભળી જાય છે. ડાબી તરફ ખસીને આકાશની સ્વચ્છ બૅકગ્રાઉન્ડ લેવાઈ હોત તો સારું હતું.

ભાઈ આહિરની નેગેટિવનું એક્સ્પોઝર તથા ડેવેલપમેન્ટ પ્રમાણસર જણાય છે. વળી તેમણે નેગેટિવની પારદર્શકતા (density) વિચારીને યોગ્ય ગ્રેડના કાગળ ઉપર પ્રિન્ટ ઉતાર્યો છે. ફોટોગ્રાફિક ટેકનીક પણ બહુ સારી કહેવાય. ભાઈ મેવાડાનો પ્રિન્ટ હાલતના ગ્રેડના કાગળ ઉપર લેવાની જરૂર છે. તેના છાયાભાગની વિગતો સ્પષ્ટ નથી એનું કારણ એ જ છે. ચિત્રને ઉપરથી અને જમણી તરફથી અરધો અરધો ઇંચ કાપીને નેગેટિવને બંધબેસતા ગ્રેડના કાગળ ઉપર એન્લાર્જ કરવાથી સારું ચિત્ર બનશે.

ભાઈ પાન્ડ્યના ચિત્રની સરળતા તેના સાદાઈને આભારી છે. તેની બૅકગ્રાઉન્ડ ચિત્રકથાનો મહત્ત્વનો ભાગ બની રહે છે. કેમકે સ્ટેશન ઉપરના ફેરિયાના ચિત્ર માટે આગગાડી કરતાં વધુ સરસ બીજી બૅકગ્રાઉન્ડ હોઈ શકે નહિ. સામા પ્રકાશથી લેવાયેલા આ ચિત્રમાં ફેરિયાનું પાત્ર પ્રકાશની રેખા વડે બૅકગ્રાઉન્ડથી છૂટું પડે છે. વધુ ઊંચા દૃષ્ટિકોણથી ચિત્ર લેવાયું હોત તો ફેરિયા અને આગગાડીના ડબ્બાની ક્રિયા બરાબર રજૂ થઈ શકત. એક્સ્પોઝરની ચાંપ સુયોગ્ય પળે દબાવેલી હોવાથી ચિત્રમાંના એકેય પાત્રની નજર કૅમેરા તરફ નથી વળી તે ચિત્રનો મોટો ગુણ છે. સામા પ્રકાશમાં ચિત્ર લેતાં સામાન્યરીતે અપાતા એક્સ્પોઝરમાં થોડો વધારો કરી ડેવેલપમેન્ટના સમયમાં થોડોક ઘટાડો કરવો. આથી નેગેટિવની પારદર્શકતા પ્રમાણસર આવશે ને સાથોસાથ પાત્રના છાયાપ્રકાશના ભાગોની વિગત બરાબર ઊઠી આવશે. ભાઈ પાન્ડ્યનાં એક્સ્પોઝર અને ડેવેલપમેન્ટ ચિત્રવસ્તુને અનુકૂળ હોવાથી સરસ ચિત્ર ઊપજ્યું છે.

## ધ્યાન ખેંચતાં ચિત્રો

(૧) 'આગને ઓવારે' અને (૨) 'વિસામાની આશામાં' - મઝહર મામ્બર (પાલણપુર); (૩) 'ચીનની બનાવટ'- ફીરોઝ સરકાર (સુરત).

ઝાકળને કારણે ઝાંખાં દેખાતા માણસો, સામા પ્રકાશમાં લેવાયેલા 'આગને ઓવારે'માં ચિત્રવસ્તુ જેવવસ્તુ ભરેલું છે. પાછળની ઝાંખી આગના ધુમાડાના કોમળ પ્રકાશમાં ગામડાની ભાગોળને રજૂ કરવાની હોય એમ ચિત્રના નામ ઉપરથી કલ્પી શકાય તો ને પ્રયાસ નિષ્ફળ નીવડ્યો છે. ઊંટ તથા માણસ લગભગ ઊભી, તેમજ ચિત્રવિસ્તારમાં અપાયેલા તેમના સ્થાનથી ચિત્રનું જોર ઘટે છે, છતાં તે જરૂરના પ્રમાણમાં ઓછાં નથી. વળી મકાનોને ઢાંકી દેતી આડની ડાળીઓ ચિત્રમાં વિક્ષેપ નાખે છે. ભાઈ મઝહરના બીજા ચિત્રમાં તે ચિત્રસંદેશ સમજાવેલો નથી. મુખ્ય વસ્તુ અને તેની આજુબાજુનાં અંગો તરફ ધ્યાન આપવાની જરૂર છે. ચિત્રનો હેતુ સમજાય તેવી ચિત્રગૂંથણી થવી જોઈએ.

ભાઈ સરકારનાં ચિત્રોની ટેકનીક સારી છે, પણ ચિત્રસંયોજનાની દૃષ્ટિએ સર્વ વસ્તુઓનો એકબીજા સાથેનો સંબંધ દર્શાવતી રચના બરાબર નથી. 'પરીક્ષાની તૈયારી'માં પાત્રોની ગોઠવણ ઠીક છે. દરેક પાત્ર ઉપર પ્રકાશ પાડવાથી તે જોનારની આંખને પકડી લે છે. પાછળ મુખ્ય પાત્ર ગૌણ બને છે. ચિત્ર-વિસ્તારનો બહુ થોડો જ ભાગ રસમય લાગે છે.

'ચીનની બનાવટ'માં જમણી તરફનું દૂધ ભરવાનું વાસણ ઉપાડી લેવાની જરૂર હતી. કૅમેરાને થોડો ડાબી તરફ ખસેડવાથી ગોઠવણમાં સુધારો થાત ને ચિત્ર સારું બનત.

બલવન્ત ભટ્ટ

'આ કૂતરો ગાંડું છે?' મકાને સવાલ કર્યો.

'ખરેખર; હું એને પાંચ વાર તેની પૂંછડી પકડી અને પ્રત્યેક વખતે એ મારી પાછળ જ પાછો ફર્યો છે.' વેચનારાએ જવાબ આપ્યો.

# ભૂતકાળની શોધમાં




ડાબી બાજુ: સાબરકાંઠાના આદિ માનવની પાષાણ યુગની મળી આવેલી અશ્મકની હથોડી.

જમણી બાજુ: એ વાપરવાની તેની પદ્ધતિ

**નીકળેલા શ્રી અમૃતલાલ વ. પંડ્યા ઉત્તર ગુજરાતનાં પ્રાચીન સ્થળો ખૂંદતાં ખૂંદતાં આ લેખમાળામાં એ પુરાણાં ઇતિહાસકેન્દ્રોનો પરિચય કરાવવાની સાથે પુરાતત્ત્વસંશોધનના પહેલા પાઠ શીખવે છે.**

ગામમાં બહાર નીકળતાં ફરી પેલાં પાળીઆને પડખેથી હું પસાર થયો. એમાંના બે જમીનમાં એટલા ઊંડા દટાઈ ગયા હતા કે એમની ઉપરનાં લખાણો બહાર દેખાતાં જ નહોતાં.* એક ભાંગેલો હતો અને બાકીના બે ઉપર ભરવાડોએ કુહાડીઓ ઘસીઘસીને તેમનાં લખાણો સાફ કરી નાખ્યાં હતાં અને આ રીતે કેરમાણું ગામનાં નિવાસીઓના પૂર્વજો, તેમની આવતી પેઢીઓ માટે પોતાનો જે કંઇ ઇતિહાસ કોતરી ગયા હતા તેનો, અજ્ઞાનવશ ગામલોકોએ સદૈવ માટે નાશ કરી નાખ્યો હતો. પોતાની અણમોલી સમૃદ્ધિનો પોતાને હાથે જ તેઓ આમ નાશ કરી રહ્યા છે એટલી જ ટકોર જો ગામલોકોને કરવામાં આવે અને આ વસ્તુઓનું તેમના હિતમાં શું મહત્ત્વ છે એ સમજાવવામાં આવે તો આજે ગુજરાતને ગામડે ગામડે ઐતિહાસિક સાધનો જે સતત વિનાશને ભેટી રહ્યાં છે તેમને સહેજે બચાવી લઇ શકાય.

### વહેલી તકે આ રાષ્ટ્રીય વિનાશને અટકાવો

ગામડાંઓમાં વસતા કે જતાંઆવતા કેળવાયેલા લોકો જો આટલું કરે તો તેમનું આ કાર્ય એક મહાન રાષ્ટ્રીય સેવા ગણાશે. કમનસીબે, ગુજરાતની એકકે ય પુરાતત્ત્વસંશોધક સંસ્થા એમ નથી સમજી કે પુરાતત્ત્વસંશોધનમાં ઐતિહાસિક સાધનોનું રક્ષણ કરવું કે કરાવવું એ કાર્ય તેમનાં સંશોધન કરતાં વધુ કીમતી અને પહેલી અગત્ય તથા જરૂરિયાતનું છે. આ કાર્ય મોટે ભાગે રાજ્યના અધિકારીઓ તરફથી થાય છે. પણ હાલ આપણે ત્યાં ગુજરાતનાં રાજ્યો તરફથી આ કાર્ય થતું નથી તો મજકૂર સંસ્થાઓએ આ બાબત તરફ રાજ્યોનું લક્ષ ખેંચી તે હાથ ધરવા તેમને પ્રેરવાં જોઇએ. અને પ્રજાના સહકાર વગર એ શક્ય નથી એટલે આ બાબતને લગતાં સૂચનો કરનારી નાનીનાની પત્રિકાઓ છપાવી ગુજરાતને ગામેગામ મુખીઓ, તલાટીઓ, શિક્ષકો વગેરે કેળવાયેલા લોકોને મોકલી આપવી જોઇએ. આ કાર્યમાં ઢીલ કરવી તે જાણી જોઇને થોડાંક વધુ વખત આ રાષ્ટ્રીય વિનાશને ચાલવા દેવાના ઇરાદા સમાન છે.

હવે હું લોટેશ્વરનો પંથ કાપવા લાગ્યો. જમીન સપાટ હતી ને તેમાં ધ્યાન ખેંચે તેવું કંઇ હતું નહિ, એટલે પુરાતત્ત્વસંશોધનનો પહેલો પાઠ આપતાંઆપતાં જ હવે હું મારો પંથ કાપીશ.

### પુરાતત્ત્વ એટલે શું?

પુરાતત્ત્વસંશોધનની તમન્ના સેવનારાઓએ સૌ પહેલાં એક વસ્તુ ખાસ લક્ષમાં રાખવાની છે. અને તે આ કે પુરાતત્ત્વ એ કોઈ મૂળરાજના વંશનું મૂળ કે કોઈ સિદ્ધરાજની સિદ્ધિઓ શોધવાનું શાસ્ત્ર નથી, કોઇ જયશિખરી કે વનરાજની ઐતિહાસિકતા કે અનૈતિહાસિકતા. અથવા તેમનાં જન્મ, મરણ અને બારમા તેરમાની તારીખો વગેરે તપાસવાં એ જ પુરાતત્ત્વનું ધ્યેય નથી. કમનસીબે, આપણા પ્રાંતનું પુરાતત્ત્વ અત્યાર સુધી આવા જ પ્રશ્નોની આસપાસ ઘુમરીઓ ખાતું આવ્યું છે, ને તેને પરિણામે પુરાતત્ત્વનો જે ખરો અર્થ છે તેના કરતાં આપણે કંઇક ઊંધો જ સમજી બેઠા છીએ. પુરાતત્ત્વ એ માનવસમાજના કોઈ માત્ર એક જ રાજ્યપ્રાય પાસાને પ્રકાશમાં લાવનાર શાસ્ત્ર નથી.

---

*બહાર રહેલી પુરાવસ્તુઓ કરતાં જમીનમાં દટાઇ ગયેલી એવી વસ્તુઓ ઘણી સારીરીતે સચવાય છે. દટાઇ જવાથી તે હવાપાણીના અસર કે લોકો દ્વારા થતી ભાંગફોડમાંથી રક્ષણ પામે છે, અને ઘણી વખતે, જે સ્થિતિમાં દટાયેલી હોય તે જ સ્થિતિમાં અણીશુદ્ધ નીકળે છે. આ વિષય હવેનાં પ્રકરણોમાં પૂરી સમજૂતી સાથે ચર્ચીશું. . . . . .

પુરાતત્ત્વ એટલે માનવસમાજના આરંભથી માંડી તેની છેલ્લી પેઢી સુધીના ભૂતકાળનું સત્ય દર્શન કરાવનારું શાસ્ત્ર. ભવિષ્યની દરેક યોજના માટે જેમ ભૂતકાળના અનુભવનો પ્રકાશ જોઈતો હોય છે, તેવી જ રીતે માનવસમાજની આવતી કાલની યોજનાઓ ઘડવા માટે તેના ભૂતકાળની પ્રગતિ અને અનુભવનાં પ્રકાશની જરૂર પડે છે. એ પ્રકાશ માનવસમાજને પુરાતત્ત્વ આપે છે. કમનસીબે આપણે ત્યાં હિંદમાં હજી આ શાસ્ત્રની એટલી બધી પ્રગતિ થઈ નથી કે આપણા ભવિષ્યના ઘડતર માટે તેમાંથી આપણે પ્રકાશ મેળવી શકીએ. હાલ આપણે ત્યાં એ શાસ્ત્ર બાળપણ ભોગવી રહ્યું છે અને ગુજરાતમાં તો ખરા પુરાતત્ત્વનો હજી જન્મ પણ થયો નથી એમ કહીએ તો ચાલે. હાલને તબક્કે આ શાસ્ત્રના વિકાસ માટે જેટલો અવકાશ ગુજરાતમાં છે તેટલો બીજા કોઈ પ્રાંતમાં નથી.

### પુરાતત્ત્વના પ્રકાર

પુરાતત્ત્વ (Archaeology) * ઇતિહાસ લખવા માટેનાં સાધનોનું શાસ્ત્ર છે. ઇતિહાસની ગણના Arts (સાહિત્ય)માં અને પુરાતત્ત્વની વિજ્ઞાન (Science)માં થાય છે. એની મુખ્ય ચાર શાખાઓ છે. પ્રાક્-ઇતિહાસકાલીન અથવા પ્રાગૈતિહાસિક પુરાતત્ત્વ (Prehistoric Archaeology); (૨) ઇતિહાસકાલીન અથવા ઐતિહાસિક પુરાતત્ત્વ (Historic Archaeology); માનવવંશશાસ્ત્ર (Anthropology) તથા ભાષાશાસ્ત્ર અને (૩) Philology.

જે કોઈ દેશના વર્તમાન કાળની પાછળ તેના ભૂતકાળનો અંકોડાબંધ ઇતિહાસ જે ઐતિહાસિક સાધનોના આધારે લખી શકાય તે સાધનોનાં સંશોધનનું વિજ્ઞાન તે તે દેશનું ઐતિહાસિક પુરાતત્ત્વ કહેવાય છે. દાખલા તરીકે હિંદનો અંકોડાબંધ ઇતિહાસ હાલના સમયથી માંડી તે શિશુનાગ વંશના રાજા બિંદુસારના રાજ્યારોહણ (ઇ. સ. પૂર્વે ૫૪૩)ના સમય સુધીનો મળી આવે છે એટલે આ સમયના ઇતિહાસને લગતાં જે કંઈ સાધનો આપણી પાસે છે તે બધાંનું સંશોધન તે આપણા દેશનું ઐતિહાસિક કે ઇતિહાસકાળનું પુરાતત્ત્વ કહેવાય છે.

ઇતિહાસકાળની પહેલાંથી માંડી માનવ જાતિની ઉત્પત્તિ સુધીના કાળ સાથે જેને સંબંધ છે તે પ્રાગૈતિહાસિક પુરાતત્ત્વ કહેવાય છે. આ સમયનો ઇતિહાસ તુટકતુટક મળી આવે છે, અંકોડાબંધ મળી આવતો નથી; અને અંકોડાબંધ મળી આવે તો તો પછી તે ઐતિહાસિક પુરાતત્ત્વ જ ન કહેવાય!

આ બંને પ્રકારનાં પુરાતત્ત્વો પરસ્પર સંકળાએલાં છે અને તેમાં પ્રાગૈતિહાસિક પુરાતત્ત્વનો જેમજેમ વધુ અભ્યાસ થતો જાય છે તેમતેમ ઐતિહાસિક પુરાતત્ત્વ માટે વધુ અંકોડા મળતા જાય છે, ને તેને પરિણામે ઐતિહાસિક પુરાતત્ત્વની સમયમર્યાદા વધતી જાય છે અને પ્રાગૈતિહાસિકની ઘટતી જાય છે. દાખલા તરીકે હિંદી ઇતિહાસના આદિ નિર્માતા સ્મિથ, રેપ્સન વગેરે એ હિંદી ઇતિહાસના ઐતિહાસિક કાળનો પ્રારંભ ઈ.સ. પૂર્વે ૫૪૩થી થયેલ હોવાનું નક્કી કર્યું હતું. તાજેતરમાં હેમચંદરાય ચૌધરી આ સમય પૂર્વેના પણ થોડાક અંકોડા મેળવી તેને પરીક્ષિતના રાજ્યકાળ સુધી લઈ જઈ શક્યા છે, અને તેથી હવે હિંદી ઇતિહાસનો ઐતિહાસિક કાળ ઇ.સ. પૂર્વે નવમા સૈકાથી શરૂ થએલો મનાવા લાગ્યો છે. આમ, સ્મિથના સમયમાં મનાએલા હિંદના પ્રાગૈતિહાસિક કાળનાં ૩૦૦ વર્ષ હવે તેના ઐતિહાસિક કાળને મળી ગયાં છે. અને જેમજેમ પ્રાગૈતિહાસિક કાળની વધુ ને વધુ શોધખોળ થતી જશે તેમતેમ ઐતિહાસિક કાળની મર્યાદા પણ વધતી જશે, અને ધીમેધીમે મહાભારત, રામાયણ અને વૈદિક સંસ્કૃતિના યુગો પણ એ મર્યાદામાં આવી જશે.

બધા દેશોનાં ઇતિહાસના ઐતિહાસિક કાળો સમકાલીન હોતા નથી. દાખલા તરીકે ગ્રીસનો ઇતિહાસકાળ હિંદના ઇતિહાસકાળ કરતાં પ્રાચીન છે અને મિસરનો તેના કરતાં યે વધુ પ્રાચીન છે.

### ગુજરાતના ઇતિહાસના ઐતિહાસિક અને પ્રાગૈતિહાસિક કાળો

હિંદ અને ગુજરાતના ઇતિહાસના ઐતિહાસિક કાળો પણ સમકાલીન નથી. ઉત્તર હિંદમાં તો છેક ગૌતમ બુદ્ધના સમય સુધીની પુરાવસ્તુઓ પ્રાપ્ત થઈ છે, જ્યારે આપણે ત્યાં તેના ૨૦૦ વર્ષ પછી થએલા ચંદ્રગુપ્ત મૌર્યના રાજ્યની જ સાક્ષીઓ મળી શકી છે; એટલે આપણા ઇતિહાસના ઐતિહાસિક કાળનો પ્રારંભ મૌર્ય વંશના પ્રારંભથી થાય છે.

* આ અંગ્રેજી શબ્દ મૂળ ગ્રીક ભાષાનો છે. તેની વ્યુત્પત્તિ આમ છે. Archaeos પ્રાચીન logos અભ્યાસ:




સાબરના આદિ માનવની મળી આવેલી પાષાણ યુગની હથોડી ઉપર કાળે ખડકી દીધેલાં પૃથ્વીનાં પટ તથા તેની વિગતો સમજાવતો આલેખ. આવાં હથિયારોની ઉમર તે પર ખડકાએલાં પડો દ્વારા જ આંકી શકાય છે.

ઉપરોક્ત બંને પ્રકારના પુરાતત્ત્વમાં, પાશ્ચાત્ય દેશોમાં, પ્રાગૈતિહાસિક પુરાતત્ત્વને વધુ મહત્ત્વ અપાયું છે. દેશોમાં પ્રાગૈતિહાસિક પુરાતત્ત્વની શોધખોળ ઐતિહાસિક પુરાતત્ત્વ કરતાં વધુ પ્રમાણમાં થતી આવી છે. એથી ઊલટું, હિંદમાં પ્રાગૈતિહાસિક પુરાતત્ત્વની અવગણના કરવામાં આવી છે અને એ જ કારણે મહાભારત, રામાયણ કે વૈદિક યુગની પુરાવસ્તુઓ હજી પ્રાપ્ત થઈ શકી નથી. વળી આજ પર્યંત પ્રાગૈતિહાસિક પુરાતત્ત્વમાં કોઈ પણ હિંદી નિષ્ણાત પણ થયો નથી.

હવે આપણે, જેની હકીકતો અત્યાર સુધી બહાર પડી જ નથી એવા ગુજરાતના ઇતિહાસના પ્રાગૈતિહાસિક કાળની શોધખોળોથી પરિચિત થઈએ; અને તે પછી, તે જ રીતે અનુક્રમે ગુજરાતના ઐતિહાસિક પુરાતત્ત્વ તથા પુરાતત્ત્વની બીજી શાખાઓનો પરિચય મેળવીશું.

## પાષાણ યુગ

માનવજાતિની પ્રાચીનતમ સંસ્કૃતિનો યુગ તે પુરાપાષાણ * યુગ (Palaeolithic Age-પૅલિયોલિથિક એઈજ) કહેવાય છે. તે વેળાનો માનવ નરવાનરના જેવો હતો. આજથી બે લાખ વર્ષથી માંડી વીસ હજાર વર્ષ પહેલાં સુધી આ યુગ ચાલુ રહ્યો હતો. આ યુગની સંસ્કૃતિનો પરિચય ફક્ત ચણચાર પ્રકારની જ વસ્તુઓ દ્વારા પ્રાપ્ત થાય છે. તે એ યુગના માનવીના અશ્મીભૂત (Fossilized) હાડપિંજરો.* તેના વપરાશનાં પત્થરનાં હથિયારો અને બીજાં સાધનો, તે જે ગુફાઓમાં વસતો તેની ભીંતો ઉપર તેણે કોરેલાં કે દોરેલાં ચિત્રો વગેરે. માત્ર આટલી વસ્તુઓ આપણને એક લાખ વર્ષ પૂર્વના માનવજીવનનો સંપૂર્ણ પરિચય આપી રહે છે. હાડપિંજરો દ્વારા તેમનાં કદ, બાંધો ને આરોગ્ય સંબંધી માહિતી મળે છે; દાંત અને બીજાં એવાં જ હાડકાંઓનું બંધારણ તપાસવાથી તેમનો ખોરાક અને તેમને થતા રોગોની વિગત સાંપડે છે. તેમનાં પત્થરનાં હથિયારોનું અવલોકન કરી તેમની જીવનચર્યા અને તેમનો માનસિક વિકાસ જાણી શકાય છે. વળી તેમણે દોરેલાં ચિત્રો તેમના કળાવિકાસ તથા તેમના સમયમાં કયાં કયાં પ્રાણીઓ હતાં તેની સંપૂર્ણ અને સાચી માહિતી આપણને પૂરી પાડે છે.

દુનિયાના બહુ ઓછા ભાગોમાંથી આ પુરાપાષાણ યુગનાં અવશેષો મળી શક્યાં છે અને તે કેટલું મહત્ત્વ ધરાવે છે તે આ નીચેના દાખલા ઉપરથી સમજાશે.

## મહેસાણાનો ગપગોળો

૧૯૩૫ની આ વાત છે. એક દિવસ 'ટાઈમ્સ' ઑફ ઇન્ડિયા'માં સમાચાર છપાયા કે વડોદરા રાજ્યમાં આવેલા મહેસાણાની એક વાવમાંથી પુરાપાષાણ કાળનાં બેંતિયાં માનવી (Pygmy) નાં હાડપિંજરો મળી આવ્યાં

* પ્રારંભમાં મનુષ્ય પોતાની જરૂરિયાતનાં બધાં સાધનો પત્થરનાં બનાવીને વાપરતો હતો, એટલા માટે માનવસંસ્કૃતિના આ તબક્કાને પાષાણ યુગ કહે છે. તેના બે વિભાગ છે. પહેલો: પુરાપાષાણ અને બીજો નૂતનપાષાણ.

* હજારો વર્ષ સુધી પડી રહેલાં કે દટાઈ રહેલાં હાડકાં પત્થરમાં રૂપાંતર પામી જાય છે. એવાં હાડકાં Fossil કહેવાય છે.

છે. આ સમાચાર જેવા યુરોપ અને અમેરિકા પહોંચ્યા કે ત્યાંની પુરાતત્ત્વ સંસ્થાઓ અને મ્યુઝિયમો તરફથી 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' ઉપર તાર પર તાર છૂટવા લાગ્યા. બે દિવસમાં તો સેંકડો તારો આવી ગયા. કેટલીક સંસ્થાઓએ તો ગુજરાતમાં વધુ સંશોધન કરવા માટે અમેરિકાથી માણસો મોકલવાની તૈયારી બતાવી; અને કેટલાંક મ્યુઝિયમો તરફથી આ હાડપિંજરોમાંનું જો એકાદ તેમને મળી શકે તો તેના માટે હજારો રૂપિયાની કીમત આપવા પણ જણાવ્યું. આ બધાને જવાબો આપવા અને આ શોધની સંપૂર્ણ વિગતો મેળવવા ટાઇમ્સના પ્રતિનિધિઓ મહેસાણે દોડતા આવ્યા. પણ અફસોસ! મહેસાણામાં તપાસ કરતાં તેમને જણાયું કે આ તો એક ડાહ્યાએ ટુચકો કરવા ઉડાવેલો ગપગોળો હતો. બિચારા ટાઇમ્સવાળા ખાસા ઝંખવાણા પડ્યા અને યુરોપ તથા અમેરિકાની કેટલી યે સંસ્થાઓને નિરાશ થવું પડ્યું. આ ગપ્પું 'Baroda Hoax'ના નામથી પ્રખ્યાત થયું છે.

### સાબરમતીમાં લાખેક વર્ષ પૂર્વે વસતો આદિ માનવ

આ ગપ્પા ઉપરથી એમ માની લેવું નહિ કે આપણે ત્યાં આદિ માનવનાં કે તેની સંસ્કૃતિનાં અતિ મહત્ત્વપૂર્ણ અવશેષોની શોધ તે આકાશપુષ્પ સમાન છે. આ પ્રસંગ જે નિરાશા ઉપજાવે છે તેને ભુલાવી નાખે તેવી એક મહાન શોધ આજથી પચાસ વર્ષ પૂર્વે આપણે ત્યાં થઈ ચૂકી છે.

ઓગણીસમા સૈકાની આખરે ગાયકવાડ સરકારે વડોદરા રાજ્યમાં ભૂસ્તર અને ખનિજશાસ્ત્ર સંબંધી શોધખોળ કરાવવા કર્નલ બ્રુસ ફુટ નામના એક નામાંકિત ભૂસ્તરશાસ્ત્રીને રોક્યા હતા. ફુટને ભૂસ્તરના ધંધાદારી સંશોધનની સાથેસાથે પુરાતત્ત્વસંશોધન કરવાનો અંગત શોખ પણ હતો. એક દહાડો વીજાપુર તાલુકામાં ફુટ પોતાનું કાર્ય કરતોકરતો સાબરમતીના પટમાં ચાલ્યો જતો હતો, એવામાં પેઢાંમલી ગામ પાસે આવતાં તેની કેળવાયેલી નજર દૂરબીનમાં થઈ અચાનક એક ભેખડ ઉપર ઠરી. ફુટ કાંઠા તરફ વળ્યો અને તે સ્થળે જઈને જુએ છે તો પુરાપાષાણ યુગના આદિ માનવનાં બે હથિયારો ત્યાં પડ્યાં છે. તેની પ્રસન્નતાનો પાર ન રહ્યો, કારણકે યુગો સુધી તેનાં નામ અને કીર્તિને ચિરસ્થાયી રાખે એવી મહાન શોધ આજે તેના હાથે થઈ હતી. આ પછી તો વીજાપુર અને સાદોલિયામાંથી પણ તેને આદિ માનવનાં હથિયારો પ્રાપ્ત થયાં અને આ મહાન શોધથી, જગતના જે થોડાક નસીબવંતા ભાગો કે જ્યાં આવી વસ્તુઓ પ્રાપ્ત થઈ છે, તેમાં ગુજરાતની પણ ગણત્રી થવા લાગી.

### નર્મદાની ખીણનાં અવશેષો

હવે એક તાજી વાત કહું. ૧૯૩૫માં અમેરિકાના કાર્નેગી ઇન્સ્ટિટ્યૂટ તથા બૉસ્ટન યુનિવર્સિટિ પીબડી મ્યુઝિયમ તરફથી ડૉ. ડી'ટેરા નામના એક નામાંકિત પુરાવિદ હિંદ આવ્યા હતા. એમણે ઉત્તર હિંદના શિવાલિક, પોટવાર ઇત્યાદિ પર્વતોમાં ફરીફરીને કેટલા યે આદિ માનવનાં અવશેષો પ્રાપ્ત કર્યાં. હાલ હિંદમાં જેટલી નદીઓ છે તે બધીમાં નર્મદા સૌથી વધુ પ્રાચીન છે. ઉત્તર હિંદ ઉપર જ્યારે સમુદ્ર ઘૂઘવતો હતો અને તેની અંદર નગાધિરાજ હિમાલયની કાયા ઘડાતી હતી તે યુગમાં નર્મદાની ઉપત્યકામાં આદિ માનવના વસવાટો મંડાએલા હતા. એનાં થોડાંક પ્રમાણો પણ મળી આવ્યાં હતાં, એટલે ડી'ટેરા નર્મદા તરફ વળ્યા અને તેની ઉપત્યકામાંથી માનવવિકાસના અંકોડા મેળવવામાં સહાયભૂત થાય એવી અગત્યની વસ્તુઓ શોધીને અમેરિકા લઈ ગયા. આ શોધોનું પરિણામ હાલમાં જ બહાર પડ્યું છે.

આ બધા બનાવોની આપણે ત્યાં કોઈને ખબર સરખી નથી. આપણી નજર આગળ આપણો અણમોલ ખજાનો લૂંટાય છે અને આપણે તેનું રક્ષણ કરવાને બદલે ઊંઘી રહીએ છીએ. આ આપણા હાલ છે!

(ચાલુ) **અમૃતલાલ વ. પંડ્યા**

---

એક બ્રિટિશ જનરલે લશ્કરને ચાલીસ માઈલની કૂચ કરાવી. એ પૂરી થતાં તે બોલ્યા, 'મેં તમને થોડી જ દિવસમાં કૂચ કરાવી. હવે તો જ્યાંથી નીકળ્યા ત્યાં જ પાછા જઈએ. તમારામાંથી જે ન ચાલી શકે તે ત્રણ ડગલાં આગળ આવો.'

તરત આખી ટુકડી આગળ વધી. માત્ર એક છેડે ઊભેલો માણસ ત્યાંથી ન ખસ્યો. એ જોઈ જોસમાં આવી જઈ જનરલ બોલ્યા, 'શાબાશ દોસ્ત, બ્રિટિશ લશ્કરનું તું નાક રાખે એવો છે. આખી ટુકડીમાંથી તું જ ચાલીસ માઈલ પાછો ચાલવા તૈયાર થયો.'

આ સાંભળી પેલો વીર પુરુષ ગુસ્સામાં બોલી ઊઠ્યો, 'શું? ચાલીસ માઈલ પાછા જવા? સાહેબ, ત્રણ ડગલાં પણ આગળ ન વધી શકવાથી જ હું તો ત્યાંનો ત્યાં ઊભો રહ્યો છું!'

# ગુજરાત અને વૃક્ષારોપણ

લેખક-શ્રી રામસિંહજી કા. રાઠોડ ડી. ડી. આર

## ૨-વિધિ



વૃક્ષારોપણના મહત્ત્વ વિષે ગયા અંકમાં આપણે જાણી ગયા. હવે એ કેમ કરવું તેના વિધિનો આપણે વિચાર કરીએ. એ વિધિના જાણકાર માળીઓ અને ક્યાંક તો અનુભવી નિષ્ણાતો પણ ઘણું-ખરું ગામેગામ મળી રહે છે અને એવા સ્થાનિક જાણકારો તથા અનુભવીઓનું એ વિષયનું જ્ઞાન કોઈ પણ પુસ્તકિયાં સૂચનો કરતાં વધુ કીમતી નીવડે છે. એવા અનુભવીઓનાં સલાહસૂચનો અનુસાર કે તેમના દેખતાં એક વખત કામ આરંભાયું, પછી ગમે તેને, એક વખત હાથ નીચેથી નીકળી જતાં, એ ક્રિયા એટલી તો સિદ્ધહસ્ત થઈ રહે છે તથા એની ગૂંચોના ઉકેલ પણ એમાંથી જ આપમેળે એવા મળતા રહે છે કે પછી તો એ કાર્ય લગભગ હાથ હલાવ્યા જેટલું જ સહેલું લાગે છે. છતાં તેની પદ્ધતિના મહત્ત્વના મુદ્દાઓ વિષે થોડું વિચારી જવું અસ્થાને નથી.

આ વિષય હાથ ધરનારે 'કુદરતને અનુસરો' એ શબ્દોને પોતાનો ધ્યાનમંત્ર બનાવી દેવો જોઈએ. વૃક્ષા-રોપણનો વિચાર કરતાં પહેલો જ પ્રશ્ન એ થશે કે 'ક્યું ઝાડ ઉછેરવું?' જ્યાંજ્યાં જેજે સ્થાનિક કુદરતી ઝાડ થતાં હોય એ વૃક્ષો એ પ્રદેશમાં ઉછેરવાં અને પ્રસારવાં એ પહેલો નિયમ રાખવો. તે પછી વૃક્ષ રોપનારના અંગત રસ કે વૃક્ષની ઉપયોગિતાની નજરે બીજાં વૃક્ષોની પસંદગી પણ કરવી. દેશની જમીન, હવામાન અને વાતાવરણને અનુલક્ષી તે પ્રમાણે ત્યાંનાં કુદરતી વૃક્ષોમાંથી જે સ્થળે જે ઉદ્દેશ અને ઉપયોગ માટે વૃક્ષ રોપવાનું હોય તેને અનુરૂપ વૃક્ષની પસંદગી કરવી જોઈએ. રસ્તાની બાજુઓ ઉપર અને વિશ્રામ-ગૃહોમાં છાયા માટે, મંદિરો અને મસ્જિદોમાં તેની ઉપયોગિતા તથા ધાર્મિક મહત્તાની નજરે, ઘરના આંગણા (કમ્પાઉન્ડ)માં શોભા તથા ફળફૂલ માટે અને ગામનાં પાદર તથા વાડીઓમાં ત્યાંની જરૂરિયાતની નજરે વૃક્ષો ઉછેરવાં જોઈએ. જંગલખાતા તરફથી થતી જંગલોની કૃત્રિમ વાવણી તથા કુદરતી ઉછેરમાં થતા વૃક્ષારોપણના સિદ્ધાંતોનો વિચાર આપણે અહીં કરવાનો નથી. એ કામ સત્તાવાળાઓ અને નિષ્ણાતો પર છોડી અહીં તો આપણે વ્યક્તિગત એક માણસ અંગતરીતે કેટલું કરી શકે તે જ વિચારીશું.

સાધારણરીતે જે સ્થળે વૃક્ષ રોપવાનું હોય ત્યાં જ સીધાં બી વાવીને કે વડ-પીપળા જેવા વૃક્ષની ડાળ રોપીને વૃક્ષ ઉછેરી શકાય છે. પણ ઉત્તમ વૃક્ષો તો કૂંડાંમાં કે જમીન ઉપર નર્સરીમાં રોપને ઉછેરી પછી તેને ચાળીને રોપવાથી મેળવાય છે. નાના રોપની સંભાળ લેવી નર્સરીના ક્યારામાં કે કૂંડાંમાં સુલભ થઈ પડે છે અને એ રીત સસ્તી પણ પડે છે.

વૃક્ષનું સૌંદર્ય અને શ્રેષ્ઠતા બી ઉપર નિર્ભર છે. એટલે રોપા માટેનું બી ઉત્તમ પ્રકારનું, મોટી મધ્યેક-વાળું, પ્રમાણમાં કઠણ અને ચીવટ, ભારે તથા તાજું હોવું જોઈએ. ઊંચેથી તેને જમીન પર પડતું મૂકવાથી તે કુદરતીરીતે જે સ્થિતિમાં પડે છે તે રીતે રાખી તેને વાવવાથી બીમાંથી અંકુર ફૂટી તેને ઊંચે વધવામાં અને મૂળમાં નીચે ઊતરવામાં અનુકૂળતા પડે છે. બીને સાવ ઉપર પણ નહિ અને બહુ ઊંડાં પણ નહિ તેમ વાવવાં જોઈએ. કેટલાક અપવાદ સિવાય ઘણું-ખરું બીને તો તેની નાનામાં નાની સરેરાશ ઉદરરેખા (diameter) જેટલું ઊંડે વાવવું જોઈએ. બહુ બારીક બી તો ઝીણી રેતી સાથે ભેળવીને તે વાવવાં. બીને વાવતાં પહેલાં ઘણુંખરું ૪૮ કલાક પાણીમાં પલાળીને વાવવા-થી તે જલદી ફૂટે છે. તેમ કરવું લાભદાયી પણ નીવડે



બનાવી. કલમ બનાવવા માટે રોપાને જમીનમાંથી નુકસાન થયા વગર બહાર કાઢવો સહેલ થઈ પડે છે. પછી રોપાના કાંઠલા (root-collar)થી ૧૦થી ૧૨ ઈંચ મૂળિયાંનો ભાગ અને ઉપર એકથી બે ઇંચ દાંડીનો ભાગ અનુક્રમે પ્રમાણમાં રાખી બાકીનો ભાગ તીક્ષ્ણ હથિયારથી કાપી કાઢવો. ખીલા-મૂળ (મુખ્ય મૂળ)માંથી નીકળતી બીજી બાજુની મૂળીઓ હોય તો તેમને પણ બહુ તો એકાદ ઈંચ જેટલી રહેવા દઈ પછીનો ભાગ બારીકાઈથી કાપી નાખવો. કલમની સફળતાનો ઘણો આધાર તેના તિરકસ ચોકખા કાપ ઉપર અને દાંડી કે મૂળની છાલ જરા પણ વધારે ઊખડે કે કપાય નહિ તે પર રહે છે. કલમોને જો બહુ દૂર લઈ જવી હોય તો તેમને બરાબર બાંધી, ગુણપાટમાં લપેટી, ખાતરના પાણીમાં તરબોળ બોળી પછી લઈ જવી. કલમ રોપવા માટેના ખાડા બે ફૂટ ઊંડા, ભૂસ્તર ઉપર દોઢેક ફૂટ વ્યાસના તથા તળિયે એકાદ ફૂટના વ્યાસના હોય તો પણ ચાલી શકે. કલમના કાંઠલાને પણ રોપાની રીતે જ રાખી પછી કલમ રોપવી જોઈએ. મૂળિયાંના ભાગમાં કે બીજે નુકશાન પામેલી કલમને રહી ગણી રોપવી નહિ. કલમ જામી જાય તેમાંથી જે ગરજા ફૂટે તેમાંથી એક ઉત્તમ જોઈને બાળવી તેને વૃક્ષ તરીકે વધવા દેવો.

વૃક્ષારોપણ માટેનો દિવસ બનતાં સુધી વાદળિયો કે વરસાદનો પસંદ કરવો. કલમને તો બીજી વાર નવેસરથી જ વધવાનું હોય છે, પણ રોપાને આખાને રોપેલા હોવાથી નુકસાન થવાની દરેક સંભાવના હોઈ તેની બરાબર સંભાળ રાખવી જોઈએ. સારું હશે તેને રાખી બીજાને કાઢી નાખીશું એ માન્યતાથી ઘણી વખત આપણે એક ખાડામાં એક કરતાં વધારે રોપા રોપી દઈએ છીએ; પણ તેથી ઘણું નુકસાન થાય છે. માટે એક ખાડામાં એક જ રોપો રોપવો. જોકે રોપા અને કલમ વાવીને ઉછેરાતાં ઝાડ શ્રેષ્ઠ નીવડે છે, પણ વૃક્ષ તાત્કાલિક જામી જાય જલદી ઉપયોગી બને તે માટે વડની જાતનાં કેટલાંક વૃક્ષોની લાંબી ડાળી કે વડવાઈ જેવાં મૂળિયાંની કલમમાંથી પણ એ જાતનાં ઝાડ ઉછેરી શકાય. કેટલાંક વૃક્ષોને જમીન સરસાં કાપતાં પછી તેમનાં જૂનાં થડમાંથી ગરજા નીકળે છે; કેટલાંકને કાપી તેમનાં મૂળમાં કાપ જેવું કરતાં ત્યાંથી ફણગા ફૂટે છે. એ ફણગા કે ગરજામાંથી એકાદ સરસ ચૂંટી તેને પણ વધવા દઈ વૃક્ષ તરીકે ઉછેરી શકાય. પણ ઉત્તમ વૃક્ષો તો કલમ રોપીને જ મેળવાય છે.

---

## કહેવત કથન અને કવિતા

**દોરડી બળે પણ વળ ન મૂકે.**

પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?

કૂતરાની પૂંછડી ભોંયમાં દાટી તોય વાંકી ને વાંકી

સ્વભાવનું ઓસડ નહિ.

છવતાની ખોડ મૂએ જાય.

ઝાડ જાય ફેવે,

ને ટેવ જાય મુવે.

આદત આઈ હે તન કે સાથે.

ન એ જી જનાજે કે સાથ.

※

બાર કોસે બોલી બદલે, તરુવર બદલે શાખા;

જોને દહાડે કેશ બદલે, પણ લખણ ન બદલે લાખા.

※

અવની રોગ અનેક, જેનાં ઓસડ છે, જગતનાં;

દાખ તબિયતનું, એક, ઓસડ ન કર્યું, રાજની.

અને કહ્યું છે: 'કોળિયામાંથી પણ અર્ધો કોળિયો અર્થીને કેમ આપતા નથી? ઈચ્છાનુરૂપ વૈભવ કોને ક્યારે થાય છે?'

'સાહુકાર બહુ દાન કરીને જે ફળ મેળવે તે એક કોડી આપવાથી દરિદ્રને મળે એવી અમારી શ્રુતિ છે.'

'દાતા નાનો હોય તો પણ સેવ્ય છે. પણ કૃપણ મોટો સમૃદ્ધિશાળી હોય તોય કોઈ એનો ભાવ પૂછતું નથી. કૂવામાં મીઠું પાણી હોય એટલે એને જોઈ ને લોકોને પ્રીત આવે છે, પણ સમુદ્રને જોઈ ને નથી આવતી.' વળી કહ્યું છે :

**સંચય કરવો ઠીક ન કરો અતિસંચય।**
**અતિસંચયકારી આ શિઆળ ધનુષે મુઓ॥**

### કથા ૬

એક દિવસ એક શિકારી વનમાં શિકાર કરવા ગયો. ત્યાં એક મૃગને મારીને તેનું માંસ લઈ ને એ પાછો આવતો હતો ત્યાં એક સુવરને એણે જોયો. એને જોઈ ને મૃગમાંસ હેઠું મૂક્યું ને સુવર ઉપર બાણ ફેંક્યો. બાણ મર્મસ્થાને વાગવાથી સુવર મરું મરું થઈ ગયો, પણ મરતાં મરતાં ઘનઘોર ગર્જના કરી એણે દોટ મૂકી તથા પારધિનું પેટ ફાડી નાખ્યું, અને શિકારી તથા સુવર બે ય પંચત્વ પામ્યા. થોડી વારે દીર્ઘરાવ નામે એક ભૂખ્યો શિઆળ આહાર ગોતતો ત્યાં આવી ચડ્યો. એણે હરણ, સુવર તથા શિકારીને જોયાં, અને વિચાર્યું: 'આજ ભાગ્યદેવી પાંશરી લાગે છે, એટલે અણચિંતવ્યું ભોજન આવી પડ્યું. પણ એને એવી રીતે ખાઉં જેથી બહુ દિવસ લગી મારી પ્રાણયાત્રા થાય. એટલે આજ તો મૃગસુવરવ્યાધનો અન્નકૂટ કરીને ધનુષને સ્નાયુની દોરી છે એ જ ખાઈ ને ચલાવી લઉં.' એમ કરવા જાય છે ત્યાં બંધ તૂટતાં ધનુષથી એનું તાળવું તૂટી ગયું ને એ મરી ગયો. એટલે હું કહું છું: 'સંચય કરવો ઠીક' ઇત્યાદિ.

(ચાલુ) દેસાઈ વાલજી ગોવિન્દજી

# Our Friends Abroad

(વિનોદ પાઠક ઉપર આવેલા પત્ર)

બદ્રુદીન મ. રતનસી
પો. ઑ. ૧૬ નૈરોબી (કેન્યા-ઈસ્ટ આફ્રિકા)

**પ્રિય ભાઈ પાઠક,**

મઝામાં હશો. 'કુમાર'ને અંગે એક પત્રવ્યવહારક મંડળ કાઢવાની તમારી યોજના મને ગમી છે. હિંદમાં આવો વિચાર આ પહેલવહેલો જ હશે. 'કુમાર'માં 'આપણા પરદેશી મિત્રો'નું પાનું શરૂ થયું ત્યારથી હું બરોબર વાંચતો રહ્યો છું. હિંદ અને હિંદ બહારના તરુણો તેમજ કન્યાઓ પત્રવ્યવહાર કરે તે બાબતની દરેક જાતની પ્રવૃત્તિને હું વધાવી લઉં છું. છોકરાઓ તો બહુ સારો પત્રવ્યવહાર કરે છે; પણ કોઈ હિંદી છોકરીનું નામ આગળ આવેલું મને યાદ નથી. ઘણી બહેનો અંગ્રેજી લખી જાણતી હશે. એમને તમે લખવા વિજ્ઞપ્તિ કરો. હવે તો આ જમાનામાં આપણી નારીજનને દુનિયામાં ચારેકોર પત્રવ્યવહાર કરી વિચારોનો વિનિમય કરવો જોઈએ, તેમનાં જીવનની રહેણી જાણવી જોઈએ અને પોતાનું દૃષ્ટિબિંદુ વિશાળ કરવું જોઈએ.

હવે હું મારું બયાન આપું. હું ૧૯ વર્ષનો છું. ૭ ફૂટ ઊંચો છું. પાંચ વર્ષનો હતો ત્યારનો આફ્રિકામાં આવ્યો અને અહીં જ મૅટ્રિક્યુલેશન (લંડનની પરીક્ષા) પસાર કરી છે. અત્યારે હવે બાપાજીની દુકાનમાં સેલ્સમૅન (ધરાક સંભાળનાર) બન્યો છું. કામ બહુ છે, પણ ગમે એવું છે; અને દુનિયામાં કમાણી પણ સારી છે.



અહીંનું જીવન બહુ મઝાનું છે. ઘણી જાતનાં જંગલી પ્રાણીઓ અહીં થાય છે. અજબ પ્રકારની કાળી પ્રજા એ છે. કુદરત પણ અજબ છે, અને કેટલી યે જાતના આદમપ્રેમો ગમે એમ છે. હું આ સાથે બે પોસ્ટકાર્ડ મોકલું છું. તેમાં આ દેશના અગ્રણીઓ પોતાનો રાજશાહી ઠાઠ કરી ઊભા છે એ ઉપરથી જ તમે સમજશો કે એ લોકો કેવા હશે. તેમનાં કાકાં ભુએ નો દરબાર. એમનામાં કોઈ ગાંડો દૂબળો તો ગમે જ નહિ; બધા જ ખૂબ ધીંગા.

તમે કૃપા કરી હવે પછીના અંકમાં પરદેશી મિત્રોની નામાવલિમાં મારું નામ છાપશો તો બહુ આનંદ પામીશ. મને ફોટોગ્રાફી, કેમિસ્ટ્રી, ભૂગોળ, ક્રિકેટ, વર્તમાનપત્રો, માનસશાસ્ત્ર, વિનોદ, મિત્રોનો પત્રવ્યવહાર, કાવ્યો, કેળવણી અને હિંદી રાજકારણમાં રસ પડે છે. મારી પાસે

કેનિયા, યુગાન્ડા અને ટાંગાનીકાની કેટલી યે વાપરેલી ટિકિટો છે. મને તેના બદલામાં કશાની જરૂર નથી; સિવાય કે કોઈ ખુશીથી કંઈ આપે. અને મને ટિકિટોમાં બહુ રસ પણ નથી તેમજ તેનો સંગ્રહ પણ કરતો નથી. મને જરૂર છે પત્રવ્યવહાર કરનારા ભાઈઓ અને બહેનોની. કે જેઓ જવાબ લખવામાં ચોક્કસ હોય. આપણે સૌ ફોટોગ્રાફીની આપલે કરવા તૈયાર છીએ.

છેવટ, ફરીવાર તમારી કામગીરી માટે અભિનંદન આપું છું અને ફત્તેહ ઇચ્છું છું. પત્ર લખશો. નેક—તમારો

બદ્રુ રતનસી

# બાળકોની ફોટોગ્રાફી

બાળકોની ફોટોગ્રાફી જેટલી સહેલી લાગે છે તેટલી જ મુશ્કેલ છે. બાળકને ગમે તેવા દેખાવ પર ગમે તેવા ભાવો સાથે લેવું સહેલ છે, પરંતુ ધાર્યો પ્રકાશ, ધાર્યો દેખાવ અને ભાવવાળી મુખમુદ્રા સાથે લેવા માટે ઘણી ધીરજની જરૂર છે. પ્રથમ તો આ પ્રકારની ફોટોગ્રાફી માટે અંદર પૂરે પ્રતિબિંબ દેખાય એવા 'રિફ્લેક્સ' કૅમેરાની ખાસ જરૂર છે. કારણકે બાળક કંઈ આપણા તાબાની વસ્તુ નથી એને પોતાને મન તો તે બાદશાહ જેટલી સત્તા ધરાવે છે. મરજી પડે ત્યારે હસે અથવા રડે!

બાળકની ફોટોગ્રાફી માટે સવાર અથવા સાંજનો ઠંડો તડકો જરૂરી છે. પાછળનો દેખાવ કે પછીત તદ્દન સાદી હોવી જોઈએ. તે પછી બાળકને પસંદ કરેલી જગ્યા પર બેસાડીને તેને રમકડાં વગેરેથી આનંદિત બનાવવું. આપણું પોતાનું અથવા આપણા કુટુંબી કે સ્નેહીનું જાણીતું બાળક હોય તો વધારે આનંદ આવે. આપણે તો કૅમેરામાં ધ્યાન ચોંટેલું જ રાખવું અને આગળપાછળની વસ્તુઓ તથા બાળકનો સ્પષ્ટ આકાર અને બદલાતા ભાવ જોતા રહેવું. આપણી બાજુમાં કોઈ એકાદ જણ તેને હસાવતું બોલાવતું રહે તો તે દરમિયાનમાં અમુક પ્રસંગોએ આપણને બહુ જ સારી તકો મળી જાય છે. આ ફોટોગ્રાફીના ખૂબી જ ઘેરા-વખત પર ચાંપ દાબવામાં છે. આવાં બે ચાર એક્સ્પોઝર કરવાથી એકાદ તો જરૂર સારો નીકળવાનો. પછી ચિત્રની નેગેટિવમાંથી ખાસ ભાગને જરૂર એનલાર્જ કરી લેવો. આવાં ચિત્રો ઘણી વખત પ્રદર્શન અથવા હરીફાઈને લાયક ચિત્ર બની આવે છે. કંઈ નહિ તો છેવટે આપણા જ આનંદનું સાધન તો બને છે.

આ હકીકતના નમૂના રૂપે મારા દીકરા 'બરકત'નું ચિત્ર (જુઓ આ અંકના પૂઠા ઉપર) રજૂ કરું છું. એ બહુ જ આનંદી બાળક છે. એક દિવસે સવારે તે મોજથી રમતો હતો, ત્યારે રોલીફ્લેક્સ કૅમેરા લઈને હું તેની પાસે પહોંચી ગયો. તેના લેન્સ ઉપર વધારાનો પ્રોક્સાર (આકૃતિ મોટી આપનાર) લેન્સ અને પીળું ફિલ્ટર ચડાવી, ૮ નંબર ડાયાફ્રામ રાખી, ૧/૧૦૦ સેકંડની ઝડપે સ્નેપ લીધા. અંદરની ફિલ્મ સુપર ડબલ એક્સ હતી. તેનું ધ્યાન કૅમેરાથી બહાર રાખવા અને તેને વધુ આનંદિત બનાવવાનું કામ બીજા ભાઈને સોંપ્યું. કૅમેરાની અંદર ગ્રાઉન્ડ ગ્લાસ પરના આકારની મજા લેતો રહ્યો અને રસ પડતો ગયો તેમ એક પછી એક ચાંપ દબાવતો રહ્યો. ચારેક સંતોષકારક ચિત્રો ઝડપ્યાં તેમાંનું આ એક પરિણામ છે. તેનું ૧૨×૧૦ના માપનું ચિત્ર આ વખતે મેં ફ્રાંસના અખિલ વિશ્વ ફોટો પ્રદર્શનમાં મોકલી આપ્યું છે.

આબીદમિયાં સૈયદ

# નવાં પુસ્તકો

**જવનિકા** (એકાંકી નાટકો)–લેખક પ્રકાશક: જયન્તી દલાલ, 'ગતિ અને રેખા', બીપફળ-બૅંક બિલ્ડિંગ અમદાવાદ ૦–૧૨–૦. **બ્રહ્મદેશનો પ્રવાસ**–લેખક: દત્તાત્રેય બા. કાલેલકર; ૦–૬–૦. **વાલ્મીકિનો જય**–ગાંધાસુકોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રીના મૂળ બંગાળી પુસ્તકના મરાઠી અનુવાદ ઉપરથી ૦–૬–૦; **સર્વોદય**–[રસ્કિનના 'અન ટુ ધિસ લાસ્ટ' ને આધારે] લેખક: મોહનદાસ કરમચંદ ગાંધી ૦–૧–૬; ત્રણેના પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ. **જગતના સિતારા** (ભાગ બીજો)–લેખકો: ફૂલાભાઈ મધુભાઈ પટેલ તથા નટવરલાલ માધવલાલ રાવળ, પ્રકાશક: શ્રી પાટણ વિદ્યાર્થીમંડળ, ઠે. પંચા અભ્યાસગૃહ, સાળવીવાડા પાટણ, ૦–૭–૦. **ભારતના મહાન વૈજ્ઞાનિકો** (પ્રાચીન અને અર્વાચીન)–લેખક-પ્રકાશક: રેવાશંકર ઓ. સોમપુરા શીહોર (કાઠિયાવાડ) ૨–૮–૦. **મારી વ્યાપક કેળવણી** જૂકર ટી. વૉશિંગ્ટનના 'માઈ લાર્જર એજ્યુકેશન' એ પુસ્તક ઉપરથી અનુવાદક ચંદુભાઈ રાવજીભાઈ પટેલ, ૧–૪–૦; **પાંચમી ચોપડી** (વિદ્યાપીઠ વાચનમાળા)–ગુજરાતી શાળાના પાંચમા યા અંગ્રેજી શાળાના ૧લા ધોરણ માટે ૦–૫–૦. **એક સત્ય વીરની કથા અથવા સૉક્રેટિસનો બચાવ**: લે. મોહનદાસ કરમચંદ ગાંધી, ૦–૧–૭; ઉપરનાં ત્રણે પુસ્તકોના પ્રકાશક શ્રી જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન કાર્યાલય અમદાવાદ.



# માધુકરી

કાળની સાથે કર્યો છે વાયદો,
ચાલશે કોઈ નહિ ત્યાં કાયદો,
કામ કરવું છે તો શયદા આજ કર;
કાલની વાતો કર્યે શો ફાયદો ?

ચાલવાનું છે, ભલે હર હાલ-ચાલ,
પણ જરા જોઈ પ્રભુના હાલ, ચાલ,
ચાલ તારી જોઈને ચાલે બધા,
એટલું સમજીને શયદા 'ચાલ' ચાલ. —શયદા

## રામલાલ બાજપેય

જે છે એ જ સ્થિતિ સારી છે એમ માનીને જે માણસ દુનિયામાં રહે છે તેની પ્રગતિની આશા અટકી જ એમ સમજવું. અમેરિકામાં એક ઔષધના કારખાનામાં ચીફ કેમિસ્ટ તરીકે કામ કરતા શ્રી રામલાલ બાજપેયે જો પ્રાપ્ત પરિસ્થિતિમાં જ સંતોષ માન્યો હોત તો સામાન્ય સારો પગાર મેળવી અત્યારે પેન્શન લેતા સ્વસ્થ બેઠા હોત. કદાચ કોઈ શિક્ષણના ટાઈમ માસ્તર તરીકે સારો પગાર મેળવતા હોત; પણ અમેરિકા જેવા સ્વતંત્ર ને આગળ-પડતા દેશમાં મોટા હોદ્દાઓ માણસ પોતાના હાથ નીચે રહેવાનું ભાગ્ય એમને ન મળ્યું હોત.

શ્રી રામલાલ મૂળ ઉત્તર હિંદુસ્તાની બ્રાહ્મણ. એમના વડિલો નાગપુરના રાજા ભોંસલેના આશ્રિત હતા. બાળપણે કુટુંબની પરાક્રમકથાઓ નાનપણમાં સાંભળી-સાંભળી આ દેશનું પારતંત્ર્ય એમને ખટકવા લાગ્યું હાઈ-સ્કૂલમાંથી એમને રસાયનશાસ્ત્રનો મોહ લાગ્યો ને એ વિષયનું જ્ઞાન જ્યાંથી મળી શકે ત્યાંથી મેળવવા માંડ્યું.

પણ એનો વિશેષ અભ્યાસ પરદેશ ગયા સિવાય શક્ય ન લાગતાં તે નાગપુરથી મુંબઈ આવ્યા. મહાયુદ્ધના એ દિવસોમાં કોઈ યુરોપ જવું સહેલું ન હતું. એમણે છેવટે જપાનરસ્તે અમેરિકા જવાનું નક્કી કર્યું ને એ મુજબ ટિકિટ ખરીદી ઉપડ્યા. રસ્તામાં સિંગાપુર, હોંગકોંગ, ટોકીઓ વગેરે સ્થળોની શિક્ષણસંસ્થાઓ, ત્યાંની તાલીમ તથા ઈતર રાષ્ટ્રીય સંસ્થાઓનું નિરીક્ષણ કર્યું.

જપાનથી સાનફ્રાન્સિસ્કો પહોંચતાં એમના સ્વાવલંબી અને ખડતલ જીવનની શરૂઆત થઈ. એ ત્યાંના એક ખેતર પર કામ કરવા ગયા પણ ત્યાંનો ઉનાળો એટલો સખત હતો કે એ કામ છોડી દેવું પડ્યું. ત્યાંથી એક આઈસ્ક્રીમ ફેક્ટરીમાં જોડાયા. ત્યાં વસ્તુઓની ઉત્પાદનનું ખૂબ ત્રાસદાયક, કામ એમને કરવું પડતું. પણ એ બધું કરતા રહીને વનસ્પતિનો વૈદકીય ઉપયોગ ને સંશોધનકાર્ય શીખી એમણે ઉપાધિ મેળવી અને એ ઉપાધિના જોરે જ આગળ વધતા-વધતા આજ એ હોપકિન્સ ફાર્માસ્યુટિકલ વર્કસમાં ચીફ કેમિસ્ટની જગ્યા પર આવ્યા છે.

અમેરિકાના એકંદર નિરીક્ષણ પછી એમણે જે જે હકીકતો બહાર પાડી છે તેમાં વ્યાપારવિષયક ખાસ જાણવાજોગી છે: ત્યાં કોઈ પણ કારખાનું ઊભું કરવાનું હોય તો પહેલાં તો ત્યાંના જુદા જુદા પ્રાંતોમાં કેટલી લોકસંખ્યા છે, તેમાંથી આપણા માલના ઘરાક થાય એવા કેટલા છે, આપણા સિવાયના એવા જ બીજા માલનો પ્રચાર કેટલો છે, એમાંથી આપણે માટે કેટલો અવકાશ રહે એમ છે, માલની શી કીમત રાખવી, વગેરે નાની મોટી અનેક માહિતીનો પહેલેથી જ એક તક્તો તૈયાર કરવામાં આવે છે અને પછી તજ્જ્ઞોની મદદ વડે નાના પ્રમાણમાં જ પ્રથમ તો માલ ઉત્પન્ન કરવામાં આવે છે. આ પદ્ધતિથી માલ પ્રમાણસર જ ઉત્પન્ન થાય છે ને મૂડી બંધાઈ રહેતી નથી.

વળી વ્યાપારી શાખ પર પણ એ લોકો મરી ફીટે છે. તેમણે એક પ્રકારનો માલ પૂરો પાડવાનું કબૂલ કર્યું હોય તો પછી તેમાં કદાપિ ફેર નહિ પડે, નુકસાન આવે તો તે અંગ પર સહી લેશે પણ પોતાનું વચન પાળશે. અમારી જ પેઢીના સંચાલકની વાત કરું તો એમણે અમુક

માત્ર બીજી કંપનીને દસ રુપિયાના દરે આપવાનું નક્કી કર્યું ને ભાવ પાછળથી વધીને બાર રુપિયા જેટલો થઇ ગયો. છતાં એમને કૉન્ટ્રેક્ટ પૂરો થતાં સુધી સહેજ પણ આનાકાની વિના માલ પૂરો પાડ્યા કર્યો. મરવાળે રૂ. ૧૫૦૦૦ જેટલી ખોટ ગઇ. પરંતુ એ પછીનો કૉન્ટ્રેક્ટ કરતી વખતે સામી કંપનીને એમની એ ગએલી ખોટ પ્રત્યે સદ્દાનુભૂતિપૂર્વક લેઇ ફેર ઠરાવવાનું કહ્યું. સામી કંપની પણ પરિસ્થિતિ બધી જાણતી હોઇ, મનમાન્યા દર કરી આપ્યા. આમ થોડી નુકસાનીના ભોગ અગાઉ સ્વેચ્છાએ આવી જબરી કંપનીને આભારી કામની પ્રશંસનાથી લીધા હિંદી લોકોને પરદેશી પાસેથી કંઇ શીખવા જેવું હોય તો આવી જ બાબતો છે.'

## ન્યૂફાઉન્ડલેન્ડ

વિસ્તારમાં આયર્લેંડથી યે મોટા છતાં માત્ર ૨,૮૦,૦૦૦ની વસતિ ધરાવતો 'ન્યૂફાઉન્ડલેન્ડ' ટાપુ ક્યાં આવ્યો એની ઘણાને ખબર નથી હોતી. કેટલાક તો એને ગ્રીનલૅંડની નજીક કે ઉત્તર ધ્રુવના વર્તુલમાં ક્યાંક આવેલો માની લે છે. પણ ખરી રીતે તો કૅનેડાના લાબ્રાડોર દ્વીપકલ્પના અગ્નિખૂણે આવેલા આ ટાપુની રાજધાની સેંટ જૉન, પારીસ જેટલા જ અક્ષાંશ પર આવેલી છે.

છતાં ટાપુના અપવાદે અને આખું લાબ્રાડોર નવેંબરથી એપ્રિલ સુધી હિમાચ્છાદિત રહે છે. ત્યારે વ્યવહાર માત્ર કૂતરાની સ્લેજ આગગાડી જ શક્ય બને છે. એના પ્રાંતોને ધ્રુવપ્રવાહ તથા 'ગલ્ફસ્ટ્રીમ' ભેગા થતા હોઇ, ખૂબ ધુમ્મસ જામેલું રહે છે, પણ ખુદ ટાપુ પર એ નથી રહેતું. ધ્રુવપ્રવાહ સાથે ગ્રીનલૅંડથી મોટા હિમગિરિઓ પણ ધસી આવતા હોઇ, બે તણ જૂનમાં તો મેઇન્ટ્રીઅલથી ન્યૂફાઉન્ડલેન્ડનો માર્ગ ખૂબ જોખમભર્યો બની જાય છે.

બ્રિસ્ટલે આ ટાપુ પર ઇંગ્લંડનો વાવટો રોપ્યો ને ઇ. ૧૬૧૦માં ઇંગ્લંડ પહેલાંઓ બ્રિટિશ પ્રજાને ત્યાં વસવાનો પરવાનો આપ્યો ત્યારથી આજ સુધી એ બ્રિટનને તાબે છે. એની ભૂમિએ નવા વસાહતીઓનાં દિલોમાં ખૂબ જ આશા ભરી હશે એમ ત્યાંની વસાહતોને આપેલાં 'Heart's Content,' 'Heart's Delight' વગેરે નામો, ત્યાંના પર્વતને આપેલું 'Blow-me-Down' નામ, ત્યાંના ઉપસાગરોને આપેલાં 'Fortune Bay,' 'Bay Despair' વગેરે જેવાં રંગદર્શી નામો પરથી માલૂમ પડે છે. આમાં છેલ્લું નામ નિરાશાસૂચક નથી, પણ 'Baild' Espoir' (આશાનો ઉપસાગર)નું અપભ્રંશ છે.

આખા ટાપુ પર મોટામાં મોટું શહેર ૪૦,૦૦૦ની વસતિવાળું રાજધાનીનું શહેર સેંટ જૉન જ માત્ર છે. બાકીની વસતિ, તેના કિનારાના ૬૦૦૦ માઇલ પર ૧૩૦૦ વસાહતોમાં વહેંચાઈ ગઇ છે. આ કિનારવર્તી વસવાટનું કારણ એ છે કે વસતિનો મુખ્ય વ્યવસાય જ માછીમારનો છે. કૉડ માછલીઓના શિકાર સારૂ જ આદ્ય વસાહતીઓ આવી વસેલા ને એમના વંશજોએ પણ એ જ પરંપરા ચાલુ રાખી છે. ન્યૂફાઉન્ડલૅન્ડરની મહત્ત્વાકાંક્ષા જ સુંદર માછીમાર બનવાની હોય છે. માર્ચ મહિનામાં સીલોની વિયાવાની મોસમમાં એ લોકો એને શિકારે પણ ઊપડે છે.

ટાપુ પર જંગલો પણ ઠીકઠીક છે ને કાગળની બે મિલો ચાલે છે. ખનિજ દ્રવ્યમાં ત્યાંના બેલ ટાપુની ખાણોની ખાણ દુનિયાના લોખંડના સમૃદ્ધ જથાઓમાંનો એક લેખાય છે. પણ એ બધા ઉદ્યોગ પાછળ માંડ થોડાક હજાર માણસો રોકાએલા હશે.

## મર્સેરાઇઝેશન-કાપડકળાની એક શકવર્તી શોધ

કાપડઉદ્યોગમાં મહત્ત્વનું સ્થાન લેતી આ શોધ એટલી બધી ઉપયોગી અને વ્યવહારૂ થઇ ગઇ છે કે ઝીણા સૂતરનો માલ બનાવતી આપણા દેશની લગભગ બધી મીલો મર્સરાઇઝ કાપડ બનાવતી થઇ ગઇ છે.

કૉસ્ટિક સોડા અથવા કૉસ્ટિક પોટાશના કટક દ્રાવણ (Solution)ની સૂતર અથવા તો તેમાંથી બનેલા કાપડ ઉપર જે અસર નિપજાવી શકાય છે તેને મર્સેરાઇઝેશન કહે છે.

કાપડનો એક કકડો લઇએ અને તેને થોડીક મિનિટો સુધી ૫°થી ૬° (Twaddle) એટલે કે વિશિષ્ટ ગુરુત્વ (specific gravity) ૧·૨૫ થી ૧·૩૦ના દ્રાવણમાં ડુબાડી રાખીએ તો તેનો દેખાવ બદલાઈ જાય છે અને તેની સપાટી ઉપર એક જાતનો ચળકાટ પથરાઈ રહે છે. તે કકડાને પછી બહાર કાઢીને ધોઈ નાખતાં લેઇએ તો તેની સપાટી પહોળાઈમાં થોડી ઓછી થઈ ગએલી જણાશે અને કાપડ વણાટમાં પણ જાડું દેખાશે. આવા પ્રકારના કાપડમાંથી સૂતરના એક તાંતણાને જુદો પાડી સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોઇશું તો તે તાંતણાનો અસલ ગુણ નાશ પામેલો જણાશે અને તેમાં ઘણો ફેરફાર થએલો જણાશે. મૂળ તાંતણો જે વળ ચડાવેલો અને આડોઅવળો દેખાય તેને બદલે તે એકદમ જાડો, સીધો અને પ્રતિબિંબિત પ્રકાશથી ચળકતો જોવામાં આવશે. જે તાંતણો પહેલાં ચપટી નળીના જેવો દેખાતો તે હવે જાડા નળના આકાર જેવો ગોળ દેખાશે. આ પ્રમાણે દરેક તાંતણામાં ફેરફાર થવાથી ઉપર જણાવ્યા પ્રમાણે આપણને કાપડમાં ફેરફાર દેખાય છે. આવું કાપડ મજબૂતીમાં ઘણું જ વધે છે અને રંગોથી મિશ્રિત હોય તો તેનું આકર્ષણ પણ વધે છે.

આ સુંદર શોધ લૅંકેશાયરના જ્હોન મર્સર નામના એક છીંટ છાપનારે આજથી સીત્તેર વર્ષ પહેલાં કરી હતી. એ માણસ સૂતરના કાપડમાંથી કૉસ્ટિક સોડાનું કટક દ્રાવણ ગાળતો હતો તે વખતે કાપડની આ વિશિષ્ટતા તેના જોવામાં આવી હતી; અને ત્યાર પછી તેણે પ્રયોગો કરીને

તે બહાર પાડી હતી. આ રીતે શોધનારના નામ ઉપરથી જ (Mercerisation) નામ પડ્યું છે.

જ્હોન મર્સરની રીત કાપડને કૉસ્ટિક સોડાના દ્રાવણની અંદરથી પસાર કરવાની હતી અને તેના પ્રયોગોથી પુરવાર થયું કે એક ઇંચમાં ૨૦૦ તારવાળું કાપડ મર્સરાઇઝ કરવાથી સંકોચાઇને ૨૯૦ તારવાળા કાપડના જેવું દેખાતું વળી તેની મજબૂતીમાં પણ સેંકડે પચાસેક ટકા જેટલો વધારો થતો અને વજન સેંકડે સાડાચારથી સાડા પાંચ ટકા સુધી વધતું હતું. આ ઉપરાંત મર્સરાઈઝ કરેલા કાપડની સપાટી વધારે સુંદર અને વધારે ચળકાટવાળી બની હતી અને રંગીન કાપડ ઘણુ વધારે આકર્ષક બનતું હતું

આ ક્રિયાના પેટન્ટ્સ માટે મર્સરને બે લાખ ડૉલર મળતા હતા, પણ તેણે તે લેવાની ના પાડી.

મર્સરાઇઝેશનના સામાન્ય મુદ્દાઓમાં કૉસ્ટિક સોડાનું વિશિષ્ટ ગુરુત્વ ઉપર જણાવ્યા પ્રમાણે ૫૫થી ૬૦ Tw.નું હોવું જોઇએ અને ઉષ્ણુમાન ૧૫°Cથી ૨૦°C વધુમાં વધુ સુધીનું એ બે ગણાય છે. આ બે વસ્તુઓ ધોરણસરની ન હોય તો મર્સરાઇઝેશન સારૂં થઈ શકતું નથી.

ત્રીજો મુદ્દો કાપડને અમુક વખત સુધી દ્રાવણમાં પલાળી રાખવાનો છે. તે લાંબામાં લાંબો ૧૦ મિનિટ સુધીનો ગણાય છે પણ વખત કરતાં મર્સરાઇઝ કરવા માટેનું કપડું અથવા સૂતર દ્રાવણનું બરોબર શોષણ કરે તે વધારે જરૂરી છે. આ ઉપરાંત આખી ક્રિયા દરમ્યાન કાપડને ખેંચ (Tension) આપવાની પણ ખાસ જરૂર હોય છે અને મર્સરાઇઝીંગ થઈ ગયા પછી તેની ખેંચમાંથી કાપડને મુક્ત કરવું તે પણ એટલું જ જરૂરી છે.

લગભગ બધી જાતના રૂનું સૂતર મર્સરાઇઝેશન માટે અનુકૂળ ગણાય પણ ખાસ કરીને જે રૂમાંથી લાંબા તાંતણાઓ નીકળી શકે તેવી જાતનું રૂ (દા. ત. ઇજિપ્શિયન રૂ) વધારે સારૂં ગણાય; જેથી તે સુંદર મર્સરાઇઝેશન આપી શકે અને ઉદ્યોગમાં ઉપયોગી થાય.

કાપડની ઉપરની રૂંવાટી (રુંગ) બાળી નાખવા માટે ઘણીવાર તેને સળગાવેલા પેટ્રોલ ગેસ અથવા નેચરલ ગેસ ઉપરથી મશીનરીની મદદથી પસાર કરવામાં આવે છે. જેને gassing અથવા તો siengeing કહેવામાં આવે છે અને આવું Sienge કરેલું કાપડ મર્સરાઇઝ કરવા માટે ઉત્તમ ગણવામાં આવે છે.

કૉસ્ટિક સોડા અને કૉસ્ટિક પોટાશ સિવાય મર્સરાઈઝેશન માટે Zinc chloride અને Sulphuric acid પણ વપરાય છે પણ ઉદ્યોગની દૃષ્ટિએ તેનો ઉપયોગ બહુ ઓછો થયો છે. એટલું તો ચોક્કસ થયું છે કે કાપડઉદ્યોગમાં મર્સરાઇઝેશને એક મૂળભૂત પરિવર્તન કર્યું છે.

(ગુજરાત સમાચાર) એસ. એમ. દેસાઈ

## મહાપુરુષોના અંતિમ શબ્દો

નેપોલિયન: 'મારો પ્રભુ! મારો દેશ! મારૂં સૈન્ય!'

લૉર્ડ બાયરન: 'હવે હું ઊંઘી જઉં છું.'

માદામ રોલાં (ફ્રેન્ચ રાજ્યક્રાન્તિની એક મહાન વ્યક્તિ): 'સ્વતંત્રતા! અહો, તારા નામે કેવા અપરાધો થઈ રહ્યા છે!'

જૉન કીટ્સ: 'મારા પર ફૂલ ઊગતાં હોય એમ લાગે છે.'

જર્મન મહાકવિ ગ્યોટે: 'પ્રકાશ-વિશેષ પ્રકાશ!'

ગ્રીક ફિલસૂફ સોક્રેટીસ: 'ક્રીટો, મારા પર ઈસ્ક્યુલેપિયસનું એક કૂકડાનું દેવું છે તે ચૂકવી દેજે.'

બેન્જામિન ફ્રાન્કલીન: 'મરનો માણસ કશું સરળતાથી ન કરી શકે.'

ચાર્લ્સ ડાર્વિન: 'મને મોતની મુદ્દલ બીક નથી લાગતી.'

જ્યૉર્જ વૉશિંગ્ટન: 'ડૉક્ટર, હું બહુ મુશ્કેલીએ મરૂં છું; પણ મને મરતાં કશો ક્ષોભ નથી થતો.'

ઉમર ખય્યામ: 'હે ખુદા, મેં મારી શક્તિ અનુસાર તને પિછાનવા પ્રયાસ કર્યો છે; માફ કરજે.'

હાનિબાલ: 'હવે ચાલો આપણે રોમનોને તેમની ચિંતામાંથી મુક્ત કરીએ.'

વિલિયમ પિટ: 'ઓ મારા દેશ! હું અને છોડી જઉં છું.'

## ગાજરના ગુણ

ગાજરમાં ટમેટાંના જેવા ગુણ છે એ વાત પહેલાં તો કોઈ માનતું નહિ; પણ વૈજ્ઞાનિક રીતે પૃથક્કરણ કર્યા પછી એ પુરવાર થયું છે. 'એ' વિટામિનની દૃષ્ટિએ વિચાર કરીએ તો ગાજર કૉડલિવર ઑઇલ દૂધ ને માખણની હરીફાઈ કરી શકે છે. ગાજરમાં કૅરોટીન નામનો જે પદાર્થ છે તે શરીરને ઘણો ઉપયોગી છે. નાળિયેર, ઘઉં અને મગફળીમાંના કૅરોટીન કરતાં ગાજરમાં તેનો જથ્થો અત્યંત હોય છે. કૉડલિવર ઑઈલ, માખણ કે દૂધ જે ગરીબ પ્રજાને સસ્તાં ન પડે તેમને માટે ગાજર ઉત્તમ ગણાય. આથી કુન્નુરની આહારપ્રયોગશાળાના સંશોધકોએ પણ ગરીબોને માટે તેની ભલામણ કરી છે.

વૈદકની દૃષ્ટિએ અતિસાર કે આંતરડાના રોગમાં ગાજરનો પ્રયોગ સફળ નીવડ્યો છે. એક વરસની અંદરનાં બાળકોના અતિસાર ગાજરના રસથી મટે છે.

શરીરને નીરોગી રાખવા માટે તો ગાજર ઘણું ઉપયોગી છે. ગાજરમાં ઉપર જણાવેલાં પોષક દ્રવ્યો ઉપરાંત ગાજરનો રસ પાચક હોવાથી લાંબા વખતનું અજીર્ણ પણ મટાડે છે.

['વિજ્ઞાન જગત'માંથી]

કનુ દેસાઈનાં

# બે અભિનવ આલ્બમો







**રંગલહરી**

આઠ રંગચિત્રોનો સંપુટ

૧–૪–૦

**નૃત્યરેખા**

પ્રસન્ન અને ઉદ્રેકભર્યાં
વિવિધ જીવનભાવોને
રંગભરી રેખાવલિમાં મૂર્ત
કરતાં આઠ ચિત્રોનો સંપુટ

૧–૮–૦

પોસ્ટેજ દરેકના સાત આના

કુમાર કાર્યાલય
અને બીજા જાણીતા
વિક્રેતા પાસેથી

---

# ચિત્રસાધના

કલાકાર રસિકલાલ પરીખ નો પરિચય




જાણીતા કલાકાર

**શ્રી રસિકલાલ પરીખની કલાનો**
સર્વાંગી પરિચય આપતું અને એમની
લગભગ બધી જ ઉત્તમ કૃતિઓ મૂળ
રંગોમાં રજૂ કરતું પુસ્તક • ૨૧ પૂર્ણરંગી
અને ૩૫ સાદાં ચિત્રો સાથે તૈયાર થાય છે.

કુમાર કાર્યાલય • રાયપુર • અમદાવાદ

---

બાળકો અને વિદ્યાર્થીઓનું માનીતું
ગુજરાતી ભાષાનું સૌથી પહેલું
સર્વાંગ સુંદર સચિત્ર લોકપ્રિય માસિક

# બાલજીવન

તંત્રીઃ રમણલાલ નાનાલાલ શાહ

છેલ્લાં ૨૦ વર્ષથી નિયમિત પ્રકટ થાય છે. ગુજરાતી ભાષાનાં સર્વ બાળકોનાં પત્રોમાં એનો ફેલાવો વધારે છે. બાળકોનાં પત્રોમાં દર વર્ષે ૧૬૦૦થી વધુ પૃષ્ઠની સચિત્ર ભેટ આપનાર એકલું 'બાલજીવન' છે.

દર વર્ષે ૪ અંકો વિશિષ્ટ અંકો તરીકે દળદાર ચિત્રયુક્ત નીકળે છે
લવાજમ તદ્દન સસ્તું—માત્ર રૂ. ૩)
બાગો માટે રૂ. ૩ા. હિંદ બહાર રૂ. ૪)

બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા
(મુંબઈમાં આર આર. શેઠને ત્યાં લવાજમ ભરી શકાય છે)






**કુમાર પ્રત્યેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે બહાર પડે છે**

મુદ્રક-બચુભાઇ રાવત; તંત્રી અને પ્રકાશક રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક રૂ. ૧, બહારગામના રૂ. ૬॥, પરદેશના ૧૨ શિ., છૂટક દસ આના: મુંબાઇમાં: કુમાર ઑફિસ, ૧૩૬-૧૪૨ મેડોઝ સ્ટ્રીટ મુંબાઈ-૧; તથા બીજા એજન્ટો: આર.આર.શેઠની કં., શિષ્ટ સાહિત્ય ભંડાર અને રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ.

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓ માટે નવું માસિક

# સ્ત્રી-જીવન

સંપાદક • મનુભાઈ જોધાણી

ગુજરાતના જાણીતા લેખક ભાઈ-બહેનોના રાસ, ગરબા, વાર્તા, જીવનચરિત્રો, નિબંધ, ચાલુ વાર્તા ઉપરાંત સ્ત્રીઓને ઘરગથ્થુ ઉપયોગી થઈ પડે તેવા સ્ત્રીઓના રોગોની ચિકિત્સા ને ઘરગથ્થુ ઉપાય, રસોઈઘર, ડોશીમાનું વૈદું, મોસમનાં શાકભાજી, ભરત-ગૂંથણ વગેરે વિષયો આવે છે. આસો માસનો ખાસ ગરબા અંક આપ્યો છે.

નોંધ અને ચર્ચામાં સ્ત્રીજગતની સંપૂર્ણ માહીતિ આપવામાં આવે છે.

બાળકોને માટે ખાસ માસિક સાથે જોડવામાં આવેલ છે.

## નવું વર્ષ કારતકથી શરૂ થયું છે

વાર્ષિક લવાજમ • દેશમાં ૪-૦-૦ બ્રહ્મદેશ ૪-૮-૦ પરદેશ ૫-૪-૦ (આઠ શીલીંગ) પોસ્ટેજ સાથે

'ગરબા અંક'નો લાભ લેવા ઈચ્છનાર માટે શ્રાવણ ૧૯૯૬થી

આસો ૧૯૯૭ સુધીના સવા વર્ષનાં લવાજમના પાંચ રૂપીઆ મોકલવા.

**ગુજરાતના જાણીતા લેખકની નવલકથા વાર્ષિક ગ્રાહકોને ભેટ તરીકે આપવામાં આવશે.**

ગ્રાહક થવા લખો—મનુભાઈ જોધાણી • ઝવેરીવાડ • અમદાવાદ

---

બાળકોને તંદુરસ્ત તાકાતવાન, રૂષ્ટપુષ્ટ અને

સૌન્દર્યવાન બનાવવા **બાબુલીન** હમેશા વાપરો.

તે સ્વાદિષ્ટ તેમજ લ્હેજતદાર હોઈ બાળકો પ્રેમથી માગે છે.

ખાંસી, શરદી, અજીર્ણ સુંક, ઉલટી વગેરે મટાડી શક્તિ આપે છે.





દરેક દવાવાળા વેચે છે.





## બાયોકોર્ડીયલ

છેલ્લાં વીસ વર્ષથી હિંદભરમાં વપરાઈ રહ્યું છે.

સ્ત્રીઓના ગર્ભાશયના તથા દરેક પ્રકારનાં દર્દો પર આ દવા અકસીર કારક કામગીરી બજાવે છે.

સ્ત્રીઓની શક્તિ, સંતતિ, અને સૌન્દર્ય માટે અનુપમ દવા છે.

સોલ એજન્ટ

**બી. એ. ઍન્ડ બ્રધર્સ (દવાવાળા) ૯૮ પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ-૨ • ૨-૩, ક્લાઈવ રો, કલકત્તા**



**વનની સુરાવટ**

ચિત્રકાર · રસિકલાલ પરીખ



# ઇસ્ટર · ૧૯૪૧

· રચયિતા ·

### ૧ ક્રૂસ ઉપર ઈશૂ

શોભતો મુકુટ કંટકો તણો,
નિર્ઝરે રુધિરબિંદુઓ; ઊડી
તમ ધૃણા તુજ અંગ બાળતી.
સૈનિકો જુગટું ખેલતા નીચે
ને મૂકે છ તુજ વસ્ત્ર હોડમાં.

પાંચ જે ત્રણ હતા પડેલ ત્યાં
અધિક એક ત્રણ પીડતો તને,
ત્યાં સમક્ષ તુજ માત, ને વળી
ત્યાં હતી રણકુ જે ઉગારી તેં.
એયથી જીવન ધન્ય જે થયું
તેમનાં રુદનદુઃખની વ્યથા
આજ ના જરી ય ટાળી તું શકે.

નેનથી લઈ વિદાય એમની
નેન નિમ્ન તુજ એ જતાં ઢળી.

### ૨ આજે

તારી એક અવિરામ કામના
સ્વર્ગ પૃથ્વી પર લાવવાની જે
બે હજાર વરસે ય આજ તે
વેદના જ રહી માત્ર કોઈની.

કાળરાત્રિ પ્રતિશબ્દ પાડતીઃ
'યુદ્ધઅગ્નિ મહીં ભસ્મ થૈ બધી
સિદ્ધિ માનવકુલોની' ને હવે
ક્લાન્ત સૂર્ય ઊગતાં ય થાકતો.
બાવડે જગત જીતવું અને
શાસને જીવન રૂંધવાની યે
ભગ્ન આજ અવશેષ એષણા
છે પરાજયની માત્ર એ કથા.

તેં વ્યથા જગતના કઈકની
લૈ ધર્યો મુકુટ કંટકો તણો.

હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ



### રાષ્ટ્રવિધાનમાં એકાદી ઈંટ બની શકો

● જે દેશના વતની હોવાનો તમે દાવો ધરાવો છો, જે દેશના હક્કો અને સ્વાતંત્ર્ય પ્રમાણે તમારું જીવન ઘડાઈ રહ્યું છે અથવા ઘડાઈ રહ્યું છે, તેમાં પ્રાણ પૂરવા, તેની ભાવના પ્રદીપ્ત રાખવા કેટલા યે નરવીરો મોરચાઓમાં બલિદાનો અને સ્વાર્પણ કરી રહ્યા છે. એમની કોટીમાં પહોંચવાની લાયકાત કે શક્તિ કદાચ તમારામાં ન હોય, પણ તમારામાં માતૃભૂમિના કર્તવ્ય અને કલ્યાણની સાચી તમન્ના હોય તો તમે રાષ્ટ્રની સમૃદ્ધિ અને શક્તિના સંચયમાં જે દ્વારા કંઈક ફાળો આપી શકો એવી હજારો તકો ને વ્યવહારે પળેપળ તમારી સામે પડ્યા હોય છે. તમે ભલે મોટાં દાનો કરી ન શકો, વખતનો ભોગ આપી ન શકો, કોઈને આશ્રય આપી ન શકો, તમારી નોકરી કે પદવી તમને જાહેર વક્તા કે લેખક થવામાં બાધક થતાં હોય અને રાષ્ટ્રસેવા માટે શું કરવું તેની લાચારી તમે અનુભવતા હો, તો એટલું જ કહું કે કંઈ ન કરો તોપણ રાષ્ટ્રની યત્કિંચિત સંપત્તિનો વ્યર્થ વ્યય તો તમે અટકાવી શકો છો. તમે પોતે તેમજ તમારું કુટુંબ અન્ન વસ્તુ અને આચારમાં સંયમ બતાવી બચાવ અને કરકસરનાં ધોરણથી દેશને સારી જિંદગી અને સ્વાશ્રયના પાઠ પર લાવી તંદુરસ્ત રાખી શકો છો. તમે પરદેશી ખરીદીની જરૂરિયાતો કમી કરી શકો છો. અથવા ખરીદેલી વસ્તુને ખૂબીથી વાપરી તેનો બમણો કે ત્રણગણો લાભ ઉઠાવી શકો છો. તે રીતે તમે વધારે ખર્ચાતું દ્રવ્ય બચાવો છો અને રાષ્ટ્રીય સમૃદ્ધિમાં ફાળો આપો છો. હજારો એવી નજીવી બાબતો હોય છે કે જેના આચરણથી પ્રજા પોતાના બળ, સંપત્તિ અને શક્તિનો સંચય જાળવી શકે છે અને વધારી શકે છે.

### પહેલો પ્રયોગ

● પહેલો પ્રયોગ તમે તમારી ખાનપાનની રીતોમાં કરી શકો છો. ન જોઈએ એટલા પદાર્થો પોતાના ભાણામાં લેવા એ તો એકેએક હિંદીની જાણે જન્મની કુટેવ છે. ભારતીય સંસ્કૃતિનો ધજાગરો લઈ ફરતી બ્રાહ્મણ કોમ એની પ્રથમ જવાબદાર છે. પછી કશું જ નહિ મળે એવી બુભુક્ષાએ પતરાવળી ભરચક ભરાવી એંઠવાડના ઉકરડા પડતા મૂકનારાઓ પોતે દેશનું કેટલું અન્ન ખુવાર મેળવે છે એની સમજ પામ્યા પહેલાં જ તેઓ ધર્મજ્ઞાનનાં પ્રવચનો કરે છે અને બગાડેલાં અન્નનાં ઢોળેલાં ઢગલાં ભૂખે મરતાંઓને કુદરતના દંભથી પીરસે છે ત્યારે ધર્મવૃત્તિનું મોં શરમથી ઝાંખુ થઈ જાય છે. મોટા જમણવારો અને ખાદ્ય પદાર્થોની રેલમછેલ કરવી એ આપણા સમાજનું મહાન અપલક્ષણ અને ગાંડાઈ છે. આ ટાળવાની ફરજ એકેએક રાષ્ટ્રભક્તની છે. આપણે પડોશીઓ ને જ્ઞાતિજનોને અને તેડેલા આ બાબતમાં વીનવીએ-શરમાવીએ; પીરસનારાઓને સાવચેત કરીએ અને જમનારાઓને અક્કલ ઠેકાણે રાખી જમવા પ્રેરીએ, છતાં કદાચ પરિણામ કંઈ નહિ દેખાય; પણ એકેએક માણસ જો પોતા પૂરતો બંદોબસ્ત કરવા ધારશે તો આ કાર્ય સરળ થશે. ભાણામાં પડ્યું મૂકવું પડે એટલું પીરસવા જ ન દેવું એવો આગ્રહ સંખ્યાબંધ વ્યક્તિઓ જાળવે રાખે તો એ પ્રયોગ અફળ નહિ જ જાય. પીરસનારા ભાણું ભરી જાય તોપણ જમનારાની ફરજ રહે કે તેણે વધારાના પદાર્થો કાઢીને બાજુ રાખવા અને જરૂર પડે તો જ તેમાંથી વધારે લેવું, નહિ તો તે ચોક્ખું રાખવું. આ પ્રયોગથી આપણે આપણા ઘરમાં યોગ્ય બચાવની રીત દાખલ કરી શકીશું, એટલું જ નહિ પણ ગરીબોને અન્નદાન કરવાની વિશેષ શક્તિ મેળવીશું. બગાડો અટકાવો એટલે બચત કોઈના પણ ઉપયોગમાં લાવી શકાશે કોઈના માટે નહિ તો તમારા ઘરને તે ટેકારૂપ બનશે. બાળકો ઉપર, વડીલો ઉપર, મિત્રો ઉપર આ વિચાર ઠસાવી તેના વ્યવહારમાં પ્રચાર કરો. શાળાઓ અને કૉલેજોનાં રસોડાંમાં તેનાં બોધકપત્રો મૂકી તેની યાદ આપો.

### ભોજન સંસ્કૃતિનું પ્રતીક છે

● ખાનપાનમાં સંયમ અને વ્યવસ્થા એ માત્ર કરકસર જ નથી પણ પ્રત્યેક પ્રજાની સંસ્કૃતિનું માપ પણ તેમાંથી નીકળે છે. સંસ્કાર સંસ્કારની વાતો કરતા નાગરિકો જ્યારે જમવા બેસે ત્યારે જે દરજ્જે સૌજન્ય ને શાંતિ જાળવી શકે તેમાં જ તેમની કેળવણી ને શાણપણનો આંક દેખાઈ આવશે. જૂની નાતોની ગરબડ અને ધાંધાટ તેમજ એંઠવાડ અને બગાડની નિંદા કરવામાં સૌ સામેલ થશે. પણ મેળાવડાની પાર્ટીઓમાં અને ખાસ ડિનરોમાં કેટલો બગાડ અને ધાંધાટ થાય છે તેના સાક્ષીઓ શોધવા નહિ પડે. જે પ્રજા અધિકારની દુનિયાનો અધિકાર લેવા માગે છે તેણે ખાનપાનમાં સાદગી, મિતાહારપણું અને સૌથી જરૂરનું મૌન કેળવવું




સંસારદર્શન ચિત્રાવલિનું ત્રીજું ચિત્ર - 'કોની સેવા વધે?'

. કોણ તો તેઓ મહત્ત્વના પ્રસંગે મનની તુલા કેવી રીતે
ળવી શકે? ભોજનમાં વ્યવસ્થા અને શાંતિ લાવવાના
ાઠ ખરેખર બહુ અઘરા છે, પણ પ્રજાના સામુદાયિક
ુલક્ષણ તરીકે આપણે તે સિદ્ધ કર્યે જ છૂટકો છે. એટલા
ાટે વ્યક્તિગત દરેક જણે ચોક્કસ નિયમો અને વ્રતો
ારણ કરવાં જોઇએ. દાખલા તરીકે દરેક જણ સ્વીકારે કે

(૧) હું કદી જરૂરવિનાના પદાર્થો મારા ભાણામાં લઇશ નહિ. (૨) વધારે પીરસાએલા પદાર્થો પ્રથમથી અલગ કરી દઈશ. (૩) ભાણામાં એઠું ન જ પડવું રહે તેની કાળજી રાખીશ. (૪) કોઇને તેની રુચિ ઉપ-
શંત ખાવાનો આગ્રહ કરીશ નહિ. (૫) ભોજન વેળા
, અને તેટલી સ્વચ્છતા, વ્યવસ્થા અને મૌન જાળવીશ.

સમૂહભોજનમાં તો આપણે દક્ષિણી બંધુઓનું દૃષ્ટાંત
ા જેવું છે. અનેક માણસો વ્યવસ્થિતપણે પીરસે છે,
ોઇતું જ પીરસાય છે અને અનેકવાર પીરસવા આવવાથી
ાઇને ખોટ પડતી નથી; જમનારા બધું પીરસાય ત્યાં
ુધી શરૂ કરતા નથી અને પછી પણ શાંતિ રાખે છે; અને
ભોજન પૂરું થતાં પહેલાં એક એક ઉઠી ઉઠીને કોઇ દાર
ાડતું નથી. યુરોપિયનો હિંદીઓની જમવાની રીતો પર
ટકોર કરે છે, આપણા જમણને જંગલીપણું કહે છે અને
તેથી આપણને હલકી પ્રજા ગણવાનું એક કારણ બતાવે છે.

**બીજો પ્રયોગ**

● તે આપણાં વસ્ત્રોમાં કરવાનો છે. હાઇસ્કૂલ અને કૉલેજ-
મા માત્ર 'સ્માર્ટ' (ચાલાક) દેખાવા ખાતર જ ખર્ચાળ
પોશાક પહેરવાની રૂઢિથી આપણા દેશના એકેએક કુટુંબમાં
કપડાંની ખર્ચાળ ટેવો પેઠી છે અને અલ્પ કમાઇમાં મા-
બાપો અને કમને તેનો બોજો વેઠી રહ્યાં છે. ધોતિયામાં
ખાસી કરકસર છે એ વાત સમજાવવી પડે એમ નથી,
કારણકે તેનું છેલ્લું ચીંથરું કે પોતું કંઇ ને કંઇ ઉપયોગમાં
આવે છે. પણ આજના જમાનામાં સાઇકલ, મોટર, રેલવે
વગેરેથી પ્રવાસ કરનારા, અને યંત્રો આગળ કામ કરનારા
માટે તે સલામતીભર્યું નથી; માટે જ સીવેલી સુરવાલ
કે લેંઘા આવશ્યક છે; પણ અફસોસ એટલો જ છે કે તેમાં
થતા ચડઊતર પ્રકારોને લીધે એટલી બધી નકલો થાય છે
કે હેતુ બાજુએ રહી જઇને પછી ફૅશન પર જ ખર્ચ થાય છે.
ઘણા ય રાષ્ટ્રસેવકો સાદી સુરવાલ પહેરણ કે બંડી હાથે ધોઇ
સ્વચ્છ રાખી પહેરે છે ત્યારે સાત્વિકતા અને સુસજ્જતાના
સુરેખ નમૂના દેખાય છે. તેની આગળ અપટુડેટ સિલાઇ-

વાળો કૉલેજિયન દરજીમિયાંથી વધારે સારી છાપ પાડી શકતો નથી. વસ્ત્રની બાબતમાં સારા પ્રસંગો સિવાય આપણી વિદ્યાર્થીઆલમ એકસરખું સાદાઈનું ધોરણ પાળે તો કેટલી રાષ્ટ્રસંપત્તિ બચી રહે અને તેમના જ ફરજિયાત તેગળ વિદ્યાસંવર્ધન માટે તેમની તાકાત વધે.

આ તો ચાલુ વસ્ત્રાભૂષણની કરકસરનો વિચાર થયો; પણ એ વસ્ત્રો પહેરાઈને નકામાં થયા બાદ તેમાં થએલો ખર્ચ પૂરો વસુલ કરી લેવાની યોજનાઓ એક મિત્રે બતાવી છે તે પણ જાણવા જેવી છે. તેણે સુરવાલો અને લેંઘા-માંથી કોથળીઓ અને થેલીઓ બનાવી; કોટના વાંકાચૂંકા કટના ટુકડાઓ સાંચા પર સાંધી લઈ આસનો, ચાકળા વગેરેનાં પાછળનાં અસ્તર બનાવ્યાં અને એવા જાડા કાપડનો સરસમાં સરસ ઉપયોગ તેથી થઈ ગયો; ખમીસો અને પહેરણોમાંથી તેણે રૂમાલો કાઢ્યા. સીવેલાં કપડાંમાંથી ભાગ્યે જ એકે ચીંથરું તેણે નકામું જવા દીધું હતું. બહુ છેલ્લે વધેલા ટુકડા ઘરની સાફસૂફી માટે સંઘરી રાખ્યા હતા.

### ત્રીજો પ્રયોગ

● સમારકામ (રીપેર્સ), બંધબેસતાપણું (ઍડજસ્ટમેન્ટ્સ) અથવા લાગુ કરી દેવું તે; તથા રસાયણી વિનિયોગ કરી લેવો તે. દુનિયાના બધા વિકાસમાન દેશોમાં આ બાબતો સારી પેઠે ખીલવવામાં આવી છે અને તેનો પ્રચાર કરવામાં આવે છે. ખાલી ખોખાં, પસ્તીના કાગળો, લોખંડ-ના તાર અને ખીલા, રબર, કૂચા, રેશમ અને બીજા પદાર્થો ઘરેઘરમાં વધારે પડી જાય છે કે નકામા થઈ જાય છે ત્યારે ફેંકી દેવામાં આવે છે અથવા કચરાના ભાવે વેચી નાખવામાં આવે છે. આ વિષયમાં સુધરેલા દેશોએ નિષ્ણાતો પાસે બારીક તપસીલ કરાવી તેનું શું કરવું તે ઉપર નાની પુસ્તિકાઓ બહાર પાડી છે અને આ કાર્ય રાષ્ટ્રીય કર-કસરખાતું (નૅશનલ ઇકૉનૉમી બ્યૂરો) કરી રહ્યું હોય છે. આપણે ત્યાં એવું કોણ કરે? જુઓ થોડા દાખલા:

પાર્સલોનાં આવેલા ખોખા પર એક પુસ્તક પ્રકટ થયું હોય છે. તેમાં દરેક સાઈઝનાં ખોખાં જુદાં પાડી તેને તોડ્યા વિના તેમાંથી શું શું થઈ શકે અને તોડ્યા પછી સાઈઝવાર પાટિયાં જુદાં કરી તેમાંથી કેટલાં કામચલાઉ ફર્નિચર બની શકે તે ચિત્રો સાથે બતાવ્યું હોય છે.

લાકડાનો વેર ખૂબ ભેગો થાય છે તેમાં સરેસ વગેરે રસાયણો ભેળવી રમકડાં, ફ્રેમો ઇત્યાદિ કેમ બનાવી શકાય તેનું સાચું સવિસ્તાર શિક્ષણ હોય છે.

એક ચોપડી વળી છત્રીના સળીઆ ઉપર જ હોય છે. જેમાં તે સાચું સ્ટીલ હોવાથી તેમાંથી કેટલી જાતના સોયા, ઓજારો વગેરે કેમ બની શકે તે બતાવ્યું હોય છે.

ન્યુસપેપરના કાગળો કેટલા કામમાં આવી શકે તેની જ એક નોંધ જાહેર કરી હોય છે.



**ખોરાં ટોપરાંની કાચલીઓમાંથી ઉપયોગી પદાર્થો**

સેલ્યુલૉઇડની ભાંગેલી સાબુની પેટી, દાંતિયા અને દગ-શરાના હાથામાંથી અવનવી ચીજો બનાવનાર ભાવનગરના કુશળ કારીગર શ્રી માનશંકર ભટ્ટે પદાર્થોની કરકસર અને ઉપયોગના અનેક પ્રયોગો કર્યા છે; પણ ખાસ કરીને તેમણે બનાવેલી કાચલીની ડબ્બીઓ, ઍશટ્રે વગેરેને ઘસી ચકચકિત કરેલી તમે જુઓ તો તમને નવી દુકાન ખોલવાનું મન થાય અથવા ખરીદીને મિત્રોને ભેટ મોકલવાની ઇચ્છા થાય. ભાંગેલા દાંતિયામાંથી કરેલાં સીવણનાં હથિયાર, પેપરનાઇફ, બટનો વગેરે પણ નવરા હાથોને રસપ્રદ કામ પૂરું પાડે છે. તેમનાં ઓજારોમાં કાનસ, કરવતી કે છરી જ છે. આ ભાઈને જોઈને તમને અમેરિકાના મૂળ કઠોર-શોધકોનો ખ્યાલ આવે. તે પોતાના ફુરસદની એકેએક મિનિટ સદુપયોગમાં વાપરે છે. શહેરના એક છેડે બારમાં બંદરી મજૂરી કરનારા જુવાનોને રાત્રિશાળાદ્વારા અક્ષરજ્ઞાન, અખાડાદ્વારા નીતિ અને આરોગ્ય તેમજ સમાજસંગઠનના પાઠો ભણાવી રહ્યા છે.

ભણેલા વિદ્વાનો જે શ્રદ્ધા અને નિયમન ન બતાવી શકે તે આ સાદા શિક્ષણવાળા યુવાને જમાવ્યાં છે

---

આમ, પ્રજાને કરકસર દ્વારા ક્રિયા, શિક્ષણ અને તાલીમ આપી વસ્તુઓનો બેવડો કે ત્રેવડો લાભ લેતાં શીખવ્યું હોય છે. આપણને ન છૂટકે કેટલી યે પરદેશી ચીજો લેવી પડે છે, પણ તેને વાપરવાની તાલીમની કોઈ ગોઠવણ નહિ હોવાથી વીજળીક યંત્રો, વાજિંત્રો ફર્નિચરો વગેરે જરાક અટકે વા બગડે એટલે ખોટ ખમી બેસી રહીએ છીએ. પરંતુ તેમાંથી બચાવ કે ઊપજ શોધી ખોટનો ઘટાડો ઓછો કરી શકતા નથી.



## સરદાર પૃથ્વીસિંહની વ્યાયામની યોજના વિશાળ પ્રમાણમાં આગળ વધે છે

### ૧૦૦૦ વિદ્યાર્થીઓ માટે ગ્રીષ્મ વ્યાયામ વર્ગ

- આ વર્ષે આ યોજના માટે મુંબાઈનું પરું મલાડ પસંદ કરવામાં આવ્યું છે. ત્યાંના આદર્શ દુગ્ધાલયના વિશાળ આંબાવાડિયામાં છાપરાં ઊભાં કરવામાં આવશે.
- વ્યાયામવર્ગ તા. ૧લીથી ૩૧મી મે સુધી ચાલશે.
- કુમાર અથવા કુમારી કે યુવક અથવા યુવતી બેમ ને દાખલ થઈ શકશે. પ્રત્યેક વર્ગ માટે નિવાસ, ભોજન અને વ્યાયામનાં સ્થળો અલગ અલગ રાખવામાં આવ્યાં છે; માત્ર પ્રવચનો જ એકસાથે આપવામાં આવશે.
- વર્ગમાં જોડાવાની ફી રૂ. ૬૦ છે, જેમાં રહેવા તથા જમવાના ખર્ચનો સમાવેશ થઈ જાય છે. પ્રવેશપત્ર સાથે રૂ. ૫) અનામત મોકલવાના રહેશે. તા. ૨૫મી એપ્રિલ સુધી આવેલી અરજીઓ પર જ ધ્યાન આપવામાં આવશે.

સરદારજીની ભાવનાઓ અને જીવનવૃત્તાંતથી હવે હિંદના યુવાનો સુપરિચિત થઈ ગયા છે. એમના નેતૃત્વ નીચે સાહસ, શૌર્ય અને ચારિત્ર્યના પાઠ લેવાની અનેરી તક મળી છે તેનો લાભ લેવા દેશના યુવાનો પૂરી તત્પરતા બતાવશે એવી આશા સાથે અમે આ યોજનાને સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ. જેમને તે વિષે સંપૂર્ણ વિગતો કે માહિતી મેળવવી હોય તેમણે જવાબ માટે ટિકિટો સાથે સરદાર પૃથ્વીસિંહજી, પો. બૉ. ૬૬૦, જી. પી. ઓ. મુંબઈ, એ સરનામે પત્રવ્યવહાર કરવો.

---

### આપણે શું કરી શકીએ

- આપણને કોઈ સંસ્થા આવી મદદ કરે તેની આશા રાખતાં પહેલાં આપણે સંઘબળ અને માનવધર્મથી જે કંઈ કરી શકીએ તેમાં જ આપણી ઉત્કર્ષની ભાવના કદીપન થવાની.

'કુમાર'ના વાચકોને અનેકવાર સૂચન કરવામાં આવ્યું છે કે તમે પોતે જે જ્ઞાન ધરાવતા હો તેનો પ્રકાશ અને લાભ બીજાને આપવા પ્રયત્ન કરો; તમે ન જાણતા હો તે વિષયો ઉપર પ્રશ્નો મોકલો. પણ તેમાં એટલે પત્રોથી ક્યારે પ્રતિધ્વનિ મળ્યો નથી. રાષ્ટ્રીય સંવર્ધન અને સંગઠનમાં અતિ મહત્ત્વનો કરકસરનો આ વિષય મેં છેડ્યો છે તે એટલા જ ખાતર કે તે વિષયમાં નિષ્ણાત જ્ઞાન ધરાવનારા થોડામાં થોડી પણ સેવા 'કુમાર'ના વાચકોને આપવા તત્પર બને. નીચે જણાવેલા વિષયો પર નાનાંમોટાં જેટલાં સૂચનો અને અનુભવેલ પ્રયોગો મને મોકલવામાં આવશે તેનું યથોચિત પ્રકાશન 'કુમાર'માં કરવામાં આવશે.

વનસ્પતિઓ, વસ્ત્રો, કાગળો, ધાતુઓ, ખોરાક, રસાયણો, દવાઓ, ઘડિયાળ, સાઇકલ, મોટર, વીજળીક સામાન, પુસ્તકો, ન્યૂસપેપરો, ફળો, શાકો વગેરે પૈકી સહજ મળી આવતા, બગડી જતા, નકામા પડતા પદાર્થો પર પ્રયોગો કરી તેનો વિશેષ લાભ કેમ લેવો તે પર ટૂંકી નોંધ, પ્રયોગ અથવા અનુભવ લખી મોકલનારનાં નામ સાથે તે રજૂ કરવામાં આવશે. તેમણે પૂછેલા પ્રશ્નો પણ વાચકો આગળ રજૂ કરવામાં આવશે. કોઈ ને કોઈ તેના ખુલાસા કરનાર મળી આવશે ને પૂછનાર અને કહેનાર તેમજ વાંચનાર સર્વને તેનો લાભ મળી શકશે. દેશસેવાનો આટલો એક સાદો ચીલો પણ આપણે નહિ ચલાવી શકીએ?

ર. મ. રા.

---

**શ્રીમતી કે નિક્સન** (અનુસંધાન આગળના પૃ. ૧૨૭થી)

નાખી અને યુ. પી. નાં જંગલોમાં કેટલીક પક્ષીઓ મારી.

દરમ્યાન ડી. ન્યૂસમે પારીસના પ્રખ્યાત સલોંમાં એક ચિત્ર મૂક્યું હતું તથા લંડનના પ્રદર્શનમાં ચાર ચિત્રો મૂક્યાં હતાં. આજે તેઓ કલકત્તામાં છે.

આજકાલ શ્રીમતી નિક્સન હિંદુસ્તાનનાં ફૂલો અને પક્ષીઓની એક ચિત્રમાળા કરી રહ્યાં છે. તેની સંખ્યા ૬૦થી ૭૦ જેટલી થશે. તેમાંનાં કેટલાંક ટાઈમ્સ ઑફ ઇન્ડિયાનાં વાર્ષિકોમાં છપાઈ ગયાં છે. બધી સંખ્યા પૂર્ણ થશે એટલે તેનો એક ગ્રંથ બહાર પાડશે. સ્ટુડિયોમાં કામ કરે છે ત્યારે તેમનાં બે નાનકડાં કૂતરાં બાજુથી અળગાં થતાં જ નથી અને પડખાંપાસે ત્યાં જ રહે છે.

અત્યારે તેમને હાથે બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવે માટે બે સુંદર પોસ્ટરો બની રહ્યાં છે જે થોડા વખતમાં બધાં સ્ટેશનો પર જોઈશું.

તેમની કામની લગની અનહદ છે અને તેમાં તેઓ જીવનનો ખરો આનંદ ભોગવે છે. શ્રી નિક્સન-દંપતી ઘણાં જ માયાળુ અને પ્રેમી થાય છે. હિંદી સમાજમાં ભળી જવા તે બહુ આતુર છે ને નિખાલસ વ્યવહાર રાખે છે. ભાગના કલાકારો માટે તેની સહાનુભૂતિ આદરણીય છે.

નરેન્દ્ર રાવળ

# પ્રાણીઓ, પક્ષીઓ અને ફૂલોનાં ચિત્રલેખા-સન્નારી કલાકાર

# શ્રીમતી કે. નિક્સન

હમણાં કેટલાંક વર્ષોથી, કે. નિક્સન (K. Nixon) ની સહીથી ચીતરાએલાં, મુંબાઈના ટાઈમ્સ ઑફ ઇન્ડિયાના 'ઇલસ્ટ્રેટેડ વીકલી'ના પૂંઠા પરનાં સુંદર ચિત્રો અને રેલવે સ્ટેશનો પરનાં પોસ્ટરો ઘણાએ જોયાં હશે. તે સિવાય તેમનાં અસલ મોટાં કૅનવાસચિત્રો મુંબાઈના ટાઉનહૉલમાં ભરાતાં પ્રદર્શનોમાં પ્રતિ વર્ષે પ્રેક્ષકોનું અચૂક આકર્ષણ બનતાં રહ્યાં છે. કલાનાં ક્ષેત્રોમાં નારી-સમૂહે જે પ્રતિનિધિત્વ દાખવ્યું છે તેમાં મિસિસ બ્લન્ડેલ આગળપડતો ફાળો આપી રહ્યાં છે. હિંદુસ્તાન સાથે તેમણે ઘણાં વર્ષોથી જે ગાઢ સંબંધ સાધ્યો છે તેને લીધે તેનો પરિચય અનિવાર્ય બને છે, એટલું જ નહિ પણ હિંદના નારીજગતને તેઓ એક આદર્શ પૂરો પાડે છે. 'કુમાર' તરફથી લેવાએલી ખાસ મુલાકાતને પરિણામે અત્રે તે રજૂ થાય છે.

તેમના પતિ મિ. બ્લન્ડેલની સાથે તેઓ કોલાબા ઉપર સાસૂન ડૉક રોડ પર વસ્યાં છે. તેમના સુરમ્ય પ્રકાશમાન ચિત્રખંડમાં દાખલ થતાં જ ચારે તરફ પશુઓ ને પક્ષીઓ, ઝાડડાળો પર કે જંગલની કરાડો પર બેઠેલાં આંખો પટપટાવતાં દેખાય છે. હું ગયો ત્યારે તેઓ કળા કરી રહેલા એક મોરનું મોટું પોસ્ટર ચીતરી રહ્યાં હતાં. તેમણે કહ્યું: 'આ બધી સૃષ્ટિનો કોઈ ઘાત કરે એવું હું કદી ઇચ્છતી નથી. નાનપણથી જ હું તેમને ચાહતી હતી અને તેને લીધે મેં બચપણથી જ તેમની ચિત્રકાર બની જીવન ગાળવાનો નિશ્ચય કર્યો હતો.' અને ખરેખર, તેમનાં આ વચનોના [illegible], હમણાં થોડા વખત પર તેમણે એકલાં પોતાનાં જ ચિત્રોનું એક પ્રદર્શન મુંબાઈમાં ભરાવેલું ત્યારે જણાઈ આવતી હતી. પોતાના બચપણની નાની વાત એમણે જ કહી છે.

લંડનના ઉત્તર ભાગમાં તેમનો જન્મ થયો હતો. તેમના વડિલો અને કુટુંબીઓને ખૂબ કૂતરાં અને ઘોડાં પાળવાનો શોખ હતો. એ બધાં કુમારી કેને આકર્ષક લાગતાં અને પેન્સિલ પકડતાં આવડી કે તુરત તેણે તેમનાં ડ્રૉઈંગ કરવા માંડ્યાં હતાં.

અગિયારમે વર્ષે શાળાનો અભ્યાસ પૂરો થતાં, કૅમ્ડન સ્કૂલમાં તેમણે કળાનો અભ્યાસ શરૂ કર્યો. એ વર્ષે ચિત્રની શિક્ષિકા તરીકે લાયકાત મેળવી અને એ જ શાળામાં શિષ્યવૃત્તિ લઈ એક વર્ષ શીખવ્યું. પણ પછી તેમનું કુટુંબ લંડન છોડી બર્મિંગહામ ગયું એટલે એ જગ્યા છોડી દેવી પડી. કૅમ્ડન સ્કૂલમાં ત્રણ વર્ષ રહ્યાં તે દરમિયાન દર અઠવાડીએ એક દિવસ પ્રાણીબાગમાં તે ગાળતાં અને એક વાર પ્રાણીઓના મ્યુઝિયમમાં જતાં. જંગલી પ્રાણીઓ અને પક્ષીઓનો અભ્યાસ ત્યાં જ થઈ શકતો. ઘોડાં, કૂતરાં ને ઢોર ઉપરથી તો તે રોજ આલેખનો કર્યાં જ કરતાં. અઢારમે વર્ષે તેમણે દોરેલાં ત્રણ કૂતરાંનાં ડોકાં લંડનમાં પ્રકટ થયાં હતાં. એ જ સમયમાં લંડનના ઇન્ટરનૅશનલ પ્રદર્શનમાં ચિત્રો મોકલ્યાં અને તે પર રૂપાના તેમજ કાંસાના ચાંદ તથા કેટલાંક રોકડ ઇનામો મેળવ્યાં.

બર્મિંગહામ જઈને તેમણે ત્યાંની સેંટ્રલ સ્કૂલ ઑફ આર્ટમાં અભ્યાસ આદર્યો. આ જ શાળામાં થોડાં વર્ષ પર પ્રખ્યાત કલાકાર બર્ન ડેવેન્સ પ્રિન્સિપાલ હતા. અહીં તેમને મિસ ડી. ન્યુસમ (D. Newsome) જે હાલ મિસિસ ગ્લેન (Mrs. Glenn) તરીકે ઓળખાય છે તેનો મેળાપ થયો. તેઓ પણ એક વિદ્યાર્થી હતાં અને બંને વચ્ચે ઘણી ગાઢ મૈત્રી જામી. થોડા વખત પછી બંને જણે બર્મિંગહામમાં એક મોટા ધંધાર્થી કલાગૃહમાં [illegible] અને છાપકામ માટે જરૂરી નુસખા શીખ્યાં.

મિસિસ ન્યુસમ-ગ્લેનનાં માતા પણ પ્રસિદ્ધ કલાકાર હતાં અને ઇંગ્લંડમાં એમના ગુરુ થવાને લાયક સન્નારી હતાં. ધંધાર્થી કળાગૃહમાં થોડા વખત કામ કરી એ બંને જણે પોતાનો સ્ટુડિયો સ્થાપવાનો ઠરાવ કર્યો અને વૉરિકશાયર કૉવેન્ટ્રીમાં મુકામ કર્યો. ત્યાં રહી તેમણે સાથે મળી લંડનના પ્રકાશકોને ઘણી ચોપડીઓ તેમજ વાર્તાઓ માટે કામ કરી આપ્યું. ડી. ન્યુસમ માનવીઓ અને મકાનો ચીતરતાં અને કે. નિક્સન પ્રાણીઓ તથા પક્ષીઓ આલેખતાં. એમ બંને ભેગાં મળીને કામ કરતાં અને કોઈ દિવસ તેમને વાંધો પડ્યો નહોતો.

તેઓ લંડનની પ્રસિદ્ધ 'રૉ. આર્ટિસ્ટ' મંડળમાં દાખલ થયાં અને તેના આશ્રયે વરસમાં એકબે વાર પ્રદર્શનો કરતાં. કે. નિક્સનને હવે [illegible] વિશેષ અભ્યાસ તથા

જ્ઞાન મેળવતાં હતાં એટલે તે લેડી બ્રાઈટ જે એક મોટી અશ્વશાળા ધરાવતાં, હતાં તેને ત્યાં જઈ ત્રણ માસ રહ્યાં. ત્યાં તે ઘોડેસવારી અને ઘોડાની માવજત પણ શીખ્યાં. તે વખતે ઘણા ઘોડાઓનાં પૉર્ટ્રેટ તેમણે દોર્યાં.

ખાસ રજાઓ ગુજારવા તેઓ પારી, રોમ, ફ્લૉરેન્સ વગેરે ફ્રાન્સ તેમજ ઇટાલીના ઘણા ભાગોમાં જતાં અને ત્યાંના સુપ્રસિદ્ધ કલાકારોનાં કામ જોતાં.

૧૯૨૯માં તેમને હિંદુસ્તાનમાં આવવાની તક મળી ગઈ. એક 'શિક્ષણસાહિત્ય પ્રકાશક સંસ્થા તરફથી ૭ મહિનાનું કામ મળ્યું અને તે માટે તે કલકત્તા આવ્યાં. ત્યાં તેમને ઈસ્ટ ઇન્ડિયા રેલવેના પ્રકાશનખાતાના મુખ્ય અધિકારી મળ્યા. તેને તેમનું કામ બહુ જ ગમી ગયું અને પોતાની રેલવે માટે કેટલાંક પોસ્ટરની સામગ્રી મેળવવા રેલવે તરફથી તેમને પ્રવાસ કરવા મોકલ્યાં. તેમાં હિંદનાં પ્રાચીન સ્થળો તેમણે જોઈ વાળ્યાં. ગયા, પટણા, અલ્લાહાબાદ, બનારસ, લખનૌ, કાનપુર, આગ્રા, દિલ્હી અને મુંબાઈ જોઈ તે પાછાં ઇંગ્લંડ ભેગાં થઈ ગયાં.

ત્યાં રહી પછી તેમણે દસ પોસ્ટરો તૈયાર કરી કલકત્તા મોકલ્યાં. ને સાથેસાથે 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' માટે કેટલુંક કામ કરી મોકલ્યું. એ બંને ચિત્રલેખાઓમાં ચિત્રો આજે હિંદુસ્તાનનાં સ્ટેશનોમાં ચારેકોર નજરે પડે છે.

આ પછી ત્રણ વર્ષ સુધી તેઓ લાગટ હિંદની મુલાકાત લેતાં અને જુદીજુદી રેલવેઓને પોસ્ટરો કરી આપતાં, સાથેસાથે હિંદનાં નવાંનવાં સ્થળો નીરખતાં, ઉદયપુર, જયપુર, ત્રાવણકોર વગેરે સ્થળે રાજની મહેમાનગીરી માણતાં અને નિરાંત મળતી ત્યારે લંડનના પ્રકાશકો માટે પણ કામ ખેંચી કાઢતાં.

૧૯૩૦માં તેઓ બ્રહ્મદેશના પ્રવાસે ગયાં ને માંડલે સુધી જહાજ ઇરાવતી નદીને માર્ગે રંગૂન આવ્યાં. એકબે માસ એ ચિત્રમય પ્રદેશ જોયો ને પાછાં ઇંગ્લંડ પહોંચી ગયાં.

તે પછી કે નિક્સન અમેરિકા ગયાં અને કૅનેડા પણ જોયું ત્યાં ખૂબ કામ પણ કાઢ્યું. આઠ માસ તે ત્યાં હતાં તે દરમિયાન મિસ ડી. ન્યૂસમ ૧૯૩૨માં કલકત્તા શિંગોળા ગાળી સ્ટુડિયો માટે કામ ખેંચી લાવ્યાં. ૧૯૩૪માં નિક્સન મુંબાઈમાં તેમના પતિની સાથે રહેવા આવ્યાં, પણ ૧૯૩૫માં પાછાં ન્યૂસમ સાથે સ્ટુડિયોનું કામ કરવા લંડન પહોંચી ગયાં.

૧૯૩૨માં સંયુક્ત પ્રાંતની સરકારી ખેતીવાડી-



Kay Nixon-Blundell (Mrs. V. R. Blundell).

ખાતાનાં ચારેક પોસ્ટરો કરવા તે અલ્લાહાબાદ ગયાં અને ખેતરોમાં જઈ ઢોરનાં અસલ આલેખો કર્યાં. શેરડી અને ઘઉંના મોલ વચ્ચે ભેઠાંભેઠાં અસલ હિંદુસ્તાન જોતાં તેમને બહુ મોજ મળી. હિંદનું સાચું જીવન તેમને બહુ ગમે છે. એ જ વર્ષમાં તેમને ચીન-જાપાન તરફ જવાની તક મળી અને એ દેશોની કળા તથા આશ્ચર્યો નિહાળ્યાં. જાપાનની પક્ષી અને ફૂલપાનની ચિત્રકળા તેમને બહુ જ ગમી. ચીનના હાથકસબો, હાથીદાંતનું કામ, કોતરણીમાં રહેલી સફાઈ તથા તેની સાફાઇ અને ઉત્કૃષ્ટતાએ તેમને ખૂબ આનંદ આપ્યો.

૧૯૩૪માં જ્યૉર્જ ન્યૂન્સ (George Newnes) નામની લંડનની સુપ્રસિદ્ધ પ્રકાશક પેઢીએ તેમને તેડાવ્યાં અને ચાર માસનું કામ સોંપ્યું. એમાં બધું પ્રાણી અને પક્ષીઓને લગતું જ ચિત્રકામ હતું. ૧૯૩૮માં તેમણે પોતાના પતિ સાથે ફરી પ્રવાસ કર્યો, તેમાં સ્કૉટલાંડ હોલાંડ અને જર્મનીના કેટલાક ભાગો જોયા.

ત્યાર પછી તે પાછાં હિંદુસ્તાનમાં આવી રહ્યાં. વચ્ચે જોધપુરની એક સફર ખેંચી (અનુ. પાછળ પૃ. ૧૭૫માં)

# ભાગેડુ

**સંગીતના સૂર રેલાવનાર આંગળીઓને જ્યારે વાયોલિનનો ગજ અને બંદૂકનો કુંદો એ બેની વચ્ચે પસંદગી કરવાની આવી પડી...**

કોલેજ આખી ટૂકડી ઈંગ્લંડ છોડી પશ્ચિમ મોરચા પર પહોંચી જવાની હતી, એટલે જાળગીમાંથી છટકી જવાની એક તક મળી ગઈ તેનો પ્રાઈવેટ ડિગને વેળાસર જ લાભ લઈ લીધો.

ચશ્માધારી તરુણ ડિગન યુદ્ધ સળગ્યા પહેલાં એક બેન્કનો કલાર્ક હતો. મૅનેજરના એના પર ચારે હાથ હતા. એના આગળ વધવા માટે પૂરતો અવકાશ હતો. પરંતુ ત્યાં ઓચિંતા ફાટી નીકળેલા યુદ્ધને લીધે બેન્કનું તેનું આસાન જીવન, દર સાંજે મળતી વાંચનની લિજ્જત તથા સંગીતના શોખથી અવારનવાર લેવાતી સંડનની મુલાકાતો, બધું એની પાસેથી ઝૂંટવાઈ ગયું હતું. સંજોગોએ તેને સઘળી સુંવાળાપણાથી રહિત ઇન્સાનો વચ્ચે મૂકી દીધો હતો, અને જમીન ખોદવાનું ને બંદૂક ચલાવવાનું અણગમતું કામ તેની પાસેથી લેવા માંડ્યું હતું. કોઈ નાજુક વાયોલિનને રમાડવા નિર્માએલા એના હાથ કુગભગ લાકડા જેવા કર્કશ બની ગયા હતા. કોઈક દિવસ ક્રિસલર જેવો નામી ઉસ્તાદ બની રહેવાનાં એનાં ભવ્ય ને સોનેરી સ્વપ્નાંનો એને યુદ્ધ-દેવતાને ભોગ આપી દેવો પડ્યો હતો.

આ બધાં કારણોએ ડિગનને ઉશ્કેરી મૂક્યો અને મોકો જોઈ તે સૈન્યમાંથી ભાગી છૂટ્યો.

ધોધમાર વરસાદનાં ફરી વળતાં પાણી ઓળંગતો ને અંધારામાં ખેતરો ખૂંદતો, વાડોથી પોતાનું શરીર ચૂંથાવતો ને લથડતો એ આગળ ને આગળ ધસમસ્યે જતો હતો. કોઈ કેદી જેલમાંથી નાસી છૂટતાં પહેલાં શું કરતો હશે તે એ વિચારવા લાગ્યો.

સૌ પહેલું તો, અલબત્ત, એણે પોતાનો લશ્કરી પોશાક બદલી નાખવો જોઈએ. રસ્તે જતાં કોઈ ઝૂંપડી મળી જાય તો! પણ અત્યારે તો બધાં ઊંઘતાં જ હોય. બધાંને ઊંઘતાં રહે. એકાદ બારી મારફત જોઈતાં કપડાં તો મળવી લેવાય.

અને એક સફેદ સાંકડા રસ્તાની બાજુમાં એ જે શોધતો હતો એ મળી પણ ગયું. એક નાનીસરખી બંગલીની નીચેની એક બારીમાં દીવો સળગતો હતો. ધીમેથી એ બારી નજીક પહોંચ્યો. બ્લૅક આઉટના આદેશ મુજબ બારી ઉપર પડદો તો નાખેલો હતો, પણ એ પૂરો ઢંકાએલો નહોતો અને થોડો પ્રકાશ બહાર રેલાતો હતો.

પ્રાઈવેટ ડિગનને ખ્યાલ આવ્યો અને બગીચાના ટૂંકા રસ્તે પ્રવેશદ્વાર પર પહોંચી એણે બારણું ખખડાવ્યું.

'અંદર આવો.' અંદરથી શાંત અવાજ આવ્યો. 'ધક્કો મારશો એટલે બારણું ઊઘડી જશે.'

પ્રાઈવેટ ડિગને અંદર આવી જોયું તો પ્રૌઢ વયનો એક પુરુષ આરામખુરશીમાં પડ્યો હતો. સૂતાં પહેલાં તે કંઈક વાંચી રહ્યો હતો એ એની પડખેના નાના ટેબલ પર પડેલા પુસ્તક પરથી દેખાઈ આવતું હતું.

'અહીં થઈને જતાંજતાં મારું ધ્યાન આપના બ્લૅક આઉટ તરફ આકર્ષાયું.' ડિગને કહેવા માંડ્યું: 'પડદો બારી પર બરાબર ઢંકાયો નથી. એ ઠીક નહિ કરો તો વખતે હેરાનગતિ અનુભવવી પડે.'

'સારું થયું, મારું ધ્યાન એ તરફ ખેંચ્યું તે.' પેલા માણસ આભારભાવે બોલ્યો, 'તમે જ એ જરા ઠીક કરીને એટલી મહેરબાની નહિ કરો? મારો નોકર સૂઈ ગયો હશે.'

પ્રાઈવેટ ડિગને પડદો બરાબર કર્યો અને પછી જાણે ઓચિંતો કંઈ ખ્યાલ આવ્યો હોય તેમ પેલા માણસ સામે ફર્યો.

'તમારી પાસે કપડાંનો એકાદ જૂનો સૂટ હોય તો મને વેચાતો આપી શકો કે નહિ?' તેણે પ્રશ્ન કર્યો. 'મારો ભાઈ મને મળવા અહીં સુધી આવેલો તે રસ્તામાં તોફાનમાં સપડાતાં આખો પલળી ગયો છે. એને હું બીજાં કપડાં બદલાવવા નહિ આપું તો એ ઘેર

**યુદ્ધ સમયનો કર્મયોગ બોધતી એક ટૂંકી વાર્તા**



ઈંગ્લંડની ખેતી — ચિત્રલેખા • શ્રીમતી કે નિક્સન-બ્લન્ડેલ



છાપો — ચિત્રલેખા • શ્રીમતી કે નિક્સન-બ્લન્ડેલ

(Blocks by Courtesy of the Artist)



**ચીનો કાપડી** (શિલ્પકાર • બી. કે. ગોરેગાંવકર) શ્રી ગોરેગાંવકરે ઇંગ્લંડમાં આગળ અભ્યાસ કરી આવી મુંબાઇની કલાશાળામાં અધ્યાપકનું પદ મેળવ્યું છે. દર વરસના મુંબાઈ આર્ટ સોસાયટીના પ્રદર્શનમાં તે એકાદ સારા પાત્રને પોતાના સર્જનનો વિષય બનાવી તેની શાસ્ત્રીય ઢબમાં રજૂ કરે છે. પોતાના માલની ગાંસડી પર, સ્વભાવસિદ્ધ બેઠક લઈ ગોઠવાએલો આ ચીનો શ્રી ગોરેગાંવકરની સફળ શિલ્પકૃતિ છે



ઉપર: **માર્યા નારીઓ** (ચિત્રકાર • પી. આર. રૉય) લખનૌની કલાશાળામાં જે ચોક્કસ પ્રકારની રંગજમાવટ અને ઝમક લાવવાનો પ્રયત્ન થાય છે તેના સરસ નમૂના તરીકે આ ચિત્રને ગણાવી શકાય. અતિ ઝમાવટ અને પુંછણક્રિયાથી આ ચિત્રો નિશ્ચેતન અને ઢીંગલા જેવાં બની જાય છે, પણ તેનું સુંદર ગોળાકાર્ય વાહવાહ બોલાવે એવું હોય છે.

પહોંચશે શી રીતે? ગમે તેવાં જરીપુરાણાં પણ ચાલશે. અને હા. મેં તમને ક્યાંક જોયા હોય એમ નથી લાગતું!'

'તમે કદાચ મારા એકાદ જલસામાં મને જોયા હોય. હું ક્યારેક વાયોલિન બજાવું છું. મારું નામ રૅાડીનૉવ. પરંતુ અત્યારે તો હું કોણ અને શું છું એ બાબત બહુ મહત્ત્વની નથી. લશ્કરમાંથી ભાગી છૂટેલા સૈનિકને (અમારા દેશમાં તો એ ગુનો કરનાર માનવને જ ગુનેગાર ગણાય છે; અને કદાચ તમારે અહીં પણ એમ જ હશે.) આવી સામાજિક વાતચીતમાં આનંદ નહિ આવે.'

પ્રાઇવેટ ડિગ્ગન તો આ સાંભળીને ખુરશીમાં ફસડાઈ જ પડ્યો. આ જ પોતે રૅાડીનૉવ! આલ્બર્ટ હૉલ! મહત્તમોમાં પણ મહાન એ વાયોલિનિસ્ટને અનેકવાર એણે મોહક સાંભળ્યો હતો. અને એ મહાન સંગીતકાર એની આખી વાત પામી ગયો હતો! હિમ સમી નિરાશા એને થથરાવી રહી, પણ થોડી વાર પછી આશાની થોડી ઉષ્માનો સંચાર થયો.

'આપ જ ખુદ રૅાડીનૉવ! અનેકવાર મેં આદરપૂર્વક આપનું વાયોલિન સાંભળ્યું છે.'

'તમને પણ એનો શોખ છે!'

'જી, થોડાઘણો.'

રૅાડીનૉવ ખુદ વાયોલિનિસ્ટ હતો. એટલે પોતાની વાત એ સમજશે, પોતાની ફૂટતી પ્રતિભાનાં સુફળ ચાખવા મળે તે પહેલાં જ કીચડમાં, જમીન ખોદવામાં, લડવામાં અને કદાચ મારવામાં વીતતા પોતાના આ દોહ્યલા દિવસો તરફ પોતા જેવા સાચા કલાકારને નફરત થાય એ સ્વાભાવિક ગણીને તેનામાં કદાચ સહાનુભૂતિ પ્રકટશે, એ ખ્યાલે તેણે હિંમત કરી:

'હું કબૂલ કરું છું કે સેનાને મેં છેહ દીધો છે;' અરધી વકીલાત અને અરધી આજીજી સાથે તે બોલ્યો: 'પણ એનું કારણ મારો એ શોખ જ છે એમ તમે જાણશો તો મને લાગે છે કે તમે જરૂર મને માફ કરશો,—અને મદદ પણ કરશો.'

પેલો પ્રૌઢ પુરુષ આ સાંભળી રહ્યો. વાત પૂરી સાંભળીને એ બોલ્યો,' પણ તું સાચું જ બોલે છે એની મને શી રીતે પ્રતીતિ થાય? પણે ખૂણામાં પડેલી વાયોલિન ઉપાડીને મને ખાતરી કરાવી આપ.'

પ્રાઇવેટ ડિગ્ગને તેમ કર્યું. પ્રૌઢ પુરુષ આંખો



મીંચી પૂર્ણ આરામથી સાંભળી રહ્યા. પ્રાઇવેટ ડિગ્ગન પહેલાં સહેજ અચકાતાં અને પછી સંપૂર્ણ ઇતબારપૂર્વક પોતાની કલા વહેવડાવવા લાગ્યો. એણે વાયોલિન હેઠી મૂકી ત્યારે પેલા પુરુષે આંખો ઉઘાડી.

'જો, અહીંથી મારા શયનખંડમાં જા;' એક બારણા તરફ આંગળી ચીંધતો તે બોલ્યો, 'અને ત્યાં તારે જે કંઈ જોઈએ છે એ બધું ભરેલું એક પોટકું પડ્યું હશે. મને ઘણીવાર ઉતાવળાં તેડાં આવે છે, તેને માટે હું એક સૂટ એ રીતે તૈયાર જ રાખું છું. ખુશીથી લઈ જા. હું પણ નથી ઇચ્છતો કે બ્રિટિશ સૈન્યમાં કોઈ કાયર સૈનિક રહે. લશ્કરમાં એક કાયર દસ દુશ્મનોની બરાબર છે. પરંતુ એટલું યાદ રાખજે કે આમ નાસી જઈને મહાન વાયોલિનિસ્ટ બનવાની તારી સઘળી મુરાદ તું બરબાદ કરે છે. તું જાણે છેને, કે સંગીત એ એક આધ્યાત્મિક વસ્તુ છે, અને ફરજથી મોં ફેરવી લેનારની સઘળી આધ્યાત્મિકતા નાશ પામે છે! જુવાન તરીકે વાયોલિન પર તારો હાથ બહુ સારો જામી ગયો કહેવાય; પરંતુ ભય અને આપત્તિ, હિંમત અને ઝિંદાદિલીનાં આ યુદ્ધવર્ષો (અને હિંમતમાત્ર ઓસરી જાય ત્યારે જે મહત્તમ હિંમત પ્રગટી નીકળે છે તેવી આ અણમોલી તક) તને કદાચ બીજો મહાન ક્રિસલર જ બનાવી દેત.

પ્રાઇવેટ ડિગન પુરેશામાં વધુ અસ્વસ્થતા અનુભવતો બોલ્યો: 'તમે ઘરડા થયા છો. લશ્કર માટેની ઉંમર વટાવી ચૂક્યા છો. એટલે આવું બોલો છો. બીજાઓ માટે આમ બહાદુરી ગાવી બહુ સહેલી છે.'

કદાચ અરધીએક મિનિટ સુધી રૉડીનૉવ આ સાંભળીને ન બોલ્યો, ન ચાલ્યો. પ્રત્યુત્તરની રાહ જોતા પ્રાઇવેટ ડિગનને જાણે લાગ્યું કે એ બુઢ્ઢો પોતાની હસ્તી જ પળવાર માટે વીસરી ગયો હતો અને એ ચાર દિવાલનું બંધન ઓળંગી એ મહાન સંગીતકાર ભૂતકાળના કોઈ દૂરના પ્રસંગમાં છૂપી રહ્યો હતો.

આખરે જાણે દેહ અંતર સુધી પહોંચી જતી હોય એવી નજર ડિગન પર ફેરવી રૉડીનૉવે ધીમેધીમે પોતાનો હાથ લાંબો કર્યો. અને એ લંબાએલા હાથને મેજ પરના દીવાના પ્રકાશમાં બારીકાઈથી જોઈ રહેતાં પ્રાઇવેટ ડિગને જોયું કે એ હાથ નિર્જીવ હતો!

એ જોતાંજોતાં અકલ્પ્ય લાગણીનાં પૂર ને અનુભવી રહ્યો હતો, ત્યાં જ રૉડીનૉવે પાછું બોલવાનું શરૂ કર્યું. 'હું પોલાંડનો વતની છું: અને પોલ લોકો કદી નાસી નથી જતા. વૉરસો મુકામે મેં મારો આ હાથ ગુમાવ્યો: અને જીવનમાં હું ફરી કદી વાયોલિન બજાવી શકીશ નહિ.... પણ તું વધુ રાહ ન જો. જા, બાજુના ઓરડામાંથી પોટલું લઈ લે અને બગીચામાં જ શેડમાં પડેલી બાઇસિકલ લઈ નાસી છૂટ. સવાર સુધીમાં તો અહીંથી સાકેક માઇલ પર પહોંચી જઈશ.'

પ્રાઇવેટ ડિગન ઊભો થયો. તેની આંખો એક મહાન વિભૂતિની બરબાદ થએલી વિભૂતિમત્તાની બગ્ગ સમા પેલા બનાવટી હાથ પર ચોંટી રહી હતી.

અને એ પછી, એક પણ શબ્દ બોલ્યા વિના એ ચાલતો થયો ને સીધો છાવણીનો રસ્તો લીધો.

('ઍન્સર્સ'માંની ટી. બાર્બરની વાર્તા પરથી) અશોક હર્ષ

---

### મુંબાઈ આર્ટ સોસાએટીની પ્રદર્શન ચિત્રાવલિ

ગયા બે અંકની માફક આ અંકમાં પણ મુંબાઈ આર્ટ સોસાએટીના વાર્ષિક પ્રદર્શનમાં રજૂ થએલી કૃતિઓમાંની બે ચૂંટીને આર્ટપ્લેટ તરીકે આપી છે. એ પ્રકારનાં લગભગ ૬૦ ચિત્રોની, 'કુમાર'ના કદની ચિત્રાવલિ દર વર્ષે પ્રદર્શન સમયે મુંબાઈ આર્ટ સોસાએટી બહાર પાડે છે. જેમને તે મેળવવા ઇચ્છા હોય તેમને દોઢ રૂપિયાની કિંમતે નીચેને સ્થળેથી મળી શકશે: V. V. Oak Esqr., Bar-at-law, Secretary Bombay Art Society, Ground Floor Secretariat, Bombay 1.

કાશ્મીર, કેરલ અને કામરૂપ.—એ ત્રણ હિંદુસ્તાનના તાંત્રિક ત્રિકોણનાં ત્રણ શિર છે. પ્રકૃતિમાતાએ એ ત્રણેને અપ્રતિમ સૌંદર્ય અર્પણ કર્યું છે. આજ જો મને કોઈ પૂછે કે એ ત્રણમાં અધિક સૌંદર્ય કોનું તો એનો જવાબ દેવો મને મુશ્કેલ થઈ પડે. કામરૂપનું અતિ પ્રાચીન નામ હતું 'પ્રાગ્જ્યોતિષ્'. આજ એ પ્રાન્તને 'અસમ' કહે છે.

ગંગા અને બ્રહ્મપુત્રના અનેકમુખી પંખા (ડેલ્ટા)થી જે સુંદરવનની શોભા વધી છે એ પ્રદેશનું પ્રાચીન નામ છે 'સમતત'. સમતત એટલે સમતલ ભૂમિનો વિસ્તાર. એનાં વિરુદ્ધ એવા 'અસમ' પ્રાન્તમાં ઉત્તરમાં હિમાલયથી માંડીને ડફલાની પહાડીઓ સુધી, ને દક્ષિણમાં ચેરાપુંજીથી માંડી ગારોની પહાડીઓ સુધી જ્યાં જોઈએ ત્યાં બસ પહાડ ને પહાડ જ છે. એથી જ કદાચ આ પ્રદેશને 'અસમ' કહેતાં હશે.'

જ્યાં બ્રહ્મપુત્ર વહે છે તેની બંને બાજુ ખેતી કરવા લાયક જે થોડીક જમીન છે એનાં જ અસમ પ્રાન્તની આબાદી છે. બ્રહ્મપુત્ર નદ જ અસમિયા લોકોનો માતાપિતા છે. ઈશાન દિશાએ સદિયાથી માંડી પશ્ચિમમાં ધુબ્રી સુધી ૧૫ ડિગ્રીના વિસ્તારમાં 'અસમ' પ્રાન્ત ફેલાએલો છે.

એક દૃષ્ટિએ જોઈએ તો આ પ્રાન્ત પર કુદરતની અસાધારણ કૃપા છે. સૌથી મોટી ને સૌથી પહોળી નદી આ જ પ્રાન્તમાં થઈ વહે છે. નદીના કાંપનો ને પહાડી વૃક્ષોનાં પાંદડાંના ખાતરનો જો હિસાબ કરવામાં આવે તો અહીંની ભૂમિ જેવી ઉપજાઉ ભૂમિ બીજે ક્યાંય નથી. ઘાસતેલ અને કોલસા પણ બીજે ક્યાંય



# આસામની એક ઝાંખી

લેખક
श्री काकासाहेब कालेलकर

પાસંપાસે જ ખોદી કાઢવામાં આવતા હોય તો તે પણ અહીં જ છે. જંગલની સમૃદ્ધિ અને ખનિજ પદાર્થોની સંપત્તિમાં તો આ પ્રદેશ અસાધારણપણે સંપન્ન છે. અનાજ, કપાસ, બટાટા, શાક, ચા, ગળી, જે કંઈ ચીજ આપણે માગીએ તે આપવા અહીંની ભૂમિ તૈયાર છે. અને અહીંનાં નારિયેળ તથા સોપારીનાં ઝાડ જોઈને તો હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનું સ્મરણ થાય છે. મત્સ્યાહારી લોકોને માટે તો આ નંદનવન જ છે અને ફળાહારી લોકો પણ ચાહે તો પોતાની આખી જિંદગી અહીં વિતાવી શકે છે.

જેમ કાચા માલમાં આ પ્રાન્ત સમૃદ્ધ છે તેમ જ 'કાચી' લોકવસ્તીમાં પણ તે કમ સમૃદ્ધ નથી. નાગા, ખસી, મિકીરી, ગારો, મિટકી, આબોર, મિસમિસ આદિ અનેક પર્વતીય અને વન્ય લોકોની આબાદી જ આ પ્રાન્તનો મહત્ત્વનો ભાગ છે. કાચા માલની કીમત તો એ જ કરી શકે, જે એમાંથી પાકો માલ બનાવી શકે છે. એમ, આ પહાડી વનવાસીઓની કીમત પણ તેઓ જ કરી શકે, જે સંસ્કૃતિધુરીણો છે. ઇતિહાસ પૂર્વેના કાળની મનુષ્યજાતિનું અધ્યયન કરનારા નૃવંશશાસ્ત્રીઓ માટે અસમ પ્રાન્ત અધ્યયનનું સૌથી શ્રેષ્ટ ક્ષેત્ર છે. સમાજશાસ્ત્રીઓ માટે તે અપ્રતિમ પ્રયોગભૂમિ છે. ગોવા, કોંકણ અને કેરલના થોડા હિંમતવાન લોકો જો અહીં આવી વસે અને આમની સાથે એકરૂપ થઈ જાય તો આ પ્રાન્તમાં એક નવા યુગનો પ્રારંભ થાય. કારણકે આ મુલક પણ ડાંગર, સોપારી, નારિયેળ, માછલી, કેળાં વગેરેનો જ છે અને પશ્ચિમ ભારતમાં જે કંઈ કારીગરી છે, જીવનકલા છે, એનો લાભ અહીંના લોકોને મળતાં એમને એમની પોતાની શક્તિનો સાક્ષાત્કાર થઈ જાય. અહીંના પર્વતીય લોકોને અપનાવવાથી અસમ પ્રાન્તના લોકોની શક્તિ ઓછામાં ઓછી દસ ગણી તો અવશ્ય વધશે. અત્યંત પ્રતિકૂળ પરિસ્થિતિમાં કુદરત સાથે લડીને કઈ રીતે જીવન ટકાવી રાખવું તેની કળા જેવી આ આરણ્યકો પાસે છે તેવી કદાચ થોડા જ શહેરી અને ગ્રામીણ લોકો પાસે હશે. પાદરીઓએ આ લોકોને પોતાનો ધર્મ અને પોતાની સંસ્કૃતિ આપવાની ખૂબ કોશિશ કરી છે. આ પ્રયત્ન પાછળ કયા કયા હેતુ અને આદર્શ છે એ કહેવું મુશ્કેલ છે. ધર્મને નામે આ લોકો પ્રચાર કરશે અને સમય આવ્યે એ પ્રચારનો લશ્કરી દૃષ્ટિએ લાભ પણ ઉઠાવશે. એમના મુખમાં અને હૃદયમાં ધર્મશાસ્ત્રો હશે; પરંતુ એમના દિમાગમાં અને એના આચરણમાં સામ્રાજ્યવાદી સમાજશાસ્ત્ર હશે. હિંદુસ્તાનના સામાજિક, આર્થિક અને ભાષાવિષયક સંગઠનને તોડી નાખવામાં આ પાદરીઓએ કંઈ ઓછી સફળતા નથી મેળવી. અસમની અંગ્રેજ સરકારે આજ સુધી આ વનચરોનું શિક્ષણ આ પાદરીઓના હાથમાં જ રાખ્યું છે. ક્યાંકક્યાંક તો આ પર્વતીયોના પ્રદેશમાં મિશનરીઓ સિવાય બીજા કોઈને ન જવા દેવાની જ નીતિ એણે છડેચોક-અખત્યાર કરી હતી. આજ પણ એ નીતિનો અંત નથી આવ્યો.

આ પહાડીપરજ વચ્ચે રહી એમની સેવા મારફત પોતાનું ગુજરાન કરનારા મારવાડીઓની આપણે જેટલી કદર કરીએ છીએ એથી અધિક કદરના એ અધિકારી છે. અંગ્રેજ લોકો અહીં આવીને જેટલો નફો કરે છે એટલા નફાનું આ મારવાડીઓ કદાચ સ્વપ્નું પણ નહિ જોતા હોય. છતાં મારવાડીઓને ધનલોભી અને લુટારા કહેવાનો રિવાજ પડી ગયો છે. સર્વ પ્રકારનાં કષ્ટ અત્યંત સમાધાનથી સહન કરનારા આ મારવાડીઓ જો આ પર્વતીયોની વચ્ચે ન વસત તો કુદરતનાં એ બાળકોનું જીવન અશક્યવત્ થઈ જાત.

જ્યારથી અહીં પેટ્રોલિયમ અને કોલસાની ખાણો નીકળી અને ચાના 'બાગાન' (બગીચા) બનાવાયા ત્યારથી બીજા પ્રાન્તોના મજૂરોને અંગ્રેજો અહીં લઈ આવ્યા. એ લોકો અહીં આવીને સખ્ત મહેનતે પોતાનું ગુજરાન તો સારી રીતે ચલાવી લે છે, પણ અહીંના લોકો સાથે હજુ હળીમળી નથી ગયા; જોકે એ જરા પણ કઠણ ન હતું. અસમિયા લોકો પરંપરાથી ખેતી કરનારા

# આસામની એક ઝાંખી

લેખક
श्री काकासाहेब कालेलकर

પાસેપાસે જ ખોદી કાઢવામાં આવતા હોય તો તે પણ અહીં જ છે. જંગલની સમૃદ્ધિ અને ખનિજ પદાર્થોની સંપત્તિમાં તો આ પ્રદેશ અસાધારણપણે સંપન્ન છે. અનાજ, કપાસ, બટાટા, શાક, ચા, ગળી, જે કંઈ ચીજ આપણે માગીએ તે આપવા અહીંની ભૂમિ તૈયાર છે. અને અહીંનાં નારિયેળ તથા સોપારીનાં ઝાડ જોઈને તો હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનું સ્મરણ થાય છે. મત્સ્યાહારી લોકોને માટે તો આ નંદનવન જ છે અને ફળાહારી લોકો પણ ચાહે તો પોતાની આખી જિંદગી અહીં વિતાવી શકે છે.

જેમ કાચા માલમાં આ પ્રાન્ત સમૃદ્ધ છે તેમ જ 'કાચી' લોકવસ્તીમાં પણ તે કમ સમૃદ્ધ નથી. નાગા, ખસી, મિકીરી, ગારો, મિટકી, આબોર, મિસમિસ આદિ અનેક પર્વતીય અને વન્ય લોકોની આબાદી જ આ પ્રાન્તનો મહત્ત્વનો ભાગ છે. કાચા માલની કીમત તો એ જ કરી શકે, જે એમાંથી પાકો માલ બનાવી શકે છે. એમ, આ પહાડી વનવાસીઓની કીમત પણ તેઓ જ કરી શકે, જે સંસ્કૃતિધુરીણો છે. ઇતિહાસ પૂર્વેના કાળની મનુષ્યજાતિનું અધ્યયન કરનારા વંશશાસ્ત્રીઓ માટે અસમ પ્રાન્ત અધ્યયનનું સૌથી શ્રેષ્ઠ ક્ષેત્ર છે. સમાજશાસ્ત્રીઓ માટે તે અપ્રતિમ પ્રયોગભૂમિ છે. ગોવા, કોંકણ અને કેરલના થોડા હિંમતવાન લોકો જો અહીં આવી વસે અને આમની સાથે એકરૂપ થઈ જાય તો આ પ્રાન્તમાં એક નવા યુગનો પ્રારંભ થાય. કારણ કે આ મુલક પણ ડાંગર, સોપારી, નારિયેળ, માછલી, કેળાં વગેરેનો જ છે અને પશ્ચિમ ભારતમાં જે કંઈ કારીગરી છે, જીવનકલા છે, એનો લાભ અહીંના લોકોને મળતાં એમને એમની પોતાની શક્તિનો સાક્ષાત્કાર થઈ જાય. અહીંના પર્વતીય લોકોને અપનાવવાથી અસમ પ્રાન્તના લોકોની શક્તિ ઓછામાં ઓછી દસ ગણી તો અવશ્ય વધશે. અત્યંત પ્રતિકૂળ પરિસ્થિતિમાં કુદરત સાથે લડીને કઈ રીતે જીવન ટકાવી રાખવું તેની કળા જેવી આ આરણ્યકો પાસે છે તેવી કદાચ થોડા જ શહેરી અને ગ્રામીણ લોકો પાસે હશે. પાદરીઓએ આ લોકોને પોતાનો ધર્મ અને પોતાની સંસ્કૃતિ આપવાની ખૂબ કોશિશ કરી છે. આ પ્રયત્ન પાછળ કયા કયા હેતુ અને આદર્શ છે એ કહેવું મુશ્કેલ છે. ધર્મને નામે આ લોકો પ્રચાર કરશે અને સમય આવ્યે એ પ્રચારનો લશ્કરી દૃષ્ટિએ લાભ પણ ઉઠાવશે. એમના મુખમાં અને હૃદયમાં ધર્મશાસ્ત્રો હશે; પરંતુ એમના દિમાગમાં અને એમના આચરણમાં સામ્રાજ્યવાદી સમાજશાસ્ત્ર હશે. હિંદુસ્તાનના સામાજિક, આર્થિક અને ભાષાવિષયક સંગઠનને તોડી નાખવામાં આ પાદરીઓએ કંઈ ઓછી સફળતા નથી મેળવી. અસમની અંગ્રેજ સરકારે આજ સુધી આ વનચરોનું શિક્ષણ આ પાદરીઓના હાથમાં જ રાખ્યું છે. ક્યાંકક્યાંક તો આ પર્વતીયોના પ્રદેશમાં મિશનરીઓ સિવાય બીજા કોઈને ન જવા દેવાની જ નીતિ એણે કેટલેક અખત્યાર કરી હતી. આજ પણ એ નીતિનો અંત નથી આવ્યો.

આ પહાડીપરજ વચ્ચે રહી એમની સેવા મારફત પોતાનું ગુજરાન કરનારા મારવાડીઓની આપણે જેટલી કદર કરીએ છીએ એથી અધિક કદરના એ અધિકારી છે. અંગ્રેજ લોકો અહીં આવીને જેટલો નફો કરે છે એટલા નફાનું આ મારવાડીઓ કદાચ સ્વપ્નું પણ નહિ સેવતા હોય. છતાં મારવાડીઓને ધનલોભી અને લૂટારા કહેવાનો રિવાજ પડી ગયો છે. સર્વ પ્રકારનાં કષ્ટ અત્યંત સમાધાનથી સહન કરનારા આ મારવાડીઓ જો આ પર્વતીયોની વચ્ચે ન વસત તો કુદરતનાં એ બાળકોનું જીવન અશક્યવત્ થઈ જાત.

જ્યારથી અહીં પેટ્રોલિયમ અને કોલસાની ખાણો નીકળી અને ચાના 'બાગાન'(બગીચા) બનાવવા લાગ્યા ત્યારથી બીજા પ્રાન્તોના મજૂરોને અંગ્રેજો અહીં લઈ આવ્યા. એ લોકો અહીં આવીને સખત મહેનતે પોતાનું ગુજરાન તો સારી રીતે ચલાવી લે છે, પણ અહીંના લોકો સાથે હજુ હળીમળી નથી ગયા; જોકે એ જરા પણ કઠણ ન હતું. અસમિયા લોકો પરંપરાથી ખેતી કરનારા

છે. પરંતુ પૂર્વ બંગાળના મૈમનસિંગ જિલ્લામાંથી જે લાખો મુસલમાન અસમ પ્રાન્તમાં આવી વસવા લાગ્યા છે એમની જીવનશક્તિ સામે અહીંના સ્થાનિક લોકો ફિક્કા પડી જાય છે. આ નવા લોકો ગાય રાખે છે, બકરાં પાળે છે, શાકતરકારી વેચે છે અને અહીંની ઉપજાઉ જમીનને અનુરૂપ મહેનતમજૂરી કરી લાખો રૂપિયા કમાય છે.

નોગાંવ જિલ્લામાં આ પ્રવાસીઓને માટે ત્યાં વસવાની રજા નથી. રખેને આસામિયા લોકો જોડે એમનો ઝગડો થવા પામે, એ કારણે આ જિલ્લામાં સરકારે એક હદ (લાઈનદોરી) મુકરર કરી છે. જેની પેલે પાર માત્ર આસામિયા લોકો જ ખેતી કરી શકે. મૈમનસિંગના મુસલમાનોને ત્યાં ખેતી કરવા દેવામાં નથી આવતા. બન્ને જમાતોની શક્તિનું પારખું આ હકીકત પરથી મળી જશે કે એ હદની આ બાજુ જમીનની કીમત દર એકરે ૫૦ રૂપિયા છે, જ્યારે એ જ પ્રકારની એટલી જ જમીનની કીમત પેલી બાજુ ૫૦૦ રૂપિયાથી યે વધુ અંકાય છે.

હિંદુસ્તાનની ઉત્તર પૂર્વ સીમા જ્યાં આવેલી છે ત્યાં આજે આપણને એક નાનુંસરખું હિંદુસ્તાન વસેલું જણાય છે. ડિગ્બોઈ અને તિનસુખિયાની આસપાસ તેલ અને કોલસાની ખાણો દિનરાત પોતાનું કામ કરે છે અને હિંદના વિવિધ પ્રાંતોના મળી ૩૦–૪૦ હજાર લોકો અહીં પોતાની મહેનત વડે અંગ્રેજ કંપનીના ખિસ્સામાં દરરોજ હજારો રૂપિયાનો નફો પહોંચાડે છે.

પ્રાચીન કાળમાં મનુષ્યજાતિએ ગાય, ભેંસ, ઘોડા, ગધેડા, ઊંટ અને હાથી પાસેથી કામ લેવાની અને એની મહેનતથી લાભ ઉઠાવવાની વિદ્યા સંપાદન કરી. આ યુગમાં પાશ્ચાત્ય મૂડીપતિઓએ એ જ લાભ એશિયા અને આફ્રિકાના લોકોની મહેનતમજૂરીથી ઉઠાવવાની તરકીબ શોધી કાઢી છે. પશુ પાસે શ્રમ કરાવવાની આદત પડતાં જ મનુષ્યસ્વભાવમાં અને મનુષ્યજીવનમાં જબરી ક્રાન્તિ આવી ગઈ. એ જ રીતે ગુલામી પ્રથા, સિરમિટિયા પ્રથા, 'દુબળા' અડુતોની પ્રથા (જે કાલ સુધી ગુજરાતના સુરત જિલ્લામાં હતી) અને કારખાનાંમાં મજૂરો પાસે કામ લેવાની પ્રથાથી પણ મનુષ્યજીવનમાં ને માનવના સામાજિક આદર્શોમાં બહુ જબરી ક્રાન્તિ આવી ગઈ છે. એ કારણે જ વર્ગવિગ્રહ અને સમાજસત્તાવાદની ફિલસૂફીનો અવતાર થયો છે.

માણસે જ્યારે પશુઓ પાસેથી કામ લેવાની શરૂઆત કરી હશે ત્યારે સિંહ, રીંછ, હરણ, જંગલી સૂવર આદિ જાનવરો પાસેથી પણ કામ લેવાની કોશિશ તો કરી જ હશે. પણ એ જાનવરોએ કામ કરવાનો એવી મક્કમતાથી ઇન્કાર કર્યો કે મનુષ્યજાતિએ એનું નામ લેવું જ છોડી દીધું. 'અમે મરી જઈશું પણ તમારે માટે મહેનત નહિ કરીએ' એ એમનો આગ્રહ હતો. એને જ એ વળગી રહ્યા. પશુઓ અને મનુષ્યોનો આ ઝગડો આજ લગી અનેક મોરચા પર પણ ચાલી રહ્યો છે.

અસમ પ્રાન્તમાં ગાયો છે, ભેંસો છે, હાથી હરણાદિ વન્ય પશુઓ પણ છે ને વિશેષ તો એ કે અહીં અદ્ભુતવિશાળ ગેંડા પણ છે. ગેંડાથી કામ લેવાની કળા કોક ને કોક સમયે મનુષ્ય હાથ કરશે જ. જેમ હિંદુસ્તાનનું પ્રતીક હાથી છે, બ્રહ્મદેશનો મોર ને દક્ષિણ આફ્રિકાનો શાહમૃગ છે તેમ અસમનું પ્રતીક આ સંભારેલો ગેંડો છે.

આપણે જો નવી દૃષ્ટિએ જોઈએ તો ગાયોની સાથેસાથે એક બીજા પ્રાણીનો વિચાર પણ કરવો જોઈએ. ગાય જો પવિત્ર છે તો આ પ્રાણી પણ પવિત્ર છે. ગાય જો મનુષ્યોને કીમતી આહાર આપે છે તો આ પ્રાણી પણ એટલો જ કીમતી આહાર તૈયાર કરી આપે છે. ગાય જો મનુષ્યના સહવાસથી હેવાઈ થઈને સૌમ્ય બની તો આ પ્રાણી પણ તેવું જ સૌમ્ય બની શકે છે. એ પ્રાણી છે મધમાખી. ગાયને પ્રેમપૂર્વક રાખવાથી, કુદરતના કોપથી બચાવવાથી અને ઉપયુક્ત ખોરાક ખવડાવવાથી જેમ એ વધુ દૂધ આપે છે તે જ રીતે મધમાખીઓ પણ મનુષ્યની મદદ મેળવી મધ બનાવવાની પોતાની શક્તિ અનેકગણી વધારી દે છે. અસમ પ્રાંતમાં જ્યાં જોઈએ ત્યાં પાણીનાં સરોવરો છે. એમાં જે સારાંનરસાં ફૂલ ઊગે છે એમનું અમૃત ચૂસીચૂસીને મધ બનાવનારી માખીઓ અસમ પ્રાંતમાં અસંખ્ય છે. અસમનું મધ દૂર દૂર સુધી જાય છે.

અસમનો ઇતિહાસ છેક મહાભારતકાળથી શરૂ થાય છે. મહાભારતમાં અહીંના રાજા ભગદત્તનો અને એના હાથીઓનો ઉલ્લેખ આવે છે. અનેક રાજાઓની કન્યાઓનું હરણ કરી પોતાનું અંતઃપુર ભરી દેનારો નરકાસુર પણ અહીંનો જ રાજા હતો. શ્રીકૃષ્ણે જ્યારે અસમ પર ચડાઈ કરી ત્યારે સેનાનાયકપદ સત્યભામાએ લીધું હતું. એનું રહસ્ય શું છે? શું શ્રીકૃષ્ણના વચનથી

જ આ પ્રદેશમાં સ્ત્રીરાજ્ય હતું? મધ્ય પાંડવ અર્જુનની ચિત્રાંગદા પણ આ પ્રાંતની (મણિપુરની) હતી. શ્રીકૃષ્ણના પુત્રે પણ ચાહ્યું કે અસમની કોઈ કન્યા મળી જાય તો સારું, પણ બિચારો અહીં ફસાઈ ગયો ને અનિરુદ્ધ હોવા છતાં પણ ઉષાના પ્રેમમાં રુદ્ધ થઈ ગયો.

ઇતિહાસ કહે છે કે ગુજરાત-કાઠિયાવાડના કોઈ રાજપુત્રે લંકા જઈને ત્યાંની રાજકન્યા સાથે લગ્ન કર્યાં. આ પરથી દૂરદૂરના સંબંધને વ્યક્ત કરવા માટે ગુજરાતીમાં કહેવત પડી કે 'લંકાની લાડી ને ઘોઘાનો વર.' કિન્તુ એ પહેલાં અનિરુદ્ધે કામરૂપની ઉષા સાથે વિવાહ કરીને હિંદુસ્તાનના બે છેડા બાંધી દીધા હતા.

પૌરાણિક કાળના આપણા સૌથી જબરા રખડુ મુસાફરો ત્રણ છે: અગર સંવાદદાતા નારદ, બીજો બળરામ અને ક્ષત્રિયબ્રાહ્મણ પરશુરામ. દુર્વાસા, દત્તાત્રેય, હનુમાન વગેરે પણ પૂરા રખડુ હતા; પરંતુ એમના તીર્થાટનનો ઇતિહાસ મળતો નથી. પરશુરામે હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા પર બહુ ભારે યજ્ઞ કર્યો ને બધી ભૂમિ બ્રાહ્મણોને દાનમાં આપી દીધી. પછી એણે જોયું કે પોતાને રહેવા માટે પણ જગ્યા નથી રહી, એટલે એણે પશ્ચિમ સમુદ્રને હટાવી પોતા માટે એક નાનકડો પ્રદેશ તૈયાર કર્યો, જે કોંકણ તરીકે ઓળખાય. એ જ પરશુરામનો એક કુંડ અહીં અસમ પ્રાંતમાં સદિયા સ્ટેશનની પૂર્વ તરફ ૫૦ માઇલ પર છે. એ સાંભળીને એ જોઈ આવવાની પ્રબળવૃત્તિ કયા આર્યહૃદયમાં નહિ ઊઠે! પરંતુ ત્યાં જવા માટે આબોહવાને અનુકૂળ મુહૂર્ત પૂછી લેવું પડે છે.

એ પરશુરામકુંડ અથવા બ્રહ્મકુંડ બહુ સ્વાસ્થ્યકર જગ્યા છે. ત્યાંનું પ્રાકૃતિક દૃશ્ય પણ કુદરતપ્રેમી માનવીને ઉન્મત્ત કરે એવું છે, અને વિલાસી મનુષ્યને પ્રશમની શાંતિ દેવાવાળું છે. પરશુરામના સમયમાં આપણા લોકોમાં નિસર્ગપ્રેમ, ધર્મપ્રચારની વૃત્તિ અને આપણા સીમાન્ત પ્રદેશોમાં જેવી છાવણીઓ નાખવાની લશ્કરી દૃષ્ટિ હતી જ. આજે તો આપણે નિરાશાવાદી, સંશયપ્રિય અને જડતાના ઉપાસક બની ગયા છીએ. એટલે આપણને એ બ્રહ્મકુંડનો પત્તો પણ ક્યાંથી લાગી શકે! નહિતર આપણે પૂર્વ અને પશ્ચિમના સીમાન્ત પ્રદેશોમાં દેશના પુરુષાર્થી અને દીર્ઘદર્શી નવયુવકોનાં મોટાંમોટાં આશ્રમો હમેશ માટે જારી ન રાખ્યાં હોત? એક ચાણક્ય જ માત્ર એવો હતો જે ઉત્તર પશ્ચિમ સીમાન્ત પ્રદેશોને સંભાળવાનું મહત્ત્વ સમજ્યો હતો. પણ પછી આપણે એના વંશજોએ અટકની અટક પેદા કરીને ભારતીય વિકાસને જ અટકાવી દીધો.

**અ**સમના પ્રાંતની સૌંદર્યસમૃદ્ધિની અને ભાગ્યલક્ષ્મીની વાત મેં કહી. હવે એની સાથોસાથ ત્યાં, જાણે પોતાનો પક્ષપાત ધોઈ નાખવા માટે, કુદરતે જે કોપ આ ભૂમિ પર કર્યો છે એની પણ વાત કરવી જોઈએ.

આ પ્રાંત ધરતીકંપોને લીધે ઇતિહાસપ્રસિદ્ધ છે. આ ભૂમિ જાણે ન મરેલા ગયાસુરના કલેવર પર જ વસી છે. જ્યારે ભૂમિ મૃત કે સુપ્ત નથી હોતી ત્યારે વખતોવખત તેને હલનચલન કરવાની ઇચ્છા થઈ આવે છે. અસમમાં આજ સુધી એટલા ધરતીકંપો થઈ ગયા છે કે એમનું બયાન વાંચી મનમાં પ્રશ્ન ઊઠે છે કે જ્યાં જ્યાં આ રીતે ધરતી વારંવાર કંપી ઊઠે છે અને ઠેકઠેકાણે ઉત્પાત મચાવી મૂકે છે ત્યાંત્યાં કાં તો તેનાં વૈજ્ઞાનિક કારણો શોધવાની તપાસ થઈને ભૂચાલવિજ્ઞાન નિર્માણ થાય છે અથવા તો મનુષ્ય પોતાની કવિકલ્પના ચલાવી પૌરાણિક કથાઓ રચી નાખે છે. મહાભારતાદિ પ્રાચીન ગ્રંથોમાં ધરતીકંપનો ઉલ્લેખ અને કથાઓ છે અને જાપાન જેવા દેશોમાં સિસ્મોગ્રાફી (ભૂચાલવિજ્ઞાન)નો વિસ્તાર કરવામાં આવે છે. અસમમાં આ બંને વસ્તુ નથી. જ્યાં વારંવાર ધરતીકંપો થાય છે ત્યાં લોકો કાં તો એ પ્રદેશને છોડી દે છે અથવા જીવનને ક્ષણભંગુર જોઈ મૃત્યુનો ડર તજીને બહાદુર બની જાય છે. આ બંને રસ્તા સ્વાભાવિક અને મનુષ્યોચિત છે. પરંતુ દૈવવાદ એક એવી ઝેરીલી ચીજ છે કે મનુષ્યને તે જડ બનાવીને જ જંપે છે. નસીબવાદી સમાજ ન તો સ્થાનાન્તર કરશે, ન પ્રાકૃતિક શક્તિઓ સામે લડશે કે ન પોતાની ચાલતી આવતી પુરાણી જીવનપ્રણાલીમાં કશું પરિવર્તન કરશે. અસમમાં ભૂચાલવિજ્ઞાનનું ક્યાંયે નામનિશાન નથી મળતું. નદીમાં પૂર આવે છે. મનુષ્ય, એનું ઘર ને એનાં પશુ બધું એમાં તણાઈ જાય છે, લોકો દુઃખી થાય છે. એ જાતની વીતેલી પુરાણી આપત્તિઓનું તેઓ રસપૂર્ણ બયાન કરે છે અને પછી એ સઘળું ભૂલી જઈ જેવા હતા તેવા ને તેવા પાછા રહેવા લાગે છે.

ઊંચાઊંચા પહાડીઓ બાદ કરતાં આ પ્રાંતમાં બીજે આબોહવા જેટલી સ્વાસ્થ્યકર હોવી જોઈએ એટલી નથી; આથી અહીંના લોકોમાં જીવનશક્તિ ઓછી હોય છે. અહીંના સઘળા ડૉક્ટરો અને સ્વાસ્થ્ય વિભાગના વડીલો મળીને વ્યક્તિગત સ્વાસ્થ્યનું નહિ પણ સામાજિક સ્વાસ્થ્યનું અધ્યયન કરે, અને લોકોની રહેણીકરણીમાં, એમના આહારવિહારમાં તેમજ ગૃહ-નિર્માણમાં શાં શાં પરિવર્તન આવશ્યક છે એનો વિચાર કરે તો આખા પ્રાન્તની શકલ બદલી જાય. પહાડી લોકો અને કિસાનોને ઓછામાં ઓછા ખર્ચમાં જો શુદ્ધ પાણી પીવા મળે તો તેટલાથી યે અસમના કેવળ સ્વાસ્થ્ય પર જ નહિ પણ એના પુરુષાર્થ પર પણ ઊંડી અસર પડશે.

બાગ્ય આગળ આપણું માનવી કોણમાત્ર, એવી જે ફિલસૂફી આજે લોકોનાં મનમાં ઘર કરી બેઠી છે તેને બદલે એવી ધારણા થઈ જવી જોઈએ કે 'આપણે મનુષ્ય છીએ ને માનવબચ્ચો આત્મબળે સર્વ કંઈ કરી શકે એમ છે.' પ્રકૃતિ પર વિજય મેળવવો એ મનુષ્યનું મોટામાં મોટું મિશન છે. મનુષ્યે વિજ્ઞાન અને રસાયણશાસ્ત્રમાં શોધો કરી નાનાંમોટાં યંત્રો બનાવ્યાં, મુસાફરીનાં સાધનો તૈયાર કર્યાં, આહાર વધારવાની કોશિશ કરી, પરંતુ હજી સુધી નદીઓને કાબૂમાં રાખવાનું, મોટાંમોટાં જંગલોમાં પરિવર્તન કરવાનું, આબોહવા અને વરસાદમાં ધાર્યા નવીનતા આણવાનું, સમુદ્રોના પ્રવાહોનો લાભ ઉઠાવવાનું, સૂર્યની શક્તિથી સીધી રીતે પ્રાણશક્તિ વધારવાનું, વગેરે વ્યાપક કામોમાં એણે હાથ નથી નાખ્યો. એ કામ મનુષ્યની શક્તિની બહાર નથી. અસમ પ્રાન્તની નૈસર્ગિક સમૃદ્ધિ એટલી બધી છે કે ત્યાં સઘળી વિપત્તિઓનો ઇલાજ કરવાનો મસાલો મળવો જ જોઈએ.

અસમની સરકારે માનવવિજ્ઞાનનું એક મોટું ખાતું ખોલી એમાં હોશ લોકોની નિમણૂક કરી નવી ખોજો કરાવવી જોઈએ. દક્ષિણમાં આર્ય અને દ્રવિડ લોકોનાં સાન્નિધ્ય, સંઘર્ષ ને સંમિશ્રણની વાત આવે છે; સિંધ, પંજાબ અને સીમાન્ત પ્રદેશમાં આર્ય, શીથિયન, પહ્લવ આદિ જાતિઓના મૂળ ઇતિહાસની આપણે શોધ કરી શક્યા છીએ; પ્રાચીન ઇતિહાસની નજરે એ શોધનું મહત્ત્વ બહુ મોટું છે. પરંતુ ભવિષ્યની દૃષ્ટિએ અસમ પ્રાન્તમાં, બ્રહ્મદેશ ચીન તિબેટ આદિ દેશોમાં જે અનેકવિધ જાતિઓ છે એમના જીવનસત્ત્વનું ખૂબ ઊંડું અધ્યયન થવું જરૂરી છે. હિંદુસ્તાનમાં આપણે જેને

'ઍબૉરિજિની' (આદિમ નિવાસી) કહેવા લાગ્યા છીએ એ સહુ જાતિઓનો વિચાર શ્રીકૃષ્ણના જમાનામાં વૈષ્ણવ ધર્મના પ્રચારકાળમાં પૂરતો થયો હતો. બૌદ્ધ-કાળમાં યે એમની વચ્ચે સેવાકાર્ય અવશ્ય થયું હશે, પરંતુ આજે તો આપણે લોકોએ અધ્યયન અને સેવા

## દુનિયા

મને ચોટ પાડવી એ જાણે ગણુકાકાનો આજકાલ ધંધો થઈ પડ્યો છે. હું બની જાઉં અને મારો ચહેરો સફેદ થઈ જાય' એટલે ગણુકાકાને અપાર આનંદ! કાલે એમ જ બન્યું. 'ગણુકાકા જોડે વાતો કરતોકરતો હું બોલવાના તાનમાં આવી ગયો: 'માનવજાતના હિત માટે આજકાલની સમાજવ્યવસ્થા ધરમૂળથી બદલવી જ જોઈએ . . . . . .'. કોઈ નેતાની જેમ—કે દારૂડિયાની માફક—હું બોલી રહ્યો હતો.

'પણ ભાઈ, તારી આ માનવજાત ક્યાં રહે છે એ તો કહે.' ધોતિયાના છેડાથી ચશ્માના કાચ શાંતિથી લૂછતાં કાકાએ મને કહ્યું: 'મેં તો ક્યાંય નથી જોઈ! બ્રાહ્મણ, વાણિયા, ઘાંચી, મોચી, એવી જુદીજુદી જાતિઓ હોય છે એની તો મને ખબર છે; પણ આ તો કોઈ નવી જ જાત દેખાય છે!'.

બસ, થઈ રહ્યું. હું ચાટ પડી ગયો; કાકા ખુશ થયા.

કાકાએ ઉપરના શબ્દો કહ્યા ત્યારે મને બનાવવાનો તો એમનો હેતુ હતો જ; પણ તે મશ્કરીમાં એ શબ્દો બોલ્યા એની પાછળ એક વિશેષ મનોવૃત્તિ પણ હતી એમાં જરા યે સંશય નથી. એ મનોવૃત્તિ એ જ કે. દુનિયા સાથે આપણને લેવાદેવા શી! આપણે અને આપણું ઘર,—એમાં બધું આવી ગયું. જગતની અને અખિલ માનવજાતની પંચાત આપણે શા માટે કરવી!

કાકાના કહેવામાં કંઈ જ સાર નથી એમ તો મને લાગતું નથી. દરેક માણસ ઊઠતાંબેસતાં કે કોઈ પણ નાનુંસરખું કામ કરતાં એ કામની અસર જગત ઉપર અથવા અખિલ માનવજાત ઉપર કેવી થશે એનો વિચાર કરવા બેસે તો એનાથી કંઈ કામ જ થઈ શકે નહિ. વ્યાપક દૃષ્ટિનો એ અવ્યવહારુ અતિરેક જ ગણાશે.

દુનિયાની અને માનવજાતની મોટીમોટી વાતો કોઈ મારી પાસે જ્યારે કરતું ત્યારે હું પણ કાકાની માફક

# સાથે સંબંધ  શ્રી કાણેકરની નિબંધિકા

જ એને બનાવતો. પણ તેમ કરવા જતાં હું પોતે જ એકવાર આબાદ બની ગયો. અર્થશાસ્ત્રના એક પ્રોફેસર સાથે હું ચા પીતો હતો. વાતોમાં પ્રોફેસર સાહેબ એવા તો ખીલ્યા કે હું કાકાને જેમ આખી દુનિયાની વાતો સુણાવતો તેમ, એ પ્રોફેસર સાહેબ પણ.. આખી માનવજાત આજે કેટલી પરસ્પરાવલંબી થઈ છે, દરેક નાનામોટા પ્રશ્ન વિશે વિચાર કરતાં સર્વ માનવજાતના હિતસંબંધ આપણે કેમ ભૂલવા ન જોઈએ, ઈત્યાદિ ઈત્યાદિ વાતો પર મને બાપણ સંભળાવવાની હદ ઉપર આવી ગયા. એમને ચાટ પાડવા માટે મારા હાથમાંનો ચાનો કપ આગળ ધરી મેં કટાક્ષથી એમને કહ્યું: 'ઠીક ત્યારે, આ ચા હું પીઉં છું તે વખતે મારે બધી માનવજાતના હિતસંબંધ કેવીરીતે આંખ આગળ લાવવા?'

મારા સવાલથી પ્રોફેસર બન્યા તો નહિ જ. શાંતિથી મને એમણે જવાબ આપ્યો: 'ચા પી રહો એટલે કપ જરા ઊંધો કરીને જોજો કે એ ક્યાં બન્યો છે.'

મેં કપ ઊંધો કરી જોયો ને તેની બેઠક પર કોતરેલા અક્ષરો વાંચી સંભળાવ્યા: 'મેઈડ ઈન ચેકોસ્લોવાકિયા.'

'ઠીક.' પ્રોફેસરે આગળ ચલાવ્યું: 'કપ આવ્યો ચેકોસ્લોવાકિયાથી. ખાંડ આવી જાવા કે મૉરિશસ ટાપુથી. હું દાર્જિલિંગની ચા વાપરું છું એટલે એની ભૂકી દાર્જિલિંગની, પેલો દૂધનો 'જગ' છે તે 'મેઈડ ઈન જાપાન'નો; —એટલે ચાનો એક કપ પીતાં દુનિયાના કેટલા ભાગ સાથે તારો સંબંધ થયો!'

હું ઠંડો જ પડી ગયો. પ્રોફેસર સાહેબને બનાવવા ગયો અને હું જ બની ગયો.

તે દિવસની વાતચીત હું કદી પણ નહિ ભૂલું. વ્યવહાર માટે માણસ ભલે સંકુચિત દૃષ્ટિ રાખે. તોપણ દુનિયા સાથેનો એનો સંબંધ કેટલો નિકટ છે એ એણે ભૂલવું ન જોઈએ. જાણ્યે અજાણ્યે આપણે દુનિયા સાથે સંબંધ રાખીએ છીએ; જાણ્યે અથવા અજાણ્યે આપણને જગત જોઈએ જ છે.

કાકાએ તે દિવસે મને બનાવ્યો એનો ડંખ મારા મનમાં રહી ગયો હતો. કાકાને આજે બનાવવા જ એવો નિશ્ચય કરી બેત્રણ દહાડા પછી હું એમને ઘેર ગયો. આગળથી કોઈપણ સૂચના કર્યા વગર શત્રુ પર હુમલો કરવો એવું મેં ઠરાવ્યું હતું. શા માટે આવ્યો હતો એનો કાકાને ખ્યાલ સરખો યે ન હતો. એ બિચારા બધી વાત ભૂલી ગયા હતા. બોલવામાં કાકાને પકડવા હું મથવા લાગ્યો.

'કાકા, હજાર જાતના અને હજાર પ્રકૃતિના લોકો આ ચાલીમાં રહે છે. આ જગ્યા ખાલી કરી માહીમ તરફ એકાંત જગ્યામાં આટલા જ ભાડામાં નાનું ઘર મળી શકે તેમ છે ત્યાં કેમ નથી જતા?'

કાકા ખુશીમાં આવી મને કહેવા મંડ્યા. 'ના રે બાપ. એકાંતમાં આપણને ન ફાવે. આપણને તો ચારેતરફ માણસોની અવરજવર જોઈએ. એકલા રહેવું મને નથી ગમતું.'

'એમ!!' વિજયોત્સાહથી મેં કહ્યું: 'જગત સાથે અને માનવજાત સાથે તમારે કંઈ લેવાદેવા નથી એમ તમે જ તે દિવસે મને કહેતા હતા, નહિ? અને તેમ છતાં આ સારા નરસા, તમારી સાથે હળીમળી રહેતા અને લડતા ઝગડતા, બધા જ લોકો તમારે પડોશમાં જોઈએ! અને હું પણ એમ જ કહેતો કહેતો કે બધો માનવસમાજ—'

મેં વાત ત્યાં જ અટકાવી. કાકા ચાટ પડ્યા હતા. પણ હું જો વધારે બોલત તો એમ કાકા કંઈ ઓછા ઉતરે એવા ન હતા. એ મને ફરી ચાટ પાડત!

(મૂળ મરાઠી ઉપરથી) વસંત જોષી

---

બનેલો ઈજારો પરદેશીઓને આપી દીધો છે.

હવે આ સાલ ચીના લોકોનું વિશ્વવિદ્યાલય સમુદ્રકિનારે છોડીને અસમની સરહદથી સો બસો માઈલ પર આવી પહોંચ્યું છે. પહાડી રસ્તા, મોટરો અને હવાઈ જહાજની મદદથી ચીન સાથે આપણો સંપર્ક વધુ વધવાનો છે. હવે ક્યાંક એવું ન થાય કે આપણા હિમાલય સીમાન્તની પહાડી જાતિઓનું વર્ણન અને એ વિશેની સૂક્ષ્મ હકીકતો આપણે ચીના પ્રોફેસરો પાસેથી લેવી ને શીખવી પડે!

(હિંદી 'સંમેલન'માંથી)

# પાટણના જૈન ગ્રંથભંડારો

ગુજરાતના એક સુપ્રસિદ્ધ વિદ્વાને થોડાંક વર્ષ પર લખ્યું હતું કે, 'ગુજરાતની લક્ષ્મીના ઉપાસના તો આજે પણ સુપ્રસિદ્ધ છે; પણ ગુજરાતીઓના પૂર્વજોએ કરેલી લક્ષ્મીની તેમજ સરસ્વતી બંનેની ઉપાસના જોવી હોય તો જાઓ પાટણ; જુઓ ત્યાંના જ્ઞાનભંડારો.'

જ્યારે આ વાક્ય લખાયું ત્યારે એ પ્રત્યે જાણકારો સિવાય બીજાઓનું નહિ જેવું જ ધ્યાન ખેંચાયું હશે, પરંતુ બે વરસ પર પાટણ મુકામે શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપદ નીચે 'હૈમસારસ્વત સત્ર' ઉજવાયું ત્યારબાદ ત્યાંના જ્ઞાનભંડારોમાં રહેલા સાહિત્યધન પ્રત્યે ગુજરાતની સામાન્ય સાહિત્યરસિક જનતાનું પણ ધ્યાન ગયું છતાં, એ જ્ઞાનભંડારોનો ઇતિહાસ શો છે, તેમનું મહત્ત્વ શું છે અને તેમાં કયા પ્રકારના ગ્રંથો રહેલા છે એનો સ્પષ્ટ ખ્યાલ ઘણા ઓછાને હશે. એવો કંઇક ખ્યાલ આ લેખ દ્વારા આપવાનો પ્રયાસ કર્યો છે.

જ્ઞાનભંડારો એટલે પ્રાચીન પુસ્તકાલયો: તાડપત્ર, કાપડ અને કાગળ ઉપર લખાએલા વિવિધ વિષયોને લગતા હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહો. જાહેર માલિકીનાં આવાં પુસ્તકાલયો રાખવાની પ્રથા જૈન સમાજમાં વિશેષ અંશે હતી. ગુજરાતમાં જે જે ગામોમાં જૈનોની વસ્તિ સારા પ્રમાણમાં છે, ત્યાં ઓછામાં ઓછો એવો એક જ્ઞાનભંડાર તો હોવાનો જ. પરંતુ પાટણના ભંડારોનું સ્થાન આ સર્વમાં વિશિષ્ટ છે. પાટણ એ મધ્યકાલીન ગુજરાતનું જેમ રાજકીય તેમ વિદ્યાવિષયક પણ પાટનગર હતું અને અનેક રાજાઓ મંત્રીઓ તથા ધનાઢયોની દાનશૂરતા અને વિદ્યાપ્રિયતાનો લાભ ત્યાંના જ્ઞાનભંડારને મળ્યો હતો. પરિણામે, પુસ્તકોની સંખ્યા, પ્રાચીનતા તેમજ મહત્તાની બાબતમાં પાટણના ભંડારો હિંદના સર્વ જ્ઞાનભંડારોમાં ઊંચું સ્થાન લઇ શકે. ડૉ. પિટર્સન એ બાબતમાં લખે છે કે: 'પાટણ જેવું હિંદભરમાં એક પણ બીજું શહેર મેં જોયું નથી; તેમજ તેના જેવાં આખા જગતમાં માત્ર જૂજ શહેરો છે કે જે આટલી બધી ભવ્ય પ્રાચીનતાવાળી હસ્તલિખિત પ્રતોના સંગ્રહની માલિકીનું અભિમાન ધરાવી શકે. આ પ્રતો તો યુરોપની કોઇ પણ વિદ્યાપીઠના પુસ્તકાલયનો મગરૂરી લેવા લાયક અને અદેખાઈ આવે એવી રીતે સાચવી રાખેલો ખજાનો થઇ શકે તેમ છે. વિક્રમના અગીઆરમા સૈકાથી માંડી વીસમા સૈકાના આરંભકાળ સુધીના; ૧૪,૦૦૦ કરતાં વધારે, સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી હસ્તલિખિત ગ્રંથો તેમાં છે, એ જાણ્યા પછી આ ઉદ્ગારોમાં અતિશયોક્તિ જેવું નથી લાગતું.

ગુજરાતમાં જ્ઞાનભંડારોની સ્થાપના પહેલ પ્રથમ ક્યારે થઇ હશે એ ચોક્કસ કહી શકાય એવું નથી. વિક્રમ સંવત ૫૧૦માં વલભીપુરમાં દેવર્ધિગણિ ક્ષમાશ્રમણના પ્રમુખપદ નીચે જૈન શ્રુત લેખારૂઢ થયું તેને કોઇ જ્ઞાનભંડારમાં મૂકવામાં આવ્યું હશે; અને વલભીકાળનાં ગુજરાતમાં બૌદ્ધો, જૈનો તેમજ બ્રાહ્મણોની સાહિત્યપ્રવૃત્તિ સારા પ્રમાણમાં ચાલતી હતી, એટલે કોઈ પ્રકારનાં પુસ્તકાલયોનું અસ્તિત્વ તો ત્યાં હોવું જ જોઇએ; પરંતુ સિદ્ધરાજ અને કુમારપાળના કાળ પહેલાંના ગુજરાતના જ્ઞાનભંડારો સંબંધમાં કોઇ વિશ્વાસપાત્ર માહિતી મળી આવતી નથી.

ગુજરાત અને માળવા વચ્ચેની રાજકીય સ્પર્ધામાંથી સાંસ્કારિક સ્પર્ધા જન્મી. સિદ્ધરાજની વિનંતીથી હેમચંદ્રે ગુજરાતનું પ્રધાન વ્યાકરણ રચ્યું અને ગુજરાતની સાહિત્યપ્રવૃત્તિનો મધ્યાહ્નકાળ શરૂ થયો. વિજેતા સિદ્ધરાજે માળવાનાં સરસ્વતીભવનો જોયાં, સાથે ગુજરાતનું જ્ઞાનદારિદ્ર્ય પણ જોયું. ત્રણસો લહિયાઓ પાસે સતત ત્રણ વર્ષ સુધી લેખનકાર્ય કરાવીને તેણે રાજકીય પુસ્તકાલયો સ્થાપ્યાં અને હેમચન્દ્રના વ્યાકરણની સેંકડો પ્રતો લખાવી પરદેશનાં પુસ્તકાલયોમાં ભેટ મોકલી આપી. સિદ્ધરાજ પછી કુમારપાળે પણ એકવીસ જ્ઞાનભંડારો સ્થાપ્યા હતા અને રાજકીય પુસ્તકાલય માટે જૈનઆગમ ગ્રંથો લખાવ્યા હતા. ધોળકાના રાજા વીરધવળના સુપ્રસિદ્ધ જૈન મંત્રી વસ્તુપાલે કરોડો રૂપિયાના ખર્ચે ત્રણ જ્ઞાનભંડારો સ્થાપ્યાની હકીકત

પ્રાચીન ગ્રંથોમાંથી મળી રહે છે. પરંતુ અફસોસની વાત છે કે આ પ્રાચીનતમ પુસ્તકાલયોમાંની એક જ પોથી આજ સુધીમાં મળી છે.[૧]

આવા મોટા પ્રયત્નો બાદ કરીએ તોપણ અનેક ધનિકો તેમજ સામાન્ય માણસોએ આંતરિક ઉલ્લાસથી કે કોઈ પરલોકવાસી સ્વજનના શ્રેય અર્થે, વ્રતના ઉદ્યાપન નિમિત્તે કે કેવળ સાહિત્યરુચિથી, સેંકડોથી માંડી માત્ર એક-બે સંખ્યામાં ગ્રંથો લખાવવાના અને અધ્યયન માટે દાન આપવાના ઉલ્લેખો મળે છે. જ્ઞાનભંડારોની સાહિત્યસમૃદ્ધિ વધારવામાં આવા અલ્પ સંપન્ન વ્યક્તિઓનો પણ કંઈ જેવોતેવો હિસ્સો નહિ હોય.

પાટણના ગ્રંથભંડારો પણ આવી ધર્મપ્રેમી વ્યક્તિઓના દાનને પરિણામે વિકાસ પામ્યા હશે, એમ માનવું યોગ્ય છે. પરંતુ ભંડારો જે દાહક દૈવકમાંથી પસાર થયા છે તે ધ્યાનમાં લેતાં એ સ્થાપનારાઓ કરતાં યે તેનું રક્ષણ કરનારાઓનો આપણે વધારે આભાર માનવો જોઈએ. શ્રદ્ધાથી કે અંધશ્રદ્ધાથી કહો, પુસ્તકોને જ્ઞાનદેવતા માની તેમનું એ લોકોએ વ્યવસ્થિત સંગોપન કર્યું, રાજકીય અંધાધૂંધીના કાળમાં પણ બીજી બધી માલમિલકતને પડતી મૂકી ભંડારોમાંના ગ્રંથોને જેસલમેર કે ખંભાત જેવાં સુરક્ષિત સ્થાનોએ ખસેડવામાં રોકાયા, અને શાન્તિના કાળમાં પણ, જોકે યંત્રવત્ છતાં ચોક્કસ સંભાળ રાખીને વિદ્વાન ચોરોના હસ્તે થતી લૂંટ ઘણા અંશે અટકાવી એ માટે આજની પ્રજા તેમની ખરેખર ઋણી રહેશે

અને આ ભંડારોમાં માત્ર જૈન ગ્રંથો જ રહેતા એમ નહોતું. જૈનોનું પ્રારંભિક સાહિત્ય તો બધું પ્રાકૃતમાં હતું. જૈનોના સંસ્કૃત સાહિત્યની ખીલવણી તો મુકાબલે મોડી શરૂ ગણાય. જે કાળે જૈનોએ સંસ્કૃતમાં લખવાનો આરંભ કર્યો તે વખતે ભારતીય વિદ્યાની અનેક શાખાઓમાં બ્રાહ્મણો તેમજ બૌદ્ધોએ ખૂબ પ્રગતિ સાધી લીધી હતી. જૈનોને પણ તેમની સાથે સાહિત્યવિષયક સ્પર્ધામાં ઊતરવાનું હતું તથા તેમનાં દર્શનોનું ખંડન કરી જૈન દર્શનનું મંડન કરવાનું હતું, અને એ માટે અનેકદેશીય વિદ્વત્તા તેમણે સંપાદન કરવાની હતી. એટલે જૈન ભંડારોમાં જૈન ગ્રંથો ઉપરાંત બીજા ધર્મોના પણ પ્રત્યેક વિષયના ગ્રંથો રાખવામાં આવતા. પરિણામે આજે જૈન ભંડારોમાંથી જૈનેતરોના પણ વિરલ અને ગકવર્તી ગ્રંથો પ્રાપ્ત થાય છે. એમાં યે પાટણ તો જૈનોની સંસ્કૃત સાહિત્યપ્રવૃત્તિનું સૌથી મોટું કેન્દ્રસ્થાન હતું, એટલે ત્યાં એવા ગ્રંથો વિશેષ પ્રમાણમાં મળે તેમાં કંઈ નવાઈ જેવું નથી.

પણ એ ભંડારોમાં જે જૈન સાહિત્ય છે તેની કિંમત એથી કોઈ રીતે ઓછી આંકવાની નથી. ગુજરાતનો મધ્યકાલીન ઇતિહાસ હિંદુસ્તાનના બીજા પ્રાન્તોને મુકાબલે વધુ વ્યવસ્થિત, સિલસિલાબંધ અને સુસંકલિત સ્વરૂપમાં મળે છે, તે એ સાહિત્યની એક શાખા—ઐતિહાસિક પ્રબંધો—ને આભારી છે. એ પ્રબંધો કેવળ રાજકીય ઇતિહાસ જ નહિ, પરંતુ સમાજ અને સંસ્કૃતિના અભ્યાસ માટે પણ ઘણા ઉપયોગી છે. એ સાહિત્ય એટલું વિશાળ છે કે અહીં તેની નામાવલિ પણ આપવાનો અવકાશ નથી. જિજ્ઞાસુએ 'ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસની સાધનસામગ્રી' એ નામનું મુનિશ્રી જિનવિજયજીનું વ્યાખ્યાન અથવા શ્રી મોહનલાલ દેસાઈ કૃત 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' એ પુસ્તકનાં મધ્યકાલીન સાહિત્યને લગતાં પ્રકરણો જોવાં.

વળી જૈન ધાર્મિક ગ્રંથો ઉપરાંત જૈનોએ લખેલું સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્ય, જેવું કે ચરિત્ર, કથા, કોશ, અલંકાર, નાટક, કાવ્ય, વ્યાકરણ, તર્ક, શિલ્પ, વૈદક, જ્યોતિષ, એ સર્વમાં પણ પાટણના ભંડારોની સમૃદ્ધિ સૌથી વધારે છે.

અને એ ભંડારોમાંથી અપભ્રંશ સાહિત્ય આટલા મોટા પ્રમાણમાં ન મળ્યું હોત તો આ ખબર પણ કોને પડત કે આજની ગુજરાતી, મરાઠી, રાજસ્થાની, હિંદી અને બંગાળી ભાષાઓ એ અપભ્રંશની પુત્રીઓ છે! સાધારણરીતે એમ માનવામાં આવે છે કે પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં ગદ્યલેખન વિરલ હતું. પરંતુ ભંડારોમાં પડેલું ચૌદમાથી ઓગણીસમા સૈકા સુધીનું વિપુલ ગદ્યસાહિત્ય જો એકત્ર કરવામાં આવે તો બૃહત્ કાવ્યદોહન જેટલા પચીસ ગ્રંથો તો સહેજે થાય

---

૧ આ પોથી તે ઉદયપ્રભસૂરિકૃત 'ધર્માભ્યુદય' કાવ્યની તાડપત્ર ઉપર લખાયેલી પ્રત. એને અંતે श्री. वस्तुपालेन अलेखि એવો ઉલ્લેખ છે. 'વસ્તુપાલે લખી' અથવા 'વસ્તુપાલે લખાવી' એવા તેના બે અર્થ થઈ શકે. ગમે તેમ, પણ તેને વસ્તુપાલના જ્ઞાનભંડારની માનવામાં વાંધો નથી. પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી હાલ એ કાવ્યનું સંપાદન કરી રહ્યા છે.

# ભૂતકાળની શોધમાં

**દુનિયાભરના વિદ્વાનોને રસ પડે એવો પ્રાગૈતિહાસિક સામગ્રીનો જે ફાળો ગુજરાતે આપ્યો છે—અને આપે તેનું મહત્ત્વ સમજાવતો હપતો**




પુરાપાષાણયુગની સંસ્કૃતિ તે પછી નૂતન પાષાણયુગની સંસ્કૃતિના રૂપમાં વિકાસ પામી. આ સંસ્કૃતિની ઓળખ આપતાં તે કાળના માનવીનાં હાડપિંજરો, તેનાં હથિયારો, માટીનાં વાસણો, રહેઠાણના અવશેષો વગેરે આજે મળી આવે છે. ઇ. સ. પૂર્વે ૨૦,૦૦૦થી માંડી ૬,૦૦૦ વર્ષ પહેલાં સુધી એનો યુગ ચાલ્યો હતો.

મોહેં જો ડેરો અને હરપ્પાની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિથી તો 'કુમાર'ના વાચકો પરિચિત હશે જ.* એ સંસ્કૃતિ તામ્રયુગની હતી અને તેનું ચણતર આ નૂતનપાષાણયુગની સંસ્કૃતિ ઉપર જ થયું હતું. આર્યો જ્યારે આ સંસ્કૃતિના તબક્કામાં હતા, તે સમયના સમાજનું ચિત્ર ઋગ્વેદમાં કેટલેક ઠેકાણે મળી આવે છે.

નૂતનપાષાણયુગની વસ્તુઓ મુખ્યત્વે દક્ષિણ હિંદ, મધ્યપ્રાંત અને ઓરીસ્સામાંથી મળી આવે છે. ગયા દસકામાં જણાયું તે મુજબ દક્ષિણ ગુજરાત અને કાઠિયાવાડમાંથી આ વસ્તુઓ પુષ્કળ પ્રમાણમાં મળી હતી. પુરાપાષાણયુગની વસ્તુઓ તો ભૂજ હાથ લાગે છે, પણ આ યુગની વસ્તુઓ તો સપાટી ઉપર જ અને અઢળક પ્રમાણમાં આપણે ત્યાં મળી આવે છે. રસ્તે ચાલતાં આપણા પગ નીચેથી પણ કેટલીક વાર એ પસાર થઈ જાય છે. માત્ર પારખવાની આવડત જોઈએ.‡

## તામ્રયુગ અને લોહયુગ

માનવજાતિની સંસ્કૃતિના વિકાસમાં પાષાણ (પત્થર) પછી ધાતુઓના વપરાશનો યુગ બેઠો. એના બે વિભાગ છે: તામ્રયુગ અને લોહયુગ. પત્થર પછી માણસે ત્રાંબાનાં સાધનો વાપરવાની શોધ કરી અને ત્યાર પછી લોઢાનાં. આપણે હાલ એના છેલ્લા યુગમાં જીવીએ છીએ. તામ્રયુગ ૬૦૦૦ વર્ષ પૂર્વેથી માંડી ૪૦૦૦ વર્ષ પૂર્વે સુધી ચાલ્યો હતો અને ત્યારથી આજ સુધી લોહયુગ ચાલ્યો આવે છે. જેવી રીતે પાષાણયુગના પુરાપાષાણ અને નૂતનપાષાણ એમ બે વિભાગો છે તેવી જ રીતે તામ્રયુગ પણ બે વિભાગોમાં વહેંચાએલો છે: પહેલો શુદ્ધ તામ્રયુગ અને પછી કાંસાના વપરાશનો યુગ. વૈદિક સાહિત્યથી માંડી રામાયણનાં વર્ણનો સુધીના આપણા ઇતિહાસના બનાવો તામ્રયુગમાં બન્યા હતા અને મહાભારતના યુદ્ધની થોડાક વખત પહેલાંથી લોહયુગ ચાલ્યો આવે છે. પરદેશમાં થએલી ઇજિપ્શીઅન, સુમેરીઅન, બૅબીલોનિયન, હીટાઇટ, ક્રીટન વગેરે આજે જાણીતી બધી પ્રાચીન પ્રજાઓ આ તામ્રયુગમાં થઈ હતી. પશ્ચિમના દેશોમાં ગ્રીસના ઇતિહાસથી લોહયુગ શરૂ થયો હતો.

સિંધમાં મોહેં જો ડેરો અને હરપ્પામાં આપણી પ્રાચીનતમ સંસ્કૃતિના જે અવશેષો મળી આવ્યા છે તે તામ્રયુગના કાંસા વિભાગના છે. આ સંસ્કૃતિ આર્યોની હતી કે દ્રવિડોની તે વિષે વિદ્વાનોમાં મતભેદ પ્રવર્તે છે. મારા અંગત મત પ્રમાણે હું તેને આર્ય સંસ્કૃતિ માનું છું. આ સંસ્કૃતિને ઇજિપ્ત અને બૅબીલોનિયાની સંસ્કૃતિ સાથે ઘણો ગાઢ સંબંધ હતો. કેટલાક પુરાવિદોનો મત છે કે આ સિંધુ સંસ્કૃતિ (Indus Culture)ના અવશેષો, ભૌગોલિક દૃષ્ટિએ વિચાર કરતાં, કાઠિયાવાડમાં પણ મળી આવે એવી સંભવના જણાય છે.

## જૂનાગઢનું કાવતરું

૧૯૨૫માં એક દિવસ ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં સમાચાર છપાયા કે જૂનાગઢ રાજ્યમાં દરિયા કાંઠે બંદર બાંધવાને સારુ ખોદકામ કરતાં આદમકદના અવશેષો ...

---

* જુઓ 'કુમાર' અંક ६४ તથા ६५.

‡ પાષાણયુગની વસ્તુઓ શી રીતે પારખવી અને ગુજરાતમાં એ ક્યાં ક્યાં પ્રાપ્ત થાય તેમ છે તથા માનવજાતિની ઉત્ક્રાન્તિમાં અત્યાર સુધીમાં હિંદે શો ફાળો આપ્યો છે, એ બધું પ્રસ્તુત લેખમાં ન સમાવતાં એક સ્વતંત્ર લેખ તરીકે થોડાક માસમાં 'કુમાર'માં રજૂ કરવા વિચાર છે.

ચિત્રલિપિમાં લખેલો એક શિલાલેખ મળી આવ્યો છે. ભલભલા પુરાવિદોને ચમકાવી દે એવા આ સમાચાર હતા, કારણ કે પૅલેસ્ટાઇનના પૂર્વ તરફના દેશોમાં આજ સુધી ક્યાં યે ઇજિપ્તની ચિત્રલિપિમાં લખેલા લેખો કે તેની સંસ્કૃતિના અવશેષો સાંપડ્યા નથી. ટાઇમ્સે તો આ સમાચાર વિષે એક તંત્રીલેખ પણ લખી નાખ્યો જેમાં કાઠિયાવાડ તથા પ્રાચીન ઇજિપ્તના સંબંધો વિષે કેટલી યે રોમાંચક કલ્પનાઓ પણ રજૂ કરી હતી. પછી તો, કહેવાય છે કે, આ શિલાલેખના શોધક ઉપર તેમજ ટાઇમ્સ ઑફ ઇન્ડિયા ઉપર દેશવિદેશથી પૃચ્છ-પરચ્છના તારો અને પત્રો આવવા લાગ્યા. આ બનાવ પછી એક દિવસે ફરી ટાઇમ્સમાં આવ્યું કે દિલ્હીના સુપ્રસિદ્ધ મુસ્લિમ નેતા ખ્વાજા હસનનિઝામીને આ શિલાલેખ વાંચવા બોલાવવામાં આવ્યા છે. બસ આ પછી આ શિલાલેખનું શું થયું તેનો પત્તો લાગ્યો નહિ. રાજકોટ વૉટસન મ્યૂઝિયમના તત્કાલીન ક્યૂરેટરે તેમના રીપોર્ટમાં જણાવેલું કે તેમણે આ શિલાલેખની ભાળ કાઢવા ખૂબ મહેનત અને પૃચ્છપરચ્છ કરેલી અને અંતે એ વાત ખોટી માલૂમ પડેલી. આમ આ મહાન શોધ એક ફારસના રૂપમાં પલટાઇ ગઈ અને તેથી કેટલી યે વ્યક્તિઓ અને સંસ્થાઓને હેરાન થવું પડ્યું.

### કાઠિયાવાડમાં ફાટેલો પ્રાગૈતિહાસિક શોધોનો રાફડો

આ પછી કાઠિયાવાડમાં પ્રાગૈતિહાસિક સંશોધનનું વાતાવરણ ખૂબ ગરમ બન્યું. ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં કેટલા યે નવા સમાચારો આવ્યા અને કેટલાં યે ચર્ચા-પત્રો છપાયાં. પણ 'મહેસાણાના ગપગોળા' 'જૂના-ગઢના ફારસે' પુરાતત્ત્વક્ષેત્રમાં શોધખોળોની બાબતમાં ગુજરાતને હલકું પાડી દીધું હતું, એટલે આ સમાચારો અને ચર્ચાઓને પણ નાપાયાદાર માની વિદ્વાન પુરા-વિદોએ એ તરફ લક્ષ આપ્યું નહિ. આમાંની મુખ્ય શોધો આ હતી; ગોંડળ રાજ્યમાં ત્યાંના વિદ્યાધિકારીને તેમની જાહેરાત પ્રમાણે મહાભારતના સમયના એક મંદિરનું મળી આવવું; અમરેલીમાં પ્રાપ્ત થએલી એક મૂર્તિ જે મોહેં જો ડેરોની સંસ્કૃતિના સમયની જણાતી હતી; ફાધર હેરાસે પ્રાગૈતિહાસિક અવશેષો શોધવા જૂનાગઢ રાજ્યમાં એક ટેકાણે કરાવેલું ખોદકામ; પ્રભા-સપાટણના પ્રદેશમાં અનેક પ્રાગૈતિહાસિક કાળના ટેકરા આવેલા છે અને ત્યાં વખતોવખત પુરાતન અવશેષો મળી આવે છે તે સંબંધી ચર્ચાઓ: પ્રભાસપાટણમાં એક ગોરને ઘેર મળી આવેલ ૨૬૦૦ વર્ષ પૂર્વનું બૅબી-લોનિયાના સમ્રાટ નેબુકદનેઝઝરનું તામ્રપત્ર અને ડૉ. પ્રાણનાથ દ્વારા તેનો ઉકેલ વગેરે વગેરે.

### અંતે રંગપુરે રંગ રાખ્યો

આ પ્રમાણે ગુજરાતના પ્રાગૈતિહાસિક સંશોધનના આકાશમાં અનેક તારાઓ ચમકીચમકીને આથમી ગયા. પણ એના પછી રંગપુરનો ચંદ્ર આકાશે ચડ્યો. એના શુભ્ર પ્રકાશે 'મહેસાણાનો ગપગોળો', 'જૂનાગઢનું ફારસ' વગેરેને ધોઇ નાખ્યાં અને ફરીવાર પુરાવિદોને કાઠિયા-વાડના પ્રાગૈતિહાસિક જૂનવાણીપણામાં દૃઢ શ્રદ્ધા બેસાડી રંગપુરે ગુજરાતનો રંગ રાખ્યો.*

રાણપુરની પશ્ચિમે લગભગ આઠમાઇલ દૂર શુક-ભાદરને કાંઠે લીંબડી રાજ્યમાં ગુજરાતના મોહેં જો ડેરો સમું આ રંગપુર આવેલું છે. ત્યાં ધંધુકા તરફનો રસ્તો સમારતાં ૧૯૩૪માં કેટલીક અતિ પુરાતન જણાતી વસ્તુઓ મળી આવી અને તે લીંબડી ઠાકોર સાહેબે સરકારી પુરાતત્ત્વ સંશોધન ખાતાના પશ્ચિમ વિભાગના અમલદાર ઉપર નમૂના મોકલી આપી. આ વસ્તુઓ મોહેં જો ડેરોની સિંધુ સંસ્કૃતિની જણાતાં રંગપુરમાં તરત જ ખોદકામ શરૂ કરી દેવામાં આવ્યું અને તેમાંથી જે પુરાસામગ્રી પ્રાપ્ત થઈ તેથી સંપૂર્ણરીતે પુરવાર થયું કે રંગપુર એ સિંધુ સંસ્કૃતિ (ઇ. સ. પૂર્વે ૩૨૦૦થી ૨૭૦૦)ના સમયનું સ્થળ છે અને તેની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિ ઉપર તળપદી અસર હોવાથી તેને સુરાષ્ટ્રની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિ કહી શકાય. રંગપુરની આ શોધ પુરાતત્ત્વક્ષેત્રમાં ઘણા મહત્ત્વની લેખાઈ છે અને સિંધ તથા પંજાબની બહાર હિંદમાંએક માત્ર ત્યાં જ સિંધુ સંસ્કૃતિના અવશેષો પ્રાપ્ત થયા છે છતાં નવાઈની વાત એ છે કે તેને વિષે આજ સુધી આપણે ત્યાં એક શબ્દ સરખો લખાયો નથી.

### ગુજરાત અને પ્રાગૈતિહાસિક સંશોધન

પ્રત્યેક દેશ કે પ્રાંતના પુરાતત્ત્વના બે વિભાગ હોય છે. પ્રાગૈતિહાસિક અને ઐતિહાસિક. આ બેમાં

* વધુ વિગત માટે જુઓ 'પ્રવાસી' તા. ૨૮-૭-૪૦ એક ૪૨માં 'આપણી પુરાતન નગરીઓ'ની મારી લેખમાળાનો લેખ: 'તામ્રયુગની સંસ્કૃતિના અવશેષો ધરાવનાર રંગપુર.'

કેવળ પ્રાગૈતિહાસિક વિભાગ જ એવો છે કે જેને લઈ ગુજરાત પુરાતત્ત્વ ક્ષેત્રમાં ખાસ સ્થાન અને માન મેળવી શકે. દુર્લભરાજનાં તામ્રપત્રો કે કર્ણ વાઘેલાના સિક્કાઓને લઈ ગુજરાત આ ક્ષેત્રમાં આગળ આવી શકે તેમ નથી, કારણ કે એ તો આપણી પ્રાંતિક વાતો છે ને તેમાં બહારના વિદ્વાનોને રસ હોઈ શકે નહિ. આપણો પ્રાચીન કાળનો ઇતિહાસ ગુપ્તો, ક્ષત્રપો અને મૌર્યો જોડે સંકળાએલો હોવાથી તેનું સંશોધન થાય તો પરપ્રાંતોના પુરાવિદો આપણાં કાર્યોની નોંધ લઈ તેમાં રસ લે અને જો એની પણ પહેલાંના પ્રાગૈતિહાસિક કાળનું સંશોધન કરવામાં આવે તો આખી દુનિયાના પુરાવિદો તેમાં રસ લે; કારણ એ જમાનામાં પ્રજાપ્રજાઓ વચ્ચે એટલા બધા ફાંટાઓ પડ્યા ન હતા. હિંદથી માંડી છેક યુરોપ સુધીની સંસ્કૃતિ લગભગ સરખા જ હતી. સિંધનો જ દાખલો લો. તેના મધ્યકાલના ઇતિહાસમાં બહારના વિદ્વાનોને જરા પણ રસ નથી; પણ મોહેં જો ડેરોમાં શોધાએલી તેની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિ આજે દુનિયાના બધા દેશોના પુરાવિદોના સંશોધનનો વિષય થઈ પડી છે. આની પાછળ એક જ કારણ રહેલું છે; પ્રાગૈતિહાસિક કાળમાં માનવ સંસ્કૃતિનું વૃક્ષ એક છોડવો જ હતું; તેમાંથી જુદીજુદી પ્રજાઓના અનૈક્યની ડાળીઓ ફંટાઈ ન હતી. એ સમયની બધી પ્રજાઓના ઇતિહાસ પરસ્પર સંકળાએલો હતો. એ જ કારણે પ્રાગૈતિહાસિક સંશોધનના ચોતરા ઉપર હિંદ, ચીન, અમેરિકા, આફ્રિકા અને યુરોપની બધી પ્રજાઓ એકત્ર થઈને આવી બેસે છે. પ્રાગૈતિહાસિક સંશોધન પ્રજા પ્રજાઓ વચ્ચે ઐક્ય સ્થાપે છે. આજે પરસ્પર લડી મરનારા આપણે એક દિવસ માડીજાયા ભાઈઓ હતા એ અસરકારક યાદ પ્રાગૈતિહાસિક સંશોધન પ્રજાઓને આપે છે; અને તેજ આ સંશોધનની (હાલને તબક્કે જેની જેની જરૂર છે તે) મહાન નૈતિક બાજુ છે.

(ચાલુ) **અમૃતલાલ વ. પંડ્યા**

## હનુમાન વ્યાયામ પ્રસારક મંડળ (અમરાવતી)ના ગ્રીષ્મ વ્યાયામ વર્ગો

દર વર્ષની માફક આ વર્ષે પણ ઉપરોક્ત મંડળના ગ્રીષ્મ વ્યાયામ વર્ગો તા. ૧લીથી ૩૧મી મે સુધી અમરાવતીમાં ચલાવવામાં આવશે. દાખલ થવા માટે ૨૫મી એપ્રિલ સુધીમાં અરજી કરવી જોઈએ. વિશેષ વિગત ૦-૦-૬ની ટિકિટ મોકલી નીચેને સરનામેથી મંગાવી લેવી: મંત્રી ક્રીડા આરોગ્યમંદિર, હ. વ્યા. પ્ર. મં. અમરાવતી.

## ઘડે વિન્યાસ વડે જલસિંચન

વૃક્ષારોપણ થયા પછી મોટે ભાગે જે પ્રશ્ન આવે છે તે વૃક્ષને કરાતા જલસીંચનનું. સૂકો કે રણ-શાળ પ્રદેશ હોય અથવા તંગીને લીધે પાણી બહુ દૂરથી લાવવું પડતું હોય તો પાણીનો વ્યય કરકસરથી થવો જોઈએ. રસ્તાની બન્ને બાજુએ વવાતાં, ધર્મશાળાઓ ને વિશ્રામગૃહોમાં વવાતાં અથવા સૂકા પ્રદેશમાં ઉછેરાતાં જંગલોની ખાલી જગાઓ પૂરવા એકાદ કે ઘેરામાં ઉગાડવામાં આવતાં ઝાડોને અપાતું પાણી સીધુંસીધું ક્યારામાં ન અપાતાં એવી કોઈ રીતથી અપાવું જોઈએ કે જેમાં પાણીનો દુર્વ્યય ન થતાં તેનું ટીપેટીપું પાણી ઝાડને હિતાવહ બને.

સારી ને સુગમ રીત તો છે ઝાડવાંના ક્યારામાં દાટેલા પાણી ભરેલા ઘડામાંથી થતા સ્રવણ વડે જલ-સિંચન કરવાની. ઉત્તર ગુજરાત, કચ્છ ને કાઠિયાવાડ જેવા સૂકા પ્રદેશોમાં એ પ્રથાનો ફેલાવો લાભદાયી નીવડે તેમ છે. એ કામ માટે વાપરવાનો ઘડો પકાવેલો પણ ઝરે તેવો જોઈએ. લગભગ બે ગૅલન (ખાસ તેલનો અરધો કે પોણો ડબો) પાણી સમાય તેટલો મોટો ઘડો ઉપયોગમાં લેવો. પાણીને બાફ થઈ ઊડી જતું અટકાવવા અને ઘડામાં કચરો ન પડે તે માટે ઘડાના મોંના માપની માટીની પાકી ઢાંકણી અવશ્ય જોઈએ. ઘડામાંથી પ્રસરતી ભીનાશનો ઝાડવું પૂરતો લાભ લઈ શકે એ રીતે ક્યારામાં તેની બાજુમાં ઘડાને જેટલો બની શકે તેટલો ઊંડો દાટવો. ઘડાનું મોં જો ભૂરતરથી નીચું રાખવું પડે તો તેમાં માટી કે બીજો કચરો



# ગુજરાતમાં વૃક્ષારોપણ

પડતો અટકાવવા તેના પર નાળી તરીકે એક નળિયું (છાપરાં પર છાવાં માટે જેનાં બે અડધિયાં ન કર્યાં હોય તેવું આખું) મૂકી શકાય. જો ઝાડવાંને ફરતી રક્ષણ માટે કાંટની વાડ કે ટાટું હોય તો વાડ બહારથી ઘડામાં પાણી ઠાલવવા ચાર પાંચ ફૂટ લાંબી વાંસની એક નળી ઉપયોગમાં લઈ શકાય.

ઘડામાંથી પાણીના સ્રવણનું પ્રમાણ ઘડાની જાત, ઋતુ અને ઘડો અંદરથી બરાબર સ્વચ્છ રહે છે કે નહિ તે પર આધાર રાખે છે. ઘડાની સ્રવણશક્તિ અને ઘડો જ્યાં મૂકાયો હોય તે જમીનના પ્રકાર ઉપર પણ ઘડામાંનું પાણી કેટલા દિવસ ચાલશે તે અવલંબે છે. શરૂઆતમાં માત્ર એકાદ વખત ધ્યાન રાખવાથી એ પ્રમાણ જોઈ શકાય. ઘડામાં ક્યાંયે તડ કે કાણું ન હોય તો ઘડામાંનું પાણી આઠ, દસ કે તેથી પણ વધુ દિવસ પછી ખૂટે. પાણીના સુવ્યય સાથે પ્રમાણમાં વધારે પાણી આપવું હોય તો ઘડો વધારે સછિદ્ર થાય તેવી રીતે તૈયાર કરાવવો. ઘડા સાજાસારા છે અથવા અંદરથી તેને માટીનું અસ્તર લાગી ગયેલ છે કે નહિ તેની અવારનવાર તપાસ કરતા રહેવું. ઘડામાં કંઈ ખોડ દેખાય તો તેને સમયસર બદલી નાખવો. ઉનાળાની શરૂઆતમાં તેમ કરવું વધુ ફળપ્રદ નીવડે.

ઝાડને પાણી આપવાની આ પ્રથાથી તેને હાનિ કરે એટલું ઘણું પાણી મળવાની ભીતિ તો હમેશ માટે ટળે છે. ઊલટું જરા યે પાણી નકામું નથી જતું. ઘડો ધરતીના સબંધમાં રહી ધીરેધીરે ભેજનું દ્રવણ કરતો રહી ઝાડવાંને કે રોપેલી કલમની જીવનશક્તિને ટકાવી રાખે છે,—પછી ધખધખતો ઉનાળો હોય કે શિયાળાની ઠંડી હોય. માળી કે પાણીવાળો બરાબર કામ કરે છે કે નહિ તે ગમે ત્યારે ઘડામાં સહજ નજર કરતાં પણ દેખાઈ આવે. માત્ર આ પ્રથામાં એક ખામી છે. જે બાજુએ ઘડો હોય તેને ફરતા ઘડાના આકાર પ્રમાણે અને તેથી ઊલટી દિશામાં મૂળિયાં જોર કરી ઝાડના વિકાસને વિકૃત બનાવે ખરાં. બની શકે તો ધીમેધીમે અમુક સમયને ગાળે ઘડાનું ઝાડને ફરતું સ્થળાંતર કરતા રહેવું. વડ, પીપળ જેવાં વૃક્ષો જેની ડાળીને રોપવામાં આવે છે તેને માટે તો આ પ્રથાથી પાણી આપવું અસરકારક નથી. એ ડાળી તો બરાબર વળગી જાય ત્યાં સુધી તેના ક્યારાને બરાબર ભીનો રાખવો જોઈએ.

પાછલે પાને આપેલા ચિત્રમાંની બીજી એક રીતે ક્યારો કરવાથી પણ પાણી અમુક અંશે નકામું જતું અટકાવી શકાય. સારી ધરતીનું ખોદાણ, સડેલાં પાંદડાંનાં જૂના ખાતરનું મિશ્રણ કે કાંપ વગેરે ક્યારાના ખાડાને તળિયે ભરવાં. પછી તેના પર, વચ્ચે દોઢ ફૂટના વ્યાસનો બે ફૂટ ઊંડો રહે તેવો ગોળ ખાડો રાખી, તેને ફરતા એક કે સવા ફૂટના વિસ્તારમાં કોરા સાફ કાંકરા ભરવા. ફરી તેને ફરતું ચોતરફ સારી જમીનનું ખોદાણ ભરવું. એ બધાંને મથાળે થોડી સ્વચ્છ રેતી પાથરવી. આ રીતે ક્યારો બનાવી ઝાડવાંને પાણી સીંચવામાં આવે છે ત્યારે તે સાફ કાંકરાઓના થર દ્વારા બધી બાજુએથી સરખું તળિયે ઊતરે છે. કાંકરાઓનું પડ,




જમીનમાં પાણી ભરેલો માટીનો સ્રવે તેવો ઘડો દાટી રાખી તેથી ઝાડવાંને જલસીંચન કરવાની રીત દર્શાવતાં ત્રણ ચિત્રો: (૧) ક્યારામાં દાટેલો ઘડો; (૨) ઘડાને જમીનમાં જરાની ચોકિતારી નાળી તરીકે આખાં નળિયાંનો ઉપયોગ કરી દાટેલો ઘડો. (૩) ઉપરની રીતે જ જમીનમાં દાટેલો ઘડો, માત્ર તેમાં ગોઠવેલો લુગડાનો ગુચ્છો હજી અખતરારૂપે.



અમુક અંશે, પાણીને વરાળ થઈ ઊડી જતું અટકાવે છે. મૂળિયાં પણ નીચે અને નીચે વધવા પ્રેરાય છે અને તેમતેમ તેમનું સૂર્યના તાપથી પણ રક્ષણ થાય છે. આ પ્રકારના ક્યારાની બનાવટનું ખર્ચ સાદા ખાડાના ખર્ચ કરતાં થોડું વધારે આવે પણ તેથી પાણીનો જે બચાવ થાય છે તેનું વળતર પ્રમાણમાં ઘણું વધી જાય છે અને વધારામાં રોપા કે કલમને જમીનમાં જામતાં-વેંત જે સાનુકૂળતા મળે છે તે જુદી.

આપણું વૃક્ષ તરફ ઊભરાઇ જતો પ્રેમ બતાવવા ઘણી વખત ઝાડને પુષ્કળ પાણી આપીએ છીએ, જે પરિણામે નુકસાનકારક જ નીવડે. બને ત્યાં સુધી દાંડીની ચોતરફ પાણી ન જ રહેવું જોઈએ. પાણી તો મૂળિયાંને જોઈએ છે, અને નહિ કે દાંડીને. પાણી લાગતાં તેનું ઉષ્ણમાન બદલાતાં ક્યારેક તેની છાલ ફાટી જાય છે અને દાંડીના અપક્વ કાષ્ઠ (Sapwood)ને પણ સડો લાગે છે.

રોપા કે કલમ રોપતી વખતે ક્યારાને તદ્દન મથાળે તેની નજીકમાં ચોતરફ રેતી મિશ્રિત જમીનનું ઓછામાં પાથરી થોડું ઢોળાવ જેવું રાખવું. એ નાના ઢોળાવ કરતા ખાડામાંથી ઢળણ દ્વારા ઝાડવાંને પાણી મળવું જોઈએ. રોજ થોડું-થોડું પાણી આપવા કરતાં ચાર પાંચ દિવસે પણ પૂરતું પાણી આપવાથી ઝાડવું પોતાના મૂળિયાં ઊંડે ને ઊંડે ઉતારે છે અને જોરથી તે જામતું જાય છે. જમીનમાં ઊંડે જ કુદરતી ભેજનું પ્રમાણ વધારે રહે છે. પાણીની અછત હોય તો બને ત્યાં લગી સાંજે જ ઝાડને પાણી સીંચવું.

મૂળિયાંને પ્રાણવાયુ મળી રહે તે માટે ઝાડવાંની ચોતરફની જમીનનું અસ્તર ઉપર ઉપરથી જ થોડુંથોડું ઉખેડતા રહેવું. તેમ કરવાથી નીચેની જમીન પણ બાઝી નથી જતી અને ઝાડવાંનો વિકાસ-માર્ગ રૂંધાતો નથી. જ્યાં ઝાડવાંને ક્યારામાં જ સીધું પાણી રેડાતું હોય ત્યાં દરેક પાણી પછી ક્યારો ઉપરથી સુકાઇ જાય એટલે ખુરપીથી તેમ કરવું. જો ઘડાનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તો જરૂર જણાયે જમીન બાઝી ગએલી લાગે ત્યારે તેમ કરવું.



## સંસારનાં શહેરો

### ૨૦-પૉમ્પાઇ

ઇટલીના છવતા જ્વાળામુખી વિસુવિયસની તળેટીમાં એક માઇલ પર નેપલ્સનાં ઉપસાગરને કાંઠે આ મનોહર રોમન નગર આવેલું હતુ. ખ્રિસ્તી સંવતના આરંભકાળે એ વિલાસનું મહાધામ ગણાતુ અને રાજાઓ તથા ઉમરાવો તેમાં પડ્યાપાથર્યાં રહેતા.

ઈ. સ. ૬૩માં વિસુવિયસમાં પહેલી જાગૃતિ આવી તે એના ધમધમાટથી ઊપજેલા ધરતીકંપોએ પૉમ્પાઈના મોટા ભાગનો નાશ કર્યો. લોકોએ એ વિલાસધામની મરામત શરૂ કરી, પણ તે સંપૂર્ણ થાય તે પહેલાં તો ઇ. ૭૯માં પોતાના સઘળા પ્રકોપથી વિસુવિયસ ફરી ફાટી નીકળ્યો. એક દિવસમાં નહિ, પણ એક કલાકમાં જ લાવારસ ને ધગધગતી રાખે એ શહેરને ૧૫-૨૦ ફૂટના થરોથી ઢાંકી દીધું. એ પ્રમાણ એટલો તો ઝડપી ને આકસ્મિક હતો કે આજથી ૨૦૦૦ વર્ષ પહેલાં ભયભીત મનુષ્યોએ જાત બચાવવા માટે અરધાં જમેલાં મૂકી દીધેલાં ભાણાં ને દરવાજામાં એમ ને એમ મૂકી દીધેલી થાળીઓ જેમની તેમ નજરે પડે છે.

ત્યાર બાદ તો તેના પરના થરો વધુ ને વધુ જાડા બની એ આખું ઢાંકી દીધું, તેના પર ઝાડ ઊગી નીકળ્યાં અને પૉમ્પાઈ જેવા નગરની સ્મૃતિ પણ એ માનવજાતને ન રહી. પરંતુ સત્તર સદીઓ વહી ગયા બાદ ઇ. ૧૭૪૮માં એની આકસ્મિક ભાળ લાગી.

પછી ૧૮૬૦થી પૉમ્પાઇનું પદ્ધતિસર ખોદાણ શરૂ થયું,—એની ભંડારાએલી સમૃદ્ધિ હાથ કરવા નહિ, પણ એ ભયંકર નાશનો હૂબહૂ ચિતાર મેળવવા. શરૂઆતનાં વર્ષોમાં કેટલાક પદાર્થો નેપલ્સના સંગ્રહસ્થાનમાં લઇ જવામાં આવેલા, પણ ત્યાર પછી બધા જેમના તેમ પડ્યા રહેવા દેવામાં આવ્યા છે. કોઇ પણ પ્રેક્ષક નજીવી દાખલકી આપી એ આખો ચિતાર



નજરે જોઇ શકે છે. વિનષ્ટ થએલા એકે એક પદાર્થ ને જીવ પર લાવારસ પ્લાન્ટર ઑવ પારીસની જેમ લીંપાઈ ગયા છે. એ વખતની આખરી પળોની ભયંકરતા આજે યે એ જીવોને જોતાં તાજી થાય છે.



ઉનાળામાં ધ્યાન રાખવું કે પાણીના અભાવે ઝાડને નુકસાન ન થાય. શિયાળામાં તો થોડા પાણીએ પણ ઝાડવાંનો જીવનક્રમ અટકતો નથી. માત્ર એ ઋતુમાં હિમની સંભાળ રાખવાની. વર્ષાદ પછીની ખાંચમાં લાંબે ગાળે બીજો વર્ષાદ થાય તો દરમ્યાનમાં ઝાડને પૂરતું પાણી જરૂરત પ્રમાણે મળે છે કે નહિ તેની પૂરતી તકેદારી રાખવી નહિ તો વર્ષોની મહેનત સહજ બેદરકારીથી ક્વચિત્ બરબાદ જાય. ઘડામાંથી પાણીના સ્રવણવડે જલસીંચન કરવાની પ્રથાનો ઉપયોગ પણ ઉપરની બાબતો ધ્યાનમાં રાખીને કરવો જરૂરી છે.

વૃક્ષને ક્યાં લગી પાણી પાવું તેનો આધાર તેને જ્યાં રોપવામાં આવ્યું હોય તે ખાસ જમીન કે પ્રદેશ, ત્યાંનું હવામાન અને વૃક્ષની જાતિખાસિયત પર અવલંબે છે. સાધારણરીતે ઘણુંખરું ત્રણેક વર્ષનું ઝાડ થાય ત્યાં સુધી પાણી આપીએ તો બસ છે. એ રીતે ઝાડનો સમર્યાદ વિકાસ થાય છે. વસ્તુતઃ ધરતીના અંતસ્તલમાં આવેલો કુદરતી ભેજ પૂરતા દ્રવણ દ્વારા જ્યારે વૃક્ષને મળી રહે ત્યારે જ જલસીંચન બંધ કરવું. રામસિંહજી રાઠોડ

# નવાં પુસ્તકો

**જીવનનાં વહેણો**—લેખક: રસિકલાલ છો. પરીખ, પ્રકાશક: યુગધર્મ કાર્યાલય, ૧૧/૨ પહેલો પારસી વાડો, મુંબઈ-૪, ૨-૮-૦; **સૂનું ગામડું**-(ગોલ્ડસ્મિથ કૃત 'ડેઝર્ટેડ વિલેજ'નો સમશ્લોકી અનુવાદ) લેખક-પ્રકાશક: ડૉ. એમ. બી. સુરૈયા, ઘોડબંદર રોડ, જોગેશ્વરી, મુંબઈ; મળવાનું ઠેકાણું મેસર્સ ત્રિપાઠી ઍન્ડ કો. બુકસેલર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨-૦-૦; **રાજ્ય અને રાજકારણ**-લેખકપ્રકાશક: હરકાન્ત શુક્લ, બી. એ. એલ એલ. બી; ચકનલાલ સામે, રાજકોટ પરા. **વીમ ટ્રી ઍન્ડ અધર પોએમ્સ**-(અંગ્રેજીમાં) લેખક: અમૃતલાલ મહેતા, પ્રકાશક: એન. એમ. ઠક્કર ઍન્ડ કંપની, બુકસેલર્સ ઍન્ડ પબ્લિશર્સ, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૧-૦-૦; **કાવ્ય-પૂર્તિ** લેખક-પ્રકાશક: ઈન્દ્રરાય નાનાલાલ વોરા, સયાજીગરનો મઠ, માંડવી (કચ્છ) ૦-૮-૦; **શરીરવિકાસ**-લેખકપ્રકાશક: સરદાર પૃથ્વીસિંહ, સેવાગ્રામ, વર્ધા (મધ્યપ્રાંત); **બંધુ અંબુભાઈના પત્રો**-પ્રકાશક: મણિભાઈ પટેલ, ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, કરાડી, ૦-૬-૦; **ગ્રામપંચાયતના કાયદાને લગતા નિયમો** (મૂળ અંગ્રેજીનો ગુજરાતી તરજૂમો)—પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ, ૦-૨-૦; **ક્ષયલાના પત્રો** ('નવસૌરાષ્ટ્ર'નું ૧૯૪૦-૪૧નું ભેટ પુસ્તક)-લેખક: જનાબ કાઝી મુહમ્મદ અબ્દુલ ગફ્ફાર, અનુવાદક: ઈમામુદ્દીન સદરુદ્દીન દરગાહવાળા, પ્રકાશક: નવસૌરાષ્ટ્ર કાર્યાલય, સલાપોસ ક્રૉસ રોડ, અમદાવાદ ૨-૦-૦; **સ્ત્રીગીતા અથવા વીજળી ગામડિયણ**; તથા **ઈડરિયો નીડર એક સત્યકથા**-લેખક-પ્રકાશક: રામચન્દ્ર ના. ઠાકુર, અશોક બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨; અનુક્રમે ૦-૧૨-૦ અને ૧-૦-૦; **ચોપગાંની દુનિયા અને નરસૈંયો**-સંપાદકો: નાગરદાસ ઈ. પટેલ અને રંગીલદાસ નાનાલાલ શાહ, બાલવિનોદ કાર્યાલય, મલાડ (મુંબઈ), અનુક્રમે ૦-૬-૦ અને ૦-૩-૦; **પૈડું** (એનો જન્મ અને વિકાસ) લેખક: પ્રીતમ સહકારી, સંપાદક અને પ્રકાશક-ચન્દુલાલ છ. કોઠારી, બાલશક્તિ કાર્યાલય, બોટાદ, ૦-૫-૦.

## ગુજરાત સાહિત્ય સભા તરફની વાર્ષિક વાઙ્મય-સમીક્ષા

ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વર્ષે કરાવવામાં આવતું વાર્ષિક વાઙ્મયના સમીક્ષાનું કામ ગયા સાલથી નીચેના ત્રણ વિભાગોમાં વહેંચી નાખવામાં આવ્યું છે અને તે દરેક વિભાગવાર જુદાજુદા સમીક્ષકો નીમવામાં આવ્યા છે.

**વિભાગ ૧** કવિતા, નાટક, નવલિકા, નવલકથા આદિ લલિત વાઙ્મય—સમીક્ષક: શ્રી ત્રિભુવનદાસ પુ. લુહાર (સુન્દરમ્), સ્વસ્તિક સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ,

**વિભાગ ૨** નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, ધર્મ-તત્ત્વજ્ઞાન, ઇતિહાસ-પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાલસાહિત્ય, પ્રવાસ આદિ લલિતેતર વાઙ્મય—સમીક્ષક: શ્રી યશવંત શુક્લ, ૧૫ જૈન સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ.

**વિભાગ ૩** ભૌતિક વિજ્ઞાન, શાસ્ત્રીય સાહિત્ય આદિ—સમીક્ષક: શ્રી વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ, લાખા પટેલની પોળમાં શેઠની પોળ, સાંકડી શેરી, અમદાવાદ.

સર્વે લેખકો તથા પ્રકાશકોને પોતાનાં પ્રકાશનો તે તે વિભાગના સમીક્ષકોને સરનામે મોકલવા વિનતિ છે.

# હડિયાણામાં હરબાઈ ડાહ્યાં વાલ મોટો કે ગદિયાણો ?



કાઠિયાવાડમાં હડિયાણું કરીને એક ગામ છે. તે ગામમાં એક ઘરડાં ડોશી હતાં. બોલવા-ચાલવામાં, સાચાંખોટાં ગપ્પાં મારવામાં ડોશીમા બહુ જબરાં. તેનું નામ હરબાઈ હતું.

ગામની સ્ત્રીઓ આડોશીઓ પાડોશીઓને કંઈ બજારમાં ખરીદ કરવા જવું હોય તો હરબાઈ ડોશીને સાથે લઈ જાય. હરબાઈ ડોશીને બહુ બોલતાં સાંભળી ગામના બધા દુકાનવાળાઓ અને કોઈને છેતરે નહિ. કારણ કે કોઈને છેતરે તો હરબાઈ ડોશી પકડી પાડે ને !

જે માલ લેવાય તેની કિંમત વેપારી બરાબર જ લે. હિસાબ બરાબર કરે. હરબાઈ ડોશી ત્યાં હાજર હોય એટલે વેપારીઓ કોઈને છેતરવાનો વિચાર જ માંડી વાળે.

કોઈ દિવસ જુઓ તો હરબાઈ ડોશી સ્ત્રીઓના ટોળા સાથે કાપડવાળાની દુકાને બેઠાં હોય. કોઈ દિવસ જુઓ તો સોનીને ત્યાં હરબાઈ ડોશી સ્ત્રીઓની વચ્ચે લાંબા પગ કરીને ગપ્પાં મારતાં હોય અને માલ ઘડાતો હોય. કોઈવાર ઘાંચીને ત્યાં, કોઈવાર ગાંધીને ત્યાં એમ ઠેકાણે ઠેકાણે હરબાઈ ડોશી અને સ્ત્રીઓ માલ ખરીદતાં જ હોય. હરબાઈ ડોશી માંદાં હોય, પરગામ ગયાં હોય કે બહુ કામમાં હોય તો ગામમાં સ્ત્રીઓ ખરીદી કરવા નીકળે જ નહિ.

આમ, ડોશી ગામમાં બહુ ડાહ્યાં ગણાતાં. વેપારી તેનાથી બહુ જ બીતા. એમનો વેપાર બરાબર ચાલતો નહિ અને તેઓ સારી રીતે કમાઈ શકતા નહિ. તેથી તેઓ હરબાઈ ડોશી ઉપર બહુ જ બળ્યા કરતા. પણ શું થાય ?

છેવટે બધા વેપારીઓએ મળીને વિચાર કર્યો કે આપણે આ ગામ છોડીને બીજે ગામ વેપાર કરવા ચાલ્યા જવું. અહીં આપણો કશો દહાડો વળવાનો નથી. અને આ હરબાઈ ડોશી આજકાલમાં મરવાનાં પણ નથી.

છેવટે બધું નક્કી થયું. વેપારીઓ બીજે ગામ ચાલ્યા જાય છે, એવી આખા ગામમાં વાતો થવા લાગી. હરબાઈ ડોશીને કાને પણ વાત ગઈ. ડોશી તો ઉતાવળાં ઉતાવળાં પહેલાં ગયાં સોનીની દુકાને; ને બોલ્યાં: 'કાં. ભાઈ ! ગામ કેમ છોડી જાવ છો ?'

સોની કહે: 'જુઓને મા, અહીં તમારો પ્રતાપ ફરી વળ્યો છે. કમાણી કંઈ થતી નથી એટલે ન જઈએ તો શું કરીએ !'

હરબાઈ ડોશી કહે, 'એ તો બધું ઠીક. તમે જતા હો તો સુખેથી જાવ. પણ મને ઘણા વખતથી એક વાતની બહુ જ શંકા રહ્યા કરે છે, તેનો જવાબ દેતા જાવ. હેં ભલા ! તમારા વજનમાં વાલ મોટો કે ગદિયાણું !'

ડોશીનો આ સવાલ સાંભળી સોની તો આંખો ફાડી ગયો. ને બોલ્યો: 'હેં ! અરે, મા. ગદિયાણો મોટો ગદિયાણો. હવે આપ ઘેર પધારો.'

થોડી વારે બજારમાં વેપારીઓનો બંધાતો સામાન છૂટવા લાગ્યો. ફરીથી બધી દુકાનો ચાલવા લાગી અને દુકાને દુકાને સોની કહેવા લાગ્યો: 'હરબાઈ ડોશીની હોશિયારી મેં જોઈ લીધી છે. આપણને શું ખબર પડે ! પણ આજ હરબાઈ ડોશીની અક્કલ ઉઘાડી પડી ગઈ. ડોશીએ પૂછ્યું. 'વાલ મોટો કે ગદિયાણું ?'

આ વાત સાંભળી દુકાને દુકાને વેપારીઓ હસવા લાગ્યા અને દુકાને દુકાને, ચોરે ચૌટે, ચોરે ને શેરીએ, ઝાંપે ને પાણીશેરડે અને ઘેરઘેર સૌ બોલવા લાગ્યાં:

'હડિયાણામાં હરબાઈ ડાહ્યાં,
વાલ મોટો કે ગદિયાણો !'

ગુલાબસિંહ બારોટ

આ અંકમાં છેલ્લાં આઠ પાનાંનો ક્રમાંક પૃ. ૧૫૩થી ૧૬૦ને બદલે ૧૪૯થી ૧૫૬ વાંચવો.



# Our Friends Abroad



(૧) પત્ર મેળવનાર: વિનોદચંદ્ર ચુનીલાલ દેસાઈ દેસાઈફળીઆ અંકલેશ્વર

૮૨ પીકર રોડ, વૉલ્ટન, લિવરપુલ. ૩૧-૨-૪૧.

પ્રિય વિનોદચંદ્ર,

તમારા પત્રથી ખરેખર કૃતકૃત્ય થઇ છું. મને તે આજે જ મળ્યો. તમે પૂર્ણ આરોગ્યમાં હશો. સંજોગાનુસાર અમે બધા ઠીક છીએ; કારણકે હમણાં અમે બરફ નીચે છીએ. આજ સુધીમાં આટલો ત્રાસદાયક બરફ કદી પડ્યો નથી. આ આગણુંસાઠ વર્ષના ગાળામાં આટલી ઠંડી પણ કોઇએ જોઇ નહોતી. ધંધારોજગાર તો એકદમ બંધ છે અને દરેક જણ અગવડ ભોગવી રહ્યું છે. કેટલાક પ્રવાસીઓ દિવસોથી જ્યાના ત્યાં રોકાઈ પડ્યા છે. કારણકે રેલવે લાઇનો પર બરફની આડ થઈ ગઈ છે. શેરીઓ વટાવવી મુશ્કેલ થઈ છે. આ અતિ તીવ્ર ઠંડીનું કારણ તો સ્કાન્ડિનેવિયાના દ્વીપકલ્પ તરફથી ઠંડા વાયરાઓનો અસાધારણ પ્રસારો જ છે.

તમે નાતાલની રજા સારીરીતે ભોગવી તે જાણી આનંદ પામું છું. મારા બાપુને નોકરીમાંથી સાત દિવસની રજા મળી હતી. એ બધો વખત અમે પણ મિજબાનીઓની મજા માણી છે. એક દિવસે અમે રૉબિન્સન ક્રુઝોનું મૂંગું નાટક જોવા ગયાં હતાં. ખરેખર, ઘણું સરસ હતું.

મેં પહેલા વિશ્વયુદ્ધની ફિલ્મ જોઇ પણ (All quiet on the Western Front—પશ્ચિમ સમરાંગણે ચિર શાંતિ) જોઇ છે અને તેમાં કમાલ થઈ છે. તેનો મૂળ લેખક જર્મન છે.

હમણાં હું અંધારી રાત્રે બહાર જવામાં મજા જોતી નથી. ચાંદની હોય ત્યારે જુદી વાત. અંધારામાં જવું પડે ત્યારે ટૉર્ચ અથવા ઝાંખી રોશનીવાળાં ફાનસ લઇને નીકળીએ, જેથી આકાશી દુશ્મનો જોઈ શકે નહિ. હજુ સુધી તો પ્રભુકૃપાથી કોઈ દેખાયો નથી. હું જાણીને ખુશ થાઉં છું કે નાઝી સત્તાધીશોની ભયંકરતાનો સામનો કરવામાં હિંદ મિત્રરાજ્યોને ટેકો આપે છે. અમને તો ખાત્રી છે કે અમે ન્યાય અને સ્વતંત્રતા ખાતર લડીએ છીએ. હમેશને માટે અને પ્રત્યેક જણને માટે (For all time and for every one) અમે અમારી જીવનની તાકાત સુધી લડી લઇશું.

અમારો લૅંકેશાયર પ્રાંત ઇંગ્લેંડના રૂના સ્પિનિંગ (કંતામણ) ઉદ્યોગનું કેન્દ્ર છે. દુનિયાના દરેક ભાગમાંથી અમને રૂ મળે છે અને તેમાંથી રૂનો બધી જાતનો માલ અહીંની જંગાવર મિલોમાં તૈયાર થાય છે. લાખો માણસો (સ્ત્રીઓ અને પુરુષો) તે ધંધામાં રોજી મેળવે છે અને તૈયાર કાપડ દુનિયાના દરેક ભાગમાં મોકલી આપે છે

આ દેશની હવા રૂનો તાર કાઢવામાં અતિશય અનુકૂળ છે. ભીનાશવાળી ઠંડી હવાને લીધે તાર મજબૂતી ટકાવે છે અને તૂટી જતા નથી. પૂર્વ બાજુએ યૉર્કશાયરમાં હવા અહીં કરતાં સૂકી છે અને ત્યાં તાર ઝટ તૂટી જાય છે.

લૅંકેશાયરની દક્ષિણમાં અમારૂં મહાન ઉદ્યોગકેન્દ્ર માંચેસ્ટર છે. ત્યાં વેચાણ અને ખરીદી ખૂબ થાય છે. ત્યાં મોટાં જંગી ગોદામો છે, જેમાં ચારે તરફના રૂની ગાંસડીઓ અને તૈયાર થએલા કાપડના જથ્થાના જથ્થા પડ્યા હોય છે. લૅંકેશાયરની દક્ષિણમાં જ ઇંગ્લંડનો આ રૂનો ઉદ્યોગ કેન્દ્રિત થયો તેનું બીજું એક કારણ ત્યાં કોલસો પુષ્કળ છે તે છે.

મર્સી નદીની એક શાખા ખોદીને ૩૫ માઈલની નહેર માંચેસ્ટર સુધી આણીને તેને બંદર બનાવવામાં આવ્યું છે આથી માલની સ્ટીમરો સીધી માંચેસ્ટરમાં હાજર થાય છે. પરિણામે રેલવેની મુસાફરી તેમજ માલ ચડાવવાઉતારવાની મજૂરી બચે છે. એ નહેરને માંચેસ્ટર કૅનાલ કહે છે.

મેં પત્રની સાથે મોકલેલાં છાપાં તમને નથી મળ્યાં તે જાણીને દિલગીર થાઉં છું. તે કદાચ ગેરવલ્લે ગયા હશે. હવે હું બીજાં મોકલું છું અને જુદી ટપાલથી ન્યૂ ટેસ્ટામેંટ (નવો કરાર-બાઈબલ) મોકલું છું મારા અને મારા કૂતરાનાં કેટલાંક ફૉટોચિત્રો પણ મોકલ્યાં છે.

તમે જણાવેલો ક્રિકેટ-સંગ્રામ બહુ રસમય છે. મારા બાપુને તેમાં બહુ રસ પડ્યો. તે પોતે મેદાની રમતોના શોખીન છે. ચૅમ્પિયનશિપ મેળવનારને અમે અભિનંદન આપીએ છીએ. થોડાં વરસ પહેલાં અમે પશ્ચિમ હિંદ અને અમારી અહીંની ટીમ વચ્ચેનો મૅચ જોઇ હતી. અરે, પણ M.C.C. આ વખતે હિંદમાં નથી આવવાની તે નિરાશા કરાવે છે. હિટલરના જ પ્રતાપે પ્રજાઓ વચ્ચેની ઘણી રમતો અટકી પડી છે.

મારો પત્ર હિંદના વર્તમાનપત્રમાં છપાયો જાણી આનંદ પામું છું અને તે હું ખરેખર માન સમજું છું. જલદી બીજો પત્ર લખજો. કુટુંબના સર્વ જણને મારા પ્રેમપૂર્વક વિનય.

હું છું તમારી Jean P. Hayes

(૨) પત્ર મેળવનાર: રામશંકર પ્રભાશંકર જોષી—ભાવનગર

વૅલી સિટી (યુ. એસ. એ.), નવેમ્બર ૧૭, ૧૯૩૯.

વ્હાલા રામશંકર,

હું પણ તમારી માફક ફોટોગ્રાફ વગેરે વિષયોમાં રસ ધરાવું છું હું હમણાં નવો જ કૉલેજમાં દાખલ થયો છું. મારી ઉમર સત્તર વર્ષની છે. તમને છેક હિંદમાં પત્ર લખતાં હું ઘણો રાજી થાઉં છું. મને તમારા દેશ વિષે કાંઇક જણાવશો.

તો હું ઘણો ખુશી થઈશ. યુનાઈટેડ સ્ટેટ્સમાં ૪૮ સ્ટેટો છે. દરેક સ્ટેટને તેનું પોતાનું રાજ્યતંત્ર હોય છે. અને તેની મધ્યસ્થ રાજ્યધાની વૉશિંગ્ટનમાં છે.

હું આ સાથે મારા અભ્યાસના ફોટોગ્રાફો મોકલું છું. હું પાંચ ફૂટ અને સાડા દસ ઇંચ ઊંચો છું. માથે આછા ભૂરા રંગના વાળ છે. આંખો આસમાની છે. મારે બે ભાઈ અને ત્રણ બ્હેનો છે. મારા પિતાશ્રી ગયા મહાયુદ્ધમાં ઘવાએલા છે. તમારા દેશ વિષે અને તમારી જાત વિષે હકીકત જણાવજો.

મેં કૉલેજમાં સાઈકૉલૉજી, ફ્રેંચ, ઇંગ્લિશ અને ઇતિહાસ લીધેલાં છે. અમારી કેળવણીની રીત તમારે ત્યાંની રીતથી જુદી છે. એટલે તે વિષે હું થોડું જણાવું કે અમે વરસમાં નવ મહિના (સપ્ટેમ્બરથી જૂન) શાળામાં જઈએ છીએ. પહેલાં છ વરસ લખવાવાંચવામાં, ગણિત શીખવામાં વગેરેમાં જાય છે પછી હાઈસ્કૂલનાં છ વર્ષ હોય છે, અને તે પછી બે, ચાર અગર તેથી વધારે વર્ષ માટે કૉલેજનો અભ્યાસ કરવાનો હોય છે.

તમને નવા વર્ષનાં અભિનંદન આપું છું તમારે ત્યાં નાતાલની ખાસ રજાઓ તથા ખાસ કાર્યક્રમ હોય છે ખરો?

Sincerely Raymond Bechtle




# ચિત્રમર્યાદાની ખૂબી

## (Beauty of Framing)

કોઈ પણ ઘરબહારનું ચિત્ર લેતાં પહેલાં જરા આજુબાજુ નજર કરીને ખાતરી કરી લેવી કે આપણા ચિત્રના ફ્રેમિંગ (હદ) માટે કોઈ દરવાજો, કમાન કે ઝાડ એવી કંઈ વસ્તુ કામમાં આવે તેમ છે કે નહિ. જો કોઈ સંજોગોમાં ચિત્રને આમ મઢી લેવાની સગવડ મળતી હોય તો જરૂર તેનો ઉપયોગ કરવો; કારણ કે સાધારણ દૃશ્ય કરતાં આમ ચિત્રની મર્યાદા બાંધતી કોઈ ફ્રેમમાંથી લીધેલો દેખાવ વધુ આકર્ષક બને છે તેમજ ચિત્રમાં તે સ્થળનું અંતર પણ સારું બતાવે છે. દાખલા તરીકે મેં એકવાર એક ખેડૂતને હૉસ હાંકતો જોઈને તેનો ફોટોગ્રાફ પાડવાનો વિચાર કર્યો અને તે માટે યોગ્ય દૃષ્ટિકોણનો વિચાર કરતો હતો, એવામાં આજુબાજુનાં બે ઝાડ પર નજર પડી જોયું તો ચિત્ર તેમાં સરસ રીતે મઢાઈ જતું લાગ્યું. કેમ વર્તવું તે ખેડૂતને સમજાવી, કૅમેરા-સામે ન જોતાં પોતાનું કામ ચાલુ રાખવાની સૂચના આપી, અને બંને ઝાડને ફોકસમાં લઈ યોગ્ય ઠેકાણે આકૃતિઓ આવતાં એક્સપોઝ કર્યો. એનું સંતોષકારક પરિણામ આ અંકના મુખચિત્ર પાછળ છાપેલા મથાળાનાં ચિત્રમાં જોશો. તેમાં પાછલી સૃષ્ટિ પણ ચોક્કસ ગમ્ય છે. આકાશ સાવ સ્વચ્છ છે. ચિત્ર જરા નીચા દૃષ્ટિબિંદુથી લીધું છે. આવા પ્રકારવાળાં ચિત્રમાં સ્ટૉપ (લૅન્સનું ગળું) જરાક વધારે બારીક રાખવું કે જેથી નજીક-દૂરના આકારો એકસરખા ફોકસમાં ઊતરી આવે. બીજા ચિત્રમાં દિલ્હીની જુમા મસ્જિદ પણ બગીચાની ખજૂરીઓ વચ્ચેથી વધુ શોભાયમાન દેખાય છે. એ જ રીતે 'ગોવાળ' અને 'ઉદેપુરનો રાજ્યમહેલ' પણ તેમને મઢી લેતી મર્યાદાઓમાંથી ખાસ સૌંદર્ય પામી રહે છે. આમ, આ બધાં ચિત્રોમાં ઝાડ, ખજૂરીઓ, મહેલની કમાન વગેરે ચિત્રની હદ બાંધનારાં સાધનો બન્યાં છે.

ચાંપ દાબ્યા પહેલાં આજુબાજુના વાતાવરણમાં જરા અવલોકન કરવાની ટેવ રાખવાથી આવાં કંઈ ને કંઈ ઉપયોગી તત્ત્વ જડશે.

આબીદમિયાં સૈયદ

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

## ગુમાવેલી તકો

(૧) 'રવિવાર'–હીરાલાલ ભટ્ટ (અમદાવાદ); (૨) 'સૂર્યોદય'–રણછોડભાઈ મિસ્ત્રી (નડિયાદ); (૩) 'કુંજી'–હાસમ સુનાર(પાટણ); (૪) 'એની ગાંબારે શાને?'–જયંત ચોકશી (નડિયાદ); (૫) 'ઢીંગલીની સારવાર'–એકમ રેમૉન્ડ. (કીસુમુ-કેનિયા); (૬) 'પવિત્ર પગલિયાં'–હીરાલાલ ભટ્ટ (અમદાવાદ).

આ માસની હરીફાઈમાં એકેય ચિત્ર ઈનામને પાત્ર ઠરે એવું આવ્યું નથી, એ કારણે ઈનામ મોકૂફ રાખ્યાં છે.

પ્રત્યેક ફોટોગ્રાફિક હરીફાઈ માટે અમુક નિયમો હોય છે. તેનો કાળજીપૂર્વક અભ્યાસ કરીને હરીફે ચિત્રો રવાના કરવાં જોઈએ. 'કુમાર'ની હરીફાઈના નિયમો અમે અગાઉ ઘણીવાર પ્રસિદ્ધ કર્યા છે. છતાં જાણેઅજાણે તે નિયમોનું ઉલ્લંઘન થતું અનેકવાર જોવામાં આવે છે. 'કુમાર'ના હરીફો ચિત્રનું નામ પાડનારનાં પૂરાં નામઠામ અને બીજી જરૂરી વિગત ગુજરાતીમાં ન મોકલતાં અંગ્રેજીમાં લખે છે તે નિયમ વિરુદ્ધ છે. ભાઈ હીરાલાલે પોતાનું ચિત્ર 'Sunday' નામ સાથે રજૂ કર્યું છે. સામાન્ય રીતે રવિવાર ફુરસદનો દિવસ ગણાય છે. અમુક માણસો એ જ દિવસે હજામત કરાવતા હોય તે પણ બનવાજોગ છે; પણ એટલા ખાતર હજામત કરનાર અને કરાવનારના ચિત્રને 'રવિવાર' નામ આપવું ઉચિત છે? નામ ચિત્રનિર્દેશનું કામ પણ કરે છે. સર્જક તથા નિહાળનારના માનસને જોડનાર અદૃશ્ય તાર સમાન તે છે. એટલે નામની પસંદગીમાં ખૂબ કાળજી રાખવી જોઈએ.

ભાઈ હીરાલાલે પાત્રોને અનુકૂળ પડે ગ્રહીને ચિત્રમાં કુદરતી વાતાવરણ ઉપજાવ્યું છે. પણ જે વસ્તુનું આકર્ષણ ચિત્ર-વિસ્તારમાં સરખું હોવાથી ચિત્રમાં એકતા જણાતી નથી. જોનારની દૃષ્ટિ ફોનસ અને માણસો વચ્ચે ભમ્યા કરે છે.

ભાઈ હીરાલાલના બીજા ચિત્રને 'પવિત્ર પગથિયાં'- Holy Steps નું નામ યોગ્ય નથી. મંદિરનાં પગથિયાં ચિત્રવિસ્તારનો આઠમો ભાગ પણ રોકતાં નથી. વળી વસ્તુના પોતાના કોઈ આકર્ષણથી એ પ્રધાન પદ (inherent interest) પણ પ્રાપ્ત કરતાં નથી. પાદનારે સુંદર તક ગુમાવી છે. મંદિરની મુખ્ય કમાનની વચમાં અકાદ ફોટાવદાર પાત્રને ઝડપ્યું હોત તો કેટલું સરસ ચિત્ર બનત? ચિત્રને બારીકાઈથી નિહાળો. ડાબી તરફના થાંભલો જમણી તરફ નમતો નથી જણાતો? મંદિરની આખી યે કમાન ચિત્રમાં સમાવવાના ઉદ્દેશથી કૅમેરાને ઢળતો રાખેલો હોવો જોઈએ. સસ્તા કૅમેરાઓમાં લેન્સને તેના મધ્યસ્થ સ્થાનેથી ફેરફારો કરવાની રચના—જેને અંગ્રેજીમાં rising front કહે છે તે—હોતી નથી એ કારણે ચિત્રમાં ઊભી થાંભલીઓ, ઊંચી દીવાલો, મિનારા વગેરે વાંકા હોય ને કેમ જાણે એકબીજાને ઊંચે ઊંચે મળવા જતા હોય એવો ભાસ થાય છે. આ દોષ પ્રિન્ટને સરખો કાપવાથી કાંઈક અંશે દૂર કરી શકાય છે.

'સૂર્યોદય' રમણીય આકાશનું ચિત્ર છે. નૅગેટિવ તથા પ્રિન્ટ ઉપજાવવામાં ફોટોગ્રાફિક ટેકનિક ખામીવાળી લાગે છે. ઊગતા સૂર્યની આજુબાજુનાં વાદળાંના આકારો સારા નથી. તેટલા વિસ્તારમાં હળવા વર્ણભેદ પૂરતા જળવાયા નથી. અનુકૂળ મેટના રૅાફ કાગળ ઉપર પ્રિન્ટ કાઢવાની જરૂર હતી. આવાં દૃશ્યો પાડતી વેળા ચિત્રમાં કોઈ એકલદોકલ ઝાડનો સમાવેશ કરવાથી ચિત્રનું આકર્ષણ વધે છે અને કુદરતમાં વિશાળતાનો ખ્યાલ આવે છે.

ભાઈ હાસમ સુતારનો વિષય (કુસ્તી) સરસ છે. જે બાજુએ એકબીજાને જોરથી પકડી નીચે પાડવાની સરસાઈ કરે છે. પણ પાત્રોના અવયવો સુરુચિકર સ્થિતિમાં ઝડપાયા નથી. એને માટે કૅમેરાનો ઊંચો દૃષ્ટિકોણ જવાબદાર છે. આવી પળે બેચાર એક્સ્પોઝર જુદાજુદા દૃષ્ટિકોણથી લેવા જોઈએ. એમાંનો એકાદ સારો આવવાનો જ.

ભાઈ ચોકસીનું પાત્ર તથા તેના ચહેરાના ભાવ ઠીક જણાય. ફોકસિંગ તીવ્ર નથી, એ કારણે ચિત્ર મોળું પડે છે. છાયાપ્રકાશ વિષયના ભાવને પ્રતિરૂપ છે. ભાઈ રેમોન્ડના ચિત્રમાં વિષયની સાહજિકતા જેટલી ૪૮ પૂતળીમાં છે એટલી તેની જીવતી નાનકડી વાછીમાં નથી દેખાતી. ઢીંગલીનું મોં કંઈક બોલી રહ્યું છે, પણ ઉપરની કાળી આંખથી ઢંકી રહેલું મોં કૅમેરાવાળાની સૂચના (સલામણી) પ્રમાણે જ આંખ ઢાળી સામું જોવાની રાહ જુએ છે. સહજ મૂઢ દેખાતું પાત્ર આ રીતે નંખાયું ગયું છે.

બળવન્ત ભટ્ટ

જીવી જાણનારા ] ૧૦ [ જે માનવજીવનનું સાચું મૂલ્ય શીખવી ગયા

## મેરી ડેવીસ

મેરી ડેવીસ (Davies) ૧૯૧૪-૧૮ના વિશ્વવિગ્રહમાં પરિચારિકા (નર્સ)નું કામ કરતી હતી.

અમેરિકન હૉસ્પિટલમાં ડા. ટર્કલિર આગળ ઘાયલ થયેલા સૈનિક આવતા તેમાંથી ઘણાને ધનુર્વા થઈ જતો અને તેથી એનું મરણ નીપજતું. ડાક્ટરને શંકા પડી કે ધનુર્વાનું કારણ અમુક સૂક્ષ્મજંતુ છે. આ જંતુ જડી જાય, તો એનો ઉપાય થઈ શકે.

ડાક્ટરે જંતુના અનેક પ્રયોગ કરી જોયા, પણ ખરેખરો જંતુ હાથ લાગ્યો છે એનો નિર્ણય કરવાનું કામ હમેશાં કઠણ હોય છે. કોઈ સાજા માણસના લોહીમાં જંતુનો પ્રવેશ કરાવ્યો હોય તો ઘણો નિર્ણય થઈ જાય, પણ એમાં તો જોખમ ભારે.

આ જોખમ મેરીએ ખેડ્યું. એણે જંતુરસીને પોતાના લોહીમાં મૂકી, ખાટલો ઢાળીને સૂતી અને ડાક્ટરને ચિઠ્ઠી મોકલી.

ડાક્ટર તરત આવ્યા અને જેનાથી જંતુનો નાશ થાય તેવાં રસાયણનું મેરીને ઇન્જેક્શન આપ્યું. એક દિવસ ને એક રાત મેરીની સ્થિતિ ડામાડોળ રહી, પણ પછી ડાક્ટરે કહ્યું કે તે ભયમુક્ત છે. ધનુર્વાના ઉપાયની આમ કસોટી થઈ ગઈ, ને તેથી કરીને હજારો સૈનિકોના પ્રાણ બચ્યા.

મેરીએ કોઈ જાતનું માન સ્વીકારવાની ના પાડી, અને તરુણ વયમાં જ મેરી ગઈ*. 'દેવને જે પ્રિય છે તે જુવાનીમાં મરે છે.' દે. વા.

* મીના અંગ્રેજી ઉપરથી.



# માધુકરી

**વસંત**

વસંત જગવાડીએ વિવિધ પુષ્પમાળા ગૂંથે,
ગાઢી અનિલ ગુંજનો સુરભિકાંટ દેતો રમે;
વસંત નભભાલ પે લલિત ભાનુનો ચાંદલો,
વસંત મનુબાલના મુખ પરે ઢળે લાલિમા.

પ્રમત્ત વિહગો ઊડે પૃથિવી વ્યોમ ચેરાઈને,
અને કિલકિલાટથી મધુર સૂર છેડી જતાં;
સુહાગ સુરલોક શા, અમર ઇન્દ્રની આંખનો
દિસે સકલ લોકની ઊંઘતી જતી આંખમાં. —મુરલી ઠાકુર

## આંતરરાષ્ટ્રીય હિંદી વિક્રેતા

'બોલે તેનાં બોર વેચાય' એ સાચી વાત છે. ન બોલનારનાં મોતી પણ વગર વેચાયાં પડી રહે. હિંદુસ્તાનની કલાકારીગરીની વસ્તુઓ એમ ને એમ પડી રહી હતી, પણ એક મહારાષ્ટ્રીય તરુણને બોલનારો મળી ગયો અને પરદેશીઓને અજબ કરે એવી આ દેશની વસ્તુઓ ઇંગ્લાંડના વેમ્બલે પ્રદર્શનમાં, અમેરિકાના ફિલાડેલ્ફિયા તથા ટોરૉન્ટો પ્રદર્શનોમાં મૂકવી એણે આ અશિક્ષિત ગણાતા દેશના કૌશલ્યનું જગતને ભાન કરાવ્યું.

આ આંતરરાષ્ટ્રીય વિક્રેતા શ્રી દ. બા. બર્વે ઈ. ૧૯૧૬માં ફર્ગ્યુસન કૉલેજમાંથી તત્ત્વજ્ઞાનનો વિષય લઈ બી.એ. થએલા. ત્યારબાદ નોકરીમાં ન પડતા મુંબાઇ જઇ વકીલાતનો અભ્યાસ કરવા માંડ્યો. પણ વળી વિચાર આવ્યો, 'વકીલ થઇને શું? પેટ ભરવું એટલું જ ને!' એમનું મન ઉદ્વિગ્ન રહેવા લાગ્યું. એવામાં લોકમાન્યનું મુંબઈ આવવું થતાં એમણે બીજા કેટલાક સાથે તેમની મુલાકાત લીધી અને જીવન-નિર્વાહમાં નિષ્ફળ નીવડતા કૉલેજના શિક્ષણની વાત કરી.

લોકમાન્યે જવાબ આપ્યો, 'એકલા વકીલ થવાથી દેશનું નસીબ ઊઘડવાનું નથી. આપણા રાજ્યકર્તાઓ વેપારીઓ છે. એમને ટક્કર મારવી હોય, હિંદુસ્તાનનો ઉત્કર્ષ સાધવો હોય તો આપણા તરુણોએ વેપારમાં પડવું જોઇએ.'

બર્વેને આ સલાહ ગળે ઊતરી ગઇ અને તે કલાકારીગરીની વસ્તુઓના એક વિક્રેતા 'પોહુમલ બ્રધર્સ'ને ત્યાં 'સેલ્સમૅન' તરીકે રહી ગયા. ૩૫ રૂપિયાથી શરૂઆત કરી, પાંચ વર્ષમાં ૨૭૫ રૂપિયા સુધી પહોંચ્યા. એ સ્થાને રહીને એમણે આયાતનિકાસના પ્રબંધ, શરાફી, હૂંડિયામણ, શેરબિઝનેસ વગેરેની અનેકવિધ માહિતી મેળવી.

એમને હવે પોતાના મહારાષ્ટ્ર પ્રાંતમાં પણ એ સિંધી લોક જેવી વેપારી જાગૃતિ આણવાનો વિચાર થયો અને ઈ. ૧૯૨૨માં શ્રીમંત સરકાર બાળાસાહેબ પંતપ્રતિનિધિના અધ્યક્ષપણા નીચે એમણે મહારાષ્ટ્રની પહેલી જ વેપારી પરિષદનું અધિવેશન ગોઠવ્યું. એ જ અરસામાં સેનાપતિ બાપટે મુળશી સત્યાગ્રહ ઉપાડ્યો. શ્રી બર્વે એમાં સેક્રેટરી બન્યા અને ત્રણ મહિનામાં બાવીશ હજાર રૂપિયા એકઠા કર્યા. સત્યાગ્રહમાં અનેકોને શિક્ષા થઇ. તેમાં એમને પણ એક મહિનાની જેલનો લાભ મળ્યો.

ઇ. ૧૯૨૪માં વેમ્બલે મુકામે મોટું પ્રદર્શન ભરવાનું હતું. તેમાં હિંદુસ્તાનના વિભાગમાં મૂકવાના માલનો એક લાખ રૂપિયાનો કૉન્ટ્રેક્ટ પોહુમલ બ્રધર્સને મળ્યો. એના વ્યવસ્થાપકો સાથે તે પણ ત્રીજા વર્ગમાં નોકર તરીકે ત્યાં ગયા. ત્યાં જઇને થોડા જ વખતમાં એ સ્વતંત્ર થઇ ગયા અને તેંત્રીસ બાવીસ યુરોપિયન વિક્રેતાઓ નીમી ત્યાં જ 'ઇંડિયન સ્ટોર્સ' નામે દુકાન ઊભી કરી. બાળીસ હજાર રૂપિયાનો માલ વેચી ઠીકઠીક ફાયદો મેળવી તે હિંદુસ્તાન આવ્યા.

ઈ. ૧૯૨૫માં સાઠ હજાર રૂપિયાની રકમ લઈ, પહેલા વર્ગમાં એ વિલાયત ગયા. સાથે 'કલ્યાણ ખજિના' એ ફિલ્મ તથા કેટલાંક ચલચિત્રો અહીંથી લઇ ગએલા. જે પહેલાં ગાંધીજી જેવા છે એ ત્યાંના લોકોએ સાક્ષાત્ જોયેલા જ નહિ, એટલે ઇંગ્લાંડના એ વખતના તથા હાલના રાજાએ, એમના કુટુંબીજનોએ તથા બીજા અફસરોએ ખૂબ કૌતુકતાપૂર્વક એમના 'ઑપરેશન'ની ફિલ્મ જોઇ. મુંબઇના એક વખતના પોલિસ કમિશનર મિ. વિન્સેન્ટે ઇંડિયા ઑફિસના અંડર સેક્રેટરી લૉર્ડ અર્કનહેડ સાથે શ્રી બર્વેનો પરિચય કરાવી આપ્યો. અને લૉર્ડ અર્કનહેડે હિંદી કલાકારીગરીની

વસ્તુઓના મોટા વેપારી તરીકે ઇંગ્લૅંડના રાજા સાથે એમની ઓળખાણ કરાવી આપી. એ બધું ક્યાં? શ્રી બર્વેએ બંધાવેલા ઇંડિયન સીનેમા થીએટરમાં!

ઇંગ્લંડમાં સઘળો કાર્યક્રમ 'યશસ્વી' રીતે પતાવી ને અમેરિકામાં ભરાનારા ફિલાડેલ્ફિયા પ્રદર્શન અર્થે ત્યાં ગયા. છ મહિના રહી ત્યાં પુષ્કળ માલ વેચ્યો, છતાં માલની માગણી એટલી જ જોરદાર રહી, એટલે એ ત્યાંના એ વખતના કૉમર્સ મેમ્બર મિ. હુવરને મળ્યા. એમણે પ્રેસિડેન્ટ કુલિજ સાથે શ્રી બર્વેનો ભેટો કરાવી આપ્યો. કૂલિજે તેમને અમેરિકામાં વધુ વખત રોકાવાની પરવાનગી આપી. એ મુલાકાતનો એક ફોટો કોઈકે લઈ અહીં મોકલાવી આપ્યો અને મુંબાઈના ટાઇમ્સના 'ઇલસ્ટ્રેટેડ વીકલી'માં તે પ્રસિદ્ધ થયો ત્યારે અમેરિકાના પ્રમુખની મુલાકાત લેનારો એ હિંદી કોણ છે તે જાણવા સરકારી અધિકારીઓમાં ખૂબ ખળભળાટ થએલો.

ત્યાર બાદ ટૉરૉન્ટો મુકામે ભરાએલા પ્રદર્શનમાં ભાગ લઈ, મિસર વગેરે દેશોની મુલાકાત લેતા લેતા તે પાછા હિંદુસ્તાન આવી પહોંચ્યા. આવીને શેઠ વાલચંદ હીરાચંદની અધ્યક્ષતા નીચે પૂના મુકામે બીજી મહારાષ્ટ્ર વેપારી પરિષદ ભરી, જેમાંથી પાછળથી મહારાષ્ટ્ર ચેમ્બર ઑવ કૉમર્સનો જન્મ થયો.

પરદેશોમાં રહી એમને જે જે મુશ્કેલીઓ નડેલી તે દૂર થવા માટે દરેકે દરેક દેશમાં હિંદુસ્તાન વતી એકેક ટ્રેડ કમિશનર હોવો જોઈએ એમ એમને લાગ્યું. અને એ માટે સ્ટેટ કાઉન્સિલ તથા એસેમ્બ્લીમાં તેમણે હીલચાલ કરી અંતે યશ મેળવ્યો.

પોતાની મુલાકાત દરમિયાન આપણા તરુણોને માર્ગદર્શક નીવડે એવા જે કેટલાક મુદ્દા એમણે કહ્યા તે આ નીચે આપ્યા છે.

'પરદેશોમાં યંત્રથી બનેલી વસ્તુઓની સામે હરીફાઈ કરવાની વાત છોડી દેવી જોઈએ. એને બદલે હિંદી કલાના નમૂનાની ત્યાં આદરપૂર્વક માગણી થતી રહે છે. હિંદી સંગીતનો પ્રચાર પણ ત્યાં ફાયદાકારક નીવડે એમ છે અને નૃત્યકલા પ્રત્યે પણ ત્યાં ખૂબ અનુરાગ છે. અહીંની નાટકકંપનીઓ ત્યાં નાટક દેખાડે તો સારાં ચાલે. આખા યુરોપમાં લગભગ એક જ પ્રકારનો પોશાક છે, જ્યારે આપણા દેશમાં અનેક પ્રકારનો. એ પોશાકોના નમૂના પણ ત્યાં મૂકવામાં આવે તો એ લોકોને ખૂબ ગમે.

આવીઆવી અનેક રીતે આપણે પરદેશોમાંથી પૈસા દેશમાં લાવી શકીએ. પરંતુ આપણે એવા પ્રકારો તરફ આંખમીચામણાં કરીએ છીએ, જ્યારે પરદેશીઓ એ જ વસ્તુ લાભ કરવા મથે છે. દાખલા તરીકે મિર્ઝાપુરમાં જેનમ ગાલીચા મોટા પ્રમાણમાં બને છે, ત્યાં યુરોપિયનોએ પોતાની 'સિંડિકેટ' ઊભી કરી લીધી છે અને એ વેપાર પોતાના જ હાથમાં રહે તેવો પ્રયત્ન કરે છે.

મને હવે તો બી. એ. થયા પાછળ આંધળી દોટ મૂકી જીવનનો દુર્વ્યય કરવા માટે પશ્ચાત્તાપ થાય છે. મને અભિમાન તો ઊપજે છે 'કોઈ બી ચીજ ઉઠાવ! દો દો આનાં!' બોલતા ફરતા ફેરીવાળા પર. આપણા દેશમાં વૈશ્યવૃત્તિ ઉત્પન્ન કરવી હોય તો સુશિક્ષિત તરુણોએ જરા યે શરમ અનુભવ્યા વિના ફેરીનો ધંધો હાથ લેવો જોઈએ. એથી એક લાભ એ થાય છે કે ધંધાના પૂરા જ્ઞાન વગર મોટી રકમ રોકી પાછળથી જે હાનિ સહન કરવી પડે તેનો અવકાશ થાય છે. ફેરીવાળાના ધંધામાં બહુ મોટી રકમની જરૂર નથી રહેતી. અને થોડી મૂડીને લઈ અત્યાદિત શ્રમ કર્યા સિવાય કશો ધ્રુવકો નથી રહેતો. 'ફરે તે ચરે' એ કહેવત અનુસાર એના ગુજરાની એને ચિંતા નથી રહેતી. અનેક ઘરાકોના સંબંધમાં આવવાથી તેનાં જ્ઞાન, અનુભવ ને ચાતુર્ય પણ વધે છે. બાળકમાંથી કાલાંતરે જેમ માણસ જુવાન થાય તેમ સ્વાભાવિક રીતે જ ફેરીવાળામાંથી માણસ મોટો ધંધાદારી બની શકે છે. અને એટલે જ 'ફેરીવાળા' પર મને આટલો ગર્વ ઊપજે છે.

('કિર્લોસ્કર' માસિકમાંના શ્રી વિ.ના. કહેંડીકરના લેખનો સંક્ષેપ)

## ગાંધીજીનું દૈનિક જીવન

ગાંધીજી જે સતત કામ કરે છે તે એક ચમત્કાર જેવું જ છે. સાબરમતી વાર તો જ્યારે બધા નિદ્રાવશ થઈ ગયા હોય છે ત્યારે રાત્રે બેત્રણ વાગ્યા સુધી જાગીને તેઓ કાગળપત્રો લખે છે કે લખાવે છે. લગભગ રાતના ૯-૧૦ના સુમારે આખા દિવસના પરિશ્રમ પછી તેઓ ઢગલા જેવા થઈ જાય છે અને એ વખતે તેમનું લોહીનું દબાણ ખૂબ વધી પડે છે. એને સમયે ડૉક્ટર જબરદસ્તીથી તેમનું કામ બંધ કરાવે છે.

એક દિવસ સાંજે છ વાગ્યે બે બંગાળી સજ્જનો તેમની સાથે બંગાળની પરિસ્થિતિ વિષે કેટલીક અગત્યની વાટાઘાટ કરવા આવ્યા. ગાંધીજી તેમને શ્રી અરવિંદબાબુના આજકાલ શા વિચારો છે તે બાબતમાં પ્રશ્નો પૂછી રહ્યા હતા. આ વાતચીતમાં તેમનો સાંજનો ફરવા જવાનો સમય વીતી ગયો અને પ્રાર્થનાનો ઘંટ વાગ્યો. બંને મળવા આવેલા સજ્જનોએ વિદાય લીધી ને પછી મેં પૂછ્યું: 'હવે આજે તો આપ ફરવા નહિ જઈ શકો, હવે તો પ્રાર્થનાનો સમય થયો છે.' ગાંધીજીએ જવાબમાં કહ્યું: 'ના, ફરવા તો જરૂર જઈશ. હું બીજું ગમે તે કામ છોડી દઉં પણ ફરવા જવાનો નિયમ તો છોડી નહિ શકું. વિલાયતમાં રાઉન્ડ ટેબલ પરિષદ વખતે મને બીજી કોઈ વખત મળતો નહોતો, તેથી ત્યાં રાત્રે મોડી રાતે ફરવા જતો હતો. એટલે આજે પણ પ્રાર્થના પછી હું જઈશ.'

એક દિવસે સાંજે ફરવા નીકળ્યા. આગળ કહેલ વાર્તા-

શકાય છે. એ શક્ય બનશે ત્યારે પેટ્રોલની અછતની ફરી પરવા નહિ રહે.

યુદ્ધ પહેલાં જર્મન ને બ્રિટિશ વિજ્ઞાનીઓ માનવજીવન-નાં દુઃખો નિર્મૂળ કરવાના કામમાં રાતદિવસ પરોવાએલા હતા. પરંતુ આજે એ સમય નથી રહ્યો.

## રાક્ષસી વૃક્ષો

વડનું ઝાડ આપણા દેશમાં એની વિશાળ કાયાથી પ્રસિદ્ધ છે. એની વડવાઈઓ વધીને જમીનમાં મૂળ ઘાલે છે અને એનો ઘેરાવો વધતો જ જાય છે. નર્મદાતટનો કબીર વડ એનો તાદૃશ પુરાવો છે.

યુરોપમાં એવું વિશાળકાય વૃક્ષ 'ઓક'નું છે. એનું લાકડું ખૂબ મજબૂત હોઈ તે વહાણો બાંધવાના કામમાં આવે છે. એની ઊંચાઈ ક્યારેક ક્યારેક ૧૮૦ ફૂટ જેટલી અને ઘેરાવો ૮૦ ફૂટ જેટલો હોય છે. એની છાલ ખૂબ કડવી હોઈ ચામડાં કમાવવાના કામમાં આવે છે. તેનાં ફળ 'એકોર્ન' કહેવાય છે અને તે ડુક્કરોને ખવડાવવામાં આવે છે. પ્રાચીન કાળમાં બ્રિટનના લોકો એ ફળ ખાતા હતા. એનાં પાંદડાંમાંથી શાહી બનાવવામાં આવે છે. વિંડસરના જંગલમાં એક ઝાડ આવેલું છે તે 'રાજાનો ઓક' કહેવાય છે. બીજું એક મોટું ઝાડ 'પાર્લામેન્ટ ઓક' કહેવાય છે અને તેની ઉમર ૧૫૦૦ વર્ષની મનાય છે. પહેલો એડવર્ડ એ ઝાડ નીચે પોતાની પાર્લામેન્ટ ભરતો એવી દંતકથા છે.

આફ્રિકામા થતુ 'બાઓબાબ' વૃક્ષ તો એવડું જંગી હોય છે કે દૂરથી એકાદ જંગલ જેવું જ લાગે. એનો ઘેરાવો ક્યારેક તો ૯૦ ફૂટ જેવડો હોય છે એને લીંબોળી જેવાં ફળ આવે છે અને વાંદરાંને તે ખૂબ ભાવે છે.

સિકોયા વૃક્ષને તો રાક્ષસી (mammoth) વૃક્ષનું જ બીજું નામ આપવામાં આવેલું છે. અમેરિકાના કૅલિફોર્નિયા પ્રાંતમાં સમુદ્રકિનારે ૪૦૦૦થી ૯૦૦૦ ફૂટની ઊંચાઈએ એ થાય છે. એમાનાં કેટલાંક તો બબ્બે ત્રણત્રણ હજાર વર્ષ જૂનાં છે. એમની ઊંચાઈ ઘણીવાર ચારસોથી વધારે ફૂટની હોય છે. એના લાકડાનો રંગ લાલ હોય છે, અને તે બહુ ટકાઉ નથી હોતું.

ઑસ્ટ્રેલિયામાં વળી 'યુકૅલિપ્ટસ'નાં ઝાડ સિકોયા વૃક્ષોથી પણ મોટાં થાય છે. એમાંથી કપૂર જેવી વાસ નીકળે છે અને તે રોગનાશક હોય છે. શરદીસળેખમ પર વપરાતું યુકૅલિપ્ટસ તેલ એમાંથી જ સારવવામાં આવે છે. એનાં ઘણાં ઝાડનાં થડમાંથી તો આખી ગાડી જઈ શકે એવી બખોલો કોરી કાઢવામાં આવી છે.

## રૉકફેલર ફાઉન્ડેશન

જગતની એક માનવહિતકારી મહાન સંસ્થા.

રૉકફેલર ફાઉન્ડેશનના મેજ પર એક જ દિવસે બે માગણીઓ આવી પડી હતી: એક હતી જાપાનમાં જનૅર સુખાકારીની સંસ્થાને દસ લાખ ડૉલરની સહાયતા આપેલા વચનમાં ૬૪,૦૦૦ ડૉલરના ઘટતાની માગણી, અને બીજી હતી-જપાનીઝ બૉમ્બરોએ તોડી પાડેલી નાનકિંગ યુનિવર્સિટીની બે લાખ ડૉલરની માગણી.

આવી તો કેટલી યે સંસ્થાઓને આ મહાન સંસ્થા સહાય કરતી આવે છે. અમેરિકન ધનકુબેર જહૉન ડી રૉક-ફેલરે ઇ. ૧૯૧૩માં એની સ્થાપના કરી ત્યારથી આજ સુધીમાં જુદાજુદા ૮૮ દેશોમાં જુદાંજુદાં હિતકાર્ય અંગે આ-સંસ્થાએ ૩૨ કરોડ ડૉલરની સહાય પહોંચાડેલી છે. દુનિયાના એકેએક ભાગમાં એના પ્રતિનિધિઓ છે. ફીજી ટાપુઓમાં એ દેશી લોકોને વૈદું શીખવાડે છે, તો ચીનના થઈ રહેલા ધ્વંસમાં એ પુનર્રચનાનું કામ આરંભે છે; પશ્ચિમ-આફ્રિકાના જંગલમાંની પ્રયોગશાળામાં તેના વિજ્ઞાનીઓ મચ્છરને લીધે થતા મૅલેરિયાનો અભ્યાસ કરે છે, તો ઉત્તર ધ્રુવપ્રદેશમાં રહી બ્લેકની પિટનીઝરી ગ્રન્થીનો અભ્યાસ કરે છે; બ્રાઝિલમાં એ પીળા તાવ સામે લડે છે, આલ્બેનિયામાં મૅલેરિયા સામે, જમૈકામાં ક્ષય સામે, પોર્ટોરિકોમાં ઍનિમિયા સામે, તો ન્યૂ યૉર્કમાં ઇન્ફ્લુએન્ઝા સામે.

આંતરરાષ્ટ્રીય તંદુરસ્તીની નિગેહબાની કરવા ઉપરાંત આ સંસ્થા વૈદ્યકનો, વિજ્ઞાનનો, સમાજશાસ્ત્રનો વગેરેનો અભ્યાસ પણ પોષે છે. જગતના અનેક જુદાજુદા દેશોના આશાપ્રદ યુવાન સંશોધકોને એણે ૬૦૦૦ જેટલી ફેલો-શિપ્સ આપેલી છે, અને અનેક સંસ્થાઓને પણ તે ગ્રાન્ટ્સ-ઇન-એઇડ આપે છે. માનવજીવનની બહેતરી માટે મથતી આવી ઉપયોગી સંસ્થા ભાગ્યેજ બીજી કોઈ હશે.

## દીર્ઘાયુષ્ય

માણસની વધુમાં વધુ આયુમર્યાદા કેટલી? આ સવાલ-નો જવાબ છેલ્લામાં છેલ્લાં વૈજ્ઞાનિક સાધનોની મદદથી પણ આપવો મુશ્કેલ છે. દીર્ઘાયુષી મનુષ્યોના અવારનવાર થતા રહેતા દાવા પણ ભાગ્યે જ વધુ વિશ્વસનીય હોય છે. માત્ર પ્રમાણભૂત જ દાખલાઓ પરથી તારણ કાઢીએ, તો ન્યૂયૉર્કની એક વીમા કંપનીના એક ઍક્ચ્યુઅરી મિ. લૉઇટર ઇ. બ્રાઅરમેનના કહેવા પ્રમાણે માનવ-જીવનની અત્યાર સુધીમાં લાંબામાં લાંબી મર્યાદા ૧૧૩ વરસની ગણાવી જોઈએ. ૧૦૮ વરસની ઉમર પસાર કર્યાનો દાવો આજ સુધીમાં દુનિયામાં માત્ર ૮ શખ્સો જ સાબિત કરી શક્યા છે. એના કહેવા પ્રમાણે ૧૧૬ વરસના આયુષ્યનો સંભવ ભાગ્યે જ સંભવે છે.

---

શિક્ષક—વિનુ, તું ધાર્યો આળસુ થઈ ગયો છે. આળસ એ વિદ્યાર્થીઓનો શત્રુ છે.

વિનુ—સાહેબ, તમે અમને ગઈ કાલે જ કહ્યું હતું ને કે આપણે આપણા શત્રુઓને ચાહવા જોઈએ?

પ્રખ્યાત રોમન શહેનશાહ વેસ્પેસ્યન, પોતે દિવસમાં શુંશું સત્કાર્ય કર્યું તેની રોજ રાતે નોંધ કરતો. જે દિવસે સત્કાર્ય ન હોય ત્યારે લખતો Deim perdidi' યાને 'એક દિવસ ગુમાવ્યો.'

અનેકાર્થી શબ્દ: અટ્ટ=અટારી, ઝરૂખો; અનાદર, તિરસ્કાર; અંત: ઉચ્ચપણું; કિલ્લા ઉપરની દેવડી કે બુરજ; પ્રકાર; બહુ જ બારીક રાખનું કપડું; મહેલ; રેશમી કપડું; ઘણું ઊંચું; મોટા અવાજવાળું; રૂડું, સુંદર; રડું

કહેવતોના અર્થ: 'સાસરા સુખવાસરા, દો દિનકા આસરા.' વારંવાર ઘેર વધારે રોકાવામાં ભૂષણ નથી એવો બોધ આપતી આ કહેવતની નીચેની વાર્તા જણાવે છે કે જમાઈને પણ સાસરે ઝાઝા દિવસ સદરતુ નથી. ભૂખે મરતો જમાઈ સાસરે જતાં તેને સારાં જમણ મળવાથી તેણે વધુ વખત ત્યાં વસવાની ઈચ્છાએ ભીંત ઉપર લખ્યું: 'સાસરા સુખવાસરા.' વાંચીને સાળાએ એ લીટી નીચે લખ્યું: 'દો દિનકા આસરા.' જમાઈએ પાછી વધુ એક લીટી ઉમેરી: 'કાંઈ વધુ રીઝીએ.' ત્યારે સાળાએ પાછું લખ્યું: 'ગંઠા હોય તો રીઝીએ.'

ગણિતગમ્મત

કોઈપણ રકમ ધારો. પછી તેના આંકડાઓનો એક અંક આવે ત્યાં સુધી સરવાળો કરી જે અંક આવે તે વડે ધારેલી રકમને ગુણો. હવે જે આવે તેમાંથી ધારેલી રકમનો એકઅંકી સરવાળો બાદ કરો. પછી જે રકમ આવે તેમાં ધારેલી રકમ ઉમેરો. જે રકમ આવે તેમાં ધારેલી રકમનો એકઅંકી સરવાળો ભેળવો. પછી ધારેલી રકમના એકઅંકી સરવાળામાં એક ઉમેરી આવેલી રકમને ભાગો. જે આવે તે તમારી ધારેલી રકમ.

—કાન્તિલાલ મ. જોષી




## કસોટી

નીચે આપેલા પ્રશ્નો વાંચી જવાને આ ઉપરના ચાર પદાર્થો પર ધ્યાન આપો. એ ચારે વસ્તુઓ જાણીતી છે, છતાં તે વિષેના ખરા જવાબો આપવામાં તમારી બુદ્ધિની જરા કસોટી થશે. (૧) કયા પદાર્થમાં સ્થિરતાની જરૂર છે? (૨) સૌથી વધારે જોર કયા પદાર્થના વપરાશમાં જોઈએ? (૩) કયો પદાર્થ ખાસ એક જ વસ્તુમાંથી બનાવી શકાય? (૪) કયા પદાર્થમાં સંગ્રહશક્તિ છેદાયેલી છે? (૫) ખોટી રીતે ઉપયોગ કરતાં જલદી બગડી જાય એવી આમાં કઈ ચીજ છે? (૬) જરૂર પ્રમાણે લાગુ કરી શકાય એવું શું છે? (૭) પોતાના આકારથી જ ગમે ત્યાં બેસતુ થઈ જાય એવું શું છે? (૮) ગમે એટલું ખોખરું બની જવા છતાં છેવટ સુધી કંઈ ને કંઈ કામ આપે એવું શું છે?

જગતમાં સૌથી વધુ વસ્તીવાળા શહેર તરીકે લંડનનો નંબર પહેલો હતો; પણ હમણાં ઘણી વસ્તી ખાલી કરી ગઈ હોવાથી ન્યૂ યૉર્કને પહેલો નંબર મળ્યો છે અને લંડનનો આંક ત્રીજા નંબર પર ગયો છે.

૧ ટન ખનિજ કોલસામાંથી આ બધું મળે છે:

૧૦ હજાર ઘનફૂટ દીવાબત્તીનો ગૅસ.
૨૫ પાઉંડ ઍમોનિયમ સલ્ફેટ.
૩ ગૅલન બેન્ઝોલ.
૬ પાઉંડ ઍમોનિયા.
૫ ગૅલન ડામર.
૧૫૦૦ પાઉંડ કોક, જે સગડીઓમાં બાળવા કામ લાગે છે.

કારકુન: સાહેબ, મેં આ આંકડાઓનો દસ વાર સરવાળો કરી જોયો છે.

શેઠ: તો તો બહુ સારું.

કારકુન: અને તેના આ દસ જુદાજુદા જવાબ આવ્યા છે!

શાહમૃગ સિંહના જેવી જ ગર્જના કરી શકે છે અને તે એટલી હૂબહૂ હોય છે કે તે દૂરથી સાંભળનાર ને જાણી છે તે કળી શકે નહિ.

બાહામા નજીક આટલાંટિક મહાસાગર ત્રીસ જ ફૂટ ઊંડો છે અને તેનું પાણી એટલું સ્વચ્છ છે કે તળિયું દેખાઈ આવે છે!

પૉલીનેશિયામાં એવા સાપ થાય છે જે વરસાદ પડવાનો હોય ત્યારે ખબર, ભર પાણીના વાસણ જેમ ગૂંચળું વાળી બેસી જાય છે. અને એ ગૂંચળામાં પાણી પીવા આવતા પક્ષીનો ભક્ષ કરે છે.

ફ્રાન્સનો સોનાનો સિક્કો ફ્રાન્ક પહેલવહેલો ઈ. ૧૩૬૦માં બહાર પડ્યો.

મોટાં મોટાં સૈન્યો સામે હિંમત ન હારનાર ઑગસ્ટસ સીઝર ગાજવીજનું તોફાન થતાં ભોંયરામાં ભરાઈ જતા!

ચાર ચીજ પાછી નથી ફરતી: બોલેલો બોલ, ફેંકેલું તીર, વીતેલો વખત અને ગુમાવેલી તક.

સૌ પહેલી સ્ટીલપેન ડૉ. પ્રીસ્ટલી માટે મિ. સૅમ્યુઅલ હૅરિસને બનાવેલી.





## બાવીસ વાર્તાઓ

દસ મમોળા હાસ્યની અને
બાર મત્ત પ્રણયની

. . .

ગુજરાતના શરૂઆતના
નવલિકાલેખકોમાં
જે મોખરામાં પ્રકાશ્યા તે
'મલયાનિલ'ની એ કૃતિઓ

. . .

શ્રી રવિશંકર રાવળ, કનુ દેસાઈ,
રસિકલાલ પરીખ અને
સ્વ. ત્રિભુવન પટેલનાં ચિત્રો સાથે
સુંદર રૂપરંગમાં: કી. રૂ. ૨) પો. જુદું

## ગોવાલણી
## અને બીજી વાતો

# પાંચ અનોખાં પ્રકાશનો



## અજવાળી રાત

ઘરનાં નાનાં મોટાં સૌને,—સ્ત્રીઓને અને આમજનોને સુધા-રસમાં ખેંચી રાખે એવી, વિનોદ અને વિચાર આપતી, આવાગી મનોરમ અજવાળી રાતની સમૃદ્ધિ સમી પંદર રસભરી વાર્તાઓનો સંગ્રહ. દોઢસો પાનાં, બેરંગી પૂંઠું સુંદર ચિત્રો. બે રૂપિયા



## અજંતાના કલામંડપો

દુનિયામાં અનન્ય ગણાતાં એ ગુફાઓમાંનાં ચિત્રોનો રવિશંકર રાવળે કરાવેલો પરિચય: ૯ ત્રિરંગી તથા ૧૬ પાનાં ભરીને સાદાં ચિત્રો તથા ફોટો, અને પાનેપાને રેખાંકનોથી ભરપૂર. આટલું પ્રચૂર છતાં આટલું સસ્તું પ્રકાશન હિંદભરમાં બીજું નથી. દોઢ રૂપિયો એજ ઢબની દિલ્હી આવૃત્તિ: એજ કિંમતે.




## કુમાર ૧૦૦મો અંક

સરકારની જપ્તીમાંથી હવે મુક્ત થએલો ૧૬૦ પાનાં ભરીને, સિદ્ધહસ્ત લેખકોના સુનંદા અને ચિત્રભરપૂર લેખો, વાર્તાઓ, નાટકો, ટુચકાઓ, તેર ત્રિરંગી અને અનેક સાદાં ચિત્રોથી સભર સામગ્રીભર્યો મોટો દળદાર પુસ્તક જેવો અંક. ઘટાડેલી કીમતે. બે રૂપિયા.



## ગુજરાતી લઘુલિપિ

ગુજરાતી શોર્ટ હૅન્ડ વિષેનું સૌથી અદ્યતન, સંપૂર્ણ શાસ્ત્રીય ઢબનું, સરળ અને શીખનાર માટે ઝીણામાં ઝીણી સૂચનાઓથી ભરપૂર નવું જ પુસ્તક. રીપોર્ટરો, પોલીસો, સેક્રેટરીઓ, ઝડપી પત્રવ્યવહાર કરનારાઓ, અને અગર એવા થવા ઈચ્છના લખતા યુવાનોને તો ખાસ ઉપયોગી • રૂ. ૩



## ગુજરાત કલાકલાપ

ગુજરાતના નામાંકિત ચિત્રકારોની કલમનાં. ઊંચી સંસ્કારી કલાની વાનગી રૂપ. ૭ ચુનંદાં રંગીન ચિત્રોનો સંપુટ. ૧૧×૧૪નાં માપનાં આર્ટકાર્ડ પર છાપેલાં ફ્રેમ માટે તૈયાર, માત્ર એક રૂપિયામાં આવાં રંગીન ચિત્રો આટલાં સસ્તાં કોઈએ આપ્યાં નથી.

બધાં પુસ્તકોમાં પોસ્ટેજ જુદું ગણવાનું છે.

# અવશેષ 'કુમાર'

… અને છૂટક અંકો અત્યંત સસ્તી કીમતે

ફાઇલો—વર્ષ ૬ તથા ૧૧નીઃ દરેકના રૂા. ૨-૦; વર્ષ ૧૦ અને ૧૨નીઃ
દરેકના રૂા. ૩-૦; વર્ષ ૧૭ની રૂા. ૮-૦ પોસ્ટેજ ૦-૪-૦

… છૂટક અંકો—દરેકની કીમત બે આના

નીચે જેના સળંગ આંક આપ્યા છે તે અંકોની રહીસહી અનિયમિત સંખ્યા સ્ટૉકમાં છે. તમારી ફાઈલમાં ખૂટતો કોઈ અંક એમાં છે? તો શોધીને મેળવી લો. અથવા તમને મનગમતા કોઈ પણ અંકો મંગાવી તેની ફાઇલો બંધાવી લેશો તો યે રસમય અને સંગીન સાહિત્યનો અમોલો સંગ્રહ તમને સસ્તામાં મળી રહેશેઃ
૩૬, ૪૩, ૪૪, ૪૫, ૪૬, ૪૭, ૪૮, ૬૦, ૬૩, ૬૪, ૬૬, ૬૭, ૬૯, ૭૧, ૭૨, ૯૨, ૯૬, ૧૦૮, ૧૧૬, ૧૨૦, ૧૨૬,
૧૩૨, ૧૩૩, ૧૩૪, ૧૩૫, ૧૩૬, ૧૩૭, ૧૩૮, ૧૩૯, ૧૪૫, ૧૪૬, ૧૪૭, ૧૫૭, ૧૭૦, ૧૭૯.

જેની નીચે લીટી દોરી છે તે સળંગ અંકો છે, એટલે, એ ખરીદનારને નજીવી કીમતે ચાર, ૭ કે વધુ માસનું સળંગ વાચન મળી શકે છે. જેઓ આખી ફાઇલો ન વસાવી શકે તેમ હોય તેમણે આ લાભ જતો કરવા જેવો નથી.

☛ ફાઇલો બધી બાંધ્યાવિનાની સમજવાની છે. ☛ કીમત તદ્દન સાદી (પોસ્ટેજવગરની) છે. ટપાલ ખર્ચ અંક દીઠ એક પૈસા પ્રમાણે વધુ ગણીને સાથે જ નાણાં મોકલવાં. બ્રહ્મદેશના ગ્રાહકોએ અંક દીઠ અરધો આનો અને પરદેશના ગ્રાહકોએ અંક દીઠ દોઢ આના લેખે મોકલવું. ☛ વી. પી. કરવામાં આવશે નહિ; પોસ્ટની ટિકિટો અગર મનીઑર્ડર કે પોસ્ટ ઑર્ડર દ્વારા નાણાં અગાઉથી જ મોકલવાં.

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજાયબ જેવું પોષણ મળે

**નાનાં-મોટાં, માંદાં-સાજાં નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સૌ કોઈ એનું સેવન કરી શકે છે**

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન ઝંડુનું

## મહારસાયન

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું

**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**

તેનું નિયમિત સેવન લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ, તેજ ને ચેતન પૂરે છે.




**કીમત**

પા રતલના પૉટનો રૂ. ૧ાા
અરધા રતલના પૉટના રૂ. ૨ાા
એક રતલના પૉટના રૂ. ૫)

કારખાનું: સયાનીરોડ મુંબાઈ-૨૩

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કર્સ લિ.**

દુકાન: જૂની મહાજનવાડી મુંબાઈ-૨

અમદાવાદના એજન્ટ ભોગીલાલ બ્રધર્સ - ગાંધીરોડ

ઑર્ડર આપતી વખતે, જાહેરખબર 'કુમાર'માં વાંચી હતી એટલું જણાવજો.






**કુમાર પ્રત્યેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે બહાર પડે છે**

મુદ્રક-બચુભાઈ રાવત; તંત્રી અને પ્રકાશક રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક રૂ. ૬, પ્રાંતદેશના રૂ. ૬ા, પરદેશના ૧૨ શિ., છૂટક દશ આના. મુંબઈમાં: કુમાર ઑફિસ, ૧૩૬-૧૪૨ મેડોઝ સ્ટ્રીટ મુંબાઈ-૧; તથા બીજા એજન્ટો: આર. આર. શેઠની કં., ભિક્ષુ સાહિત્ય ભંડાર અને રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ.



# અગ્નિને

૧

હોતા છું, પાવકાગ્નિ !

લાવ્યો મારાં કિલ્બિષો, બાળજે તું
જેવો તારી સાત જિહ્વા થકી તું
હોમાયેલું જાય છે સર્વ ભક્ષી.

પૃથ્વીને તું બાળતો સૂર્યરૂપે;
બાળે, એની ભૂખ વર્ષાની જાગે;
મારામાં યે એમ, ઓ અગ્નિ! જાગો
વર્ષાની એ ભૂખ, જેના થકી હું
અમૃતોની ધાર ઝીલું સહસ્ર.

૨

ઋત્વિજ છું, વરદાગ્નિ !

તારી શક્તિ, તેજ તારાં તું આપ,
માગું તારી ચેતનાના કણો હું.
અગ્નિપ્રેર્યા અંતરીક્ષે ય વિશ્વો;
સ્વયંભૂ તું, અગ્નિ, ઓ! પ્રેમીઓના
ચિત્તોમાં તું આવ, પ્રાણે તું આવ.

તારા પ્રેર્યા અર્થ ને કામ માટે
સંસારે આ છે જ વહેવાર સર્વે.
હોમાવાની છે જ કાયા તને આ,
જ્યારે મારી ચેતના સંહરે તું,
એને આજે સુકૃતાર્થી બનાવ.

૩

બ્રહ્મા છું, મંગલાગ્નિ !

હૈયે હૈયે હેતના હોજમાં તું,
રાષ્ટ્રે રાષ્ટ્રે તું જ માનવ્ય સાચું;
શાને આજે શોણિતોની નદીએ
પૃથ્વીને તું ભીંજવે અગ્નિ, પૂછું ?
શબ્દોમાં તું વ્યંજના, પ્રેરણા તું,
સૌન્દર્યોમાં જાગતું સત્ય તુંથી,
ચેતનવંતું સૃષ્ટિમાં જે બધું ત્યાં
તારી ઉષ્મા, તેજ તું, તું જ અગ્નિ.

તું છે પેલો ધૂર્જટિ, શિવ તું છે
જેણે રોળ્યાં ચૌદ બ્રહ્માંડ, અન્તે
પોતાના જે યજ્ઞથી સૃષ્ટિ સર્જે.
તારાં સાતે હાથમાં બાણ લૈને
તું રોળીને ચૌદ બ્રહ્માંડ અન્તે
તેવા યજ્ઞે પ્રેર તું માનવોને.

હરિશ્ચન્દ્ર ભ. ભટ્ટ

ભાવના, કલ્પના અને શબ્દાવલિમાં વેદમંત્રોનો ખ્યાલ ઉપજાવતા આ કાવ્યને, તેના શાલિનીવૃત્તનો પાઠધ્વનિ પણ ઉપયુક્તપણે પુષ્ટ કરે છે અને આપણને એક સારું આસ્વાદનકાવ્ય મળે છે.



### હિંદુસ્તાનની કમનસીબી

● દુનિયાના એકેએક ભાગમાં પ્રજાઓ પર આજે યુદ્ધનાં આક્રમણો થઈ રહ્યાં છે. શાંત અને વ્યવસ્થિતરીતે પ્રગતિ કરી રહેલા નવા મુલકો અને પ્રજાઓનું ભવિષ્ય ખેદાનમેદાન થઇ રહ્યું છે. પણ એ બધા ઉપર બહારની શક્તિઓ ને સત્તાઓનો ડોળો પડ્યો છે; જ્યારે હિંદુસ્તાન તો અનેક સૈકાઓ બાદ એક મહાપ્રજાનો મુલક બનવાની ભવ્ય યોજના વિચારી રહ્યું હતું તે વખતે તે અંદરઅંદરના ભીનહયાતીવાળા મુદ્દાઓ પર વિરોધો ઉઠાવી એક બીજી કોમને બરબાદ કરવાના હિચકારા, ખૂની અને શયતાની પ્રયોગોને પંથે ગબડી રહ્યું છે. હિંદની ભવિષ્યની રચનામાં કોઇ કોમી સંગઠન નહિ હોય, કોઈ સ્વાર્થી ને એકપક્ષી આબાદી અને સત્તાની રચના નહિ હોય, એવી મહાસભાની પ્રામાણિક ઘોષણાઓ છતાં, આજે કોઈના યે હાથમાં કશું નથી આવ્યું તે પહેલાં 'ભેંશ ભાગોળે અને ઘેર ધમાધમ' જેવી મનોવૃત્તિ દેશમાં ફેલાઇ ગઈ છે અને તેણે ઠારોઠાર નિર્દોષ અસહાય જનતાને બેફામીમાં આગ, ખૂન અને લૂટના તાંડવમાં ફેંકી દીધી છે.

### ગુજરાતમાં

● અમદાવાદમાં ૧૮–૧૯–૨૦ એપ્રિલ (શુક્ર શનિ રવિ)ના દિવસોમાં એ શહેરની બેફામ પ્રજા ઉપર જે ગજબના બનાવો વીત્યા છે તે ઈતિહાસમાં નોંધાઈ રહેશે. ગમે એટલી કેળવણી, સુધારા અને જમાનાનો પ્રકાશ મળવા છતાં અણસમજ અને હેવાનિયત હજુ એટલી હદ સુધી વ્યાપી રહ્યાં છે કે સૈકાઓના ગાઢ સંબંધથી જોડાએલા પોતાના જ ભાઇઓને પીઠ પાછળથી કાતિલ ઘા થઇ શકયા છે. આટલા પ્રગતિમાન અને જ્ઞાનવાન યુગમાં કોઈપણ કોમ જો આ રીતે જ પોતાનું બહેતર કરવા ઈચ્છતી હોય તો જગતના ડહાપણો અને જ્ઞાનીઓ તેમને બહાલી આપી નહિ શકે. પ્રામાણિક વિરોધો કે ગેરઈન્સાફના નિકાલ કરવાને શસ્ત્રસજ્જ મુલકો પણ બને ત્યાં સુધી પોતાની મર્યાદાની લાયકી સાબિત કરવા ન્યાયપંચની દરખાસ્તો કરી રહ્યા છે. હિંદુ મુસલમાનોએ તો સૈકાઓથી ભેગા રાજ્યકારભાર, વહીવટ અને વેપાર કર્યા છે અને હવે તો એવો પણ યુગ આવી લાગ્યો હતો કે ઊંચા પ્રકારનો સામાજિક સહચાર અને વ્યવહાર પણ સરળ અને શુભ બનવા લાગ્યો હતો અને હિંદુસ્તાન એક તથા અભેદ બને એવું દિવ્ય ભવિષ્ય ઊગતું હતું. તેવે વખતે મનુષ્યમનુષ્યની પાયમાલી કરનારું ઝેર દેશ આખામાં ફેલાવનારાં અલિમ ભેજાંઓએ દેશના દુશ્મનોને હરખાવ્યા છે.

### પ્રગતિમાન કોમ

● હરેક કોમના ડાહ્યા મનુષ્યો તો જરૂર આ પ્રસંગથી દિલગીર અને ઉદાસ બન્યા હશે. કોઇપણ અકલમંદ માનવી આ યુગમાં ઉત્કર્ષ અને આબાદી માટે ખૂન અને ખરાબીના રસ્તો વ્યાજબી સાધનો તરીકે સ્વીકારી ન જ શકે. એવી રીતે મેળવેલી સંપત્તિ અને સત્તાના પાયા દોજખમાં ઊતરેલા હોય છે. ખુદાઈ કે ક્રિસ્તાઈ કાનૂનોને તેની સાથે લાગતુંવળગતું હોતું નથી. ઈમાન અને મજહબના નામને તે કલંક આપનારું છે. પારસી કોમે જે સૌજન્યથી અને સહકારથી આ દેશમાં પોતાનો વસવાટ કર્યો અને હજુ પણ દિનપ્રતિદિન પોતાની સત્તા ને આબાદીમાં વધારો કરી રહી છે તેનું દ્રષ્ટાંત લેવું જોઇએ. મુઠ્ઠીભર વસ્તીવાળા પારસી ભાઇઓ બીજી મોટી કોમો વચ્ચે પોતાની મહત્તા, કીર્તિ, માતબરી અને સરસાઈ પ્રાપ્ત કરી શક્યા છે. તેમનો કોઈ દ્વેષ કરતું નથી; તેમની દિલાવરી સૌ કોમો પામી છે; તેમનાં જ્ઞાન, સાહસ અને વેપારથી દેશ સમૃદ્ધ થયો છે; તેમના હક્કો કે સલામતીનો કોઈ પ્રશ્ન જ નથી.

### સીધી સમજણ

● કોઈપણ સમાજ પોતાની કોમ કે મજહબને ગુંડાગીરી અને ખૂનરેજીના આશ્રયથી ઉપર લાવવાની ધારણા રાખતો હોય તો એ કુદરતી કાનૂનથી ખિલાફ છે. કુદરતે અલિગ, ખૂની કે ભયંકર પ્રાણીઓને પૃથ્વી પરથી નાશ પામવા દીધાં છે અને માણસોએ ધીમેધીમે વ્યવસ્થા, સંગઠન, ન્યાય ને કેળવણીના જોર પર ઝનૂની, વહેમી અને અજ્ઞાન પ્રજાઓને શિકસ્ત આપી છે. આજનું વિજ્ઞાન, આજની સાંસ્કૃતિક પ્રગતિ અને આજની બીજી શોધખોળો આગળ હિંદુ કે મુસ્લિમોની મજહબી તકરારોનો અર્થ શો છે? આજે રશિયા દુનિયા આગળ એવા એક નવા સમાજનો અખતરો રજૂ કરી રહ્યું છે કે જેમાં, બધા ધર્મો ને વહેમો જ્ઞાનની જ્વાળાઓમાં વિલય પામી માનવીમાત્રને એકસરખાં સુખસંપત્તિ અને આબાદી મળી રહે એવી રચના દેખાય છે. ગરીબ હિંદુસ્તાનને ઉદ્યોગધંધામાં પરદેશીઓએ પાછું પાડ્યું છે, તેની કાચી સંપત્તિ સ્ટીમરો ઉપાડી જાય છે અને શહેરના મુઠીભર માનવીઓને બાદ કરતાં લાખો આમવારસી (હિંદુ કે મુસલ-



ચિત્રકાર • એડવર્ડ સલિવાન (Bibby's Annual 1932)

**શી રીતે ઉપર જઈ શકો?**

ખેંચાખેંચીથી કે એકજીવનો સહકાર સાધીને?

મુકનું ખવાય અમુકનું ન ખવાય, અમુકને પરણાય અમુકને નહિ, અમુક દેવસ્થાન કે તીર્થ તેનું અને અમુક બીજાનું; અને પછી ગુરુઓ, આચાર્યો, મહંતો અને વડીલોનાં ખાનાં અને ગલીઓમાંથી તે સહજમાં નીકળી શકે એવી તાકાત ખોઈ બેઠો છે. આટઆટલાં નિયમો ને વ્રત પાળવા છતાં તે કંઈ વિશેષ આધ્યાત્મિક બળ કે સમૃદ્ધિ મેળવી શક્યો હોય એવું દેખાતું નથી. વર્ણાશ્રમનો ભોગ બનેલો તે બિચારો કોઈ ક્ષત્રિય આવી પોતાનું રક્ષણ કરશે એવી રાહ જુએ છે! બ્રાહ્મણ હોય તો ગોબ્રાહ્મણ પ્રતિપાલોને શોધે છે! અને ગીતાનો પાઠ તો તેણે નબળાંનો જ ધર્મ બનાવી દીધો છે. અર્જુને ગીતા કયે સ્થળે કયા સંજોગોમાં જાણી છે એ વાત તો આખો હિંદુ સમાજ વીસરી જ ગયો જણાય છે, અને ભગવાં લૂગડાં પાછળ મૂઢ બની, ક્રિયાશૂન્ય પલાંઠીઓ મારી, દુનિયાના મહેનતુ ને પરિશ્રમવાળા સમાજને ભ્રષ્ટ અને અધોગત કહી પોતાને અતિ આધ્યાત્મિક અને ધાર્મિક મનાવવાનો દંભ તે સેવી રહ્યો છે.

### પોતાની જડતી લ્યો

● એવો આ હિંદુ સમાજ પોતાનું રક્ષણ પારકાં બળો ઉપર છોડી દઈ પોતે તો આજે નાતજાતના વહેવાર, લાડાલાડીનાં લગ્નો, મંદિરના ઓછવો, આચાર્યોનાં વેવલાં પૂજનો અને અંધભક્તિ શ્રાદ્ધો તથા પર્વો પાછળ ઘેલછા કેળવીને કૃષિ, ઉદ્યોગ, વ્યાયામ કે ગ્રામસંગઠનના કાર્યો ભૂલી માત્ર પામરતા જ વિસ્તારી રહ્યો છે. એવો બેવકૂફ, વહેમી અને પરસ્પરદ્વેષી માનવસમાજ કોઈ વખતે એક સંગઠિત યોજનાબદ્ધ હુમલાનો ભોગ બને ત્યારે શું પરિણામ આવે? કરુણ મૃત્યુ, નાસભાગ અને સંચિત કરેલી સર્વ સંપત્તિનો નાશ. સંસારના ઇતિહાસમાં આથી બીજો કોઈ અંજામ આવ્યો નથી. જ્યારે કોઈ પણ પ્રજા કે સમાજ વિલાસ ને વૈભવમાં કે ઉછીની મળેલી શાંતિમાં ગાફેલ બની છે ત્યારે તેનો ગ્રાસ કરનારાં બળો ઉત્પન્ન થયાં જ છે. પોતાનાં શરીરની અને મનની શક્તિઓને જે સતેજ અને તત્પર રાખી શકે છે તેને જ આ પૃથ્વીનું વાતાવરણ ટકવા અને જીવવાની તક આપે છે; બાકીના પ્રત્યેક પળે વ્યાધિ ક્ષય અને દારિદ્ર્યના દફતરમાં મૃત્યુતિથિ નોંધાવી ચૂક્યા છે. જીવન અને મૃત્યુનો સૂક્ષ્મ વિચાર કરનાર અને આત્માનું અમરત્વ પ્રબોધનાર હિંદુ આજે કોના પ્રતાપે મૂઢ, અક્રિય અને નવેણિયો બની ગયો છે? તેના આચાર્યો અને ધર્મશાસકોનાં તપ અને શક્તિનો પ્રભાવ શો રહ્યો છે? હિંદુએ બીજાના દોષ શોધવા પહેલાં પોતાની જ જડતી લેવી ઘટે છે. જેની ભાવનામાં જગતનો કોઈ પણ માનવી બંધુનો નાતો ભોગવી શકે એવી શક્તિ અને પ્રતાપ એ જ ખરા હિંદુનો વારસો છે.

ર. મ. શ.

તંત્રીને મોકલાતા લેખો કે ચિત્રો પાછાં મેળવવાં હોય અગર તે માટે ઉત્તર મેળવવો હોય તો પોસ્ટેજ બીડવું જરૂરી છે.

એક પૌરુષચિત્ર

# ક્લાર્ક

## જનતાનાં દિલ જીતનારો

જગત આખાનો માનીતો, ફિલ્મજગતના સર્વશ્રેષ્ઠ અભિનેતાઓમાંનો એક ગણાતો અને પોતાના પૌરુષભર્યા વ્યક્તિત્વથી યુવાન જનતાને તો મુગ્ધ બનાવી દેનાર અમેરિકાના એ નામચીન નટને સીનેમાસ્ક્રીન પર ન જોયો હોય એવું કોઈક જ હશે; પરંતુ આજનાં યુવાનોનો દિલજીત એ મર્દમાનવ (he-man) પોતાનાં કાંડાંબાવડાંના બળ ઉપર ઝઝૂમીને કીર્તિશિખરે પહોંચેલો શ્રમજીવી છે એ વાત એના પ્રશંસકોમાં બહુ ઓછી જાણીતી છે. એનું એ પૂર્વજીવન ગુજરાતના યૌવનને ઉત્સાહિત કરે એવું છે. માન્યવર શ્રી કાલેલકરે આપણા મધ્યમ વર્ગના યુવકો માટે 'ભાંગેલી કેડવાળા' એવા જે ચેતાશબ્દ ઉચ્ચાર્યાં છે તેને લાયકના, અંગશ્રમથી આઘા રહેનાર આપણ સૌને ક્લાર્ક ગેબલની આ સ્વાશ્રયકથા અનુકરણીય દૃષ્ટાંત આપે એવી છે.

અમેરિકનબલ્કે અંગ્રેજી બોલતી દુનિયા કેટલાં દસેક વરસથી એના પર આફરીન થઈ એનું સૌથી મોટું કારણ એનું પુરુષત્વ છે. માણસો એના પ્રશંસકો બને છે કારણકે એનામાં પૌરુષનો સારો વિકાસ થયેલો દેખાય છે. અને એની ખાસિયતોને અનુસરવાનો પ્રયત્ન પણ એ વખાણનારા કરે એ સ્વાભાવિક છે.

ક્લાર્ક દેખાવે સાદો પણ ખુમારીભર્યો, માયાળુ અને હાસ્યરસિક જીવડો છે. એને ગમે છે સાદું જીવન, સાદી રમતગમત અને કદીક ચિંતન માટે એકાંત. એને જોતાં તમને થાય કે એ કોઈને હાનિ કરવા પોતાનો હાથ ઉગામે એવો નથી; પરંતુ જો કોઈ સંજોગમાં ધારે તો ગમે તેવા માણસને ધૂળ ફાકતો પણ કરી જ દે.

સામાન્ય જનસમૂહ ગેબલને સુંદર ગણે છે. હા, એ સુંદર તો છે જ. પણ તમે એને જરા વધારે નજીકથી અવલોકો તો જણાશે કે એની સુંદરતા વારસાગી પ્રાપ્ત થઈ હોય એવી નથી; પરંતુ એના આખા દેહમાં ફરી વળતા અંગબળના પરિણામે એ રૂપ એણે મેળવ્યું છે.

# ગેબલ

અહીં રજૂ થાય છે તે

જગનામી અમેરિકન અભિનેતા નહિ, પણ

# પ્રયત્નશીલ પુરુષાર્થી



ગેબલનું બાળપણ કોઈ પણ ઘરવાસી ગામડિયા બાળકથી જુદું ન હતું. આજે શક્તિશાળી, હસમુખા તેમજ દૃઢનિશ્ચયી જણાતો એ યુવક બહુ સાધારણ સંજોગોમાં ઊછર્યો હતો. જીવનના એ દસકા એણે પારાવાર હાડમારીઓમાં કાઢ્યા છે. કેટલી યે વખત એણે ભૂખતરસ વેઠી માત્ર આકાશનો જ આશ્રય સેવ્યો છે. આવી મુશ્કેલીઓ છતાં એ કદી નિરાશ થતો નહિ. કારણ કે એને પોતાના વ્યક્તિત્વમાં વિશ્વાસ હતો. પોતાની કિંમત કયે સમયે કેટલી છે તે એ પરેપૂરું સમજતો હતો. આથી, જ્યારે એને સફળતા સાંપડી ત્યારે એને મદ કે મત્સર થયો નથી. આજે એની રીતભાત પહેલાંના જેવી જ—જ્યારે એને બીજા ટંકના ભોજનની પણ ચિંતા રહેતી ત્યારના જેવી જ—રહી છે.

અમેરિકાનાં હાડ ઘડનાર ત્યાંના જાણીતા આરોગ્યશિક્ષક બર્નાર મૅકફૅડન* કલાર્ક ગેબલને સાચેસાચો બલવાન મનુષ્ય ગણે છે. સાચેસાચો બલિષ્ટ એટલે તનથી અને મનથી એમ બંને રીતે. એના ખભા કાંઈ દરજીએ મૂકેલી ગાદીઓના બનેલા નથી. જ્યારેજ્યારે એ પુરુષનો અભિનય કરે છે ત્યારેત્યારે ખરેખાત એને પોતાનાં શક્તિસામર્થ્ય અને બલનું પ્રદર્શન કરવાનો અવસર મળે છે. ગમે તે પાત્રની ભૂમિકા એને ભજવવાની હોય, પણ એ દરેકમાં એનું પુરુષત્વ ઝળકી ઊઠે છે. એની ચાલવાની સફળતા જુઓ. જાણે એ કમાનો પર ઊછળતો જ ન હોય! એના દરેક અંગની ગતિ સાથે બલ અને ધીટતાનો આવિષ્કાર થાય છે. જે જે કાંઈ એ કરે છે તે બધું ગાજવગાડીને તમને સંભળાવે છે કે એવાં શક્તિ માગતાં કાર્યો તો એ કર્યા જ કરી શકે એમ છે. એ કદી થાકે એમ જ ન હોય એમ લાગે છે; પછી ભલેને એને કેટલું યે દોડવાનું હોય કે કલાકો સુધી બીજો વ્યાયામ સેવવાનો હોય.

આટલું સામર્થ્યભર્યું સ્વાસ્થ્ય જાળવાઈ રહેવાનાં કારણમાં એની બહુ વિચારપૂર્વક ગોઠવાયેલી દિનચર્યાને ગણવી જોઈએ. તમે માત્ર આરામાસનવાળું જીવન જીવીને આવી શક્તિ મેળવો અથવા લાંબા સમય સુધી સંઘરી શકો એ બને એમ નથી. કોઈ મલ્લ પોતે બીનહરીફ રહેવા માટે જેમ રોજ અંગ કસતો જ રહે, તેમ આવું જેમ પ્રાપ્ત કરનારને પણ કરતા રહેવાની કાળજી રાખવી પડે છે.

ક્લાર્કને ઘણો પ્રિય એવો આ વ્યાયામવિધિ એ દરરોજ પ્રાતઃકાળમાં આચરે છે. જમીન સાથે પગ જકડાએલા રહે એમ એક સ્ટૂલ પર બેસીને પછી પીઠ પર વળી માથું જમીનને અડકાડવાની કસરત રોજના એક સો વખત એ કરે છે. આરંભમાં તો દસ વખત કરતાં પણ થાકી જવાતું એમ એનું જ કહેવું છે. પણ હવે તો રોજ સો વખત કર્યા વગર ચાલે જ નહિ! બીજી હમેશ કરવાની કસરત ઢીંચણ વાળવાની છે. એ કસરત પણ હવે એને એવી માફક આવેલી છે કે એક જ પગ પર આખા શરીરનો (કમમાં કમ સવા પાંચ મણ) ભાર લાદીને ઢીંચણ વાળવાની (deep knee-bending) કસરત તે કરી શકે છે.

વ્યાયામ પછી એ ગરમ પાણીએ નહાય છે. પરંતુ એ સ્નાનની પૂર્ણાહુતિ તો શીતળ જળથી જ થાય છે.

ખોરાકમાં એને ખાસ નભાવે એવું કશું નથી. પણ એક મોટો આવશ્યક નિયમ એ પાળે છે તે એ છે કે કદી યે ભોજનના વચલા સમયમાં કાંઈ પણ ખાવું નહિ.

* એ લેખકના વક્તવ્યને જ આધારે આ લેખ તૈયાર કર્યો છે.

પડેલાં જ્યારે જંગલમાં ઝાડ પાડવાનું કે તેલના ક્ષેત્રમાં ખોદવાનું કામ કરવું પડતું ત્યારે જેટલું ખાઈ શકાતું તેટલું હવે એ ખાઈ શકતો નથી એમ એ પોતે સ્વીકારે છે.

સવારના નાસ્તામાં એ માત્ર એક પ્યાલો કૉફી અને એક નારંગી અથવા થોડી દ્રાક્ષ જ લે છે. બપોરનું એનું ભોજન સાવ હલકું, પણ રાતનું ભોજન ખૂબ મજાનું અને દાઢમાઢવાળું હોય છે. ભોજનને અંતે ફળાહારમાં લીલી દ્રાક્ષ જેવાં જ ફળ લેવાની એની ટેવ છે.

બીજી રમતોમાં ઘોડેસવારી ઉપરાંત ટેનિસ અને ગૉલ્ફ એને ઘણાં ગમે છે. જોકે એની માન્યતા તો એવી છે કે ચાલવા જેવી બીજી એકે કસરત નથી. જ્યારેજ્યારે બની શકે ત્યારેત્યારે એ ચાલવાનું ચૂકતો જ નથી. કેટલીક વખત દશ્ય ઉતારાતાં હોય અને સમયની ઘણી તાણ હોય ત્યારે થાક ઉતારવા માટે એ દશ્યના વચગાળે મળતી પંદર વીસ મિનિટમાં પણ ચાલવાનો આનંદ એ મેળવી લે છે અને સરવાળે અભિનય માટે તાજગી પ્રાપ્ત કરે છે. આ ઉપરાંત રાઈફલ તેમજ બંદૂક એ બહુ આસાનીથી વાપરી શકે છે અને જબરો નિશાનબાજ છે.

આજે એને ૩૮ વરસ થયાં છે, પણ હજી વીસ વરસના યુવક જેવું સ્વાસ્થ્ય અને જોમ ધરાવે છે તેનું સૌથી અગત્યનું કારણ એ છે કે એ સોળ સત્તર વરસનો યુવક હતો ત્યારથી એનું ચિત્ત વ્યાયામ ને રમતગમત તરફ વળેલું. ત્યારે એની ઉંચાઈ છ ફુટ અને એક ઇંચ હતી અને વજન ૧૫૭ રતલ હતું! આ પાયા પર તેણે ચાલવાની કસરત તેમજ 'ફૂટબૉલ' અને 'બાસ્કેટબૉલ'ની રમતોમાં ઝંપલાવીને શરીરવિકાસ સાધ્યો. (સત્તર વરસની વયે લગભગ ચાર મણ વજન અને છ ફૂટ ઊંચાઈ હોવી એ અમેરિકામાં સામાન્ય ગણાય છે એ પર વાંચનારનું ધ્યાન ખેંચવું જરૂરી છે.) આવી સ્થિતિએ પહોંચવાને આપણે કેટલું તપ કરવું જોઈશે?

કલાર્કનો જન્મ એક ગામડામાં થએલો. નિશાળ સિવાયનો બાકીનો વખત એને ખુલ્લી અફાટ ધરતી ઉપર જ ગાળવાનો મળતો. ઉનાળાના ગરમ દિવસોમાં તરવાનું મળતું અને શિયાળામાં તળાવનાં પાણી ઠરી જતાં ત્યારે તેના બરફ પર લપસવાનું (skating) મળતું. એ જ્યારે હાઈસ્કૂલમાં ભણતો થયો ત્યારે એ વ્યાયામ તો કરતો જ, પરંતુ તે ઉપરાંત એને સંગીતનો શોખ હતો. એણે શાળાના બૅન્ડમાં 'બ્યુગ્લર'નું પદ ભોગવ્યું હતું.

આ ઉપરાંત એના વતનથી સોળ માઈલ દૂર આવેલા શહેરના થીએટરના પડદા અને પ્રકાશનું એને આકર્ષણ રહ્યા કરતું. અવારનવાર ત્યાં જઈ, તે રંગભૂમિ પર કાંઈ ને કાંઈ કામ મેળવીને આનંદ માણી લેતો હતો. અને તે પછી યે એ આકર્ષણ કદી યે ઓછું થયું ન હતું.

એ વરસ પછી એના પિતાએ સ્થળાંતર કરવાથી કલાર્કનું માધ્યમિક શિક્ષણ અટકી ગયું. હવે એ પોતાના પિતા સાથે એક વરસ ખેતર ઉપર રહ્યો. તે બાદ પોતાની જ ઊર્મિથી એ શહેરમાં આવ્યો અને હાજરીકારકુનની એક નોકરીમાં જોડાયો. પેટની ચિંતા આમ દૂર થતાં તેણે ભાવિ જીવનની યોજના કરવા માંડી અને દાક્તર થવાનું પસંદ કર્યું. રોજગાર અને ભણતર એ બંને સાથે થઈ શકે તે માટે તેને એવી રાત્રિશાળાનો લાભ મળી ગયો અને એણે શહેરની વિદ્યાપીઠની રાત્રિશાળામાં તબીબી શીખવા અગાઉનું જરૂરી શિક્ષણ શરૂ કર્યું. આ ભણતર માટે દર અઠવાડિયે પાંચ રાત નિશાળ ભરવી પડતી અને બે રાતની રજા પડતી. આજે કલાર્ક ગેબલ દાક્તર નથી એનું કારણ આ બે છુટ્ટીની રાતો છે! આવી એક રજાવાળી રાત્રે વીશીમાં જમતાંજમતાં, બહારગામથી આવેલી નાટકમંડળીના બે નટના સમાગમમાં એ આવ્યો. એ નટોએ એને નાટક જોવા આમંત્રણ આપ્યું. અને પછી તો દોસ્તી એટલી ત્વરાથી વધી ગઈ કે કલાર્કે વગર વેતને કંપની માટે છોકરા (કૉલબૉય)નું કામ કરવાનું માથે લીધું. આમ દુનિયાએ એક ભાવિ દાક્તર ગુમાવ્યો, પરંતુ તે દિવસથી કલાર્કનું અભિનયકાર તરીકેનું ઘડતર શરૂ થયું.

આ અરસામાં થોડે દિવસે એની વિમાતાનું મૃત્યુ થયું. નાનો હતો ત્યારથી એણે એ જ માતા જોઈ હતી ને એનું જ વાત્સલ્ય અનુભવ્યું હતું. એને એ ઘણું ચાહતો અને પોતાના ઘડતરમાં એ માતાના ઉપકારે આજે પણ એ સગર્વ અને કૃતજ્ઞ હૃદયે સ્વીકારે છે.

માતાના મરણ પછી એનો પિતા ખેતી છોડીને તેલના પ્રદેશમાં ગયો. પોતાની અનિચ્છા છતાં પિતાની આજ્ઞાનુસાર કલાર્ક સાથે ગયો. જે બને છે તે સારા માટે જ, એ ન્યાયે આ નવી દિશામાં પણ કલાર્કના શરીરબાંધાને બહુ ઉપકારક નીવડે એવું કાર્ય—ઓજાર સજાવાનું કામ—એને સોંપાયું. આ કામગીરી પર એ જોડાયો ત્યારે એનું વજન ૧૬૫ રતલ હતું

પરંતુ આ કામમાં થતી અંગમહેનતને પરિણામે એનાં હાડમાંસ એટલી ઝડપથી વિકસ્યાં કે એક વરસમાં તો એ વધીને ૨૧૨ રતલનો બન્યો.

આ તૈલપ્રદેશ પર એ પૂરાં બે વરસ રહ્યો, પરંતુ એને લાગ્યું કે એ કાંઈ એનું જીવનધ્યેય ન હતું. જોકે આ બે વરસમાં બંધાએલો દેહ એને બહુ ઉપયોગી નીવડ્યો. ૧૯૨૧માં પિતાની રજા લઈને કલાર્ક કાન્સાસ શહેરમાં આવ્યો અને પોતાને પ્રિય એવા ધંધામાં એક પ્રવાસી નાટક કંપની સાથે જોડાતાં એના નટજીવનનો આરંભ થયો.

કોઈ એમ ન માને કે નટજીવન શરૂ કરતાંની સાથે જ એને ફત્તેહ મળી ગઈ. ના. એને તો વરસો સુધી હાડમારીઓ અને દારિદ્ર્ય અનુભવવાં પડ્યાં. એને આકરો પરસેવો નિતારવો પડતો, કડકડતી ટાઢ વેઠવી પડતી, ભૂખ્યા રહેવું પડતું અને ઘણી યે વખત કોઈ નિર્જન સ્ટેશનના કઠણ બાંકડાની શય્યા કરવી પડતી. પણ આ બધો યે લાંબો સમય એણે આશા કદી ન છોડી, કારણકે નાટ્યભૂમિમાં જ એનો જીવનરસ સમાએલો હતો. બે વરસ બાદ એની નાટકમંડળી તૂટી ગઈ અને ગેબલ બેકાર બની ગયો. એ વરસોમાં નાટકમંડળીઓનું કામ ચાલી શકતું જ નહિ, આથી ઉદરનિર્વાહાર્થે એને બીજું કામ શોધવું પડ્યું. જંગલમાં મોજણીદારની છાવણીમાં એને મજૂરનું કામ મળ્યું. ત્યાં એને કાંટાળાં ઝાંખરાંભર્યાં ગીચ ઝૂંડમાંથી માર્ગ કરવો પડતો, કારણકે એને સાંકળ પકડનારનું કામ આપવામાં આવ્યું હતું! એ કામમાં એક બાજુથી કાંટા અને ઝાંખરાંના ઉઝરડા ખમવા પડતા અને બીજી બાજુથી મચ્છર અને બીજી મોટી માખીઓના ડંખ સહેવા પડતા. પરંતુ એની દૃષ્ટિ તો હજુ રંગભૂમિ ઉપર જ હતી. અભિનયકળાનો નાદ એની નસેનસમાં વ્યાપી ગયો હતો. એ ધ્યેય માટે એ પોતાની કમાણી બહુ સાવચેતીથી વાપરતો. એને ખાત્રી હતી કે કોઈક દિવસ પણ એણે લૉસ ઍન્જેલેસ, શિકાગો અથવા ન્યૂયૉર્ક જવું જ. તે સિવાય ધ્યેયસિદ્ધિ શક્ય થનાર નથી.

અને એ બધી વિટંબણા, એ શ્રમ, અને એ કઠોર તપને અંતે એની બધી યે આશાઓ ફળી. આજે ગેબલ એ મુસીબતોનું બયાન ઘણા ગર્વથી કરે છે. એ મુશ્કેલીઓએ જ એને જીવનમાં વિજય પ્રાપ્ત કરવાના પાઠ શીખવ્યા છે. એ દુઃખના દિવસોએ જ એને ગરીબ અને શ્રમજીવી થવું એ શું છે તે બતાવ્યું છે. આથી જ ગેબલ ધનહીન અને શ્રમજીવી પરત્વે હમેશાં મમત્વ દર્શાવે છે.

મહાદેવપ્રસાદ હરિલાલ દેશાઈ

---

## સ્વ. પ્રો. જે. પી. ત્રિવેદી



વિદ્યાર્થીજગતમાં તેમજ જનતામાં એકસરખી લોકપ્રિયતા ને ચાહના પ્રાપ્ત કરનાર પ્રોફેસરો વિરલ હોય છે. પ્રો. જયશંકરભાઈ ત્રિવેદીનું નામ તેમાં હમેશાં અગ્ર રહેશે; અને દેશને એવા સૌજન્યશીલ ને સેવાપરાયણ જનોની બહુ જ જરૂર છે તેવા આજના વખતે થએલું તેમનું અવસાન વધારે દુઃખદ લાગશે. તેઓ સરકારી નોકર હતા છતાં સાચા રાષ્ટ્રવાદી હતા અને નોકરી દરમિયાન તેમના ખાદીના પોશાક અને રાષ્ટ્રીય વિચારો ઉપર કઈક અંગ્રેજ અધિકારીઓની ત્રાંસી નજર છતાં તેમની પ્રામાણિકતા અને સત્યનિષ્ઠાએ તેમના અંગ્રેજ પ્રિન્સિપાલનું મન જીતી લીધું હતું અને તેમના સાથી હામી બનાવ્યા હતા.

તેમની આખી કારકિર્દી પુના ઍગ્રિકલ્ચર કૉલેજના એક પ્રોફેસર તરીકે વીતી છતાં ગુજરાતના એકેએક સરકારી જન સુધી તેમની સુવાસ પહોંચી હતી. અહનામાં અહનો ગુજરાતી તેમને ઘેર કુટુંબવત્ આતિથ્ય પામતો;—કહો કે એમનું ઘર મહેમાનોને જ બનાવેલું રહેતું આમ છતાં એ સંકુચિત પ્રાંતીય દૃષ્ટિવાળા નહોતા. મહારાષ્ટ્રના દસ હજાર ખેડૂતોના તે સેક્રેટરી હતા. તેમણે તરુણોને વ્યવસ્થિત સમાજજીવન અને સમાજસેવાના જાતેસક્રિય પાઠો આપ્યા હતા. વચ્ચે થોડો વખત સરકારે ભાવનગર રાજ્યને તેમની નોકરી ઉછીની આપી ત્યારે અધિકારી તરીકે ત્યાં પણ ત્રિવેદી સાહેબે પ્રજા અને અમલદારોને એક નવો નમૂનો પૂરો પાડ્યો અને ત્યાં પણ ખેડૂતોમાં સાચો નવો રસ પેદા કર્યો હતો. બે જ વર્ષ તેઓ ત્યાં રહ્યા હશે, પણ ભાવનગર તેમને નહિ ભૂલી શકે.

સત્યાગ્રહ વખતે યરવડા જેલમાં

ગમે ત્યારે કોઈ પણ ગુજરાતીના સ્ટોરકીપર ત્રિવેદી સાહેબ જ હતા. કોઈને આણું, કોઈને દૂધઘર, કોઈને ચોપડી કે કોઈને દવા જોઈએ તો ચિઠ્ઠી ત્યાં જ મોકલાતી. અને જેલ-માંથી છૂટ્યા બાદ વિસામાસ્થાન પણ એમનું ઘર જ હતું. ત્રિવેદી સાહેબે સાચા સંસારી સંન્યાસી તરીકે પૈસો બચાવવા તરફ ધ્યાન આપ્યું નથી. આજે ગુજરાતને કહેવાને દરકાર નથી કે પોતાને મોટો પગાર મળતો છતાં પોતાના એકના એક પુત્ર મનુભાઈને કેળવણી લેવા મોકલવા સારુ તેમને લોનની મદદ લેવી પડી હતી. ગુજરાતનો મોટો ભાગ સ્વાર્થના પડળમાં સામાની મુસીબતો વિચારી શકતો નથી અને આવા સંતોનો તપબાર ઘણીવાર એળે જતો લાગે છે; પણ ત્રિવેદી સાહેબે એ બાજુનો વિચાર કદી કર્યો જાણ્યો નથી. હમેશાં ઉત્સાહી, સુપ્રસન્ન સ્મિત વરસાવતા એ દરેક સમાજમાં ઘૂમતા અને કામ કરવા લાગી જતા. એમના એકાદ નિશ્વાસ કે થાક અંતર્યામી જ જાણી શક્યા હશે. વ્યાપક સમાજસેવામાં રચ્યાપચ્યા રહેલા છતાં એમનું કુટુંબવાત્સલ્ય અને માર્દવ અનેરું હતું. બાળકો અને યુવકોના તે કલ્પવૃક્ષ અને ફિરસ્તા હતા.

કોઈને જોઈતી ચીજ પોતાની પાસે હોય તો આપી દેતાં કે આજ્ઞા કરતા તે વાર ન કરતા. તેમનું સમૃદ્ધ પુસ્તકાલય સૌનો ભંડાર બન્યું હતું. કલાની લિજ્જત વિદ્વાનોમાંથી તેમની જેમ કોઈક જ માણતા હશે. ચિત્રો સંઘરવાનો તો તેમને અજબ નાદ હતો. ચારે તરફથી મેળવેલા સુંદર ચિત્રો, કાર્ડો, ચોપાનિયામાંથી કાપેલા ચિત્રો વગેરેને તેમણે સરસ જાડા કાગળોનાં આલ્બમોમાં ચોડી આખી અભરાઈ ભરી હતી. ગમે તે પ્રકારના માણસોમાં તે રસ લઈ શકતા, તેમને આશ્વાસનરૂપ બનતા કે કામમાં સહાય અને સલાહ આપી શકતા. પોતાની પ્રશંસા કે પુરસ્કારના પ્રસંગોએ તે દૂર ખસી જતા, પણ પોતાના હાથ નીચેના માણસોને આગળ લાવતા.

ઘરના નોકર કે રસોયા પણ સ્વમાનપૂર્વક ને સંતોષપૂર્વક રહી શકે એવી સગવડ આપતા અને તેને કુટુંબીજનો જેવા ગણતા. તેમને ઘેર મહેમાન થનારાએ સૌએ જોયું હશે કે રોજ સવારની પ્રાર્થનામાં સૌની સાથે નોકરોને પણ બેસાડી પ્રભુના બાળકો તરીકે તેમનો સમાન દરજ્જો તે સ્વીકારતા. એમની નિખાલસ અને પ્રામાણિક સેવાપરાયણ વૃત્તિની પરીક્ષા કરીને જ આણંદમાં ઊઘડેલી નવી ખેતી-વાડી કૉલેજના પ્રિન્સિપાલ તરીકે તેમની ચૂંટણી કરાએલી.

એમના એકનો એક પુત્ર મનુભાઈ યુરોપની દાક્તરી ડિગ્રીઓ લઈ સાત વર્ષે આવ્યા ત્યાં સુધી તેમનું ઘર એક જાહેર ઉતારો જ હતું પણ જીવનનો ભાર અને મૂંગી ચિંતાઓથી તેમનું શરીર ક્ષીણ બન્યું અને ગઈ તા. ૬ઠ્ઠીએ વર્ધામાં તેમનો દેહોત્સર્ગ થયો. તેમના એકેએક મિત્ર અને સ્નેહીની જ આ ખોટ નથી, પણ સમગ્ર ગુજરાતે એક વિરલ વિભૂતિ ગુમાવી છે. એ તો જીવનમુક્ત જેવા હતા. ર.મ.રા.

# રેડીઓ

આજે અતિ સામાન્ય થઈ પડેલા રેડીઓનો પણ સ્વતંત્ર ઈતિહાસ છે. જેની મદદથી હજારો જિંદગીઓ બચાવવામાં આવી છે તથા જે આજે મનોરંજન માટે સસ્તામાં સસ્તું સાધન ગણાય છે તે રેડીઓ કાંઈ એક જ માણસની શોધ નથી. તે તો કેટલા યે વૈજ્ઞાનિકોએ કરેલા અથાગ પરિશ્રમના ફળરૂપ છે. તેમ છતાં રેડીઓ હજુ તેના બાળપણમાં જ છે.

વાયરલેસની શોધ સાથે અનેક વિભૂતિઓનાં નામો સંકળાએલાં છે. સૌથી પ્રથમ આ દિશા પ્રત્યે લક્ષ દોરનાર છે વિખ્યાત વૈજ્ઞાનિક માઇકેલ ફેરાડે. ઇ. સ. ૧૮૩૦માં તેણે જનતા સમક્ષ 'વિદ્યુત-ચુંબકીય ઉપ-પાદન' (electro magnetic induction)નો નિયમ રજૂ કર્યો અને તેને અનુસરીને તેણે સફળતાથી પ્રયોગો કર્યા. રેડીઓની ઇમારત મૂળ આ સિદ્ધાંત ઉપર ચણાઇ છે.

ત્યાર બાદ ચોત્રીસ વર્ષે ઈ. સ. ૧૮૬૪માં જેમ્સ ક્લાર્ક મૅક્સવેલે 'વિદ્યુત-ચુંબકીય આંદોલનો'નો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો અને ફેરાડેના પ્રયોગોમાંથી ઉદ્ભવતી શંકાઓનું બીજગણિતની મદદથી નિવારણ કર્યું. ને પછી હાઇન્રિક હર્ઝ (Heinrich Hertz) નામના જર્મન વિજ્ઞાનશાસ્ત્રીએ મૅક્સવેલ તથા ફેરાડેના સિદ્ધાંતોને અનુલક્ષીને પ્રયોગો કર્યા અને એ ભાતની પહેલી જ વાર એક સ્થળેથી બીજે સ્થળે તણખા (sparks)ની મદદથી અતારવાળી (બીનતારી) સંદેશા મોકલવામાં સફળ થયો. વળી તેણે વિદ્યુત-ચુંબકીય મોજાંની લંબાઈ ને ગતિનું માપ કાઢ્યું. વાયરલેસના ક્ષેત્રમાં તેણે એટલો મહાન ફાળો આપ્યો છે કે તેનું નામ અમર કરવા માટે વાયરલેસના તરંગોને હર્ઝના તરંગો (Hertzian waves) પણ કહેવામાં આવે છે. પણ તેમ છતાં માર્કોનીએ જે કર્યું તે એ ન કરી શક્યો. હર્ઝની શોધ માત્ર પ્રાયોગિક દશામાં હતી; માર્કોનીએ તેને વ્યવહારુ બનાવી.

માર્કોનીને પોતાના પ્રયોગોમાં એક પછી એક સફળતાઓ મળવા લાગી. તે વખતે કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓનું એમ માનવું હતું કે પૃથ્વી ગોળ હોવાથી શબ્દ




## રેડીઓ કેમ ચાલે છે?

રેડિયોમાં વાગતા વાજિંત્રના કે બોલનારના સ્વરના તરંગો અબરખના ડાયાફ્રામ (સ્વરપડદા) સાથે અફળાઈ તેની અંદરના કાર્બનના છૂટા કણોને દબાવે છે જેથી બે ધાતુના છેડાઓ (ઇલેક્ટ્રોડ)માં વિદ્યુત વહેવા લાગે છે. એ પ્રવાહ સર્કિટ Aમાંથી ટ્રાન્સફોર્મરમાં થઈને સર્કિટ B દ્વારા એક ગ્રિડ (અંકુશ)માં જાય છે; જ્યાં સર્કિટ C મારફત એક હાઈ વોલ્ટેજ બૅટરીનો પ્રવાહ તેને ગાળીને પ્લેટ ઉપરથી વહેતા ઍમ્પ્લીફાયરમાં થઈ અવાજને વધુ બળવાન બનાવે છે. ત્યાંથી કંટ્રોલ બોર્ડ પર બીજા ઍમ્પ્લીફાયર-માં આવતાં અત્યંત જોરદાર બનેલા એ પ્રવાહને જોઈતા કાબુમાં લઈ તેને પ્રમાણપુરઃસર ટ્રાન્સમિટિંગ સ્ટેશન પર એક તાર મારફત મોકલવામાં આવે છે. અહીં ફરી એક વાર ટ્રાન્સમીટર દ્વારા એ સ્વરને ખૂબ બળવાન બનાવી તેનાં અદૃશ્ય આંદોલનોને ઊંચા ઊંચા એરિયલ સ્તંભો દ્વારા દુનિયાભરમાં વહેતાં મૂકવામાં આવે છે. અને અવકાશ-માંના એ સ્વરતરંગોને આપણા ઘર પરના એરિયલ ઝડપી લઈને, નીચેની હારમાં બતાવ્યા મુજબ, ફરી પાછી શરૂઆતની ક્રિયાઓ પ્રમાણે ગ્રિડમાં હાઈ વોલ્ટેજ બૅટરી વડે તેને મોટા કરી ટ્યુનિંગ કોઈલ અને ડિટેક્ટર દ્વારા આપણા રેડિયોમાંથી બહાર પાડે છે, જે આપણા કાન પર અથડાતાં, રેડિયોમાં બોલાયા મુજબ જ આપણને સંભળાય છે.

# ગંગાજી

હા! હા! હા! હા!
હા! હા! હા! હા!
વર્ગમાં હસાહસ થઇ પડી.

માસ્તરે દરબારને પૂછ્યું: 'દરબાર, પૃથ્વીનો આકાર કેવો છે ?' અને દરબારે તેમની પોતીકી બોલીમાં જવાબ આપ્યો; 'સકરડા (ચકરડા) જેવો !'

કેટલાક ટીખળીઓએ તો 'સકરડું,' 'સકરડું' કરીને દરબારની મશ્કરી કરવાની મઝા પણ માણી લીધી. દરબાર, પોતાને ભોગે બીજાઓને હસાવે એવા પરમાર્થીઓમાંના એક હતા.

પરમ દિવસે માસ્તરે ભૂગોળ શીખવવી શરૂ કરી ત્યારે પૃથ્વી કઇ જાતનું પ્રાણી હશે એ જ દરબારને સમજાતું નહોતું. પછી માસ્તરે લાડવાનો ને દડાનો દાખલો આપીને અને પાટિયા પર ગોળ ચક્કર દોરીને સમજાવ્યું કે પૃથ્વી ગોળ છે, ત્યારે મહા મુશ્કેલીએ દરબારના મગજમાં એટલું જ પ્રવેશી શકેલું કે 'પ્રથવી ગોળ સકરડા જેવી સે !'

'દરબાર, પાટિયા ઉપર ચકરડું તો મેં સમજાવવા માટે દોર્યું હતું. ખરી રીતે તો પૃથ્વી લાડવા જેવી છે. હવે વિદ્યાધિકારી સાહેબ પૂછે ત્યારે જોજો વળી આવું બોલી બેસતા !' માસ્તરે તેમની ઉપર અહોનિશ ઝઝૂમતો ભય યાદ કર્યો.

અને પછી તેમણે ભૂગોળ સમજાવવી શરૂ કરી. પણ આજ કોઇ વર્ગમાં બરોબર ધ્યાન આપતું જણાયું નહિ. બહાર રસ્તાપર ઝડપી અવરજવર ચાલી રહી હતી અને આખો વર્ગ એ દોડધામ જોવામાં રોકાયો હતો. માસ્તર હજી કોઈને કાંઇ પૂછેકારવે તે પહેલાં તો વર્ગનો મહા બારાડી છોકરો નવલો શ્વાસભેર દોડતો આવીને બોલ્યો:

*'સા'બ, સા'બ ગંગાજી નીકળ્યાં છે?'*

'હેં . . એં . . . એં . . ? ક્યાં? ક્યાં ?' માસ્તરના હાથમાંથી ભૂગોળ પટ કરતીક ને નીચે પડી ગઇ.

'ધોરી વાવમાં જીવા પટેલને ખેતરે. હું તો નહાઇ આવ્યો. મુખ્યાજી કહે, તારા માસ્તરને ઝટ તેડી આવ્ય.'

મથુરાદાસજી માસ્તર એટલે હડેડ વૈષ્ણવ. ગામડાની એ નિશાળમાં ચાર કલાક ભણાવવાનું કામ તો તે એક પ્રવૃત્તિ ખાતર કરતા એટલું જ. બાકી તો શ્રીમહાપ્રભુજીના એ પરમ ભક્ત સવારમાં મંગળાનાં દર્શનથી માંડીને તે સાંજે શયન સુધી ઠાકોરસેવામાં જ રચ્યાપચ્યા રહેતા. છેલ્લાં વીસ વરસથી તેમણે મરજાદ લઇને ઠાકોરજી પધરાવેલા ત્યારથી દર વર્ષે ગંગાજીના પવિત્રોદકની ખાસ લોટીઓ મંગાવતા અને સવારમાં તુલસીપત્ર સાથે તેનું પાન કર્યા વગર બીજું કાંઈ મોંમાં ન મૂકતા. તેમના જેવા સ્નાનપ્રિયને ઘેરબેઠાં ગંગાજી મળે એથી બીજું કયું પરમ ભાગ્ય હોઇ શકે !

'નવલા, જા, મેંદીની વાડયમાંથી એક સારી જેવી સોટી કાપી આવ્ય; અને જે કોઇ ઊં કે ચૂં કરે એને કાનબૂટ પકડાવજે.' નવલાને વર્ગનો 'ચાર્જ' સોંપી, માસ્તર હાંફળાફાંફળા, પગમાં ઉપાન પણ પહેર્યા વગર જીવા પટેલના ખેતર તરફ ધસ્યે જતાં ટોળાંમાં ભળ્યા.

ધોરીવાવ ગામથી ચારેક ખેતરવા હશે. એ આખો ગે ગાડામાર્ગ અત્યારે ગંગામૈયાના યાત્રાળુઓથી ઊભરાતો હતો. સ્ત્રીઓ અને બાળકો, જુવાન અને વૃદ્ધ, સહુ ધોરીવાવમાં પ્રગટ થએલાં ગંગાજીમાં સ્નાન કરી પાવન થવા જઇ રહ્યાં હતાં. એંશી એંશી વરસનાં ઘરડાંઓ, જેઓ આમ તો ઘરની બહાર પગ પણ ન મૂકતાં એ પણ, ગાડાંમાં બેસીને ચાલી નીકળ્યાં હતાં. નહાઇ નહાઇને જેઓ પાછાં વળતાં હતાં તેમને જનારાં સૌ પૂછી શકાય તેટલું પૂછતાં હતાં: 'એ, હવે કેટલું આઘું રહ્યું ?' 'પાણી સાવ ધોળું છે, અસ્યા ?' 'એ', દીવો થાય છે કે નહિ ?' તો વળી કોઇ અધીરું પૂછતું. 'અરે વહ્યાં તો નથી ગ્યાં ને ?'

માસ્તર જીવા પટેલને ખેતરે પહોંચ્યા ત્યારે ખેતરમાં યાત્રાળુઓનું કીડિયારું ઊભરાતું હતું. ધોરીવાવ અને જીવા પટેલનું ખેતર અત્યારે યાત્રાનાં ધામ જેવાં થઇ પડયાં હતાં. ખેતરને શેઢેથી માંડીને તે છેક વાવના પગથાળ સુધી પાઇપૈસો અને ચપટી ચોખા માગનારાંઓએ પાથરણાં પાથરીને, નહાવા આવનારાઓનું સ્વાગત કરતા હોય તેમ બંને બાજુ કતારો બનાવી દીધી હતી. તે ઉપરાંત જીવા પટેલે પોતાના ખેતરમાં ગંગાજી નીકળ્યાં તે માટે લાગા તરીકે સવા પાંચ આના લેવા નક્કી કર્યા હતા. એ તો સવા પાંચ આના જ 'ફી' હતી, પણ સવા રૂપિયો હોત તો પણ 'પતિતપાવની ગંગા'માં સ્નાન કરવાથી મળતા પુણ્ય બદલ

# જ્યારે ઘેરબેઠાં નીકળે છે ત્યારે—



આજે એની કાંઇ વિસાત કોઇ ન ગણત. માસ્તર આ બધા લાગા ચૂકવતા ચૂકવતા માંડ વાવ પાસે પહોંચી શક્યા પણ ત્યાં તો ઊભવાની જગ્યા પણ મુશ્કેલીથી મળી શકે તેમ હતું. સૌ જે સાધન હાથ આવે તે વતી પાણી ખેંચીખેંચીને નહાતું હતું. અરે કેટલાંકે તો પાઘડી લાંબી કરી તેનો પાણી ખેંચવાના સીંચણિયા તરીકે ઉપયોગ કર્યો હતો. નહાવા માટે પડાપડી થતી હતી. કેટલાંક મરજાદીઓ તો બની શકે તેટલા પકા ધાર્મિક શબ્દોના ઉચ્ચાર સાથે ઢોળ્યે જ જતાં હતાં. સ્ત્રીઓ ગાગરો ભરીભરીને પાણી ઘેર લઇ જતી હતી. જેની પાસે કાંઇ સાધન નહોતું તે એકાદ નાનો લોટો કે છેવટે પતરાનું ભાંગેલતૂટેલ ડબલું કે એવું કંઇક પણ ભરીને ગંગાજીને ઘેર લઇ જતાં હતાં.

કોઇ જુવાનિયાં ગંગાજીના પ્રાગટ્યની સત્યાસત્યતા વિષે બીતાંબીતાં શંકા ઉઠાવતાં તો વૃદ્ધો તુરત ખબર લઈ નાખતા: 'અરે જોતા નથી, ધોળું દૂધ જેવું પાણી થઇ ગયું છે એ ?'

'બસ, ગંગાજી જ પ્રગટ્યાં છે. ગંગોત્રી પાસેના પ્રવાહ આવા જ રંગનો છે.' માસ્તરે પોતાના ભૂગોળના જ્ઞાનનો ભભકભર્યો ઉપયોગ કર્યો.

'અરે, આ કળજગમાં ગંગાજી નીકળ્યાં ઈ ગામનાં પુન્ય સમજોને, ભલા માણસ.'

'હા; છપ્પનિયા મોર એક વાર હાથિયે પાણી નીકળ્યાં'તાં. મારો તો તંઈ જલમે ય નૈં. મારો કાકો મારા જીવડા, તી ઈ વાતું કરતા, કેસરવાળીમાંથી ધોળું ધોળું પાણી હાલ્યું જ આવે, બસ, હાલ્યું જ . . . જ આવે ! ઠેઠ ક્યાં ક્યાંનું માણસ ના'વા આવ્યું 'તું!' કોઈ ભૂતકાળપ્રેમીએ ભૂતકાળ ઉખેળ્યો.

'જીવા પટેલનાં ય ભિયડ્યાં તી ઈની જ વાડીમાં માતાજી પ્રગટ્યાં.' સૌ જીવા પટેલને અભિનંદન આપતાં હતાં.

'અરે હું તો મેથલા લવારની કોઢ્યમાં હાંતીને પાણી ચડાવવા બેઠો'તો. છોરો ભીમડો દોરાં લઇને ખેતરે ગ્યો'તો. ઈ કોસે જોડવા ગ્યો ને તરત પાછો આવીને કે', આતા આતા, વાવ્યમાં પાણી સાવ ધોળું છાશ્ય જેવું કાં? મેં કું, હાલ્ય જોઉં, ગોરબાપાને જતાવી છે. હું તો નાથા બાપાને ખૂણમાંથી ઉઠાડીને ખેતરે લઈ ગ્યો, તો વાવ્યમાં જોઈને કયે કે આ તો ગંગામા નીકળ્યાં છે !' જીવા પટેલ હરખાતા હરખાતા સૌને આ હકીકતના જુદાજુદા ઉત્તર આપતા હતા.

માસ્તરે શરીર સહન કરી શક્યું ત્યાં સુધી તો નહાયા કર્યું અને પેટમાં સમાઇ શક્યું તેટલું પાણી પી લીધું. પછી કોગળા જ કર્યે રાખ્યા. શરીર આખું ધ્રૂજતું હતું, પણ એ ધ્રૂજારીને તેમણે, ધર્મપાઠના ઉચ્ચાર વડે જડબાંની ડાકલી બજાવીને જણાવા દીધી નહોતી. વર્ગમાં શીખવતા તે બધી યે પવિત્ર નદીઓનાં નામ તેઓ અત્યારે લઈ રહ્યા હતા. છેવટે આ ધૂનમાંથી પરવાર્યા ત્યારે સૌને કોઈ ને કોઈ વાસણમાં ગંગાજી ઘેર લઇ જતાં જોયા. એ જોઇને તેઓ મૂંઝાયા; કેમકે વર્ગમાં ભૂગોળ શીખવતા શીખવતા જ તે નહાવા ચાલી નીકળ્યા હતા, તેથી કાંઈ સાધન તો પાસે હતું નહિ. અંતે તેમણે યુક્તિ અજમાવી. કોઇનું વધારાનું અબો-ટિયું માગી લઇને તેને ખૂબ ભીનું કર્યું, અંદર રહી શક્યું તેટલું પાણી લઇ લીધું, અને હળવેહળવે, કોઇ અસ્પૃશ્યનો ઓછાયો ન પડી જાય તેવી રીતે, ઘર તરફ જવા નીકળ્યા.

રસ્તે ભીનાં જે કોઈ પાણી લઇ જતાં હતાં તેમને માસ્તર વણમાગી સલાહ આપતા હતા: 'જઇને તરત

ગોખલામાં મૂકી દેજે. ગોખલો ગૌછાણથી લીંપી લેજે. જો, કોઇ મહેતર આડું ન ઊતરી જાય...'

છેક મધરાત પછી પાણીમાંથી ધોળો રંગ ઓછો થવા માંડ્યો ત્યાં સુધી અનેક ભાવિકોએ નહાવા કર્યું.

બીજે દિવસે માસ્તર શરદી થઇ ગઇ હોવાથી, ધ્રૂજતા ધ્રૂજતા વર્ગમાં આવ્યા અને ભૂગોળ લેવી શરૂ કરી:

'હિંદુસ્તાનની મુખ્ય નદીઓ બોલ જોઇએ, બાબુલાલ?'

'સિ...ધુ...ધુ...ધુ, ગં...ગં...ગં...ગા, બ્રહ્મપુ...ઉ...ઉ...ત્રા...આ..આ..આ.....' બાબુલાલે ભજનનો રાગમાં જવાબ આપ્યો.

'સિંધુ નદી ક્યાંથી નીકળે છે? ચંપકલાલ!'

'સા'બ, હિમાલયમાંથી.'

'હં, બરોબર. ગંગાજી ક્યાંથી નીકળે છે, દરબાર?' દરબાર ઝોકાં ખાતા હતા તેમને માસ્તરે જાગૃત કર્યાં.

'છવા પટેલને ખેતરેથી, સા'બ.' દરબારે જવાબ આપ્યો.

અને વર્ગમાં હસાહસ થઇ પડી.

માસ્તર આમે ય ધ્રૂજતા હતા તે આ એકાએક હસાહસ થઇ પડવાથી વધુ ધ્રૂજી ઊઠ્યા. ફટાકડાની સેર છોડી હોય તેમ હા...હા...હા...હા...ની તડાફડી બોલી રહી. થોડી વારે સૌ હસીહસીને માંડી ધીમેથી શાંત પડ્યા ત્યારે માસ્તરે શરૂ કર્યું: 'દરબાર, છવા પટેલને ખેતરેથી કાલે નીકળ્યાં હતાં એ ગંગાજી.....'

'સા'બ, સા'બ, તમને પોલીસ પટેલ બોલાવે છે.' નવલો બહારથી દોડતો આવીને બોલ્યો.

'શું છે? શું કામ છે?' માસ્તરની ધ્રુજારી વળી સવિશેષ વધી.

'કોણ જાણે. છવા પટેલને ખેતરે બેઠા છે. અને પંચાતનામું કરવા ખડિયોકલમ ને કોરા કાગળ લઇને આવવાનું કીધું છે; ઝટ કરો.' નવલો બોલ્યે જતો હતો.

માસ્તર મેજના ખાનામાંથી ખડિયોકલમ ને કાગળ કાઢીને પગમાં ઉપાન પણ પહેર્યા વગર હાંફળાફાંફળા ચાલી નીકળ્યા,—ગંગાજીમાં નહાવા જતી વખતે નીકળ્યા હતા તેમજ.

કમનસીબે માસ્તર ગામમાં વાંચીલખી જાણે એવા માણસ રહ્યા એટલે તેમના ખડિયાકલમને અનેક સારામાઠા પ્રસંગોએ કામ કરવું પડતું. ઘડીક કાછડી ખોસતા તો ઘડીક ડગલાનાં બોરિયાં બીડતા તેઓ નવલાની પાછળ પાછળ છવા પટેલને ખેતરે પહોંચ્યા. ધોરીવાવની બાજુમાં પોલીસ પટેલ તથા બે પસાયતા ખાટલો ઢાળીને બેઠા હતા. અને થોડીથોડી વારે છવા પટેલને ગાળો દેતા હતા. ખાટલા પાસે ત્રીકમ, કોદાળી, માટી ભરવાનો ટોપલો, બે ઠીકરાના ઘડા વગેરે જેમતેમ પડ્યાં હતાં.

'આવો મહેતાજી, બેઠો બેઠો. પંચનામું કરો આ હરામખોરનું.' પોલીસ પટેલે માસ્તરને બેસાડ્યા.

'શાનું પંચનામું?' માસ્તરે કંપી ઊઠીને પૂછ્યું.

'અરે આ ચૂનાનાં માટલાં વાવમાં નાખીને ગંગાજી કાઢ્યાં છે તે...' પોલીસ પટેલે કહ્યું અને છવા પટેલ તરફ ફરીને બોલ્યા: 'ગામ આખાને અભડાવતાં શરમ ન થઇ?'

માસ્તરે પંચનામું લખવું શરૂ કર્યું. પોલીસ પટેલનો એક એક શબ્દ તેમના હાથ અને કલમને ધ્રુજાવતો હતો.

વળી થોડી વાર થઇ એટલે પોલીસ પટેલે તેમની પ્રિય ગાળો-દેવી શરૂ કરી, 'પાડરડું લપસીને વાવમાં ડૂબી મૂઉં. તો પાણી ગંધાઇ જ જાય ને? અરે એવું હતું તો ગામમાં કાળો કરીને પાણી ઉલેચાવવું'તું; 'પણ આ... કમજાત, આ ધંધો કરાય?' અને પછી છિ છિ કરીને થૂંક્યા: 'ગામ આખાને અભડાવી માર્યું.'

માસ્તરે પડથાળની કોર ઉપર બેસીને વિગતવાર કાગળિયાં તૈયાર કર્યાં,—જે જગ્યાએ બેસીને આગલે દિવસે ગંગાસ્નાન કર્યું હતું ત્યાં જ. 'વિરંચિ'

---

## કહેવત કથન અને કવિતા

### 'તુરત દાન મહા પુણ્ય'

એક ઘા ને બે કટકા.
ધર્મના કામમાં ઢીલ નહિ.
આજઓયનો કયારો નહિ.
દેવું ત્યારે વાયદો શો?
તાતે ઘાએ મલમપટો.
હાજર સો હથિયાર.
ઘા બલ્યો તે ભવ બલ્યો.

નર તે ચતુર સુજાણ, સર અવસર ચૂકે નહિ;
અવસરનાં એંધાણ, રહે ઘણા દિ રાજીઆ.

ખુદ ઇતિહાસ પણ જેને પોતાના ચોપડામાં નોંધતાં આશ્ચર્યચકિત થઈ જાય એવો દુનિયા સમસ્તને યુદ્ધમાં ઝબોળતો જે

# જગત્‌વ્યાપી દાવાનળ

ચોમેર વ્યાપી વળવાની કપરી ઘડી આજે આખા સંસાર પર તોળાઇ રહી છે તેનો સિલસિલાબંધ ખ્યાલ આપતો આ લેખ આપણે કેવા કટોકટીને આરે અત્યારે ઊભા છીએ તે સમજાવે છે

ઈ.સ. ૧૯૧૪નો જુલાઈ માસ. સમસ્ત યુરોપ એટલે તે સમયનો દારૂગોળાનો એક ભંડાર. જામગરી ચંપાવાની જ વાર. ઑસ્ટ્રિયાના પાટવીનું ખૂન થોડા સર્વિયનોએ કર્યું કે ભડાકો થયો. ઑસ્ટ્રિયાએ ખૂનીઓ સોંપવાની માગણી કરી. સર્વિયાએ તેનો અસ્વીકાર કરવાથી ઑસ્ટ્રિયા તેની સામે યુદ્ધે ચઢ્યું. રશિયા મિત્ર ફ્રાન્સ સાથે સર્વિયાની વારે ધાયું; જર્મની પડખે રહ્યું: ઑસ્ટ્રિયાની અને પહેલી ઑગસ્ટે યુદ્ધ સળગ્યું. બેલ્જિઅમમાંથી જર્મનીએ બળપૂર્વક રસ્તો લેતાં બ્રિટન વિશાળ સામ્રાજ્ય સહિત તેની કુમકે ચઢ્યું અને પોતાના મૂળ શત્રુ જર્મની સામે યુદ્ધ જોડાયું. પછીથી ઇટલી, ગ્રીસ, રૂમાનિયા, પોર્ટુગાલ, જાપાન અને છેવટ અમેરિકા એક બાજુ થયાં. બીજી બાજુ જર્મની ને ઑસ્ટ્રિયા સાથે ટર્કી ને બલ્ગેરિયા જોડાયાં. ખંડે ખંડ ને સમુદ્રે સમુદ્ર આવરી લેતો વિશ્વયુદ્ધનો પ્રચંડ દાવાનળ ભભૂકી ઊઠ્યો. પરસ્પર દાવની સોગઠીઓ મારતા બંને પક્ષોએ મહા સંહારતાંડવ ચાર વરસ સુધી ખેલ્યું. છેવટે જર્મનીએ થાકીને ઇ.સ. ૧૯૧૮ના નવેમ્બરમાં સંધિ કરી. આ યુદ્ધની દુનિયાભરનાં તમામ ક્ષેત્રોમાં ક્રાન્તિકારી અસરો થઇ. કૈસરે ગાદીત્યાગ કર્યો. ઝાર માર્યો ગયો ને રશિયામાં સામ્યવાદી ક્રાન્તિ થઇ; અને તેના પ્રત્યાઘાત દૂરદૂરના દેશોમાં પડ્યા. હિંદમાં રાષ્ટ્રીય ચળવળે જોર પકડ્યું. કમાલ પાશાએ ટર્કીનું નવસર્જન કર્યું. પરાજિત જર્મનીએ સંસ્થાનો ખોયાં, સ્વદેશના પણ થોડા ભાગ ખોયા. તે ભારે દંડને પાત્ર બન્યું. ઑસ્ટ્રિયાનું સામ્રાજ્ય તૂટ્યું; હંગેરી જુદું રાષ્ટ્ર બન્યું. ચેકોસ્લોવાકિયા ને યુગોસ્લાવિયાનાં નૂતન રાષ્ટ્રો સરજાયાં. જર્મની અને રશિયાના મળેલા વધારાના મુલક સાથે પોલાંડ સ્વતંત્ર રાષ્ટ્ર થયું. ક્રાન્તિકારી રશિયા હવે મિત્રરાષ્ટ્રોનું મિત્ર રહ્યું નહોતું. બાલ્કનનાં નવાં અને જૂનાં બધાં જ રાજ્યોમાં ઘણી જાતની ચિત્રવિચિત્ર લઘુમતિઓ સમાવવામાં આવી. રશિયા, હંગેરી અને બલ્ગેરિયાનો કેટલોક વિસ્તાર મેળવી રૂમાનિયાને જણગણું મોટું બનાવવામાં આવ્યું. આ સર્વ વ્યવસ્થા વર્સાઇની સંધિથી થઇ અને એમાંથી ભાવી તકરાર તથા અવ્યવસ્થાનાં બીજ નંખાયાં.

મિત્રરાજ્યોને અમેરિકાનું ગંજાવર ઋણ થયું હતું. પણ જર્મની તેમને પૂરતો દંડ ભરી ન શક્યું. એટલે અમેરિકાનું દેવું પણ ન વળી શક્યું. જર્મની રોજ ને રોજ દયામણી સ્થિતિમાં આવતું જતું હતું અને ફ્રાન્સ તેને કચગએલું રાખવા તત્પર રહેતું હતું. બ્રિટનને તેના તરફ કંઈક સહાનુભૂતિ રહેતી, એટલે તેણે લૉકાર્નો વગેરે સંધિ કરાવી જર્મનીને રક્ષણ આપ્યું અને રાષ્ટ્રસંઘમાં દાખલ કર્યું. પણ જર્મનીની આર્થિક હાલત ખોખરી હતી અને રાષ્ટ્ર તરીકેનો તેનો મોભો રહ્યો નહોતો. અમેરિકન પ્રેસિડેન્ટ વિલ્સનના ૧૪ મુદ્દાઓ પ્રમાણે સૌ રાષ્ટ્રોએ શસ્ત્રત્યાગ કરવાનો હતો, પણ વિજયી રાજ્યો અધૂરા મનથી શસ્ત્રો ઘટાડતાં. છતાંયે શસ્ત્રપરિષદ ભરવામાં આવી, પણ તે નિષ્ફળ નીવડી. દરમિયાન લડાઇ ન થાય એ માટે રાષ્ટ્રસંઘ, કેલૉગ પૅક્ટના કરારો વગેરે સાધનો યોજાયાં હતાં. પણ તેની પાછળ ઝાઝું નૈતિકબળ ન હતું; અને શસ્ત્રબળ તો સમૂળગું નહોતું. પરિણામે જાપાને દાંડાઇ કરી ચીનનું મંચુરિયા લઈ લીધું. રાષ્ટ્રસંઘે તેને કંઇ ન કહ્યું અને ત્યારથી તેણે આબરૂ ખોવા માંડી, અને પતનને પંથે પરવર્યું.

આ બધો વખત જર્મનીમાં એક અતિ ઉગ્ર રાષ્ટ્રવાદી શક્તિનું ઉત્થાન થતું ગયું. જર્મનીનું તત્કાલીન નિર્બળ લોકશાસનનું રાજ્ય તે શક્તિને ડારી શક્યું નહિ. આ પ્રચંડ શક્તિ હેર હિટલરમાં મૂર્તિમંત થઇ. તે અસંતુષ્ટ જર્મન પ્રજાનો નેતા બન્યો. આમ, ફ્રાન્સની ભૂલ અને વર્સાઇના કરારો, જર્મનીમાં ઉદ્ભવેલી રાક્ષસી

શક્તિનાં નિમિત્ત બન્યાં. વખત જતાં સ્વરક્ષણના ક્ષેત્રમાં નહિ સમાતાં આ શક્તિ પરદ્રોહ કરવા તત્પર થઇ અને અત્યારે તે તેના ખરા રાક્ષસી સ્વરૂપમાં બહાર પડી છે. ઈશ્વરનો કંઇ ઓર જ હેતુ લાગે છે.

ઇ. ૧૯૩૪માં સત્તા ઉપર આવતાં જ હિટલરે જર્મનોના કહેવાતા અન્યાયો દૂર કરવા માંડયા. ફરજિયાત લશ્કરી નોકરી દાખલ કરી, રહાઈનલૅન્ડમાં કિલ્લેબંધી કરી, ઑસ્ટ્રિયા ઓહિયાં કર્યું; ચેકોસ્લોવાકિયા જેર કર્યું અને પછી પોલાંડમાં ભળેલા પોતાના મુલક તરફ આંખ ફેરવી. આ બધામાં તેને તેના જેવો જ સાથી મળી ગયો અને તે મુસોલિની—ઇટાલીનો રાષ્ટ્રવિધાયક. તે હિટલરની માફક એકહથ્થુ શાસન કરનાર હતો અને ઇટલી માટે રોમન સામ્રાજ્યનાં સ્વપ્ન સેવતો. તેણે એબીસીનિયા છતી લઇ રાષ્ટ્રસંઘને છેવટનો ફટકો માર્યો. બ્રિટન, ફ્રાન્સ વગેરેએ તેને આર્થિક ઘેરો ઘાલવાનો પ્રયત્ન કર્યો, એટલે ઇટલી છંછેડાયું. પરિણામે મુસોલિની હિટલરના પહોળા બાહુમાં પડી તેનો મિત્ર બન્યો અને તેની સાથે દોસ્તીના કોલકરાર કર્યાં. બંનેના મોરચાને ધરીસત્તાઓ નામે ઓળખવામાં આવે છે.

જર્મનીએ હવે પોતાના ઉદ્યોગપ્રધાન વૈજ્ઞાનિક દેશની સમગ્ર સંપત્તિ, બુદ્ધિ અને શક્તિને આગામી મહાયુદ્ધની તોતીંગ યોજનામાં કામે લગાડયાં. બ્રિટન અને ફ્રાન્સે પણ હવે આમાંના ભયને ઓળખી તૈયારીઓ આરંભી, પણ તે પૂરતી થઈ રહે ત્યાં સુધી તેમણે વચ્ચેવચ્ચે જર્મનીના ફૂંફાડાને છાવરી લીધા કર્યા. છેવટે જર્મનીએ જ્યારે પોલાન્ડ ઉપર નજર નાખી ત્યારે બ્રિટન અને ફ્રાન્સ તેને છાવરવાની હમેશની નીતિથી કંટાળી જઇ તેને પડકારવા તૈયાર ઊભાં. તે બંનેએ રશિયા સાથે સંધિ કરવા પ્રયત્ન કર્યો, પણ જર્મનીએ તેમ જ કર્યું, અને રશિયાને તેનો પોલાન્ડનો મૂળ ભાગ લેવા લલચાવી પોતાનું દોસ્ત બનાવી દઇને તેને તટસ્થ રાખ્યું. આટલું કરી હિટલર ઇ. સ. ૧૯૩૯ના સપ્ટેમ્બરની પહેલી તારીખે પોલાન્ડ ઉપર ત્રાટક્યો. તેની સાથે જ બ્રિટન અને ફ્રાન્સે પણ જર્મની સામે યુદ્ધ પોકાર્યું. આમ માત્ર ૨૧ વરસના ગાળામાં બીજું દારુણ યુદ્ધ ફાટી નીકળશે તેવું સને ૧૯૧૮માં કોણે ધાર્યું હશે? થોડાંક અઠવાડિયાંના વીજળીક યુદ્ધથી હિટલરે પોલાન્ડ ખલાસ કર્યું. દરમિયાન બ્રિટન અને ફ્રાન્સનું લશ્કર ફ્રાન્કો-જર્મન સરહદ ઉપર બંધાએલી, ફ્રેન્ચ મૅઝ લાઇનમાં ખડું રહ્યું. તેના જેવી જર્મન સિગફ્રીડ લા બંધાએલી હોવાથી જર્મની ઉપર હુમલો થઈ શક્યો • પોલાંડના પરાજય પછી રશિયાએ અરધું પોલાંડ લીધું અને ફિન્લેન્ડ જેર કર્યું. આમ આન્તરરા બંધાધુંધી શરૂ થઇ. ૧૯૩૯ના શિયાળા દરમિયાન દ યાઈ અને વિમાની ઝપાઝપી ચાલુ રહી. પણ ૧૯૪ માર્ચની ૮મીએ હિટલરે ડેન્માર્ક હાથમાં લઈ નૉર્વે લશ્કર ઉતાર્યું અને તે દેશ કબજે કર્યો. ત્યાર બાદ હૉલૅ બેલ્જીઅમ ઉપર પડી તેને જેર કરી, ફ્રાન્સના લશ્કર મ્યુઝ નદીની લાઇન ભેદી, તેના ઉત્તર કિનારાનાં બાડી બંદરો લઇ, પારીસની પ્રચંડ લડાઇ અમાનુષી ત્વરા છતી લઇ, સમસ્ત ફ્રાન્સને સંધિ કરવાની ફરજ પા ફ્રાન્સના પરાજયની તૈયારી વખતે મુસોલિનીએ જ નીની તરફેણમાં યુદ્ધે ચડી ફ્રાન્સને છેહ દીધો. ચ મહાન્ ફ્રાન્સ પડયું. આનાં ઘણાં કારણો છે, પ વર્તમાન યુદ્ધપદ્ધતિમાં થએલો ફેરફાર મુખ્ય કારણ અત્યારે પહેલાંની જેમ ઍડવાન્સ ગાર્ડ્ઝ તોપમારા રક્ષણ તળે આક્રમણકારક કૂચ કરતાં નથી. આ નિક જર્મન પદ્ધતિ એવી છે કે આગળ ડાઇવ બૉમ્બ જઈ દુશ્મનનો ઘાણ કહાડે; પછી ટૅન્કો બખ્તરગાડીએ મોટર-સાઇકલોની ફોજ કલાકે ૪૦ કે તેથી વધારે મા લના ઝડપથી ધસે અને પછી પાયદળ આવે. ૨ કૂચમાં, રસ્તામાં શત્રુદળ સાથે ઘમસાણ મચે. શી ગતિના અને યાંત્રિક સરંજામના આ નૂતન પ્રચંડ યુદ્ધ ફ્રેન્ચો, સાધનો, ફ્રુનેહ વગેરેના અભાવે ન ફાવ્યા.

ફ્રાન્સના પતન પછી જર્મનીએ બાલ્કન પ્રદેશો વર્ચસ્વ જમાવ્યું. રશિયાને રૂમાનિયામાં ભળેલું તેનું બેસેરેબિયા ખાવા દીધું. રૂમાનિયામાંથી વળી ટ્રાન્સિલ્વાનિયા અને ડોબ્રુની તેના મૂળ માલિકો અનુક્રમે હંગેરી અને બલ્ગેરિયાને અપાવી તે બંનેને પોતાનાં ઋણી બનાવ્યાં. આટલું કરીને પણ પાછું રૂમાનિયાને રક્ષણ આપી તેનો તેલ વગેરે કીમતી કાચો માલ લેવાનો કરાર કર્યો અને ડાન્યુબ નદી પર અધિકાર જમાવ્યો.

અત્યારે જર્મની પાસે ઉત્તરમાં નાર્વિકથી માંડી દક્ષિણમાં ફ્રેન્ચ બંદર બોર્ડો સુધીનો વિશાળ દરિયાકિનારો છે. ત્યાંથી તે બ્રિટન ઉપર ચડાઇ લઇ જવાના મનોરથ સેવે છે, પણ હિંમત (અનુ. આગળ પૃ. ૧૭૯મે)













બંગાળ (શાંતિનિકેતન)માંના પોતાના નિવાસ દરમ્યાન કરેલાં, ત્યાંનાં જીવન અને દૃશ્ય નિરૂપતાં

સ્વ. કલાકાર હરિવદનની

**ચિત્રપોથીમાંનાં પાનાં**



કાશ્મીરમાં

ફોટો : અખ્તર કે. સૈયદ

આરો ઉપાય તો છે વૃક્ષનાં મૂળિયાંને નુકસાન ન થાય એ રીતે વૃક્ષથી તેટલે દૂર તેને ફરતી ઘેરાવામાં (સાથેના ચિત્રમાં બતાવ્યા મુજબ) એક નાળી બનાવીને તેમાંથી નીકળતા પૂરણને પાસે જ બહારની બાજુએ ઢાળ પડતું નાખી ગોઠવવાનો. ચોમાસે વૃક્ષારોપણ થઈ ગયા પછી આવી નાળીઓ તૈયાર કરાવવી. વર્ષાઋતુમાં તો આ નાળીમાં પાણી ભરાઈ રહી ઝાડને તે દ્રવણદ્વારા મળતું રહે છે અને વરસાદ જો થોડી ખેંચ કરી જાય તો ઝાડને તે હિતાવહ પણ બને ખરું. વૃક્ષ બરાબર જામી ગયા પછી આ નાળીઓ સંભાળથી પુરાવી દઈ જમીન સરખી કરાવવાનું પણ વિસરાવું ન જોઈએ.

વૃક્ષની ચોતરફની થોડી ધરતી નીંદામણ વગેરેથી સાફ રાખવાથી અને નિયમસરના જલસિંચનથી વૃક્ષ વિકસતું બરાબર જામી જાય છે અને પહેલે જ ચોમાસે તે પોતાનાં મૂળિયાં પૂરાં ઊંડે ઉતારી દઈને જીવન-વિગ્રહમાં કોઈપણ મુશ્કેલીભર્યા સંજોગો સામે ટકવાને તૈયાર રહે છે. જો પાણી પૂરતું મળી શકે તો માર્ચ મહિનાથી વર્ષારંભ સુધી પાણી આપવાથી વૃક્ષનો વાસંતિક વિકાસ બહુ જોશીલો થાય છે. ઝાડને જરૂર કરતાં વધુ જલસિંચન કરતાં તે નવાં પાનથી લચી પડે છે અને તેમતેમ તેની પાણીની જરૂર પણ વધની જ રહે છે. એવા વૃક્ષને નિયમિત જલસિંચન ન થઈ શકે તો ઊલટું નુકશાન થાય છે; એટલે વ્યર્થ જલસિંચન કરવા કરતાં સમય અને સંજોગોનો વિચાર કરી એકલદોકલ વૃક્ષોને તેમની પોતાની શક્તિ ઉપર પગભર થાય તેમ રહેવા દેવાં જોઈએ. એ રીતે તેમને તેમની પોતાની સાધનશક્તિ ઉપર છોડી દેતાં તેમને જ્યારે વરસાદનું પાણી મળે છે ત્યારે આપમેળે તેમની વિકાસની ક્રિયા ગતિમાન બને છે. આથી માત્ર નુકસાન એ થાય છે કે ઉનાળાના ચાર મહિના વૃક્ષનો વિકાસ અટકે છે; પણ આમ જલસિંચનનો વધારેપડતો ખર્ચો જ્યાં થતો હોય ત્યાં તે બચે છે.

સીધું સોટા જેવું થડ મેળવવા માટે ઝાડની વધારાની નીચેની ડાળીઓની એકાદ હાર અને આડી આવતી કે ખરાબ લાગતી બેડોળ ડાળખીઓ, હથિયાર કે કરવત વતી સેરી કાઢવી. તેમ કરતાં ઝાડ નબાળું કે નાદુરસ્ત ન બને તેમજ ઝાડની મુખ્ય ડાળ સરસી છાલ કે દાંડીને નુકશાન ન થાય તે જોવું. તીક્ષ્ણ પછી એ ઠેકાણે સડો પેદા ન થાય તે માટે ત્યાં ડામર લગાવી દેવો. વૃક્ષમાં કાંઈ સડો લાગે કે તે નાદુરસ્ત બને તો ઘણું કરી તે તેનાથી આખું ઘેરાઈ ગયા પછી જ વર્તી શકાય છે. પણ પછી એટલી સંભાળ તો રહેવી જ જોઈએ કે ત્યાંથી બીજાં વૃક્ષોમાં એ સડો ન પ્રસરે. એ રીતે વૃક્ષ મરતું કે સુકાતું લાગે તો જલદી તેને ત્યાંથી દૂર કરીને તેમાંથી જે કાંઈ ઉપયોગમાં આવી શકે તે લઈ લેવું. કેટલાંક વૃક્ષો મોટાં વૃક્ષોની છાયામાં વધ નથી કરતાં, તેમને વિકાસમાર્ગ કરી આપવો જોઈએ. બીજી બાજુ, મોટાં વૃક્ષોની ઓથ લૂ અને હિમ સામે નાનાં જુવાન ઝાડોને રક્ષણ પણ આપે છે. એ દૃષ્ટિએ નકામું થતું વૃક્ષ, નવું વાવેલું વૃક્ષ જામી જાય પછી જ દૂર કરવું.

આપણે ત્યાં વૃક્ષોને ખરેખરું નુકસાન બકરાંવાળાઓ કે ઊંટવાળાઓ કરે છે. વૃક્ષની સંભાળ લેવરાવવામાં એ ખાસ લક્ષમાં રહેવું જોઈએ કે વગર સમજ્યે કોઈ તેના ઉપરથી ટાટી ઉતારી તેને નુકસાન ન પહોંચાડે. રસ્તાઓ ઉપર અને બીજે શોભા તેમજ છાંયા માટે ઉગાડેલાં વૃક્ષોનો ડાળપાંદડાં કે છાલ વગેરે લેવા માટે ઉપયોગ ન જ થવા દેવો જોઈએ. ઝાડનાં મૂળિયાં કોઈ સંજોગોમાં ખુલ્લાં થઈ જાય તો તે પુરાવવાં અને તેને કોઈ રીતે નુકસાન કે સડો ન લાગે તેની સંભાળ રખાવવી. ઝાડની નજીક ખોદાણ ન કરવા દેવું. બની શકે તો ઓછામાં ઓછું દર બે વર્ષે તો ઝાડના થડને બે ફૂટની ઊંચાઈ સુધી કોલટાર કે ગેરૂ લગાવી દેવડાવવો. એ રીતે વૃક્ષની પૂરતી સંભાળ રહે તો તેની જિંદગી અવશ્ય લંબાય છે. બાકી તો કુદરતનું કામ કુદરત કર્યે જાય છે.

વૃક્ષારોપણને ઉત્તેજન મળી વૃક્ષવૃદ્ધિ થઈ ગુજરાતનુ ઉપવન ફૂલીફાલી વધું લીલું બની વિસ્તરે એમાં ગુજરાતની મહત્તા છે. છતાંય ઉત્તર ગુજરાત, કચ્છ અને કાઠિયાવાડમાં અત્યારે જે સંજોગો હું જોઉં છું તેમાં ગુજરાતના જે આંબા-આંબલી, વડ-લીમડા અને બાવળ-જાળ્ય ઊભાં છે તેમને માત્ર જરૂરી સંરક્ષણ મળે તો યે બસ છે. એ વૃક્ષો પાસે જે છે તે આપી તેઓ કૃતકૃત્ય થાય છે; આપણે તેમને સંરક્ષણ આપી કૃતાર્થ થઈએ. અહીંથી વહેતો મૂકેલો આ વિચાર ગુજરાતને આંગણેઆંગણે ફરી પરિપુષ્ટ થતો વેગવાન બનશે તોપણ આ લેખની સાર્થકતા ગણાશે.

રામસિંહજી રાઠોડ



# જીવનનું પરોઢ

### ભાગ ત્રીજો

### પ્રકરણ ૰ સોળમું

## પાયખાનાં–સફાઈ

**મહાત્મા ગાંધીજીના લોકોત્તર વ્યક્તિજીવનના ઘડતરમાં સવિશેષ ફાળો આપનાર દક્ષિણ આફ્રિકા. ત્યાંના ફીનિક્સ આશ્રમની સ્થાપના તે એ ઘડતરનો મંગળ પ્રારંભ. ગાંધીજીના જ કુટુંબના એક અંતેવાસી બાળકને હાથે લખાતી આ લેખમાળાનો ઉદ્દેશ એ કાળના વાતાવરણનો ઘરગથુ પરિચય આપવાનો છે. અનિવાર્ય એવી થોડીક હકીકતો અંગત ન છૂટકે આપવા દઈને, જે અનેરા રંગોમાં પોતાના જીવનનું પરોઢ વીત્યું તેની, લેખકે એ કાળની બાળપણની નજરે આપેલી આ પરિચયમાળામાં, ગાંધીજીના ખડતલ તપસ્વીજીવન, પુણ્યશ્લોક ચારિત્ર્ય ને સત્યાગ્રહના ઉગમ કાળની કથાનું આલેખન મુખ્ય ભાગ ભજવે છે.**

ત્રણ પાઉંડના કરની લડતે દક્ષિણ આફ્રિકામાં જે વિરાટ સ્વરૂપ પકડયું તેની વાતોના વહેનમાં તણાયા પહેલાં આ એક પ્રકરણ લખવું અગત્યનું છે. પાયખાનાંસફાઈનો પહેલો અનુભવ દરેક સ્વયંસેવકને સારૂ ઐતિહાસિક અનુભવ બની રહે છે. પ્રથમથી જ કહી દઉં કે આમાં આવતી જુગુપ્સાભરી લાગતી હકીકત કોઈને કદાચ નહિ રુચે. પણ સામાજિક દૃષ્ટિએ એ વિષય ઘણો અગત્યનો અને એનું વિજ્ઞાન મોંઘામૂલનું છે.

ફીનિક્સમાં કેટલી રીતે પાયખાનાંના વિવિધ પ્રયોગો થયા પછી આજે જે 'સત્યાગ્રહાશ્રમનાં જાજરૂ' અથવા 'કિસાન-ટટ્ટી'ને નામે પ્રસિદ્ધ છે એ પાયખાનું અસ્તિત્વમાં આવ્યું છે એની કલ્પના સહેજે ન આવી શકે. આ પ્રયોગોમાં મગનકાકા બહુ ચીવટ રાખતા. મિ. વેસ્ટ અને બીજા મોટાઓની મંડળીમાં જે અનેક મુદ્દાઓ પર વાત ચાલ્યા કરતી તેમાં પાયખાનાંના મુદ્દા ઉપર પણ અનેકવાર ચર્ચા ચાલતી રહેતી.

આપણે ત્યાં છૂટમાં ઝાડે જંગલ જવાનો બારે શોખ છે. સુંદર નદીને કિનારે દસવીસ હજાર કે લાખ બે લાખ માણસોનો મેળો લાગ્યો હોય, નદીને કાંઠે મકાનોની ને ગામડાંની હાર હોય, તો ગે ઝાડેજંગલ છૂટમાં જ જવાનું મોટું માતમ' નાના શહેર કે કસ્બાની અડોઅડ તળાવ આવ્યું હોય તો યે લોકોને વાતો કરતા સાંભળો: 'અહીં પાયખાનાંની શી જરૂર છે? તળાવ કેવું મઝાનું છે!' ભોગજોગે ગામને પાદરે વાડી કે અમરાઈ હોય ને ત્યાંથી વહેલે પરોઢિયે ફરવા નીકળીએ તો પાંચ પાંચ ને દસ દસ ડગલે કોઈ ને કોઈ બાઈસાહેબ પોતાને છુપાવતા અને નજર ચૂકવવાની મહેનત કરતા બેઠા હોય. હિંદુસ્તાનના ગમે તે પ્રાંતમાં, ગમે તે ખૂણે જાઓ, આ પ્રકારો એકસરખા નજરે પડ્યા વિના નથી રહેતા. અને એ જ લોકો પાસે જો વ્યવસ્થિત ચોકખું પાયખાનું વાપરવાની વાત કરો તો પ્રાચીન જમાનાથી ચાલતી આવેલી, આ–છૂટમાં ઝાડેજંગલ જવાની–પ્રથા પર અચૂક મોટું ભાષ્ય સાંભળવાનું મળે.

બીજી તરફ જ્યાં પાયખાનાંનો ઉપયોગ લોકો કરતા જોવામાં આવે છે ત્યાં પણ પાયખાનાં ખરેખર 'શૌચકૂપ' નહિ પણ 'અશૌચકૂપ' બનેલાં નજરે પડે છે. ઉઘાડો મેલ, પેશાબપાણીના થરથી લપસણી થએલી ભોંય, ખરે બપોરે પણ અંધારું, પાયખાનાંની ઓરડીમાં હવાની આવજાનો મોટામાં મોટો માર્ગ તે માત્ર મેલ પડવાનું બાકું, અને ભીંતે તથા છાપરે જાળાંનાં તોરણ, એ આપણાં પાયખાનાંનું સામાન્ય લક્ષણ છે. ગંદકીની એથી વધુ ભૂંડી કલ્પના ન થઈ શકે. આવાં પાયખાનાંની સરખામણીમાં લોકોનો 'છૂટમાં ઝાડે જંગલ' જવાનો શોખ સમજી શકાય એવો છે.

આપણી નાડીમાં કોઈપણ ખટપટમાં પડવાનો મોટો અણગમો ભર્યો છે. જમીને થાળીવાટકા માંજવાની ખટપટમાં ઊતરવા કરતાં ચૂતાં પતરાળાં–પડિયામાં ફાળકઢી ચાટી એ ફેંકી દેવાં આપણને વધારે પસંદ છે. એવાં હજારો ગામડાં નજરે પડશે જ્યાં કૂવા પર ગરેડી ગોઠવવાની ખટપટમાં ઊતરવું લોકોને નથી ગમતું. પાણીની ગાગરો ખેંચતાં કમરથી બેવડી વળી જતી બહેનોનું

શોભીતું કર્યું હતું. ઘરનાં છાપરાં ઉડાડી મૂકનારાં વાવાઝોડાંમાં યે આ પાયખાનું સ્થાનચ્યુત ન થયું ત્યારે મગનકાકાને બહુ જ આનંદ થયો. અમારે ઘેર જે કોઇ મહેમાન આવે તેને મગનકાકા કેળાંઓ-સંત્રાં-સંતરાંથી લદાએલાં ફળઝાડો બતાવતાં પહેલાં યે આ પાયખાનાંની વાત કરે અને એ બતાવવા લઈ જાય.

પણ આજી સુરેલીનો તોડ ન તો ફીનિક્સમાં આણી શકાયો કે નથી સાબરમતીમાં હજુ સુધી આણી શકાયો. આ કારણે, પાકા બાંધવાળાં સ્થાયી જાજરૂની ગોઠવણ જ સ્વીકારવી પડી છે. એ સંબંધી મને યાદ આવનારા પ્રયોગો અહીં આપી જાઉં.

મળ ઢાંકવા માટે માટીનો સંગ્રહ કરવો અને મળમાટીની ભરેલી ભારી બાલટી ઊંચકવી એ સખત મજૂરી માગી લે છે. આ મજૂરી ઓછી કરવાને મગનકાકાએ બે ઈંટો વચ્ચે ગોઠવી શકાય એવું ટીનનું છીછરૂં નાનકડું વાસણ બનાવેલું અને પાયખાનાંની ઓરડીના ખૂણામાં જ એક સજ્જડ ઢાંકણાવાળી મોટી ડોલ ગોઠવેલી. જે કોઈ શૌચ જાય એ પેલા નાના વાસણમાં જાય. અને ઊઠે ત્યારે નાનું વાસણ ખૂણામાં પડેલી મોટી બાલ્ટીમાં ઠલવી બાલ્ટીનું ઢાંકણું સજ્જડ બંધ કરી દે. જેથી માખી કે દુર્ગંધનો ત્રાસ ન રહે. ચોવીસ કલાકમાં એક વાર આ બાલ્ટી બગીચામાં જ્યાં ખાતર જોઇતું હોય ત્યાં સાફ કરી અવાય. માટીનો ભાર ન હોવાથી એ સરળતાથી ઊંચકીને લઈ જઈ શકાય. ઘરનું નાનુંમોટું દરેક જણ જો પોતાનું મળપાત્ર મોટી ડોલમાં ઠલવવાનો કંટાળો ન સેવે તો આથી વધુ શુદ્ધ અને સ્વચ્છ ગામડી પાયખાનું કોઈ ન ગણાય. વાપાણીની એના પર કશી અસર ન થાય. સાબરમતીમાં વરસોનાં વરસ સુધી મગનકાકાએ આવું પાયખાનું ચલાવેલું. ચોકખાઈના પૂરા આગ્રહી હોવા છતાં પોચી ને ખોટી સૂગ પર મગનકાકાએ પૂરો કાબૂ મેળવેલો.

જેમ પાયખાનું સાફ રાખવાની દૃષ્ટિએ જુદીજુદી ગોઠવણો થતી તેમ જમીનમાં ખાતર વહેલામાં વહેલું તૈયાર કરી લેવાની દૃષ્ટિએ પણ પ્રયોગો ચાલતા. મગનકાકાની નોંધો કાગળ પર ઓછી રહેતી; મગજમાં ઘણી રહેતી. પ્રયોગો કરીકરીને તેમણે પોતાના મગજમાં નોંધી રાખેલું કે જુદીજુદી ચીજો કેટલા સમયમાં ખાતર રૂપ બની જાય છે. કેળાંનાં પાંદડાં, દાતરડાંથી કરચ કરેલાં કેળાંના થડ, નીંદી કાઢેલું ઘાસ, બાળી શકાય એવાં લાકડાં, વેડી લીધા પછીનાં લીંબુ સંતરાંનાં ડાખળાં, કપડાંનાં ચીથરાં અને કાગળના ડૂચા, દરેક ચીજ કેટલાં અઠવાડિયાં કે કેટલા મહિનામાં માટી બની જાય છે તેનો હિસાબ તમે પૂછો કે તરત મગનકાકા બતાવી દે. એ જ પ્રમાણે પાયખાનું બે હાથથી વધુ ઊંડું ડાટયું હોય તો ત્રણ ચાર મહિને, છીછરૂં ડાટયું હોય તો મહિને માસે; પાણી ભેળવ્યા વિના ડાટયું હોય તો લાંબે ગાળે અને પાણી તથા માટીનું મિશ્રણ કર્યું હોય તો બહુ જ જલદી ખાતર બને છે એવા અનુભવો તેમણે મેળવેલા.

બાપુજી અને ફીનિક્સનાં સઘળાં ભાઈબહેનો જેલ જતાં ઘણુંખરૂં ઘરકામ અમ બાળકોને ભાગે આવેલું. પણ પાયખાનાં-સફાઈનો ઇજારો મગનકાકાએ પોતે જ રાખેલો. એટલા પૂરતો વખત તેઓ ગમે ત્યાંથી મેળવી લેતા. પરંતુ જતે દહાડે કામનો ભાર અતિશય વધી ગયો અને બબ્બે દિવસ સુધી એમને પાયખાનું સાફ કરવાનો અવકાશ ન મળ્યો ત્યારે દેવદાસકાકાએ અને મારે મળીને એ કામ કરવું એમ ઠર્યું. એ દિવસોમાં પાયખાનું દાટવાની જે પદ્ધતિ ચાલુ હતી એ આકરામાં આકરી હતી. સૂગને પૂરેપૂરી તિલાંજલી આપીને જ એ રીતે પાયખાનું સાફ થઇ શકતું. જેટલી એ આકરી રીત હતી એટલી જ ખાતરની દૃષ્ટિએ ફાયદાકારક પણ હતી, કેમકે દરેક દિવસમાં એ ખાતર માટી રૂપ બની જતું. મારે માટે પાયખાનાં-સફાઈનો સૌ પહેલો અનુભવ નીચે મુજબ વીત્યો. ઘાસતેલના બે ડબ્બા સમાય એવડી મોટી ડોલ લગભગ આખી મેલ અને માટીથી ભરેલી હતી. પાયખાનાંમાંથી ઉપાડી સારી પેઠે દૂર આવેલા કેળાંના ખેતરમાં તે લઇ જતાં અમારો દમ નીકળી ગયો. દેવદાસકાકા તો જોરાવર, પણ માગથી એ ભાર ઉપાડ્યો ન ઊપડે. બંને હાથે બધું જોર એકઠું કરી ઊંચકું ને દસ ડગલાં જાઉં ત્યાં ડોલને પાછી જમીન ઉપર મૂકી દઉં. આમ મહામહેનતે સફાઈનો ક્યારી સુધી પહોંચ્યા. ડોલ બાજુએ મૂકી અમે કાળી અને કઠણ જમીનમાં ચર ખોદી તૈયાર કરી. સામાન્ય રીતે ચરમાં એમ ને એમ ડોલ ઠલવી દેવાય છે, પણ અમારે વિશેષ કરવાનું હતું. ફીનિ-

ફસમાં ઘણાં જણ પાયખાને જતાં ત્યારે પાણી ન વાપરતાં કાગળ જ વાપરતાં. ગોરાઓ તો એજ વાપરે. એ કાગળના જે મોટમોટા ટુકડા હતા તે એ મેલમાં જુદા વીણી લઈ અલગ ખાડામાં તેને દાટી દીધા. કારણ કાગળને ગળી ખાતર થતાં લગભગ આખું વરસ વીતે છે. પછી બાકી જે મેલ-માટી હતાં તેમાં પાણી નાખી 'સ્પેડ' (વિલાયતી પાવડી) વતી તેને વલોવવા માંડ્યું. પા અર્ધા કલાકે એમાંના કાગળની ઝીણીઝીણી કટકીઓ અને બીજું બધું મળી એકરસ થઇ ગયું ત્યારે હળવેહળવે એ મળ-રસાયણમાં ફરી ગાંઠો પડી ન જાય એ રીતે બંનેએ મળી એ બારી ડોલ ચરમાં ઢલવી અને એકસરખો થર પાથરી ચાર આંગળ માટી વાળી દીધી. ધૂળ વાળ્યા પછી અમારા દમમાં દમ આવ્યો. એ અગાઉ જ્યારથી 'સ્પેડ'વડે ઘોળ કરવા માંડેલો ત્યારથી અકળાવી મૂકનારી દુર્ગંધ આવવા લાગી હતી. કોબી કે મૂળાનું એક રાતનું વાસી શાક સડવા લાગતાં જેવી ગંધ ફેલાય એવી ગંધ એમાં-થી નીકળતી હતી. આ ગંધથી માથું ફરી જતું હતું, એટલું જ નહિ પણ ગળે ભીંસ પડી ઊબકા આવતા હતા. સારું હતું કે મળ ભેગી માટી મળેલી હોઈ બદબો મોળી પડતી હતી. માટી વિના તો એ ગંધ અસહ્ય થઇ પડે.

ધૂળ વાળી લીધા પછી બોલવાની ને વાતો કર-વાની હિંમત આવી. દુર્ગંધનો આવો કડવો અનુભવ બાપુજી કેમ વેઠી શકતા હશે એ સવાલ મને થયો ને મેં દેવદાસકાકાને પૂછ્યું. જવાબ આપ્યો તેમણે કે 'બાપુજીનું નાક સાવ નબળું છે; એમને આ ગંધ આવતી હશે તોપણ બહુ જ ઓછી.'

મળ દાટ્યા પછી હાથ ખરડાવાનો ભય આવ્યો, કારણ એ ડોલને ધોઇને સાફ કરવાની હતી. કપડે છાંટા ન ઊડે એવી સાવધાનીથી અમે એ ધોઈ અને પાછા આવી યથાસ્થાને પાયખાનાંમાં બાલ્ટી ગોઠવી દઈ નહાવાની તૈયારી માંડી.

નહાવા સારૂ કપડાં લઇને કેશુ કૃષ્ણ વગેરેમાંથી કોઈ અમારી સાથે આવે એ દરમિયાન મેં દેવદાસ કાકાને બહુ જ ઉદાસ થઇ ગએલા જોયા. એમને શો ખેદ ઊપજ્યો એ સમજાયું નહિ. આમ પાય-ખાનું સાફ કરવાના દુઃખે તેઓ દુઃખી છે કે શું એ મને સંદેહ ગયો. એવા દુઃખે એ કચવાય એવા તો હતા નહિ. ઘણીવાર હું એમની સામે તાકી રહ્યો ત્યારે એમણે એક નિસાસો નાખ્યો: 'બાનું કહેવું ગમતું નહિ. પણ હવે અનુભવ થાય છે કે મા તે મા. એના સમાણું કોઇ નહિ.'

પાયખાનાં સફાઈની એ સાંજે શાક ખાવું મને અકારૂં થઇ પડ્યું. એ પહેલા દિવસની દુર્ગંધના કડવા અનુભવે જે ત્રાસ છૂટ્યો તેને આજ વરસોનાં વરસ વીત્યાં તો યે વીસરી નથી શક્યો. અને હજુ યે કોબી. ફ્લાવર કે મૂળાનું રાંધેલું શાક ખાવું મને અકારૂં થઈ પડે છે. એની મ્હેક આવતાંની સાથે પહેલા દિવસની પાયખાનાં-સફાઈનું સ્મરણ તાજું થઈ આવે છે. એ પછી તો પાયખાનાં-સફાઇના સેંકડો અનુભવો મેળવ્યા. અને હવે એ કામમાં એક જાતનો રસ પણ પડે છે.

વાચકને કદાચ આ પ્રકરણ લાંબું જુગુપ્સાભર્યું ને અળખામણું લાગશે, પણ આ વિષય ઉપર વૈજ્ઞાનિક. આરોગ્ય તથા ખેતીવિષયક અને સામાજિક દૃષ્ટિએ ઊંડા અધ્યયનવાળાં પુસ્તકો લખાવાની જરૂર હું માનું છું. ભવિષ્યમાં આ વિષયનું સાહિત્ય પેદા થશે જ. એ પ્રયોગોના બાપુજી અને મગનકાકાને હાથે થએલા ઉદ્ગ-મની નોંધ મેં આપી. હવે ત્રણ પાઉંડ સાગેનાના ઐતિ-હાસિક સત્યાગ્રહની કથા પર પાછો આવું.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

## ગુજરાત વર્નાક્યુલર સોસાએટીનાં નવાં પુસ્તકો

**સાહિત્યવિચાર** લેખક: આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, સંપાદક: રામનારાયણ વિશ્વનાથ પાઠક અને ઉમાશંકર જોષી ૧-૦-૦; **સાહિત્ય અને વિવેચન** (ભાગ ૨) દી. બ. કેશવલાલ હ. ધ્રુવ બી. એ. ૧-૦-૦; **કવિચરિત** (ભાગ ૨) લેખક: કેશવલાલ કાશીરામ શાસ્ત્રી, પંડિત સંશોધનવિભાગ ૧-૦-૦; **બુદ્ધિપ્રકાશ: લેખસંગ્રહ** (ભાગ ૧ લો ઇ. ૧૮૫૪ થી ૧૯૦૮) સંપાદકો: નવલરામ જ. ત્રિવેદી, એમ. એ; અનંતરાય મ. રાવળ, એમ. એ. ૧-૦-૦; **માનવજીવનનો ઉષ:કાળ** લેખક અશોક હર્ષ, ૦-૯-૦; **દૂધ** લેખક: ડા. નરસિંહ મૂળચંદભાઇ શાહ, એમ. એસસી. પીએચ. ડી. ૦-૬-૦; **ગામડાંનું આરોગ્ય કેમ સુધરે?** લેખક: કેશવ-લાલ ચતુરદાસ પટેલ, ડભોડા ૦-૧-૬; **સહશિક્ષણ** લેખક: રણજિતભાઈ એમ. પટેલ ૦-૧-૬; **ગુજરાત વર્ના-ક્યુલર સોસાએટીનો સને ૧૯૩૯નો અહેવાલ**

ત્રણ જણની આશા દુનિયામાં કોઈથી ન પૂરી શકાય: ધનવાનની, રોગીની અને પ્રવાસીની.

(અનુ. પાછળ પૃ. ૧૭૨ થી) થતી નથી. બ્રિટિશ પ્રજા સામના માટે કૃતનિશ્ચય ઊભી છે. અમેરિકા તેની પીઠ થાબડે છે. ત્યાંથી સરંજામ પણ આવતો જાય છે. બ્રિટનનું બળ વધવા માંડ્યું છે. હિટલરનાં વિમાનો લંડન ઉપર મ્યારો કરે છે, તો બ્રિટીશ વિમાનો જર્મનીને પંપાળતાં નથી.

બ્રિટન ઉપરના આક્રમણમાં ન ફાવવાથી હિટલરે હવે નવો દાવ ખેલ્યો. દૂર પૂર્વના પોતાના જ જેવા આક્રમણકારી ભેરુબંધ જાપાનને તેણે જર્મની–ઇટલીની ધરી સાથે સંધિથી જોડી લીધું. આમ કરી હિટલરે અમેરિકાને શેહ આપવા ધાર્યું, પણ પરિણામ ઊલટું જ આવ્યું. અમેરિકાએ આ આવ્હાન ઊચકી લઇ, અમેરિકન પ્રણાલિકાની વિરુદ્ધ જઇને પણ બ્રિટનપક્ષી રુઝવેલ્ટને પ્રમુખ તરીકે ત્રીજી વાર ચૂંટ્યો, અને લોકશાહી સંસ્થાનું રક્ષણ કરવા કમર કસી. બ્રિટનને તમામ શક્ય મદદ આપવા ઉપરાંત તેણે સ્વરક્ષણને જરૂરી એવો યુદ્ધનો ગંજાવર સરંજામ તૈયાર કરવાનું શરૂ કરી દીધું છે. બ્રિટનનું બળ પણ તેથી વધ્યે જાય છે.

ગઇ સાલ કરતાં યુરોપનો આ વખતનો શિયાળો જરા જુદી રીતે પસાર થયો. યુરોપનું યુદ્ધ તો મોટે ભાગે મંદ પડ્યું હતું. પણ જનરલ વેવલના બ્રિટિશ લશ્કરે લીબિયાના કિનારા ઉપર ઇટાલિયનોને પરાસ્ત કર્યા. ગ્રીકોએ પણ ઇટલીના લશ્કરને મારી હઠાવી ઠેઠ આલ્બેનિયામાં જંગ શરૂ કર્યો હતો. પરંતુ બાલ્કન દેશોમાં જર્મન પ્રવૃત્તિ ખતરનાક બનતી હતી. જર્મનો ઉઘાડે છોગ ત્રિપક્ષી કરારોમાં બંધાએલાં રૂમાનિયા, બલ્ગેરિયાને યુદ્ધના મોરચામાં ફેરવી નાખતા હતા. ઉત્તર આફ્રિકામાં પણ જર્મન ફોજોએ ઊતરી ઓચિંતું આક્રમણ કરી બેંગાઝી લઇ લીબિયા ઓળંગી ઇજીપ્ત તરફ ધસારો શરૂ કર્યો. પણ હિટલરે બાલ્કનમાંના પોતાના વિરાટ લશ્કરને ત્રણ બાજુથી યુગોસ્લાવિયા ઉપર ત્રાટકવાનો હુકમ આપી ગ્રીસ તરફ પણ એક ફોજ રવાના કરી. તુમુલ ઝડપી યુદ્ધ–માઉન્ટન બ્લીટ્ઝ–ને અન્તે યુગોસ્લાવિઆ અને ગ્રીસને જર્મન જનરલ ફૉન લિસ્ટના લશ્કરે મહાત કર્યાં અને થોડી સામગ્રી સાથે આવેલા બ્રિટિશ લશ્કરને ગ્રીસમાંથી નિવૃત્ત થવું પડ્યું.

હિટલરનો હવે પછીનો દાવ પણ એક કોયડો છે. આટલાંટિકમાં પ્રચંડ દરિયાઈ યુદ્ધ આરંભી, અમેરિકાથી ઇંગ્લાંડ જતો લાખો ટનનો લશ્કરી અસબાબ તે દરિયાને તળિયે પહોંચાડી રહ્યો છે. બીજા સર્વ મોરચાઓ કરતાં ઉપયોગી અને બ્રિટનના વિજયની ચાવી રૂપ આટલાંટિકના યુદ્ધના મોરચાના આ હાલ દેખી અમેરિકા ચોંકી ઊઠ્યું છે. લોકશાહીને વિજયવંત બનાવવાનો મક્કમ નિશ્ચય દર્શાવતું ઐતિહાસિક કથન પ્રે. રૂઝવેલ્ટે થોડા દિવસ ઉપર જ વહેતું મૂક્યું છે કે 'અમેરિકા લડાઇમાં ઊતરશે.' દૂર પૂર્વમાં જાપાન રશિયા સાથે બીનઆક્રમણના કરાર તાજેતરમાં કરી, પ્રચંડ લશ્કરો જમા કરી ઘા મારવા તૈયાર બેઠું છે. સિંગાપોર વગેરેમાં બ્રિટિશ લશ્કર પણ તૈયાર જ છે. અમેરિકા લડાઇમાં ઊતરે તો જાપાન પણ પાસિફિકમાં અમેરિકાને ઘા મારશે? ફ્રાન્સની 'વીચી' સરકાર પરદેશમંત્રી દાર્લાની ખટપટથી જર્મની સાથે જોડાઇ મોરોક્કો, પશ્ચિમ આફ્રિકા વગેરેમાં જર્મનોને પેસવા દઇ ફ્રેન્ચ કાફલો વગેરે આપશે? સ્પેન જર્મનોને જિબ્રાલ્ટર ઉપર તૂટી પડવા દેશે? એકલું પડતું ટર્કી જર્મનોની શેહમાં દબાશે? ઇરાકમાં જર્મનપક્ષી રીજન્ટ રશીદ અલી ગિલાનીએ બ્રિટીશ વિરુદ્ધ જગાડેલા બળવાથી યુદ્ધની આગ ક્યાંક્યાં પ્રસરશે? વગેરે સવાલો અત્યારે જગતના મોંમાંથી નીકળ્યા કરે છે. જવાબ તો ભવિષ્ય જ આપશે. પણ એટલી તો અટકળ થઇ શકે કે જગદ્‌વ્યાપી દાવાનળ ફાટવાની ઘડીઓ ગણાય છે.

હિંદની સ્થિતિ અત્યારે સૌથી કમનસીબ છે. ગાંધીજીએ પોતાની હિંદની કારકીર્દિનું ત્રીજા વખતનું અહિંસક યુદ્ધ પોકાર્યું છે. પણ તે પ્રેમથી ભરપૂર છે. 'યુદ્ધ' શબ્દને લાયક નથી. પણ બ્રિટિશ સરકાર હિંદને સત્તા આપવાના અખાડા કરે છે. હિંદી વઝીર ઍમરીનો ઠરાવ જવાબ નિરાશાજનક છે. મિ. ઝીણાનો તાજેતરનો પાકીસ્તાનનો પોકાર તથા હિંદનાં શહેરોમાં મોટા પાયા ઉપરનાં કોમી રમખાણો વગેરે જોતાં આપણું રાજકીય ભવિષ્યમાં તો અંધારપટ દેખાય છે. આપણે જૂના મધ્યયુગના અંધકારમાં ધકેલાઇ જઇશું કે શું એવી ભીતિ કોઇ કલ્પનાપ્રધાન ચિત્તોમાં પેદા થાય તો નવાઇ નહિ. જો જીવનનાં મૂલ્યો સપાટાબંધ બદલાવાનાં જ હોય તો અત્યાર સુધીની આપણી જીવન જીવવાની ઢબ બદલી યુગધર્મ પ્રમાણે ખડતલ બની જીવનસંગ્રામ માટે તૈયાર બનવું જોઇએ. હિંદે આધુનિક સંસારસ્થિતિમાંથી તો આ જ બોધપાઠ લેવાનો છે.

દેવેન્દ્ર મજમુંદાર

એનું કાંઇક કારણ હશે. એની આગળ બહુ ધન હશે. તમારી આગળ કોદાળી છે કે?' 'આ રહી,' એમ કરીને ચૂડાકર્ણે કોદાળી આણી, એટલે મહોદરે મારો મંચરણમાર્ગ જાણી લઈને મારું બોણુ ખોદી નાખ્યું, અને મારું ચિરસંચિત સોનું ઉપાડી જઈને બેય જણે અર્ધું અર્ધું વહેંચી લીધું. પછી મહોદર બોલ્યો, 'ચૂડાકર્ણ, હવે તું નીરાંતે સૂઈ રહેજે. આ ધનને પ્રતાપે ઉંદર તને જાગરણ કરાવતો હતો.' ધનનાશ થયો, એટલે કેમે કરીને મારા મનને શાન્તિ ન થાય. મૂળથી જ માણસ નિર્ધન હોય તો તેને, ધન પામીને એને ખોનાર સુખોચિત માણસ જેટલું દુઃખ ન થાય. કહ્યું છે, કે

**સૂનું અપુત્રઘર છે સૂનું હૃદય જ મિત્ર નહિ જેને।**
**દિશા મૂર્ખની સૂની સઘળું સૂનું દરિદ્રોને॥પૂ૦ ૨-૮૦॥**
**સુઉં અર્થાત્પ્રિયશ્રાદ્ધ મુઓ નિર્ધન પૂરુષ।**
**નિ. સા. ૨-૧૦૧॥**

મારી સેવાથી હવે લાભ નથી પણ વિપત્તિ જ છે એમ જાણીને પુષ્પરહિત તરુવરને ભમરા છાંડે અને નિર્જલ સરોવરને હંસ વર્જે તેમ મારા સેવકોએ મને ત્યજ્યો. મને થયું કે મારા જેવા વિત્તવિહીને હવે વનવાસ જ કરવો ઘટે. કારણ કહ્યું છે, કે

**લાજે બાન્ધવ તેનાથી સંબન્ધ પણ ગોપવે।**
**મિત્રો અમિત્રતાચારી જેને નહિ કપર્દક॥**
**નિ. સા. ૨-૧૦૫॥**

**વસો માનાધિકો વાસ ભગ્નમાન ન સેવતા।**
**માનહીન સુરો સાથે વિમાન પણ વર્જજો॥**
**પૂ. ૨-૮૨॥**

માગવું અને મરવું સમાન છે; કેમ કે

**તૃણથી હળવું રૂ છે રૂથીયે લઘુ યાચક।**
**વાયુએ ન ઉપાડ્યો કાં મારી આગળ માગશે॥**
**કંઠે ગદ્દ્ગદતા સ્વેદ મુખે વૈવર્ણ્ય વેપથુ।**
**મરનારતણાં ચિહ્ન જે છે તે માગનારનાં॥**
**તન્ત્રાખ્યાયિક ૨-૧૫॥**

પણ મારું ધન પાછું લેવાનો પ્રયત્ન કરી જોઉં. એમ કરતાં મરું તો ય ઠીક છે:

**ગાયઅર્થે બ્રાહ્મણાર્થે સ્ત્રીવિત્તહરણે તથા।**
**ત્યજે છે પ્રાણ જે યુદ્ધે એના લોક સનાતન॥૧૬૧॥**

એમ કરીને મહોદરના ઓશીકા આગળ ધનપેટી હતી તેમાં મેં છિદ્ર કર્યું, ત્યાં કૃતપસ્વી જાગ્યો ને મને માથા ઉપર એવો વાંસડો માર્યો કે મારું આયુષ્ય હજી શેષ રહ્યું હશે એટલે જ હું મરી ન ગયો, પણ મારો ધનમોહ છૂટી ગયો. કહ્યું છે, કે

**વનમાં શાક ઊભાં છે નદીઓ નિર્મળોદકી।**
**ચન્દ્ર સામાન્ય દીવો આ ધનનું શું પ્રયોજન॥**
**તન્ત્રાખ્યાયિક ૨-૮૪॥**

**સર્વ સંપત્તિઓ તેની જેનું સંતુષ્ટ માનસ।**
**ઉપાનહ્ગૂઢપાદોને પૃથિવી ચામડે મઢી॥પૂ.૨-૯૭॥**

**જ્ઞાન જ ચક્ષુ ન નયનો**
**શીલ જ સુકુલીનતા ન કુલજન્મ।**
**સંતોષ એ સમૃદ્ધિ**
**પાંડિત્ય જ અકાર્યવિનિવૃત્તિ॥પૂ-૨-૯૧॥**

**સસદ્વીપાધિપતિને જો તૃષ્ણા વળગેલ છે।**
**દરિદ્ર જાણવો એને સંતુષ્ટ પરમેશ્વર॥પૂ૦૨-૧૩૦॥**

અને પછી લઘુપતનક બેજો તમારે શરણે આવ્યો.'

હિરણ્યકની વીતકકથા સાંભળીને મન્થરકે એને આશ્વાસન આપ્યું, કે 'ભદ્ર, સ્વદેશપરિત્યાગ તમે કર્યો છે, એટલે સંતાપ ન કરતા. તમે સુજ્ઞ છો, એટલે મૂંઝાવું નહિ.

**શાસ્ત્રો ભણે તો પણ હોય મૂર્ખ**
**જે છે ક્રિયાવાન્ નર તે જ વિદ્વાન્।**
**સુચિંતવ્યાં ઔષધ આતુરોને**
**ન નામમાત્રે જ કરે અરોગ॥તન્ત્રાખ્યાયિક ૨-૮૮॥**
**ફલો કતકવૃક્ષોનાં જો કે અંબુપ્રસાદક।**
**નામ લીધાથકી તેનું નહિ વારિપ્રસન્નતા॥૮૯॥**
**દેશ છોડી ફરે છે જો સિંહ સત્પુરુષો ગજ।**
**મરી જાય જ ત્યાં ને ત્યાં કાગ કાપુરુષો મૃગ॥**
**દક્ષિણી ૨-૫૩॥**

અને ધન ગયું તો શું થઈ ગયું? તમારામાં પ્રજ્ઞા ને ઉત્સાહ છે ત્યાં લગી ચિન્તા કેવી? ઉદ્યોગીને મેરુ અતિઉચ્ચ નથી, રસાતલ અતિનીચું નથી અને મહોદધિ અપાર નથી. અહિં આ તમારું ઘર જ છે એટલે ખાઓ, પીઓ ને મોજ કરો.'

**દેસાઇ વાલજી ગોવિન્દજી**

---

શિક્ષકઃ—જ્યારે હું વર્ગમાં દાખલ થયો ત્યારે તમે પ્રવીણને શું કહેતા હતા?

રમણઃ—કંઇ નહિ, સાહેબ.

શિક્ષકઃ—પણ મેં મારી સગી આંખોએ તમને વાત કરતા જોયા છે.

રમણઃ—ખરૂં છે સાહેબ; તેણે મને પોતાની પેન માટે શું આપશો એમ પૂછ્યું હતું. અને મેં એને કહ્યું હતું—'કંઇ નહિ.'

# એનું નામ તે સાધુ

મુકદનની મેડિકલ કૉલેજનો એક ભાગ ચીના લોકોએ પોતે આર્થર જૅક્સન નામે અંગ્રેજ મિશનરી ડાક્ટરના સ્મારક દાખલ ચણાવ્યો છે.

જૅક્સન જેટલો વર્ગમાં એટલો જ ફુટબૉલના પટ ઉપર પ્રખ્યાત હતો, અને નાનાથી જ એણે ભગવત્સેવાનાં વ્રત લીધાં હતાં.

અભ્યાસ પૂરો કરીને જૅક્સન ચીન ગયો. ચીનની માટી એના બત્રીશલક્ષણા શરીરને પોતામાં ભેળવીને પવિત્ર બનવા પોકાર કરતી હતી, એટલે એ ચીન ગયો તે ગયો જ; ફરીને એણે બ્રિટનમાં પગ ન મૂક્યો.

પચીસ વર્ષનો જૅક્સન ૧૯૧૦ના અન્તભાગમાં ચીન પહોંચ્યો અને ૧૯૧૧માં મુકદન નગરમાં મરકી ફાટી નિકળી. મુકદન રેલ્વેનું મોટું મથક છે, ત્યાં જ મરકીને રોકી રાખવાની હતી; નહિ તો તે પેકિંગમાં તથા બીજે ફેલાય એમ હતું.

મરકી સામે ઝૂઝવાનું મુખ્ય ક્ષેત્ર રેલ્વે સ્ટેશન હતું, અને સ્ટેશન ઉપર જ સેવા કરવાનું જૅક્સને પોતાને માથે લીધું. બીક શું હોય તે એ જાણતો જ નહિ, કારણ જ્યાં પ્રીતિની આણ વર્તે છે ત્યાંથી ભીતિ ભાગી જાય છે.

મરકીથી મરણ પામેલા માણસો જોડે રહેલા ૪૫૦ મજૂરોને જૅક્સને સંભાળવાના હતા. મધ્યશીઆળો હતો; કડકડતી ટાઢ પડતી હતી. જૅક્સને ચીનાઈ વીશીઓનો કબજો લીધો અને આ લોકોને ત્યાં રાખ્યા. પહેલી જ રાતે તેમાંથી બે જણનાં મરણ થયાં. એક રેલના ડબ્બામાં જૅક્સને દવાખાનું કર્યું હતું, અને સુવાનું સ્ટેશન ઉપર જ રાખ્યું હતું. પહેલું અઠવાડિયું પૂરું થયું ત્યાં તો ૭૦ મરણાં થઈ ગયાં. દર્દીઓ સારુ જૅક્સન બને તે કરી છૂટતો; તેમની વેદના કેમ ઓછી કરવી એના જ એને વિચાર આવતા. એના પ્રેમપ્રસન્ન મુખને જોતાં જોતાં કઈક ગરીબ ચીનાએ દેહ છોડ્યો. જૅક્સનના મનમાં ઉલ્લાસ માતો નહોતો, એના સમાગમમાં આવનારામાં એ આશાનો સંચાર કરતો, અને આવો અપૂર્વ અવસર વિરલાને જ મળે છે એમ એ કહેતો.

જૅક્સનની યોજનાથી વીશીઓ કરતાં વધારે સારી તથા વિશાળ જગ્યા દર્દીઓને રાખવા સારુ મળી, પણ મરકી સામેના યુદ્ધમાં વધુ ભાગ એ ન લઈ શક્યો; કારણ એ સાવધાન તો બહુ રહેતો, તો પણ એક દિવસે સવારે એને મરકી થઈ, અને સન્ધ્યાકાળે સૂર્યાસ્ત ભેળો એના જીવનનો પણ અસ્ત થયો. ચીનને એણે [illegible] પૂરા ત્રણ માસ પણ નહોતા આપ્યા; પણ જુગ ને જુગ ધૂંધવાયા કરતાં એક ક્ષણ જ જાજ્વલ્યમાન તથા પ્રતાપી બનવું એ વધારે સારું.

જૅક્સન જેવા તરુણોના સ્વેચ્છામરણના અનુસંધાનમાં ૧૯૧૪–૧૮ના વિશ્વવિગ્રહમાં કામ આવેલા જુવાન ડાક્ટર રિચર્ડ ડેનીસ(Dennys)ની માએ ઉતારેલી એક કવિતા મનનીય છે:

Better far to pass away
*While the limbs are strong and young*,
Ere the ending of the day,
Ere Youth's lusty song be sung.
*Hot blood pulsing through the veins*,
Youth's high hope a burning fire,
Young men needs must break the chains
That hold them from their heart's desire.

Come when it may, the stern decree
For me to leave the cheery throng,
*And quit the sturdy company*
Of brothers that I work among.
No need for me to look askance,
Since no regret my prospect mars.
My day was happy—and perchance
The coming night is full of stars.

'દેહલતા બળવાન તથા જુવાન હોય ત્યાં જ, દિવસ નમ્યો ન હોય ત્યાં જ, જુવાનીનું મદોન્મત્ત ગાયન ગવાઈ ન રહ્યું હોય ત્યાં જ શુભકાર્યમાં ખપી જવું શ્રેયસ્કર છે. નાડીમાં તપેલું લોહી ધબકતું હોય, ને જુવાનીની આશા જાજ્વલ્યમાન હોય ત્યાં જ, જુવાનોએ પોતાના મનોરથની સિદ્ધિમાં આડી આવતી શૃંખલાને તોડવી જોઈએ.

'પ્રસન્નવદનવાળા ભાઈબંધોના હૃષ્ટપુષ્ટ સમાજમાંથી ઊઠવાની કઠોર આજ્ઞા જ્યારે આવવી હોય ત્યારે આવે, પણ તે વેળાએ મારે વિમુખ બનવાનું પ્રયોજન નથી, કેમ કે મારા મોઢા આગળ પથરાયેલા દૃશ્યમાં ક્યાંય શોકને સ્થાન નથી. મારો દિવસ સુખમય હતો—અને રાત આવશે તે પણ તારામની જ હશે.'

(આર્થર મીના અંગ્રેજી ઉપરથી) દે. વા.



# મધુકરી

કાપેલાં નવપલ્લવે ફરી વધે વૃક્ષો જુઓ વેગથી,
નિત્યે ક્ષીણ થતો સુધાંશુ વધતો સંપૂર્ણ બિંબે પુનઃ,
કાળાં વાદળ ઘોર અંકિત બન્યાં આ હેમરેખા વડે,
શાને થાવ નિરાશ? ઇશ્વરકૃપા સત્કર્મથી સાંપડે.

## ડૉ. હોમી જે. ભાભા

વધુમાં વધુ શ્રમે ઓછામા ઓછી કીર્તિ જો કોઇ ક્ષેત્રમાં મળતી હોય તો તે વિજ્ઞાનના. અનેક વિજ્ઞાનીઓ બુઝુર્ગીને આરે પહોંચ્યા છતાં પણ કીર્તિની યશકલગીથી વંચિત રહ્યા હોય છે, જ્યારે કેટલાકનું તો મરણોત્તર જ કીર્તિશ્રાદ્ધ થાય છે.

એવી એ કીર્તિવંચિત જમાતમાં બત્રીસ જ વર્ષની



વયે લંડનની રૉયલ સોસાઇટીના ફેલો ચૂંટાવાની ઇર્ષાપાત્ર કીર્તિ સંપાદન કરી લેનાર આપણા તરુણ પારસી વિજ્ઞાની શ્રી હોમી જે. ભાભા સ્વાભાવિક જ આપણી જિજ્ઞાસા અને પ્રેરણાના પાત્ર બની રહે છે. કલકત્તા યુનિવર્સિટીના આમંત્રણથી ઇ. ૧૯૪૦ના ડીસેમ્બરમાં એમણે દસ મૌલિક વ્યાખ્યાનો આપીને વિજ્ઞાનજગતમાં સંમાનિત સ્થાન પ્રાપ્ત કરેલું. એ વ્યાખ્યાનોમાં કેન્દ્રીય ભૌતિકશાસ્ત્ર (nuclear physics), પૃથ્વીના ચુંબકક્ષેત્રમાં વિદ્યુદણુઓની ગતિનો સ્ટાર્મરનો સિદ્ધાંત, વૈશ્વપ્રસરણ વગેરે અનેક વિષે બાબતોનો ઉહાપોહ કરી, લંડનની રૉયલ સોસાઇટીને એમણે મોકલાવેલા મેસનના સિદ્ધાંતની (theory of mesons—જે મેસન્સ અત્યાર પહેલાં ભારે વિદ્યુદણુના ખોટા નામે ઓળખાતા એની) પણ રસપ્રદ ચર્ચા કરેલી, અને એ સિદ્ધાંત પર તાજેતરમાં લંડનની રૉયલ સોસાઇટીએ પોતાની ફેલોશિપ શ્રી ભાભાને એનાયત કરી એમની યશસ્વી કારકિર્દિમાં ઓર ઉમેરો કર્યો છે.

વૈશ્વકિરણ તથા તાત્ત્વિક અણુકણોની પ્રકૃતિ પર પ્રકાશ પાડનાર આ યુવાન ડા. હોમી જે. ભાભાનો જન્મ મુંબાઇમાં ઇ. ૧૯૦૯ના ઑક્ટોબરની ૩૦મી તારીખે થએલો. એમના પિતામહ વીસ વર્ષ સુધી મ્હૈસુર રાજ્યના ડિરેક્ટર ઑવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન રહેલા અને એમના પિતા શ્રી જે. એચ. ભાભા બૅંગલોરની હિંદી-વિજ્ઞાનસંસ્થામાં આજ પણ તાતા પ્રતિનિધિ તરીકે વિરાજે છે.

: મુંબાઇમાં વિદ્યાર્થીજીવનની ઉજ્જ્વલ કારકિર્દિ પછી સત્તર વર્ષની વયે કેમ્બ્રિજ જઈ પહેલા વર્ષમાં મૅથેમૅટિક્સ ટ્રાઇપૉસ ખંડ ૧, તથા ૧૯૩૦માં મિકૅનિકલ ટ્રાઇપૉસ ખંડ ૨ લઈ તે પહેલા વર્ગમાં આવ્યા. ઇ. ૧૯૨૯ના વૅકેશનમાં રૂળી

મુકામે બ્રિટિશ ઍસોસિએશન હાઉસ્ટન વર્કશૉપમાં એન્જિનીઅરિંગ ઍપ્રેન્ટિસ તરીકે એમણે કામ કરેલું.

ઇ. ૧૯૩૦માં સ્નાતક થયા પછી ભાભાએ વિદ્યાર્થીજીવનની શરૂઆતથી જ પોતાને જેનો સદાનો ચાહ રહેલો એ ગાણિતિક ભૌતિકશાસ્ત્રનો ગંભીર અભ્યાસ આદરવાનો નિર્ણય કર્યો અને પી. એ. એમ. ડિરાક તથા એન. એફ. મૉટ એ બે પ્રોફેસરો પાસે રહી એનો અભ્યાસ કર્યો. દરમિયાનમાં અનેક શિષ્યવૃત્તિઓ એમને મળતી રહેલી એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. ૧૯૩૨માં રાઉસ બૉલ પ્રવાસી અભ્યાસી તરીકે તેમની પસંદગી કરવામાં આવી અને બે વર્ષ ઝૂરિચ મુકામે પ્રખ્યાત પ્રોફેસર વુલ્ફગંગ પાઉલીના હાથ નીચે અને ઇ. ૧૯૩૩-૩૪માં રોમમાં પ્રોફેસર ઈ. ફર્મીના હાથ નીચે, યુટ્રેક્ટમાં પ્રોફેસર એચ. એ. ક્રેમર્સના સહાયક તરીકે અને ૧૯૩૬-૩૭માં કોપનહાગનમાં પ્રોફેસર નીલ્સ બોરના હાથ નીચે એમણે કામ કર્યું.

અત્યાર પહેલાં ઈ. ૧૯૩૫માં આઇઝેક ન્યૂટન અભ્યાસવૃત્તિ તો એમણે મેળવી જ હતી. પરંતુ ઇ. ૧૯૩૭માં 'ગ્રેટ બ્રિટન ઑવ ધી એક્ઝીબીશન ઑવ ૧૮૫૧'ની પણ સીનિયર સ્ટુડન્ટશિપ એમણે પ્રાપ્ત કરી છે, જે પ્રાપ્તિ માટે ભાગ્યશાળી નીવડેલા એ પહેલા જ હિંદી છે.

ઈ. ૧૯૩૫થી ૧૯૩૯ સુધી જુદી જુદી વિદ્યાપીઠોમાં એ વ્યાખ્યાનો આપતા રહેલા ઈ. ૧૯૩૯માં રૉયલ સોસાયટીએ પણ પ્રો. બ્લૅકેટની માંચેસ્ટરમાંની સંસ્થામાં વૈશ્વકિરણ અંગેના સંશોધન માટે સૅાન્ડ ફંડમાંથી નાણાં આપી તેમને રોક્યા હતા પરંતુ ૧૯૩૯માં અહીં રજાઓ ગાળવા એ આવ્યા ત્યાં પાછળથી યુદ્ધ જાગતાં એ પાછા ઇંગ્લંડ ન જઈ શક્યા અને અત્યારે બૅંગલોરની હિંદી વિજ્ઞાનસંસ્થામાં પોતાનું સંશોધનકાર્ય આગળ ચલાવી રહ્યા છે.

આ ટૂંકા અહેવાલ પરથી પણ એટલું તો જણાઈ આવશે કે શ્રી ભાભા આજના વિજ્ઞાન જગતમાં પ્રથમ કક્ષાના પ્રકાશમાન તમામ તારકોના નિકટના પરિચયમાં આવી ચૂક્યા છે અને સર્વત્ર એમનો પુરસ્કાર થયો છે; એટલું જ નહિ પણ કીર્તિમંદિરમાં યે એમનો આકસ્મિક પ્રવેશ નથી થયો પણ એકેક ઈંટ મૂકી એ મંદિરનું એમણે જાતે જ નિર્માણ કર્યું છે.

વિજ્ઞાન સિવાય એમનો અંગત શોખ ચિત્રકળાનો છે, અને ચિત્રો આલેખવા ઉપરાંત રંગભૂમિનાં નેપથ્યવિધાન અને સુશોભનો પણ એમણે ઘણાં કર્યાં છે. —અશોક હર્ષ

## વસ્તીગણત્રીનો ઇતિહાસ

વસ્તીગણત્રી લગભગ માનવ સંસ્કૃતિ જેટલી જ પ્રાચીન છે. બૅબિલોનમાં ઈ.સ. પૂર્વે ૩,૦૦૦માં નિયમિત વસ્તીગણત્રી કરવામાં આવતી હતી. એ ગણત્રી માત્ર વસ્તીની જ નહિ, પરંતુ ખેતીવાડીના ઉત્પન્નની તથા જનાવરોની પણ કરવામાં આવતી.

પ્રાચીન ઇરાનમાં દરેક પ્રાંતમાંથી કેટલી ખંડણી લેવી તે નક્કી કરવા વસ્તીગણત્રી થતી. ચીનમાં પણ પ્રાચીન કાળમાં કર માટે વસ્તીગણત્રી કરવામાં આવતી. અને પુરાતન ઇજિપ્તમાં તો દરેક વ્યક્તિનો ધંધો શોધી કાઢવા માટે ગણત્રી કરવામાં આવતી; કે જેથી 'નીતિની દેખરેખને મદદ મળે તથા જીવનનિર્વાહનાં હલકાં સાધનોને પ્રોત્સાહન ન મળે.'

પણ વસ્તીગણત્રીને નિયમિત રૂપમાં તો સૌ પહેલી ઈ.સ. પૂર્વે ૫૭૮માં રોમમાં સર્વસ ટુલિયસે શરૂ કરી. તેણે એવો કાયદો પસાર કર્યો કે દર પાંચ વર્ષે એક વખત ઇટલીની વસ્તીગણત્રી દરેક વ્યક્તિની માલમિલકત સાથે થવી જોઇએ.

પ્રાચીન હિંદમાં ઈ સ પૂર્વે લગભગ ૩૦૦માં ચંદ્રગુપ્તના સમયમાં વસ્તીગણત્રીની નિયમિત પ્રથા હતી. મૌર્ય સામ્રાજ્યમાં દરેક પુરુષ તથા સ્ત્રીનાં 'જ્ઞાતિ, ગોત્ર, નામ, ધંધો, આવક તથા ખર્ચની નોંધ થતી.

ઇંગ્લંડના વિજેતા વિલિયમની 'ડૂમ્સડે બુક' વસ્તીગણત્રીના સીધા પરિણામરૂપ જ હતી. તેના અધિકારીઓએ ૧૦૮૬માં તે તૈયાર કરી તેમાં લોકો, તેમની માલમિલકત તથા પોતે જીતેલા ઇંગ્લંડના ભાગમાં તેમના ભોગવટાની જમીનની નોંધ કરવામાં આવી હતી.

અર્વાચીન વસ્તીગણત્રી સૌપ્રથમ ફ્રેન્ચ સંસ્થાન 'ન્યુ ફ્રાન્સ' (અત્યારના કૅનેડા)માં ૧૬૬૫માં કરવામાં આવેલી. ગ્રેટબ્રિટનની વાર્ષિક વસ્તીગણત્રી માટે જ્યારે ૧૭૫૩માં કાયદાનું બિલ દાખલ કરવામાં આવ્યું ત્યારે આખા દેશમાં વિરોધ જાગેલો. કેટલાકોએ તો એવી આગાહી કરી કે તેથી આખી પ્રજામાં કોઇ ઉપદ્રવ ફાટી નીકળશે ! લોકસભામાંથી તે બિલ પસાર થયું, પણ અમીર સભામાં તે ઊડી ગયું! પછી છેક ઈ સ. ૧૮૦૦માં વસ્તીગણત્રી માટે પાર્લામેન્ટમાં બિલ લાવવામાં આવતાં તે કાયદા તરીકે પસાર થયું. તે પછીના વર્ષના માર્ચ મહિનામાં ઇંગ્લંડમાં પહેલી વસ્તીગણત્રી કરવામાં આવી. તેમાં વ્યક્તિઓ, કુટુંબો તથા ઘરોની નોંધ કરવામાં આવી હતી. ૧૮૦૧માં વસ્તીગણત્રીનો વિસ્તાર આખા બ્રિટિશ સામ્રાજ્યમાં કરવામાં આવ્યો. તે પછી દર દસકે આખા સામ્રાજ્યમાં વસ્તીગણત્રી કરવામાં આવે છે.

હિંદમાં પહેલી વસ્તીગણત્રી ૧૮૮૧માં કરવામાં આવી હતી. નેપાલ તથા કાશ્મીર સિવાય તેમાં આખા હિંદનો સમાવેશ થયો હતો. ૧૮૮૧ પહેલાં ૧૮૫૩માં પણ હિંદમાં એકવાર અંગ્રેજોએ વસ્તીગણત્રી કરેલી, પરંતુ તે માત્ર પ્રાંતિક સરકારોએ જ કરેલી.

અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટ્સની ફેડરલ સરકાર ૧૭૯૦થી શરૂ કરીને દર દસ વર્ષે વસ્તીગણત્રી કરે છે. છેલ્લે ૧૯૪૦ના એપ્રિલમાં ૧,૨૦,૦૦૦ ગણત્રીદારોએ વસ્તીગણત્રી કરીને ત્યાંની વિગતવાર નોંધ તૈયાર કરી છે. એ દેશમાં વસ્તીગણત્રીનું કામ બહુ વ્યાપક તથા ચોકસીદાર છે. પુછ-

વાના પ્રશ્નોમાં તદ્દન અંગત બાબતોનો પણ સમાવેશ થાય છે. વૉશિંગ્ટનની સ્ત્રીઓએ તો એવા પ્રશ્નોના જવાબ આપવા કરતાં જેલમાં જવું વધારે પસંદ કર્યું હતું! તેમણે વાંધો લીધેલો એક પ્રશ્ન એવો હતો કે 'તમને કેટલાં બાળકો જન્મ્યાં છે?' પુરુષ તથા સ્ત્રીઓ—બંનેને—ને અણગમતો બીજો પ્રશ્ન એ હતો કે 'ગયા વર્ષમાં તમે કેટલા પૈસા કમાયા છો?'

શહેરીઓને અઢાર મુખ્ય પ્રશ્નો પૂછવામાં આવતા હતા. તેના જવાબ તેઓએ પંદર મિનિટમાં આપવા તેવી આશા રાખવામાં આવતી હતી! એક પ્રશ્ન 'અંગત વર્ણન'નો હતો, અને તેમાં પોતાની જાતિ અથવા રંગ જણાવવો પડતો હતો. યુનાઇટેડ સ્ટેટ્સમાં ઘણી જાતિઓનું મિશ્રણ હોવાથી આ પ્રશ્નના બત્રીસ વિભાગ પાડવામાં આવ્યા હતા.

ઘર સંબંધી પ્રશ્ન વધારે ગૂંચવાડાભરેલો હતો. આ સંબંધના એકત્રીસ પ્રશ્નોમાં ગણત્રીદાર પૂછતો કે 'ફરનિચર તમારી માલિકીનું છે કે ભાડે છે?' 'ઘર શેનું બનાવેલું છે? તેમાં સમારકામની જરૂર છે કે કેમ?' 'તેમાં રેડિયો સેટ છે કે કેમ? વગેરે. એ વસ્તીગણત્રીને અંગે યુનાઇટેડ સ્ટેટ્સને એક કરોડ ને ત્રીસ લાખ પૌંડનું ખર્ચ થયું છે.

—છોટાલાલ ગાનસિંગ કામદાર

## વાંસ—જાપાનનું સર્વતોમુખી જીવનસાધન

જાપાનમાં વાંસ (બામ્બુ)નું સ્થાન એટલું વ્યાપક છે કે તેના વિનાનું જાપાનીઝ જીવન જ કલ્પવું મુશ્કેલ છે. આ ખડતલ વનસ્પતિના એટલા નાનાવિધ ઉપયોગ ત્યાંના જીવનમાં, ઘરવખરીમાં અને ખોરાકમાં થાય છે કે કુદરતની એ માનવજાતને અણમોલી બક્ષિસ બની રહી છે.



ગરીબ લોકોનાં ઘર તો ઘણે ભાગે આખાં ને આખાં જ વાંસનાં બનેલાં હોય છે. અને ત્યાંના વાંસ પણ કેટલી વિવિધ જાત તથા કદના! ઘરના થાંભલા અને તેટલા પહોળા વાંસ પણ ત્યાં થાય છે. ચીરેલા વાંસના અંકોડા જમીનમાં ભોંયતળિયે બિછાવવામાં તથા છાપરામાં પીઢકી અને વળીઓની જગ્યાએ વપરાય છે. નાની ચીરીઓ અને છોઇઓને ગૂંથીને ઓરડાની દીવાલો બનાવાય છે.

પણ ઘરની જ વાત ક્યાં કરીએ? નીસરણીઓ બાંધવામાં, ખેતીવાડીનાં સાધનો બનાવવામાં, વાડો બનાવવામાં, વહાણના કૂવાથંભ માટે અને નાનામોટા પુલ સુદ્ધાં બાંધવામાં પણ વાંસ જ વપરાય છે. વાંસની નાની પાતળી જાતમાંથી બુંગળીઓ, છત્રીના હાથા ને સળિયા, પીંછીઓ અને કલમો, તેમજ ટાબકીઓ, સાદડીઓ, પડદા, આદિ અનેક ઘરવખરીની નાનાવિધ ચીજો બનાવાય છે.

વાંસની છાલની પાતળી છોઈઓમાંથી ફર્નિચર, ટોપલીઓ વગેરે બને છે. તેના અંદરના ગર્ભને પલાળી, ગૂંદીને તેના માવામાંથી ઊંચી જાતના કાગળ બનાવાય છે. અને આ હજી અધૂરું હોય તેમ વાંસનો ઉપયોગ ખાવામાં પણ કરાય છે! તેની કુમળી કૂંપળો ફૂટતી હોય ત્યારે કાપી લઈ તેનું અથાણું કે કચુંબર કરવામાં આવે છે અને વાંસનાં બી ચોખાને બદલે ખોરાક તરીકે છૂટથી વપરાય છે. જાપાનમાં તો એક માન્યતા છે કે જ્યારે ચોખાનો પાક પૂરો નથી ઊતરતો ત્યારે કુદરતીરીતે જ વાંસનો પાક ગજબખમણો ઊતરે છે અને આને ત્યાંની પ્રજા ઈશ્વરી કૃપા ગણે છે.

## હીલિયમ

આ વાયુનું ઉદ્ભવસ્થાન અને શોધ રસાયણશાસ્ત્રના ઈતિહાસમાં સૌથી વધુ રસપ્રદ પ્રકરણોનો ઉમેરો કરે છે.

આ વાયુ પહેલો 'દેખાયો' નવ કરોડ માઈલ દૂર—સૂર્યની કિનારી પર. ૧૮૬૮ના સૂર્યગ્રહણ વખતે હિંદમાંથી વૈજ્ઞાનિકોએ પહેલી જ વાર સૂર્યના Chromosphere પર સ્પેક્ટ્રોસ્કોપ માંડ્યું, અને આ વાયુની નવી પીળી લીટી દેખાઇ. સોડિયમ ધાતુ પણ આવી જ પીળી લીટીઓ આપે છે, એટલે થોડો વખત તો એ સોડિયમ તરીકે રહ્યો. પણ ફ્રાન્કલેન્ડ અને લોકયરે તેને નવી ધાતુ તરીકે સાબિત કરી હીલિયમ નામ આપ્યું (Helios એટલે સૂર્ય). ત્યાર પછી; પૃથ્વી પર વાયુ છે એમ શોધ્યું સર રામ્સેએ. ૧૮૯૪માં સર રામ્સે અને લૉર્ડ રેલેએ વાતાવરણમાંથી આર્ગોન વાયુની શોધ કરી. અમેરિકાના ભૂસ્તરશાસ્ત્રી હિલ્લેબ્રાન્ડે કેટલાક પથ્થરોને ગરમ કરવાથી એક વાયુ મેળવ્યો હતો. તેને તે નત્રવાયુ ધારતો હતો. રામ્સેને થયું કે આ વાયુ કદાચ આર્ગોન પણ હોય. તે વાયુ મંગાવી સ્પેક્ટ્રોસ્કોપની નળીમાં મૂકતાં ફરી પેલી પીળી લીટી દેખાઇ. આ થઈ પૃથ્વી પરના હીલિયમની શોધ.

ત્યાર બાદ આ વાયુનું ઉદ્ભવસ્થાન, રેડિયોઍક્ટીવ પદાર્થોની શોધમાં માદામ ક્યૂરી જેટલું જ નામ કાઢનાર સોડીએ શોધ્યું. ૧૯૦૩માં તેણે શોધી કાઢ્યું કે રેડિયમનું જ્યારે સીસામાં રૂપાંતર થઈ રહ્યું હોય છે ત્યારે આ વાયુનો ઉદ્ભવ થાય છે.

બાણું મૂળતત્ત્વોમાં આ હીલિયમ, આર્ગોન અને એવા બીજા ત્રણ વાયુઓના ગુણદોષ સૌથી વધારે વિચિત્ર છે. આ પાંચ વાયુઓને બાકીનાં બધાં મૂળતત્ત્વો પ્રત્યે વેર છે. અંદરઅંદર પણ એ 'લોકો' એકબીજા સાથે મળતા નથી. જ્યારે બીજાં મૂળતત્ત્વો એકબીજાના સંયોગથી અસંખ્ય પદાર્થોના રૂપમાં માનવજાતને ઉપયોગી નીવડ્યાં છે ત્યારે આ પાંચ વાયુઓ અત્યાર સુધી આપણા કોઈ ઉપયોગમાં નહિ આવેલા. રસાયણશાસ્ત્ર તેઓને બીજાં તત્ત્વો સાથે સંબંધ બાંધવા ખૂબ લલચાવી. છેવટે લાચાર થઈ તેમને Inert Gasi's એવું નામ આપી પડતાં મૂક્યાં; પણ આ Inert હોવાના ગુણને લીધે જ તેઓ અમુક ખાસ વપરાશમાં આવવા લાગ્યા છે. હીલિયમનો એક ઉપયોગ ગઈ લડાઈમાં શરૂ થયો. હવાઈ યાનોમાં હાઈડ્રોજનને બદલે હીલિયમ ભરવાનું શરૂ થયું. આ વાયુ સળગી શકતો ન હોવાથી આ ઉપયોગે હવાઈ યાનના ક્ષેત્રમાં થતા અકસ્માતો ઘણા ઓછા કરી નાખ્યા છે. વાયુભરેલી કોથળીમાંના સૂક્ષ્મ કાણાંઓમાંથી હાઈડ્રોજન જે ઝડપથી નીકળી જાય છે તે કરતાં હીલિયમ અરધી જ ઝડપે નીકળી શકે છે.

દરેક વાયુને ઠંડો કરવાથી અને સાથે દબાણ આપવાથી તે પ્રવાહી થઈ જાય છે. આ પ્રવાહીને વધારે ઠંડું કરવાથી તે ઘન પદાર્થ થઈ જાય છે. હીલિયમ શોધાયા પછી વર્ષો સુધી તે પ્રવાહી થઈ શક્યો નહિ. ૧૯૦૮માં કિમર-લીંગ ઓન્સે તેને પ્રવાહી બનાવ્યો. ગયા જ દાયકામાં તે ઘન પદાર્થ બની શક્યો

શીતોષ્ણતાના વિજ્ઞાનમાં તો હીલિયમે ઘણી ક્રાંતિ કરી છે. બરફની ઉષ્ણતા કરતાં પણ ૨૭૩°(નીચે)absolute Zero) શૂન્ય ગણવામાં આવે છે. આ શૂન્ય ઉષ્ણતાએ દરેક પદાર્થના વિશિષ્ટ ગુણદોષો નાશ પામે છે. આ શૂન્ય પર જઈ શકવાના પ્રયત્નોમાં હીલિયમે અગત્યનો ભાગ ભજવ્યો છે. બધા પદાર્થોમાં હીલિયમનું Melting point (ઘનમાંથી પ્રવાહી બની જવાની ઉષ્ણતા) સૌથી ઓછું છે.

—જયન્ત અઢીઆ

## અમેરિકાનું સાર્વભૌમ કલાકેન્દ્ર

ઈ. ૧૯૩૧ના ઉનાળાના એક દિવસે અમેરિકામાં વૉશિંગ્ટનના સેક્રેટરી ઑફ ટ્રેઝરી ઍન્ડ્રુ મેલનના મુનીમનો ટેલીફોન રણક્યો: 'સાહેબ માડ્રિડનો કૉલ છે.' સ્પેનમાં એ વખતે રહેતા એક અમેરિકન મિત્રે તે કર્યો હતો કે રાજા આલ્ફોન્સો તખ્તા પરથી જવાથી એક અમીર કુટુંબ ગોયાનું પ્રખ્યાત ચિત્ર વેચવા માગે છે. મુલક બહાર મોકલવાની રજા સ્પૅનિશ સરકાર પાસેથી મળી શકશે; પણ મુશ્કેલી એક જ હતી કે જો તે દેશ બહાર કાઢવું હોય તો તે જ દિવસે તેને સ્ટીમર પર ચડાવી દેવું જોઈએ.

મિ. મેલને તે ચિત્ર જોયું હતું. તેને ખબર હતી કે ચિત્રકાર ગોયાની તે એક મહાન કૃતિ હતી. પૂરા આદમ કદમાં માર્કિવસા પોન્તેનું તે એક અદ્ભુત પોર્ટ્રેટ હતું. એક કલાકમાં મિ. મેલને માડ્રિડને ટેલીફોન આપ્યો અને ખરીદી મંજૂર કરી. તેની કિંમત લગભગ છ આંકડાની થતી હતી.'

આખો આટલાંટિક મહાસાગર પાર કરીને સ્પેન અને અમેરિકા વચ્ચે રણકી રહેલી એ ટેલિફોન સર્વિસ એક નોંધપાત્ર બીના બની. ગોયાની અમર કલાકૃતિ અમેરિકાની માલિકીમાં ગઈ.

ત્યાર પછી ૧૯૩૭ના માર્ચની ૨૯મીએ મિ. મેલને પોતાનો ખાનગી ચિત્રસંગ્રહ વૉશિંગ્ટનની નૅશનલ ગૅલેરીને અર્પણ કર્યો ત્યારે પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટે તેને વધાવી લેતાં કહ્યું કે આવો સર્વોચ્ચ સંગ્રહ ભેટ આપીને મિ. મેલને પ્રજાને સંસ્કૃતિના પ્રથમ પદે ચડાવી છે. એ ચિત્રો સંઘરવાનું એક ખાસ મકાન વૉશિંગ્ટનમાં દોઢ કરોડ ડૉલરનું થયું.

૧૮૮૨માં મિ. મેલન ૨૭ વર્ષના અને તેના જૂના મિત્ર હેન્રી ક્લે ૩૩ વર્ષના હતા ત્યારે તેઓ ધંધામાં ઉદ્યોગના પગથિયે આગળ વધી રહ્યા હતા. એ બેઉ એક લાંબી સહેલગાહ ભોગવવા બંને સાથે યુરોપ ઊપડ્યા અને બધા દેશોની ઉત્તમ કલાકૃતિઓ ધરાઈધરાઈને જોઈ નાખી. તે વખતે તેમને વિચાર આવેલો કે આપણા દેશમાં આની સુંદરતાનું દર્શન કરાવનાર કંઈક હોવું જોઈએ. એની ધમાલમાં એક ચિત્ર ખરીદવામાં તેમણે હજાર ડૉલર ખરચી પણ નાખ્યા. પણ ઘેર પહોંચ્યા ત્યારે જાણકારોએ કહ્યું કે તેમાં ખાટ્યા નથી. 'કંઈ નહિ' કરી બંને તુરત કામ પર ચડી ગયા, પણ પોતાનું સ્વપ્ન સિદ્ધ કરવા ધીમેધીમે સરસ ચિત્રો ખરીદતા રહ્યા.

૧૯૧૯માં મિ. હેન્રી ક્લે ગુજરી ગયા. તેમણે પોતાનો કલાસંગ્રહ ન્યૂ યૉર્ક નગરને ભેટ કર્યો. તેમાં તો પછી ખૂબ વધારો કરી આજે સરસ ચિત્રાલય ઊભું કરવામાં આવ્યું છે.

મિ. મેલને દર વર્ષે પોતાની સમૃદ્ધિ વધારવા માંડી. તેમણે ખરીદવામાં બહુ પાકી નજર રાખી હતી. મોટા નામ પર કંઈ જ ખરીદવું નહિ. પણ ત્રણ સિદ્ધાંતો પૂરા પાડે એવી ચીજ લેવી: (1) ચિત્રમાં અસાધારણ સૌંદર્યદર્શન હોવું જોઈએ; (૨) તેના કર્તાની તે સર્વોત્તમ કૃતિ હોવી જોઈએ, બીજા નંબરની ન ચાલે; (૩) અને તે કાળનો ઘસારો ખમી શકે એવી સારી હાલતમાં હોવી જોઈએ. આ ધોરણ તેમણે ચિત્રોની ખરીદી વખતે જરાયે મોળું પડવા દીધું નહોતું.

તેણે ખરીદેલું રાફેલનું આલ્બા મૅડોના નામનું એક જ ચિત્ર દસ લાખ ડૉલરથી યે વધારે કિંમતી છે. તેવું એક

કરેલાં ૨૧ ચિત્રો બધાં મળી ૬૦થી૭૦ લાખ ડૉલરનાં થાય છે. આ ચિત્રો આવ્યાં ત્યારે સ્ટીમરોમાં તેની આસપાસ ચોકીદારો ભરી બંદૂકે પહેરો ભરતા.

આ ચિત્રાલયના મકાનની જગ્યા મિ. મેલને પોતે જ પસંદ કરી અને લંડનના એલચી તરીકેની કામગીરીમાંથી ફારક થયા બાદ યૂરોપ આખો ફરીને મકાનના સ્વરૂપનો ખ્યાલ તૈયાર કર્યો. કેટલા યે પ્રસિદ્ધ સ્થપતિઓ પાસે નકશા કરાવ્યા અને છેવટે વર્ષોજૂના મિત્ર જૉન રસેલ પોપને તે કામ સોંપ્યું. ચિત્રો પ્રજાને આપતાં સરકાર પાસે મિ. મેલને શરત મૂકી છે કે ચિત્રાલય પર પોતાનું નામ જોડાય, પણ તેને 'નૅશનલ ગૅલેરી ઑફ આર્ટ' કહેવું. ગમે તે પ્રજાજનને તે જોવાનો હક હોવો જોઈએ,—અલબત્ત જરૂરી નિયમો સાથે.

પરંતુ મિ. મેલન એ સંગ્રહ તેમાં ગોઠવાએલો જોવા પામ્યા નહિ. પોતાની ભાવનાનુસાર થએલું એ મકાન પૂરૂં થાય તે પહેલાં ૧૯૩૭માં તે ગુજરી ગયા. માત્ર એટલો સંતોષ કે તેમના જીવનનું મહાન સ્વપ્ન સ્વરૂપ પામ્યું હતું. મકાનના સર્જક મિ. જૉન રસલ પોપ પણ બીજે જ દિવસે ગુજરી ગયા. અમેરિકાનું પાટનગર આ ચિત્રસંગ્રહથી સાર્વભૌમ કલાકેન્દ્રનું માન પામ્યું છે. તેના ભોંયતળિયામાં મોટું પ્રેક્ષકગૃહ છે. ત્યાં ચિત્રકલાના ઇતિહાસ પર સચિત્ર વ્યાખ્યાનમાળાઓ અપાય છે. બીજાં મોટું કલાગ્રંથાલય છે અને અસંખ્ય કલાકૃતિઓના અસલ ફોટોગ્રાફોનો મોટો સંગ્રહ છે. એક માણસે નિર્ગર્વ થઈ પોતાના નામોલ્લેખ વગર આવો સંગ્રહ પ્રજાને ભેટ આપ્યો તેની અસરથી પ્રેરાઈ બીજા પણ સમૃદ્ધ સંગ્રાહકોએ તેમાં ફાળો આપવા ઉદારતા દાખવી છે. ન્યૂ યાર્કના સૅમ્યુઅલ ક્રેસ નામના ગૃહસ્થે ૭૫ અસલ ઇટાલિયન કલાકૃતિઓ ભેટ ધરી દીધી છે. તે પ્રથમ એક શાળાશિક્ષક હતા, પણ પછી સ્ટેશનરીની દુકાન કરી તેમાંથી વધારી ૨૪૦ સ્ટોરની આખી હાર એક કાંઠેથી બીજા કાંઠા સુધી નાખી. પોતાની એ સમૃદ્ધિનો ઉત્તમ ફાળો આ રીતે પ્રજાને આપી જીવન ધન્ય માન્યું.

(નૅશનલ જ્યૉ. મૅગેઝીન ઉપરથી)

## વૃક્ષારોપણનો મહિમા

આ અંકને ૧૯૩મે પાને આપેલું 'વૃક્ષારોપણનો મહિમા' વાળું ચિત્ર એ વિષયનો ટૂંકામાં પણ સોંસરો ઊતરી જાય એવો ખ્યાલ આપે છે. જંગલોના દેશને કેટલા અગણિત ફાયદા છે તે ફરીફરીને પ્રજાની સમજમાં લાવવાની જરૂર છે. જંગલો વરસાદને ખેંચી લાવે છે; જંગલો પ્રજાને બળતણ પૂરૂં પાડે છે અને જમીનનો કોલસો બચાવે છે, જે રસાયણો અને ગૅસ બનાવવા કામ લાગે છે; જંગલો વર્ષાનાં પૂરને પી જાય છે અને તેને ખાળે છે. જંગલો ઢોરને માટે ચરાણ અને ઘાસચારો તથા ઇમારતો અને ફર્નિચરો માટે લાકડું પૂરૂં પાડે છે એ તો સર્વવિદિત વાત છે યુકૅલિપ્ટસ, રબર અને વાંસનાં જંગલો દેશમાં હોય તો તેમાંથી મોટર, વીજળી, રસાયણો અને કાગળોની બનાવટનું ઉત્પન્ન મળે. કોઈપણ ગામની જમીનનો ૩૦મો ભાગ જંગલ માટે જો ફાજલ પાડવામાં આવે તો ત્રણ વર્ષમાં એ ગામને બળતણની ખોટ ન પડે એવું જંગલ બને અને આ બધું છતાં જંગલનો એક એકરનો ખર્ચ માત્ર રૂા. ૨૭ આવે.

## તમે જાણો છો ?

૧૧ ન્ટૅકમોગ્રાફ એ શું છે ? . . રેલવે ટ્રેઇનની ગતિ માપવાનું યંત્ર.

૧૨ માણસના લોહીનું વજન કેટલું ? . . જુદાજુદા માણસોનાં બંધારણ-અનુસાર થોડોઘણો ફેર પડે છે, પણ સરેરાશ દરેક માણસના લોહીનું વજન તેના કુલ વજનનું ૧/૧૩ હોય છે.

૧૩ કલાકના ૧૦૦ માઈલની ગતિના વૅટોળિયા પર હવાનું દબાણ કેટલું હોય છે ? . . દર ચોરસ ફૂટે પચાસ પૌંડનું.

૧૪ દુનિયામાં સૌથી ઊંચે કયું સરોવર આવેલું છે ? . . તિબેટનું આસ્કલચીન સરોવર ૧૬,૬૦૦ ફૂટ પર આવેલું છે. ત્યાર પછીના સ્થાને ૧૨,૫૦૦ ફૂટ પર આવેલું દક્ષિણ અમેરિકાનું સૌથી મોટું સરોવર ટીટીકાકા આવે.

૧૫ ઘોડો વધુમાં વધુ કેટલી ઝડપે દોડી શકે ? . . એપ્સમનો ૧ માઈલ, ૪ ફર્લાંગ, ને ૨૯ વારનો ડર્બી કોર્સ એક શરતી ઘોડાએ ૨ મિનીટ, ૩૬ સેકન્ડમાં પૂરો કરેલો નોંધાયો છે.

---

વ્યાકરણના શિક્ષક: જે વસ્તુનો તમે વિચાર કરી શકો પણ તમે તેને અડકી શકો નહિ તે વસ્તુને ભાવવાચક નામ તરીકે ઓળખાવાય. સમજ્યા ? હવે એવા એક નામનો દાખલો આપો જોઉં.

બટકબોલો છોકરો ગંભીરતાપૂર્વક બોલી ઊઠ્યો: લાલચોળ તપાવેલો લોઢાનો સળીઓ, સાહેબ!' (ત્રિ. દે)

એક દોસ્ત: (મોટરથી જખમાએલા મિત્રને)–હજુ આ પાટો ક્યાં સુધી બાંધવો પડશે ?

બીજો દોસ્ત: એ બાબતમાં બહુ મતભેદ છે.

પહેલો દોસ્ત: તે કેમ ?

બીજો દોસ્ત: મારો ડાક્તર કહે છે બે અઠવાડિયાં બાંધવો પડશે, અને મારો વકીલ કહે છે બે મહિના!

સૉલીસીટર: 'તમે કહો છો તમે બાઘેલા નથી, ને બધા જવાબ તો કોઈ બાઘેલા માણસ જેવા ચબરાક આપો છો.'

'કોઈ પણ મૂર્ખ માણસને એવું જ લાગવાનું'.

શિક્ષક: તમારા કરતાં નાના છોકરાને મારતાં તમને શરમ આવવી જોઈએ. જ્યારે તમે મોટા થશો ત્યારે તમે શું થવાની આશા રાખો છો ?

મોહન: 'શિક્ષક, સાહેબ.

# આ મહિનો (મે) ઇતિહાસમાં

**તા. ૧** અંગ્રેજ નિબંધકાર જૉસેફ ઍડિસનનો જન્મ-ઇ. ૧૬૭૨.

**તા. ૨** મૉના લિસાના ચિત્રક અને યુરોપની અસાધારણ વિભૂતિ લીઓનાર્દો દા વિન્ચીનો જન્મ-ઈ. ૧૪૫૨.

**તા. ૩** કોલંબસે જમાઇકા ટાપુ શોધી કાઢ્યાં-ઈ. ૧૪૯૪. એનું મૂળ નામ હતું: Xaymaca (ક્ઝાઇમાકા), જેનો અર્થ થાય પાણી અને લાકડાંની ભૂમિ.

**તા. ૬** સમ્રાટ સાતમા એડવર્ડનું રાતના પોણા બારે અવસાન-ઇ. ૧૯૧૦.

**તા. ૧૦** બાબરે ઇબ્રાહીમ લોદીને પાણીપતમાં હરાવ્યો-ઇ. ૧૫૨૬.

**તા. ૧૪** સાપેક્ષવાદના નવતર સિદ્ધાંતના જનક વિશ્વવિખ્યાત વિજ્ઞાની આઇન્સ્ટાઇનનો જન્મ-ઇ ૧૮૭૯.

**તા. ૧૭** યુદ્ધવિરોધી મહાન ફ્રેન્ચ લેખક હાંરી બાર્બુસેનો જન્મ-ઈ. ૧૮૭૩. એની સર્વોત્તમ કૃતિ Under Fire છે. ૧૯૩૫માં એ અવસાન પામ્યો.

**તા. ૨૪** કોપરનીકસનું અવસાન-ઈ. ૧૫૪૩.

**તા. ૨૫** અમેરિકન ફિલસૂફ, સાહિત્યકાર ને કવિ એમર્સનનો જન્મ-ઈ. ૧૮૦૩.



### આ માસની વિભૂતિ

**કવિવર રવીન્દ્રનાથ ટાગોર**

૧૮૬૧ના મેની ૬ઠ્ઠીએ કલકત્તામાં જન્મ. દાદા દ્વારકાનાથ ટાગોરે રાજા રામમોહનરાયને સામાજિક સુધારણા તથા બ્રહ્મોસમાજની સ્થાપનામાં સાથ આપ્યો હતો ને પિતા દેવેન્દ્રનાથ તો મહર્ષિ જ કહેવાતા. માતા નાના મૂકીને મરી ગએલાં. નિશાળોમાં એમને ગોઠતું નહિ; જીવતરમાંથી જ એ બધું શીખ્યા. પિતા સાથે બોલપુર, અમૃતસર ને હિમાલયની સફરે કરી એ વખતે માત્ર પંદરની વયે કવિતાનો ઉદય થયો. મોટા ભાઇ જ્યોતિરીન્દ્ર 'ભારતી' માસિક કાઢતા તેમાં એ છપાતી. ૧૮૭૭માં ઇંગ્લંડ ગયા ને ત્યાંથી પાછા આવી ૧૯ની વયે એક નાટક લખ્યું જે ખૂબ લોકપ્રિય થયું. એ જ અરસામાં 'સંધ્યા-સંગીત' 'છવિ [illegible] ગાન' વગેરે લખાયાં.

એની સંગીનીસમ એમના ભાભી (જ્યોતિરીન્દ્રના પત્ની) ગુજરી જતાં એમના કુમારજીવનનો એ પ્રકાશ દૂર થયો. ચિત્ત વિષાદમાં ડૂબી ગયું. એમના બુદ્ધિવૈભવનો પહેલો યુગ ત્યારે બેઠો ને એમણે 'માનસી' બહાર પાડ્યું, જેમાં બીજી કોઇ ભાષાઓ પણ કદાચ હરીફાઈ નકરી શકે તેવાં ઉત્તમોત્તમ કાવ્યો છે. ત્યાર પછી નાટ્યશ્રેણી શરૂ થઈ.

એની સાથોસાથ 'સાધના' માસિક જન્મ્યું જેનો મોટો ભાગ પોતે લખતા. ૧૮૯૫માં એ બંધ કરી રાજકીય ને શિક્ષણની પ્રવૃત્તિમાં સંકળાવ્યું ને શાંતિનિકેતનની સ્થાપના કરી.

વીસમી સદીના આરંભકાળે એમણે નવલકથા લખવા માંડી, જેમાં 'ગોરા' ને 'નૌકા ડૂબી' એ પહેલો પ્રસાદ છે. ૧૯૦૬માં બંગભંગ ચળવળમાં એમણે ભાષણો ને દેશદાઝથી સભરનાં કાવ્યો લખ્યાં, પણ જેવા અચાનક પ્રવેશ્યા એવા જ છૂટા થઇ ગયા. તે પછી જે સાહિત્ય લખતા ગયા તેમાં ગીતાંજલિ પણ હતું. આ ગીતાંજલિએ જ એમની કવિકીર્તિને કળશ ચડાવ્યો.

૧૯૧૨માં તેઓ ઇંગ્લંડ ગયા ત્યારે ત્યાંના વિખ્યાત કલાકાર રોધેન્સ્ટાઇનને મળ્યા. તેમણે કવિ યીટ્સ, સ્ટર્જ મૂર ને બ્રાડલેના પરિચયમાં મૂક્યા. ગીતાંજલિ અંગ્રેજીમાં ઊતરી. ૧૯૧૩ના નવેંબરમાં તે માટે જગનામી નોબેલ પુરસ્કાર મળ્યો ને ટાગોરનો કવિઆત્મા ભારતીય મટી વિશ્વાત્મા બન્યો. સર્વત્ર માનસન્માન મળ્યાં. કલકત્તા યુનિવર્સિટીએ ડૉકટરની ને સરકારે નાઈટની ઉપાધિ આપી. પણ ૧૯૧૯માં જલિયાંવાલાના બનાવથી એમને એટલો ક્ષોભ ઉપજ્યો કે વાઇસરૉયને કાગળ લખી નાઇટહુડ પાછું સોંપ્યું.

૧૯૨૦માં એ પાંચમી વિદેશયાત્રાએ ઊપડ્યા. એ વેળા યુરોપ અને અમેરિકામાં મળેલા પ્રોત્સાહને એમને શાંતિનિકેતનમાં વિશ્વભારતીની સ્થાપના કરવાની પ્રેરણા આપી ને આગેવાન વિદ્વાનોના visiting professors તરીકે વચન મેળવી ૧૯૨૧ના ડિસેંબરની ૨૩મીએ ડૉ. બ્રજેન્દ્રનાથ શીલના હાથે તેનું ઉદ્ઘાટન કરાવ્યું. ત્યારથી એના વિકાસમાં તથા સાહિત્યસર્જનમાં જ એ રચ્યાપચ્યા રહે છે. હમણાં જ એમની ૮૦મી જન્મજયંતી ઊજવાઈ ત્યારે ગાંધીજીએ મોકલેલા આશીર્વાદમાં આપણે પણ સૂર પુરાવીએ કે હિંદની એ વિરલ વિભૂતિ ૧૦૦ વર્ષ પૂરાં જીવો.

### ભારતીય સંવતો

**૧૮ લક્ષ્મણસેન સંવત**

આ સંવત બંગાળના સેનવંશી રાજા બલ્લાળસેનના પુત્ર લક્ષ્મણસેનના રાજ્યાભિષેક (જન્મ)થી ચાલેલો મનાય છે. ડૉ. રાજેન્દ્રલાલ મિત્રને મળેલા 'સ્મૃતિતત્ત્વામૃત' નામક હસ્તલિખિત પુસ્તકના અંતભાગે 'શાકે ૧૫૩૬, લ. સં. ૪૯૪' લખેલું છે, જે પરથી બંને વચ્ચેનું અંતર ૧૦૪૧ વર્ષ માની શકાય. અબુલફઝલ 'અકબરનામા'માં પણ એટલું જ અંતર બતાવે છે ને ડૉ. કીલહૉર્ને પણ એ જ સ્વીકાર્યું છે. આ સંવતનો પ્રચાર પહેલાં બંગાળ, બિહાર ને મિથિલામાં હતો, પણ હવે માત્ર મિથિલામાં [illegible] રહ્યો છે, જ્યાં માઘ સુદિ ૧થી તેનો પ્રારંભ ગણવામાં આવે છે.

મિસરના શહેનશાહ સેથોઝનું અભિમાન વિજયને લીધે એટલી હદે પહોંચ્યું કે પોતાનો રથ ઘોડાઓને બદલે પોતાના માંડલિક રાજાઓ પાસે ખેંચાવવા લાગ્યો. એક દિવસ એક રાજા વારંવાર રથના પૈડા તરફ નીચો વળી જોવા લાગ્યો. સેથોઝે કહ્યું: 'એ પૈડાંમાં શું ભરાયું છે તે ધારીધારીને જોયા કરે છે?' જવાબ મળ્યો: 'હું મારા મનને દિલાસો આપું છું કે સૌથી નીચેનો આરો પણ ફરતો ફરતો સૌથી ઊંચે ચડે છે.' સેથોઝે મર્મ સમજી એ કામ છોડી દીધું.

અનેકાર્થી શબ્દ : કઠ=ઝાડછાંની છાલ–સાદડી; ડારો, બકરો; આંતરિક પીડા, અમૂંઝણ; કઠણાઈ; એક ઋષિ; એક ઉપનિષદ.

કહેવતોના અર્થ: 'કાટવેડું કરી જાણે ને વૈદ કહેવાય'–માંદા ઊંટના ગળામાં ચારાનો ડૂચો ભરાએલો જાણી લઈને તે એક ચતુર માણસે લાત મારી બહાર કાઢી નાંખેલો તેના અનુકરણમાં એક મૂર્ખ વૈદે માંદી ડોશીના ગળામાં કફ ભરાતાં ડોશીને લાત મારી રામશરણ પહોંચાડી દીધી, એવા દાખલા સાથે ઉપલી કહેવત ચાલુ થઈ છે. અધકચરા જ્ઞાન સાથે જેમાંતેમાં માથું મારનારાઓ માટે વપરાતી આ કહેવતને મળતી બીજી: 'અલ્પજ્ઞાન ને અતિ ડહાપણ'; 'માવાજાનો શેરડો ન જાણે ને મારું નામ પગી' વગેરે.

જગતના સર્વ દેશોની એકસામટી મોટરોનો શુમાર સાડા ચાર કરોડ થાય. એટલે સરેરાશ ૪૮ માણસ માટે એક મોટર થઈ. આ સાડા ચાર કરોડમાંથી ત્રણ કરોડ ગાડીઓ તો એકલા અમેરિકા પાસે છે. ત્યાં દર પાંચ માણસે એક મોટર પડે છે.

સાપ ને દેડકાં પહેલાં પોતાનો શિકાર જીવતો છે કે નહિ તેની તપાસ કરે છે ને જીવતો હોય તો જ ખાય છે.



ગાંધીજીના સર્વ અનુયાયીઓમાં એમના સત્યાગ્રહ-દર્શનને કદાચ સૌથી વધુ સમજનાર શ્રી વિનોબા ભાવેએ રચેલું આ જીવનચક્ર ઝીણવટથી જોતાં આપમેળે સમજાઈ રહે તેવું છે જીવનનું કેન્દ્ર સત્ય અને અહિંસા છે; અને તે બે જુદાં જુદાં તત્ત્વો નહિ પણ એક જ તત્ત્વની બે બાજુ છે. બળ, પ્રેમ, જ્ઞાન અને અન્ન એ જીવનની ચાર વિભૂતિઓ છે જેની પ્રાપ્તિ દ્વારા જ સત્ય અને અહિંસા સિદ્ધ કરવાનાં છે; અને તેથી તેની પ્રાપ્તિનાં સાધન તે દરેક વિભાગની સામે તેને અનુસારનાં જ બનાવ્યાં છે. (હિંદી 'સર્વોદય')



'તું ક્યાં જન્મેલો?'
'ઇસ્પીતાલમાં'
'હેં? કેમ, તને કાંઈ થયું હતું?'

ગણિતગમ્મત

$(૦\times૧)+૨=૨^{૨}-૨$
$(૧\times૨)+૩=૩^{૨}-૪$
$(૨\times૩)+૪=૪^{૨}-૬$
$(૩\times૪)+૫=૫^{૨}-૮$
$(૪\times૫)+૬=૬^{૨}-૧૦$
$(૫\times૬)+૭=૭^{૨}-૧૨$
$(૬\times૭)+૮=૮^{૨}-૧૪$
$(૭\times૮)+૯=૯^{૨}-૧૬$
$(૮\times૯)+૧૦=૧૦^{૨}-૧૮$
$(૯\times૧૦)+૧૧=૧૧^{૨}-૨૦$

—કા. મ. જોષી

ફ્રાન્સમાં દરરોજ સરેરાશ સોળ આપઘાત થાય છે.

ઇંગ્લંડમાં પહેલવહેલો સોનાનો સિક્કો આઠમા હેનરીએ પડાવ્યો હતો.



(ફોટો: પ્રાણલાલ પટેલ)

ઘરનાં ફૂલદાન માટે કાશ્મીરમાં હોડીવાળાઓ જથ્થાબંધ ફૂલો હોડીમાં લઈને નીકળે છે ને ઘેરઘેર તથા હોડીએહોડીએ ફરીને આપણાં ફૂલદાન ભરી આપે છે'

KUMAR Reg. No. B. 1000







**કુમાર પ્રત્યેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે બહાર પડે છે**

મુદ્રક-બચુભાઇ રાવત; તંત્રી અને પ્રકાશક-રવિશંકર રાવળ. કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક રૂા. ૫, બ્રહ્મદેશના રૂા. ૬॥, પરદેશના ૧૨ શિ., છૂટક દસ આના; મુંબાઇમાં: કુમાર ઑફિસ, ૧૩૧-૧૪૨ મેડોઝ સ્ટ્રીટ મુંબાઈ-૧; તથા બીજા એજન્ટો: આર. આર. શેઠની કં., પ્રિન્સેસ સ્ટ્રીટ ને રાજા બુકસ્ટૉલ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ-૨

# તમે બહાદુર ખરા ?

કોઈને પણ આ સવાલ પૂછો; અને જવાબ શો મળશે તે કહેવું મુશ્કેલ નથી. દરેક જણ વિનયપૂર્વક કહેશે: 'ના ભાઈ; આપણે કાંઈ બહાદુર કે શૂરવીર ન કહેવાઈએ. એવા વીર તો કોઈ વિરલા જ. હું તો જિંદગી આખીમાં કોઈનો જાન બચાવી શક્યો નથી.'

પણ આ વાત બહુ માનવાને હું તૈયાર નથી. કેમકે દુનિયામાં બહાદુરી કાંઈ એક જ પ્રકારની ઓછી જ હોય છે ? નાનાં નાનાં વીરત્વનાં એવાં અનેક કામો લોકો કરતા જ હોય છે, જેનાં વર્ણન છાપાંમાં કદિ ચમકતાં નથી.

તમે ભલે કોઈ તોફાને ચડેલા ભાગતા ઘોડાને આડે પડી ઝાલી લીધો ન હોય, કે તળાવ–કૂવામાં પડેલી કોઈ અજાણી અબળા પાછળ ભૂસકો મારી તેને બચાવી ન હોય. ફિકર નહિ. અરે, એકાદ બીમારને મળવા, કોઈ આપત્તિગ્રસ્તને આશ્વાસન આપવા કે દુનિયાના દુઃખીને કોઈને માર્ગદર્શક થવા માટે તમે સાંજે સિનેમામાં જવાનું માંડી વાળો અગર તમારી ઑફિસ કે દુકાન વહેલી બંધ કરી નીકળી પડો તો તેની યે હું તો કિંમત ગણું છું.

તમે પૂછશો: એ બે પ્રકાર કઈ રીતે સરખા કહેવાય ? તો હું કહું કે એ બંને માટે હિંમત, નિશ્ચયબળ અને નિઃસ્વાર્થીપણું સરખાં જ જોઈએ છે. આ ગુણ એ જ ખરી બહાદુરીના પાયા. અને એક પ્રાથમિક વાત એ પણ સમજી લઈએ કે આ 'બહાદુરી' એ કાંઈ પુરુષોનો જ ઇજારો નથી. બહાદુરીના પાયાના એ તત્ત્વો સ્ત્રીઓમાં પણ બારોબાર હોય છે.

બહાદુરી એ એક જીવનકલા છે, અને તે સૌને પોતાની પરિસ્થિતિ પ્રમાણે પ્રાપ્ત કરવી પડે છે. આપણી વય, કુટુંબમાં આપણું સ્થાન, સમાજમાં આપણો મરતબો, એ બધાંને કારણે આપણે ઘણાના શ્રદ્ધાપાત્ર કે આધારરૂપ હોઈએ છીએ. વળી, આપણે અમુક પ્રકારની ધીરતા ધરાવીએ છીએ એવી જાતનો વિશ્વાસ રાખી આપણને પ્રેમ કરનારા પણ ઘણા હોય છે. અને આ કારણે પણ આપણે જાતે અંતર તપાસીએ તો લાગશે કે એ શ્રદ્ધા અને વિશ્વાસનો નાશ થાય તે કરતાં તો બહેતર છે કે જોખમ ખેડીને બીજાની નજરમાં આપણી જે શાખ છે તે ટકાવી રાખવી.

પ્રત્યેક માણસ પોતાના પુત્રની નજરમાં આદર્શ નર હોય છે. ઊગતો જુવાન મોટે ભાગે પોતાના બાપની નકલ કરતો હોય છે. એના જેવા શોખ, કપડાં, રંગઢંગ વગેરેની તેને ઈચ્છા થાય છે. ને પિતાનો જ પાઠ ભજવવાનો હોય છે, અને તેની જ જગ્યા લેવા ઇંતેજાર રહે છે આ વાત ખ્યાલમાં રાખવા જેવી છે. જે રીતે આપણે આદર્શોને પાળીશું તેના પ્રમાણમાં જ નવી પ્રજાની જીવનદૃષ્ટિ વિકાસ પામવાની છે.

માણસમાત્રમાં એક પ્રકારની માનવપ્રતિભા કે ચારિત્ર્યબળનો તણખો જરૂર હોય જ છે. એ પ્રતિભા કે તણખાને ચમકાવવાની તક, કોઈ ચમત્કારિક કે અજબ કામ કરી બતાવવાનો પ્રસંગ થોડાકના જીવનમાં એકાદ વાર મળી જાય છે, તો કેટલાકને મુદ્દલ તક જ મળતી નથી. પણ તેથી પોતે બહાદુર જ નથી એમ માની બેસવાની ભૂલ કોઈએ ન કરવી.

આપણા પ્રત્યેક જણમાં બહાદુરીનાં રજકણો તો હોય જ છે. માત્ર આપણે તેનો આપણા મનમાં કેટલો સંચય કરી શકીએ છીએ તેના પ્રમાણમાં, વખત આવ્યે, એ સંકલ્પ અને શક્તિ ક્રિયાનું રૂપ લેવાનાં.

પણ એટલું યાદ રાખજો કે બહાદુરી કાંઈ, કોથળીમાંથી સસલું કે સાપ કાઢનાર મદારીની જેમ, જરૂર પડ્યે એકાએક બહાર લાવી શકાય તેવી નથી હોતી. એને માટે શૌર્ય ને શક્તિનાં રજકણ રોજ-બ-રોજ તમારા ચારિત્ર્યમાં ઘૂંટાતાં રહેવાં જોઈએ. અને તો જ ખરે વખતે તે પ્રકટી નીકળે. પછી તો, પોતાના ધંધામાં કે ઘરમાં, નાના નાના પ્રસંગોએ જેમ સામાન્ય ત્યાગબુદ્ધિ કે ધગશ લોકોમાંથી નીકળી આવે છે તેની જ પેઠે આપણામાં રહેલી એ સુપ્ત બહાદુરી પણ નીકળી આવવાની. એ ગુણ પર જ આખી કોમનું જીવન નિર્ભર રહે છે, કોમનું સુખ અવલંબે છે.

સામે જે કાંઈ પ્રસંગ આવી પડે તે વખતે મોંએ આવકારવો એ બહાદુરીનું પહેલું લક્ષણ ભલે પછી કચરાનો ટોપલો ઉઠાવવાનો હોય કે જિંદગીનો દાવ ખેલવાનો હોય. કામ ઉઠાવવું કે દાવ ખેલવો એમાંથી એકે ય કામ સહેલું નથી જ. વટપૂર્વક કરવાથી જ એ બહાદુરીનું કામ બને છે.

('ઍન્સર્સ'નો તંત્રીલેખ)

## હારું તો યે–

• સુક્તધારા •

કોઈ અવતરે નહિ અવનિમાં અન્ય કાજે,
મેં ય મારે કાજે તેમ લીધો છે અવતાર;
બીજા પર બાંધી ન મદાર મારે બેસી રહેવું,
મારા બાહુબળે કરું ભવાબ્ધિને પાર:
હારું તો યે બહાલી મને લાગશે એ હાર!

દેવજી રા. મોઢા

# મલાડના ગ્રીષ્મ વ્યાયામવર્ગ

નીચેનાં ચિત્રો-મથાળે: મલાડમાં વિદ્યાર્થીઓનો સમૂહ-વ્યાયામ; વચ્ચે: કૂવાઓ ઉપર સ્નાન; નીચે: છાવણીની રાવટીઓમાંનું જીવન.

સરદાર પૃથ્વીસિંહે મલાડમાં ગ્રીષ્મ વ્યાયામની છાવણી નાખવાનું નક્કી કર્યું તેમાં તેમનો ઉદ્દેશ મુંબાઈના આરામપ્રિય વિદ્યાર્થીઓને કસોટીનું જીવન ગાળતાં શીખવવાનો હતો. તેઓ એક મહિનામાં એવા જીવનની તાકાત ન મેળવી શક્યા નહિ હોય, પણ ખ્યાલ તો આવ્યો હશે કે ખરી માનવતા ને ખરી આઝાદી માટે દરેક સંજોગને ટક્કર મારી શકે એવા જ નરબંકા આ ઝંઝાવાતના યુગમાં ઊભા રહી શકશે.

મલાડ મુંબઈની નજીક અને સમુદ્રની પાસે આવેલું હોવાથી ત્યાંનું હવામાન બીજા પ્રાંતો જેટલું ગરમ નહોતું; પણ ખરી મુશ્કેલી છાવણીને લાયક જગ્યાની હતી. તે આદર્શ દુગ્ધાલયના સંચાલકોએ પોતાની જગ્યામાં છાવણીની સગવડ આપીને નિવારી. આદર્શ દુગ્ધાલય ગુજરાતના સાહસિક પટેલ બંધુઓનું એક વિશાળ સંસ્થાન છે અને તેનો પરિચય એક અનેરો બોધપાઠ બની શકે તેમ છે. એ જગ્યામાં સેંકડો આંબાઓના ઝૂંડ વચ્ચે છાવણીને આદર્શ ભૂમિ મળી હતી. પરંતુ વપરાશના પાણીની ઘણી મુશ્કેલી પડી હતી એની તોડજોડ કરતાં સરદાર પૃથ્વીસિંહને છાવણી બંધ કરવાનો વિચાર પણ આવી ગયો હતો.

વધુ મુશ્કેલી તો આપણા દેશની બેશિસ્ત અને અનિયમિત હાજરીપ્રકારે કરી હતી. નીમેલી તારીખમાં માત્ર સેંકડો અરજીઓ હતી, છતાં હિંમત કરી ૪૦૦ વિદ્યાર્થીઓ માટે રાવટીઓ અને રસોડાની ગોઠવણ તો કરી; પણ પાછળથી લોકોનો ઉત્સાહ એટલો ઊછળ્યો કે એ સંખ્યા ૮૦૦ સુધી પહોંચી ગઈ! અનેક માબાપો તેમનાં છોકરાંને લઈ ત્યાં ઠાલવવા બેસતાં અને વિદ્યાર્થીપ્રેમી મમતાળુ પૃથ્વીસિંહજી કોઈને ના કહી શક્યા નહિ; પણ એમની સોઈ કરવાનું કામ વધુ દુર્ઘટ ને મોંઘું બની ગયું. શ્રી ચતુર્ભુજભાઈ જેવા કુશળ વ્યવહારપટુનો સહકાર ન હોત તો એ બધું લગભગ અશક્ય બન્યું હોત. મુંબાઈમાં હુલ્લડને લીધે વ્યવહાર બંધ હતો. સામાનસરંજામ કે સીધું કંઈ મળવું અશક્ય બન્યું હતું. રસોઈ કરનારની ટોળી પણ પૂરતી નહોતી. ઇસા મગ લોટની રોટલી કે ભાખરીની કલ્પના કરો એટલે કસરતે જગાડેલી ભૂખ સંતોષવા તેમને કેટલી વિમાસણ થતી હશે તેનો ખ્યાલ આવશે. છતાં એ છાવણી સહીસલામત પૂર્ણ થઈ અને તેમાંથી મુંબાઈવાસીઓની સહાયથી સરદારે એક પંચવર્ષીય કાર્યક્રમની યોજના ઉપજાવી છે એ તેનું સફળ પરિણામ છે. છાવણીના શિક્ષણકાર્યમાં સરદાર પૃથ્વીસિંહના જૂના સાથીદારો શ્રી આબ્બાસાહેબ જોગ, શ્રી મહાબળ અને શ્રી બહાદુરીનભાઈ તથા યોગક્રિયાવિશારદ શ્રી દેવરાજ વહોરા ઉપરાંત કેટલાક વ્યાયામશિક્ષકો અને જૂના વિદ્યાર્થીઓ આવી મળ્યા હતા. વર્ષોવર્ષ આ છાવણીમાં વસતા આવેલા એક જૂના વિદ્યાર્થીએ જ તેને લગતી નીચેની નોંધ લખી છે તે પરથી બાકીનો ખ્યાલ આવશે.







'ઊઠો, બાહઓ ઊઠો'નું બ્યુગલ સવારના પોણા-પાંચે વાગે. અમે ઊઠી નિત્યકર્મ કરી પ્રાર્થના માટે તૈયાર થઈએ. પોણા છ વાગે ને અમે ફરફરતા રાષ્ટ્રધ્વજ નીચે પ્રાર્થના માટે ગોઠવાઈ જઈએ. એ વખતે વાંકી વળી ગએલી અમારી કરોડ પર ગદા પણ પડે ને અમે ઝંડાના થાંભલાના જેવા ટટ્ટાર થઈ જઈએ. અને ઝંડા જેટલી જ ખુમારીથી પ્રાર્થના પૂરી કરી સૌ સૌના મેદાન ઉપર કસરત (અનુ॰ આગળ પાન ૨૨૯મે)

# દુનિયાના એકેએક દેશમાં ને એકેએક ભાષામાં, પૃથ્વીપટ પરના



રૉઇટર પિતાપુત્ર
મૂળ સ્થાપક પૉલ જુલિયસ રૉઇટર અને પુત્ર હર્બર્ટ રૉઇટર

આજનાં દૈનિક વર્તમાનપત્રો ઉઘાડતાં જ ઠેર-ઠેર 'રૂટર' (જેનો ખરો ઉચ્ચાર 'રૉઇટર' છે)ની સહીવાળા સંદેશા નજરે પડે છે;—એટલા બધા કે વર્તમાનપત્રોનો આધાર જાણે 'રૂટર' ઉપર જ ન હોય! અને ખરેખર, સ્થિતિ એવી છે કે એ 'રૂટર' વગરનાં વર્તમાનપત્રોની કલ્પના કરવી પણ કઠણ! એ સર્વવ્યાપી 'રૂટર' શું ને કોણ હશે એનો ઇતિહાસ શો હશે વગેરે જાણવાનું કુતૂહલ સહેજે થાય એવું છે. અને એની કથા પણ એટલી જ રસમય છે.

આ વિરાટ સંસ્થાના દીર્ઘ બાહુઓ દુનિયાભરના ચિત્રવિચિત્ર દેશોમાં વિસ્તરેલા છે. જ્યાં યુદ્ધના ખબરો જંગલી હબસીઓ ઢોલ વગાડી જાહેર કરે છે તે આફ્રિકાના અંધાર-મુલકોમાં આ સંસ્થાએ પગપેસારો કર્યો છે; ચંગીઝખાનના જમાનાની માફક બહારનાં તત્ત્વો સામે જેના દરવાજા સદંતર બંધ છે તેવા ચીનના પછાત પ્રાન્તોમાં પણ તેણે પ્રવેશ કર્યો છે; અરે, મક્કા શરીફ જેવા સ્થાનમાં પણ સમાચારસંસ્થા સ્થાન પામી છે.

આ સંસ્થાની જીવનકથા બે ભાગમાં વહેંચાએલી છે. શરૂનાં ૬૭ વરસ સુધી તેના મૂળ સ્થાપક રૉઇટર અને તેના વારસ નીચે તેનો કારભાર ચાલ્યો. પછી રાષ્ટ્રીય હિતની સંસ્થા તરીકે એક ટ્રસ્ટના સ્વરૂપમાં સર રૉડરિક જોન્સે તેનું નવવિધાન કરી દીધું અને આજે પણ તે જ સંચાલન કરે છે.

આ અદ્ભુત સંસ્થાનો મૂળ ઉત્પાદક હતો પૉલ જુલિયસ દી રૉઇટર નામે એક જર્મન યહુદી. જર્મનીની સરહદ ઉપરના 'આઈ લા શાપેલ' ગામની બૅન્કનો તે કલાર્ક હતો. ઇ. ૧૮૪૯માં તેને આ સમાચારસંસ્થાના બીજ રૂપે એક તુક્કો સૂઝ્યો. એના ગામના સ્થાનિક વેપારીઓને બ્રસેલ્સના શેરબજારના ભાવોનો રોજ ખપ પડતો. તે જમાનામાં ટપાલ ઘોડાગાડીમાં જતી. આ ગાડી રગશિયા ગાડા પેઠે સાંજે મોડી આવે ત્યારે બ્રસેલ્સની બજારના ભાવો લાવે. રૉઇટરના ફળદ્રુપ યહુદી ભેજામાં ફેંગી આવ્યું કે જો કોઇ હિસાબે આ વેપારીઓને ટપાલગાડી આવ્યા પહેલાં ભાવના ખબરો અપાય, તો પોતાને પૈસાનો સારો તડાકો પડે અને વેપારીઓને પણ ખૂબ ફાયદો થાય. તેણે એક યુક્તિ શોધી કાઢી. એક પક્ષી પાળનાર પાસેથી બે પાળેલાં કબૂતરો ખરીદ્યાં. પછી બ્રસેલ્સના શેરબજારના એક દલાલના કારકુનને સાધ્યો. દર સવારે રૉઇટર કબૂતરનું પાંજરું ટપાલગાડીમાં એ કારકુન તરફ રવાના કરે. બજાર બંધ થાય કે તે કારકુન કબૂતરને પગે ભાવોની કાપલીવાળી આછી રેશમી કોથળી બાંધી ઉડાડી મૂકે. કબૂતર તો ટપાલગાડી પહેલાં ત્રણ કલાક વહેલાં રૉઇટર પાસે આવી પહોંચે. એ પંખી-સંદેશવાહકની ચિઠ્ઠીઓમાં બજાર-ભાવો ઉપરાંત પ્રેમના સંદેશા, દાક્તરી મદદની માગણી વગેરે અનેક જનઉપકારક વાતો યે સમાતી. બ્રસેલ્સનો કારકુન તેની કામગરીમાં જરા શિથિલ થવા લાગ્યો એટલે રૉઇટરે તેના મેડા પર રહેતી એક તરુણિકાને એ કામ સોંપ્યું. તે રૉઇટર પર આશક હતી, એટલે બ્રસેલ્સથી પહેલો સંદેશો તો પોતાની મનેચ્છા જણાવનારો જ મોકલ્યો, અને તેના જવાબમાં હા મળતાં તેનું કાર્ય બેવડા ઉત્સાહે ચલાવ્યું. આબાદીનો સમય આવતાં તેઓએ લગ્ન કર્યાં.

રૉઇટરે હવે બૅન્કની નોકરી છોડી. ખબર વેચનાર તરીકે તેની કમાણી ખાસ્સી જામી ગઈ હતી. થોડા વખતમાં તો પોતાની સંદેશવ્યવસ્થાથી તેણે બર્લિન, પારીસ અને લંડનને સાંકળી દીધાં. ત્યાર પછી એક એવો સંજોગ ઊભો થયો કે જે કદાચ તેનો ધંધો ભાગી પાડત. પણ રૉઇટરની વ્યાપારી દક્ષતા અને સાહસને લીધે ધંધો તો તેના નવા સ્વરૂપમાં ઑર ખીલી ઊઠ્યો. વાત એમ બની કે રૉઇટરે

# માઈલે માઈલમાં પ્રસરી વળેલી સંસારવ્યાપી સમાચારસંસ્થા

# ‘રૂટર’

જેનો ખરો ઉચ્ચાર છે : રૉઇટર

રૉઇટર (રૂટર ખોટું છે)નું નામ આજે પૃથ્વીના એકેએક ખંડમાં અને એકેએક ભાષામાં ઘરગથ્થુ બની ગયું છે. એ સમાચારસંસ્થાએ પૃથ્વીના પટ પરના માઈલે માઈલ પર પોતાની જાળ ગૂંથી છે. નકશા ઉપરના એકેએક મોટા નગરમાં તેનાં થાણાં પડેલાં છે અને કુશળ પત્રકારો તેનું સંચાલન કરે છે. દરેક થાણામાં તેની આસપાસના મર્યાદિતવિસ્તારના ખબરોનો ઢગલો થાય છે. જેમાંના સૌથી મહત્ત્વના ઉચકી લેવામાં આવે છે અને તે લંડનની ઑફિસ પર મોકલી દેવામાં આવે છે. ત્યાં વળી ફરીવાર તેની ચાળણી થાય છે, તે પર સમારકામ થાય છે અને પછી ચોમેરની પોતાની શાખાઓ મારફત દુનિયાભરમાં તે પહોંચાડવામાં આવે છે. પૃથ્વીને કોઈ પણ ખૂણે કાંઈ પણ જાણવા જેવું કે મહત્ત્વનું બન્યું કે તેના ખબર થોડી ક્ષણમાં તો રૉઇટરની હેડ ઑફિસે પહોંચ્યા જ સમજો. સમજો કે કોઈએ અગત્યનું ભાષણ કર્યું. તે ભાષણ ચાલતું હોય છે તે જ પળે રૉઇટરનો ખબરપત્રી તે સાંભળતો જાય છે અને તેની સાથોસાથ તે ટેલીફોનથી હેડ ઑફિસને સંભળાવતો પણ જાય છે! થોડી સેકન્ડમાં તો એ ભાષણ દેશનાં બધાં છાપાંઓની ઑફિસમાંનાં ટેલીપ્રિન્ટર યંત્રોપર ટપટપાટ કરતું ઊતરવા માંડે છે ને એ જ વખતે બીનતારો ને રેડિયો કે તાર દ્વારા પરદેશોમાં ચારે દિશામાં ફેંકી મારે છે.

‘ઝડપ’ એ રૉઇટરનો મુદ્રાલેખ છે. રૉઇટરનાં માણસો પણ સમાચારો પહેલા ઝડપવાને ઘડિયાળની સેકંડે સેકંડની હોડે શરત ખેલતા હોય છે. અને તે એટલે સુધી કે ન્યૂ યૉર્કમાં બજારભાવ બહાર પડે એવા જ મુખ્ય મથકે ઝબકીને એક મિનિટમાં તો મુંબાઈ જેટલાં દૂરનાં મથકો પર પહોંચી વળે છે!

આજે હરીફના કરતાં પાંચ મિનિટ સમાચારો વહેલા પહોંચાડનારનું કામ તો એક પરાક્રમ ગણાય છે. જૂના જમાનામાં પણ એવાં પરાક્રમ બન્યા કરતાં. ઈ. ૧૯૦૦માં દક્ષિણ આફ્રિકામાં ઇંગ્લૅંડે મેફેકિંગનો ઘેરો ઉઠાવ્યો તેના સમાચાર લંડનને બે દિવસ વહેલા મોકલીને રૂટરે લંડનને હર્ષનાદોથી ગજાવી મૂક્યું અને ત્યારથી કોઈ સમાચાર વહેલા પહોંચાડવાને માટે ‘મેફેકિંગ’ શબ્દ રૂઢ બની ગયો. આ જ રીતે પ્રેસિડેન્ટ લિંકનના ખૂનના સમાચાર રૉઇટરે લંડનને સાત દિવસ વહેલા આપ્યા હતા!

ઝડપની કારીગરી સાથે રૉઇટરના સમાચારોમાં સત્ય અને ખાત્રી માટે સંપૂર્ણ દરકાર રાખવામાં આવે છે. ચીનમાં તો કોઈને સત્યની ખાત્રી કરાવવી હોય તો કહેવાય કે ‘રૉઇટરના જ ખબર સમજોને!’ તટસ્થતા જાળવવાનો આગ્રહ પણ સંપૂર્ણ હોવાથી રૉઇટરના સમાચારો બ્રિટિશ તેમજ વિરોધી નીતિવાળા પરદેશીઓ એકસરખા રીતે સ્વીકારે છે. છેલ્લા મહાયુદ્ધ વખતે રૉઇટરની જ સમાચાર-સેવા જબરી સેવા આપી શકી હતી. દુશ્મન કે મિત્ર રાજ્યોના નિષ્પક્ષ અને સત્ય ખબરો આપવાથી આખી દુનિયા તે માની લેતી. એનું સત્ય જર્મનીને એટલું કડવું લાગતું કે તેઓ રૉઇટર પર ધિક્કાર વરસાવતા. તો કેટલાક દુશ્મન દેશો તેને સત્કારતા પણ ખરા. એક જર્મન પત્ર તો ‘રૉઇટર’ અજન્સી વિષે ખાસ એક કાઢ્યો હતો, જેમાં ચિત્રો ને લેખો સાથે અત્યંત કડક ભાષા વાપરીને એવી રજૂઆત કરવામાં આવી હતી કે રૉઇટર તો કોઈપણ દુશ્મન કરતાં આપણી સત્તાને માટે વધારે ભયંકર થઈ પડે છે.

જગતની આવી અનુપમ સેવા કરનાર અને જગતના જ્ઞાન સર્વવ્યાપી બનાવનાર એ રૉઇટરના આદિ પુરુષના જીવનપરિચયથી એના પુરુષાર્થની યોગ્ય કદર થશે.

---

ધંધો શરૂ કર્યા પછી થોડા વખતમાં જ કૅલે અને લંડન વચ્ચે દરિયા સોંસરા વીજળીક તાર નંખાયા. આથી ટપાલગાડીઓ અને કબૂતર બંને નિરુપયોગી બની ગયાં. પણ આટલાથી રૉઇટર ડગે તો તે ચતુરી શાનો? ધંધો મૂકીને પાછા બૅન્કના કારકુન થવાનો કાંઈ તેનો વિચાર નહોતો! એણે તો પોતાની પાસેનું બધું વેચીસાટી લંડન જવા વહાણ પકડ્યું.

લંડન જઈને તેણે પોતાની તીક્ષ્ણ ચતુરી દૃષ્ટિએ ભાવિ જોઈ લીધું કે જો લંડનને બધા તારોના જોડાણનું મધ્યબિંદુ બનાવાય તો તે શહેર દુનિયાના વ્યાપાર-સમાચારોનું કેન્દ્ર બને. આ વિચાર આવતાં જ તેને અમલી બનાવવા રૉઇટરે કમર કસી. શહેરમાં પોતાને માટે એક મામૂલી મુકામ ભાડે રાખી રૉયલ એક્સ્ચેન્જના મકાનમાં એક નાની સરખી ઓરડીમાં પોતાની ઑફિસ ખોલી. રૉઇટર ઍન્ડ કં. ના આ જ શ્રીગણેશ. તે વખતે તેનો સ્ટાફ એટલે પોતે અને (પાછળથી પ્રખ્યાત થનાર) જ્હૉન ગ્રિફિથ નામનો ઑફિસ બૉય! શરૂઆતમાં તો રૉઇટર વ્યાપારીને આર્થિક ખબરો, બજારભાવો વગેરે



લંડનમાંનું રૉઈટરનું મુખ્ય મથક

પહેલાં રૉઈટરનું જૂનું મથક કેટલાંયે વર્ષો સુધી લંડનમાં ટેમ્સના એમ્બૅંકમેન્ટ પર બ્લૅકફ્રાયર્સ પાસે હતું ત્યાં સમાસ ન થવાથી હવે તેઓ ફ્લીટ સ્ટ્રીટના આ નવા આલીશાન મકાનમાં ગયા છે, અને ત્યાં સમાચારો મેળવવાની દુનિયાની દરેક તરકીબનાં યંત્રો છે દિવસ ને રાત-ચોવીસે કલાક સુધી રેડિયો, ટેલીફોન ને તાર દ્વારા ખબરોના ધોધ ત્યાં વહે છે અને કુશળ માણસો અતિ ઝડપે તેમાંથી વાંચવાલાયક અને જાણવાલાયક બીનાઓ રીતસરનો ઘાટ આપી-ને પાછી દુનિયામાં રવાના કરે છે. એ મકાનમાં સૂવાના ખંડો, નહાવાના ખંડો અને ત્યાં સૂનારા માણસોની બીજી જરૂરિયાતો પૂરી પાડનારી ગોઠવણો છે. ઉપાહારગૃહ અને હવાઈ હુમલાથી બચવાનાં આશ્રયસ્થાન પણ તેમાં છે અને આખા મકાનની હવા શુદ્ધ રાખનાર ચાર યંત્રો પણ છે. યુદ્ધપ્રસંગના સમાચારો મેળવવા તેમણે લંડનની બહાર જુદું રેડિયોમથક ઊભું કર્યું છે. ત્યાં દિવસ ને રાત દુનિયાની વિવિધ ભાષાઓ જાણનારા માણસો પડ્યાપાથર્યા રહીને દુનિયાના સમાચારો મેળવી તરજૂમા કરી પહોંચાડે છે.

પૂરાં પાડતો. પાછળથી તે ક્ષેત્રનો વિસ્તાર કરી દૈનિક પત્રોને તેણે રાજકીય અને બીજી ખબરો પૂરી પાડવાનું શરૂ કર્યું. આ કાર્ય સહેલું નહોતું જ. તે વખતનાં જૂની પ્રણાલિકાને વળગી રહેનારાં પત્રોને સમાચારસંસ્થાની કંઈ પડી નહોતી. પણ બધી બાબતોમાં પહેલ કરનાર લંડન 'ટાઇમ્સ' પત્રના તંત્રી જ્યૉન વૉલ્ટરે રૉઇટરના ખબરો લીધા અને 'રૉઇટરના કૉપીરાઇટ'વાળા ખબર ફ્લીટ સ્ટ્રીટમાં ચમકવા શરૂ થયા અને ધીમેધીમે એ નામ જનતામાં પરિચિત થવા લાગ્યું.

હવે માત્ર જો કોઈ યુદ્ધ ફાટી નીકળે તો રૉઇટર પૂરા પ્રકાશમાં આવે. અને ખરેખર યુદ્ધ આવ્યું. અમેરિકામાં ૧૮૬૨માં ગુલામીની પ્રથાના પ્રશ્ન ઉપર આંતરવિગ્રહ સળગ્યો. લોકો તેના ખબરો માટે તલપાપડ થવા લાગ્યા; પણ અમેરિકાનાં છાપાં પૂરી ખબરો આપી જ શકતાં નહિ. આ સ્થિતિમાં રૉઇટરે તે વખતમાં મોટું સાહસ ગણાય તેવું પગલું લીધું. તેણે ભારે પગારે એક ખાસ માણસની નિમણૂક કરીને તેને અમેરિકા મોકલ્યો અને તે લડાઇના મોરચા ઉપરથી તાજા ખબરો સીધા લંડન મોકલવા લાગ્યો. આ ખબરો રૉઇટર પાસેથી બધાં પત્રો મોંમાગ્યે ભાવે લેવા માંડ્યાં. આમાં તેને એટલી અઢળક કમાણી થઇ કે થોડા જ વખતમાં તેણે પેઢીને પોતાની અંગત માલિકીમાંથી કાઢી નાખીને તેની 'રૉઇટર ટેલિગ્રામ કં. લિ.' સ્થાપી દીધી અને પોતે તેનો મૅનેજિંગ ડાયરેક્ટર બન્યો. અત્યારના સ્વરૂપની રૉઇટરની એજન્સીની આ પ્રથમ સ્થાપના.

રૉઇટરની કીર્તિ હવે વધવા લાગી. જર્મન રાજકુમાર ડ્યુક ઑફ સેક્સકોબુર્ગ ગોથાએ તેને બૅરન બનાવ્યો. બૅરન પૉલ રૉઇટરે પોતાનો ધંધો ખૂબ વિકસાવ્યો. પોતાના પુત્ર બૅરન હર્બર્ટ રૉઇટરને તેનું સુકાન સોંપી ૧૮૭૯માં નિવૃત્તિ લીધી ત્યાં સુધીમાં તો તે સંસ્થા ફૂદકે ને ભૂસકે એટલી આગળ વધી કે રાજકીય ક્ષેત્રમાં પણ તેની લાગવગ અને વટ વધી પડ્યાં.

૧૯૧૪નું મહાયુદ્ધ ફાટી નીકળતાં રૉઇટરનો સિતારો ફરી ચમક્યો. સાથે એક અકસ્માતે તેના ઇતિહાસમાં પલટો આણ્યો. યુદ્ધની શરૂઆતમાં જ હર્બર્ટ રૉઇટર ગુજરી ગયો. હવે આવી મોટી બ્રિટિશ સમાચારસંસ્થાનું સુકાન કોને અપાય તો ઠીક, તેનો બ્રિટિશ પ્રજાના મોવડીઓ દરેક દૃષ્ટિબિંદુથી વિચાર કરવા લાગ્યા. સંસ્થા જાહેર રહી, એટલે ગમે તેના હાથમાં તે રેઢી પડે, રાષ્ટ્રીય હિત જોખમાય, દુશ્મનોને શસ્ત્ર આવે, યુદ્ધના ખબરો રાષ્ટ્રના લાભના ન રહે, અને અંતિમ વિજય હાથમાંથી ચાલ્યો જાય. આવાંઆવાં કારણોને લઇને, ખૂબ વિચારણાને અંતે એ આખી પેઢીનું સુકાન તેના દક્ષિણ આફ્રિકાના એજન્ટ રૉડરિક જોન્સના હાથમાં મૂકવામાં આવ્યું. તે માન્ચેસ્ટરનો વતની હતો અને 'રૉઇટર્સ'ના છ વિભાગોમાંના એકનો જનરલ મૅનેજર હતો.

# કાળપ્રવાસ

જગનામી અંગ્રેજ સાહિત્યકાર

**એચ. જી. વેલ્સની**

## એક અદ્ભુત કલ્પનાકથા

**મા**ણસ જેમ ઉત્તર દક્ષિણ પૂર્વ કે પશ્ચિમ એમ બધી 'દિશાઓ'માં સફર કરી શકે છે તેમ ભૂત અગર ભવિષ્ય '**કાળ**'માં પણ મહેલ મુસાફરી કરી શકે તો કેવી મઝા પડે ? અમુક લાખ વર્ષ પર શું બન્યું હતું અથવા અમુક લાખ વર્ષ પછી શું બનશે તે એ કાળમાં પ્રવાસ કરીને જો પોતાની સગી આંખે તે જોઇ ને જાણી શકે તો તેને કેટલો આનંદ થાય ? આ કલ્પના કેવી મનોરંજક છે ? વિખ્યાત અંગ્રેજ ગ્રંથકાર મિ. એચ. જી. વેલ્સે આવો એક કાળપ્રવાસ કલ્પીને કાળપ્રવાસીને અને કાળયંત્રને જન્મ આપ્યો છે !

પહેલી નજરે તો, ખરેખર, આ ખ્યાલ કોઇને પણ બેહુદો, કલ્પનાશીલ અને વિલક્ષણ લાગશે; પણ કલ્પના સિવાય તો કઈ વસ્તુ સાધ્ય થઈ છે ? આપણા સમક્ષ બનતી વસ્તુઓ સિવાય બીજું કાંઇ આપણે કલ્પી જ શકતા ન હોત તો કદી પ્રગતિ થઈ શકત નહિ. કલ્પનાવિહોણી દુનિયા તદ્દન નીરસ હોત. જે જે શોધકોએ મહાન શોધો કરી છે તેની તેમણે પ્રથમ મનમાં કલ્પના કરી તેનું સર્જન કર્યું છે. આના સંબંધમાં આપણે મોટરકારો, બલૂનો, હવાઇ વિમાનો, સબમરીનો વગેરેનો દાખલો લઇએ. જે જમાનામાં એ શોધાઇ ન હતી તે જમાનામાં એની કલ્પના કેટલી અશક્ય લાગી હશે ? વળી હાલમાં કેટલાક સમયથી એક ગ્રહમાંથી બીજા ગ્રહમાં જવા માટે અવકાશ-પ્રવાસનાં સાધનો શોધવા પાછળ વૈજ્ઞાનિકો માથાકૂટ કરી રહ્યા છે. આની બેહૂદી અને અસંભવિત જણાતી કલ્પના પ્રથમ જુલે વર્ન નામના ફ્રેંચ ગ્રંથકારને સ્ફુરી, અને એણે ખૂબ મોટી તોપના પોલા ગોળામાં ત્રણ મુસાફરોએ ચંદ્રનો પ્રવાસ કર્યાનું કલ્પિત પુસ્તક લખ્યું. આના આધારે પ્રગતિ કરતાં વૈજ્ઞાનિકોએ રૉકેટશિપ–હવાઈના ધક્કાના બળથી ચાલતા અવકાશયાન–ની સંપૂર્ણ યોજના કરી છે, અને તેનાથી આ પ્રવાસ કરી શકાશે એમ તેમને ખાત્રી છે. એ જ રીતે આજના વિખ્યાત અંગ્રેજ ચિંતક અને લેખક મિ. એચ. જી. વેલ્સે કાળપ્રવાસની કલ્પના કરી 'કાળયંત્ર' નામનું એક પુસ્તક લખ્યું છે. તેમાં એક મુસાફર પાસે એ ભવિષ્ય કાળમાં મુસાફરી કરાવે છે, અને તે સમયમાં મનુષ્યજાતિ કેવી દશાએ પહોંચી છે અને પૃથ્વીની શી સ્થિતિ છે વગેરે વસ્તુઓનું તેની પાસે અવલોકન કરાવે છે. એ વાર્તાનો ટૂંક સાર નીચે આપ્યો છે.

**વ**સ્તુમાત્રના અસ્તિત્વ માટે લંબાઈ, પહોળાઈ અને જાડાઈની જરૂર છે. એ ત્રણને સ્થળ-પરિમાણ કહે છે; પરંતુ તદુપરાંત સમય અથવા કાળ પણ પ્રત્યેક વસ્તુના અસ્તિત્વ માટે જરૂરી છે, કારણ કે કોઇપણ વસ્તુ અમુક 'સમય'ને માટે હયાતીમાં આવ્યા સિવાય અસ્તિત્વમાં આવેલી હોઈ શકે જ નહિ. આનું નામ કાળ-પરિમાણ, અને તે ચોથું પરિમાણ છે. એક કાળમાંથી બીજા કાળમાં મુસાફરી કરવી એનું નામ કાળપ્રવાસ.

એક પ્રોફેસર હતો. એણે એવા પ્રકારનું યંત્ર બનાવ્યું હતું કે જેનાથી તે એક કાળમાંથી બીજા કાળમાં મુસાફરી કરી શકે. એ કોઇ ધાતુ અને ચળકતી વસ્તુઓનું બનાવેલું હતું, અને તેમાં હાથીદાંત અને કચકડો પણ વાપરેલો હતો, તથા તેના પર બેસીને મુસાફરી કરવા એમાં એક જીન ગોઠવેલું હતું. આ યંત્રથી તેણે ભૂત અગર ભવિષ્યકાળમાં મુસાફરી કરવાની શક્તિ મેળવી હતી. જેમ સ્થળ-પરિમાણમાં યંત્રની મદદથી ગુરુત્વાકર્ષણાદિ નિયમોને આપણે કબજામાં લાવી ઊંચેનીચે જઈ શકીએ છીએ, તેમ આ યંત્રથી કાળપ્રવાસ કરી શકાય એવો તે દાવો કરતો હતો. વળી, તેણે એના પ્રયોગ માટે મોટામોટા યંત્રની પ્રતિકૃતિરૂપ એક નાનું યંત્ર બનાવ્યું હતું અને એને પોતાના મિત્રોની હાજરીમાં કાળપ્રવાસે મોકલ્યું હતું.

એક સમયે કાળપ્રવાસીને ઘેર એના મિત્રો આવ્યા હતા ત્યારે તે ઘેર ન હતો. 'થોડા સમય માટે હું બહાર જાઉં છું તેથી તમારે મારી રાહ જોવી' એવી ચિઠ્ઠી લખી એ મૂકી ગયો હતો, એટલે તેઓ એક ઓરડામાં એની રાહ જોતા બેઠા હતા. તેઓ એના કાળ-પ્રવાસની શક્યાશક્યતા વિષે વિવેચન કરતા હતા એટલામાં તે અતિશય શ્રમિત થએલો અને મેલાં કપડાં સાથે લંગડાતો ઓરડામાં દાખલ થયો. એના મોં પર તાજો રૂઝાએલો ઘા દેખાતો હતો અને એનાં બોલ્ડાં(?) ફાટી ગયાં હતાં. એને આવી દશામાં જોઈને એના મિત્રો આશ્ચર્યચકિત થયા, અને ઉપહાસ રૂપે તે કાળમાં પ્રવાસ કરવા તો નહોતો ગયો એવો પ્રશ્ન પૂછ્યો. એણે ઉત્તર દીધો, 'તમે માનો યા ન માનો, પણ હું ખરેખર કાળપ્રવાસે ગયો હતો, અને છેલ્લા ત્રણ ચાર કલાકમાં



ત્યાં એક બહુ મોટું, જબરદસ્ત, ઘસાઈ ગએલું, સફેદ આરસનું, સ્ફિંક્સ જેવું પૂતળું હતું.

બીજા કાળમાં એક અઠવાડિયાનું જીવન ગાળી આવ્યો છું.' થોડીવારે પરવારી નેગે પોતાનો વૃત્તાંત શરૂ કર્યો.

કાળયંત્રના છત્રપર સવાર થઈને એનો દાંડો દબાવ્યો એટલે આંચકા સાથે કાળપ્રવાસ શરૂ થયો. કળ ફેરવતાં જેમ દીવો નાનોમોટો થાય છે એમ રાત્રિ અને દિવસની અકલ્પ્ય રીતે ત્વરિત ગતિ શરૂ થઈ. કાનમાં તમરાં વાગ્યાં અને મનમાં સહેજ ગૂંચવણનો ભાવ જણાયો. આકાશમાં સૂર્ય ત્વરિત ગતિથી નૃત્ય કરતો અને પછી દેવતાની રેખાની માફક ઝગકતો જણાયો. ચંદ્ર એની વિવિધ કળાઓના સ્વરૂપમાં ત્વરાથી પરિભ્રમણ કરતો અને પછી ઝાંખાં ઝોલાં ખાતા પટાની માફક દેખાયો. રાત્રિ અને દિવસના ધબકારા સતત ભૂખરા રંગના આકારના જણાયા અને તારા થોડાથોડા અંતરે એક ઝગકતા અતિ પ્રકાશિત વર્તુળની જેમ જણાયા. દુનિયા ઝાંખા સ્વરૂપે અતિશય ભારે ત્વરિત ગતિથી સરી જતી જણાઈ. આખરે એક સ્થળે કળ દબાવતાં યંત્ર ગોટીમડાં ખાવા માંડ્યું અને કાળપ્રવાસી અધોમુખ સ્થિતિમાં જમીન પર પછડાયો.

કેવા પ્રકારની દુનિયા જોવા મળશે એવા કુતૂહલથી એ જમીન પર પટકાયો ત્યારે ત્યાં ઝાકળ વરસતું હતું અને ધુમ્મસ છવાયું હતું. આસપાસનો દેખાવ ફુલઝાડના બગીચા જેવો હતો, અને ત્યાં એક બહુ મોટું, જબરદસ્ત, ઘસાઇ ગએલું, સફેદ આરસનું, સ્ફિંક્સ જેવું પૂતળું હતું. જમીન પર નિશ્ચેતન અવસ્થામાં એ પડ્યો હતો તેમાંથી ઠેકાણે આવતાં એણે પેલા સફેદ પૂતળા નજીક આશરે ચાર ફૂટ ઊંચાં, જાંબુડિયા રંગના ઝભ્ભાવાળાં, કેટલાંક નાનાં, નાજુક, દોડતાં માનવપ્રાણીઓના ખભા અને માથાં દેખ્યાં. યંત્ર ઉપર નજર કરતાં અંતર બતાવનારા ચંદામાં આઠ લાખ બે હજાર સાતસો ને એકની સાલ પર કાંટો આવેલો જણાયો. ધુમ્મસનો પડદો હવે તદ્દન ઓછો થઈ ગયો હતો અને સૂર્યોદયની તૈયારી હતી.

તેમાંનું એક પ્રાણી કાળપ્રવાસીની નજીક આવી સ્મિત સાથે એની સામે જોઈ રહ્યું. પછી ઘણાં પ્રાણીઓ એની આસપાસ વીંટળાઈ વળી એને તપાસવા માંડ્યાં. તેઓ અતિશય લાવણ્યમય અને કોમળ હતાં, પણ તેમનામાં બુદ્ધિનો ઝાઝો અંશ ન હતો. તેમના વાળ એકધારા વાંકડિયા હતા અને તે બોચી તથા ગાલ આગળ આવી અટકી જતા હતા. ચહેરા પર એકે વાળ ન હતો. એમના કાન બહુ સૂક્ષ્મ હતા, મોં એકદમ નાનાં

હતાં અને હડપચીઓ અણીદાર હતી. આંખો મોટી ને કોમળ હતી, પણ રસવૃત્તિની એમનામાં ખામી હતી. તેઓ કૂજન કરતા હોય એમ એકબીજાની સાથે વાતો કરતા હતા, પણ કાળપ્રવાસી અને તેઓ એકબીજાને પોતાની વાત સમજાવી શકતા ન હતા.

પૂરો નિહાળ્યા બાદ તેઓ એને એક જબરદસ્ત દરવાજાવાળા મોટા મકાનમાં લઈ ગયા. ત્યાં સ્થળે સ્થળે કોતરકામ કરેલું હતું અને જમીન કોઈ સફેદ કઠણ ધાતુની બનાવેલી હોઈ ખૂબ ઘસાઈ ગઈ હતી. તેમાં ઘસેલા પથ્થરનાં તૂટેલાં અસંખ્ય ટેબલો મૂકેલાં હતાં અને તેના પર કોઈક ફળના ઢગલા પડેલા હતા. ટેબલો વચ્ચે તકિયા વિખરાએલા પડ્યા હતા. એના પર તેઓ બેઠા અને કાળપ્રવાસીને પણ બેસાડ્યો. પછી તેમણે પેલાં ફળ ખાવાં શરૂ કર્યાં. ફળ બહુ મિષ્ટ હતાં અને તે જે-માત્ર એમનો એકનો એક આરાક હતો.

નષ્ટપ્રાય બળપકાની સ્થિતિ પર આવી ગએલી દુનિયા તેણે દીઠી. મોટાં મકાનો ને મહેલાતો જીર્ણ અવસ્થાએ પહોંચેલાં જ્યાંત્યાં દૃષ્ટિએ પડતાં હતાં. નાનાં મકાનોનું તો નામનિશાન જણાતું ન હતું. કૌટુંબિક સંસ્થાનો પણ લોપ થએલો હતો. એ મનુષ્યોમાં નરનારીને જુદાં પાડી બતાવે એવો પોશાકનો ફેરફાર કે રીતભાતનો ભેદ જણાતો ન હતો. વળી, સ્થળે સ્થળે ઘુમ્મટો નીચે કુવાના જેવાં બાંધકામ નજરે પડતાં હતાં. એક ક્ષણ માટે એને ત્યાં સામ્યવાદ પ્રચલિત થએલો હોવાનો વિચાર આવ્યો, પણ એ વાસ્તવિક ન લાગ્યો. જનતા સંસ્કૃતિની ટોચ પર પહોંચી જઈ હવે ક્ષીણ દશામાં આવી પડેલી તેને લાગી. જે જનતા એક સમયે સબળ, ઉત્સાહી અને બુદ્ધિમાન બની હતી તેની પ્રતિક્રિયાનું કામ હવે શરૂ થયું હતું. એ લોકોની શારીરિક ક્ષુદ્રતા, બુદ્ધિની ખામી અને અસંખ્યાત ખંડેરો એ પ્રતિક્રિયાના પરિણામ રૂપે હતાં.

પોતાની નજરે પડેલા આ માનવ કુળના ભાવી વિષે તે મનન કરી રહ્યો હતો, એટલામાં એક વિચિત્ર ઘટના બની. સૂર્યાસ્ત થઈ ચૂક્યો હતો અને ચંદ્રનો ઉદય થયો હતો. જે સ્થળે એ બેઠો હતો ત્યાંથી પેલા પૂતળા તરફ નજર નાખતાં એનું કાળયંત્ર ગુમ થએલું જણાયું. એનો તો જીવ જ ઊડી ગયો! ગાંડાની જેમ એ આમતેમ દોડવા માંડ્યો. એ કોણ લઈ ગયું એની તેને ગમ પડી નહિ. એને ભય વ્યાપ્યો કે પોતે કદાચ આ અજાણ્યા યુગમાં ફસકાઈ તો નહિ પડે! એણે પેલા મોટા મકાનમાં જઈ ત્યાં સૂતેલાં પ્રાણીઓને પ્રશ્નો પર પ્રશ્નો પૂછી અકળાવી નાખ્યાં. તેમને આમાં કાંઈ સમજ નહિ પડવાથી તેઓ બબ્લીત થયાં. બહાર નીકળી તપાસ કરતાં એણે પેલા પૂતળા સુધી જમીન પર ઘસરકા પડેલા દીઠા, જેથી તે યંત્રને તે પૂતળા નીચેની બેસણીમાં સંતાડેલું હોવાની એને જાણ થઈ. એણે પથ્થર વડે બેસણીની તકતીઓ તોડવા પ્રયત્ન કર્યો, પણ તે તૂટી નહિ. પેલાંમાંનાં કેટલાંક પ્રાણીઓ એને એમ કરતો જોઈ બહુ નાખુશ થતાં જણાયાં. એણે તેમને એ બેસણી વિષે પ્રશ્ન પૂછવા માંડ્યા, પણ તેનો ઉત્તર આપવાને બદલે તેમને બહુ માઠું લાગ્યું, અને તેનાથી તેઓ દૂર ભાગવા લાગ્યાં. તેણે એ વાત પડતી મૂકી, એટલે એકબે દિવસમાં તેઓ તેના પ્રત્યે પ્રથમની માફક વર્તવા લાગ્યાં. તેણે એમને દીવાસળીઓ સળગાવી ખૂબ ખુશ કર્યાં, કેમકે તેઓ દેવતાને અને દીવાસળીને સદંતર ભૂલી ગયાં હતાં!

પછી તેણે એમની ભાષા શીખવા માંડી. એ બહુ જ સાદી, થોડા શબ્દોવાળી અને બહુ સાદા વિચારો દર્શાવી શકે એવી હતી. પેલા ઘુમ્મટોની નીચે જે કાંસાનાં પતરાં મઢેલા કુવા જેવાં બાંધકામ એના જોવામાં આવ્યાં હતાં તે તરફ એ ગયો. એમાં કુદરતી પાણી જણાતું ન હતું. દીવાસળી સળગાવી તેમાં ધરતાં એની જ્યોતના હલનચલનથી તેણે જાણ્યું કે એમાં કોઈ યાંત્રિક પ્રબંધથી પવનનો પ્રવાહ ચાલતો હતો. એક કાગળની કાપલી તેમાં નાંખતાં તે પવનથી ખેંચાઈ અંદર સીધી ચાલી ગઈ.

વળી, એ કુવાઓનો સંબંધ અહીંતહીં માલૂમ પડતા મિનારાઓ સાથે હોવાનું તેણે કલ્પ્યું, કેમકે તે મિનારાઓમાંથી સૂક્ષ્મ વાયુની વરાળો નીકળતી જણાતી હતી. પણ આ લોકોમાં કોઈ પણ પ્રકારની સર્જક શક્તિ કે કોઈ પ્રકારના સંસ્કૃતિ સાથે સંબંધ ધરાવતા કાર્યનો પ્રબંધ જણાયો નહિ. ખાવું, પીવું, નાચવું, ગાવું ને સૂઈ રહેવું તે સિવાય બીજું કોઈ કાર્ય તેઓ કરતા ન હતા. એકંદરે તેઓ અકર્મમય જીવન ગાળતા હતાં. દુઃખ અને જરૂરિયાતોની સરાણી પર મનુષ્ય પાણીદાર બને છે, પણ નિર્ભયતાની અને સુખમય પરિસ્થિતિ પ્રાપ્ત થતાં એ તિરસ્કૃત સરાણીનો નાશ થઈ ગએલો હોય છે એ ચોક્ખું જ છે; અને એ સ્થિતિ

એ લોકો પ્રાપ્ત કરી ચૂક્યા હતા. પણ સુંદર કપડાં, ચાખડીઓ વગેરે તેમની સામાન્ય જરૂરિયાતની ચીજો તેઓ કેવી રીતે મેળવતા હતા તેની કાંઈ સમજ પડતી ન હતી. આ પ્રકારના એના મનના ગોટાળામાં કાળપ્રવાસીને તે સ્થળે એક મિત્રાચારીનું સ્થળ સાંપડ્યું. એક નાની બાળા નહાવા પડતાં ડૂબવાની તૈયારીમાં હતી તેને એણે બચાવી. એનું નામ વીણા હતું. પેલાઓમાંના ઘણા એને ડૂબતી જોઈ રહ્યા હતા, પણ તે લોકોની સમજશક્તિ અથવા બુદ્ધિ એવી ખામીભરેલી હતી કે તેમાંના કોઈએ એને બચાવવા પ્રયત્ન કર્યો નહિ. એ બાળાનો થોડા સમયમાં કરુણ અંત આવ્યો ત્યાં સુધી તે નિરંતર આ કાળપ્રવાસીની સોબતમાં રહી.

પેલા લોકો અંધકારથી બીતા હતા તેથી રાત્રે તેઓ બધાં મોટાં મકાનોમાં ટોળાબંધ સૂઈ રહેતાં હતાં. કાળપ્રવાસીને એક વખતે અંધકારમાં કેટલીક સફેદ આકૃતિઓ જણાઈ. તેઓ કોઈ કાળી વસ્તુને ઉપાડીને લઈ જતી હતી. એણે એક આકૃતિને જોવા દીવાસળી સળગાવી, તો તેના પ્રકાશથી ગભરાઈ તે માથું નીચું નમાવી દોડતી કાળા ઓળાઓમાં સંતાઈ ગઈ. વળી એક ડગલા પાછળ અંધારામાં ઝગારા મારતી આંખો જોતાં એણે બીજી દીવાસળી સળગાવી, એટલે બીજી એક આકૃતિ ઝપાટાબંધ નજીકના કૂવા તરફ દોડી તેમાં ઊતરી ગઈ. તે કોઈ માનવપ્રાણી હોઈ જાણે માનવ કરોળિયો ન હોય એવું જણાતું હતું! કાળપ્રવાસીએ આના વિષે અનેક તર્કો કર્યા. છેવટે તે એવા નિર્ણય પર આવ્યો કે ભવિષ્યનું માનવી બે જાતિઓમાં વહેંચાઈ ગયું હતું. એક તો પેલું ઉપર રહેતું નાજુક સુલલિત પ્રાણી. અને બીજું આ રૂની પૂણી જેવું સફેદ, ગલીચ ભૂગર્ભમાં રહેતું નિશાચર પ્રાણી. ઉપર રહેતાં પ્રાણી 'ઈલોઈ' નામથી ઓળખાતાં હતાં, અને ભૂગર્ભનાં પ્રાણી 'મૉર્લૉક' નામથી ઓળખાતાં હતાં. હવે આ ભૂગર્ભના કૂવા ને ભોંયરા વિષે એને સમજ પડી. વળી આ દુષ્ટ પ્રાણીઓએ જ એનું કાળયંત્ર ખસેડ્યું હતું એની પણ એને ખાત્રી થઈ.

વીણા હવે કાળપ્રવાસી જોડે પૂરેપૂરી હળી ગઈ હતી. તે એને ખભાપર ઊંચકી લઈ ફરતો. એક વખત ભૂગર્ભનાં પ્રાણીઓની તપાસ કરવા એ વીણાને બહાર મૂકી કૂવામાં ઊતર્યો. કૂવો આશરે બસો વાર ઊંડો હતો અને તેમાં ઊતરવાને ધાતુના કડકા ભીંતમાં જડેલા હતા. છેક નીચે પહોંચતાં અંધારાના ઓળાઓમાં કોઈ યંત્ર ચાલતાં તેણે દીઠાં. ત્યાં તે આરામ લેવા સૂતો અને સહેજ નિદ્રાથી ઘેરાયો. એટલામાં તો પેલામાંનાં કેટલાંક ગલીચ પ્રાણીઓ એને વળગી પડ્યાં. તે મહા મુસીબતે એમને મારતો, કૂટતો, એમનાથી છૂટ્યો, અને દીવાસળીઓ સળગાવી પ્રકાશમાં એમની આંખો આંજી નાખી. પછી ત્યાંથી દોટ મૂકી ભીંતોમાં જડેલા હાથા પકડી તે ઉપર આવ્યો.

હવે એને એ લોકો વિષે વધારે સમજણ પડી. જમીન નીચે રહેનારાં માનવીઓ માંસાહારી હતાં અને તેઓ ઉપરનાં મનુષ્યોના માંસનું ભક્ષણ કરતાં હતાં. આ પરથી ઉપરનાં મનુષ્યોનો અંધકાર વિષેનો ભય તે સમજી શક્યો. મનુષ્યની વિકાસક્રિયામાંથી જન્મેલી આ બે જાતિઓ તદ્દન નવા સંબંધમાં જોડાવાને અધોમુખ પ્રયાણ કરી રહી હતી, અગર નવો સંબંધ બાંધી ચૂકી હતી. 'ઈલોઈ' લોકો જે એક વખત કૃપાપાત્ર અમીર વર્ગનાં માનવી હશે તેઓ હવે સુંદર નિષ્ફળતાની અધોગતિએ પહોંચ્યાં હતાં, અને 'મૉર્લૉક' લોકો અસંખ્ય જમાનાઓથી એમનાથી ચડિયાતા દરજ્જાના માનવીઓથી ભૂગર્ભમાં ધકેલાએલા હોઈ હવે પ્રકાશિત ભૂમિતળને સહન કરી શકતા ન હતા, અને ઉપરનાં માનવીઓની કપડાં વગેરેની જરૂરિયાતો પૂરી પાડવાનું કાર્ય, માત્રસેવા ઉઠાવવાની જૂની ટેવ હજી તેમનામાં રહેલી હોવાથી, કર્યે જતા હતા. હવે જૂનો ક્રમ થોડે અંશે ઉલટાવા માંડ્યો હતો. મનુષ્યે પ્રકૃતિ પર અને પોતાના ભાઈ પર એક સમયે વિજય મેળવ્યો હતો, અને હવે ઈશ્વરી ન્યાય ઝપાટાબંધ આવી પહોંચ્યો હતો. 'ઈલોઈ' લોકો જેઓ ભયને સમૂળગો ભૂલી ગયા હતા તેઓ હવે બીકથી પુનઃ પરિચિત થતા હતા, અને 'મૉર્લૉક' લોકો પોતાને ખાવાનું ખૂટવાથી ઉપર રહેનારા પોતાના ભાઈઓનું માંસ ખાવાનું શીખ્યા હતા!

પોતાનું કાળયંત્ર પાછું મેળવવા કાળપ્રવાસીએ એ પ્રદેશમાં ખૂબ ભટકવા માંડ્યું. એને 'મૉર્લૉક' લોકોની ખાસિયતોથી વાકેફ થવું હતું અને તેમને મહાત કરવા સાધનોની પ્રાપ્તિ કરવી હતી. ફરતાં ફરતાં તે એક ચીનાઈ ચલાણાના જેવી વસ્તુની બનાવેલી મહેલાત પાસે આવી પહોંચ્યો. તે આપણા પછીના ઘણા લાંબા

કાળનું એક સંગ્રહસ્થાન હતું. એમાં આપણા કાળના તથા ત્યારપછીનાં અગણિત વર્ષોના કાળના જાતજાતના નમૂનાઓ, કેટલાક નાશ પામેલા, કેટલાક અર્ધ નાશ પામેલી સ્થિતિમાં, અને કેટલાક જળવાઇ રહેલા એના જોવામાં આવ્યા. વિવિધ પ્રકારનાં નવીન યંત્રો, અજ્ઞાત પ્રાણીઓના અવશેષો, પુસ્તકોનાં બદામી રંગનાં ચીંથરાં જેવા થઇ ગએલાં પાનાના કટકા, જુદીજુદી જાતનાં હથિયારો, રાસાયણિક પદાર્થો વગેરે વિવિધ વસ્તુઓ તેણે ત્યાં જોઈ. એ બધાંમાં એક કાચની સીલ કરેલી બરણીમાં જળવાઇ રહેલો કપૂરનો કટકો, અને તે વખતના સમય સુધી જળવાઇ રહેલી દીવાસળીની પેટી એ બે વસ્તુઓ 'મૉર્લોક' લોકોને બીવડાવવાના ઉપયોગમાં આવે એવી જણાવાથી એણે બહુ આનંદ સાથે લઈ લીધી. વળી, યંત્રોના આખા તથા બાગ્યાતૂટ્યા સંગ્રહમાંથી એક ગદા જેવો જાડો સળિયો મૉર્લોક લોકોને ફટકારવા તેણે પસંદ કરી લીધો. સૂર્યાસ્તનો સમય થતાં એણે તે સ્થળ છોડ્યું.

ત્યાંથી નીકળી પેલા પૂતળાના માર્ગ તરફ પ્રયાણ કરતાં એક જંગલ આવ્યું. રાત્રિ પડવા માંડી હતી અને કૃષ્ણપક્ષના અંધકારમાં પેલા 'મૉર્લોક' લોકોના ઉપદ્રવની એને ભારે બીતિ હતી. જંગલની મધ્યમાં આવ્યા બાદ અહીંતહીંથી સૂકી સાંઠીઓ ભેગી કરી પોતાને પ્રકાશ મળે એટલા માટે તે સળગાવી દેવતા પેટાવ્યો, અને વીણાને પોતાના જૅકેટમાં લપેટી એને ઊંચકી આગળ ચાલવા માંડ્યું. એટલામાં ઘૂ ઘૂ કરતા અવાજો એના કાને પડયા અને જંગલમાં હલનચલન જણાવા માંડ્યું. એનો પેટાવેલો અગ્નિ હવે દૂર પડી ગયો હતો, અને મૉર્લોકોનાં ટોળે ટોળાં એના પર ધસી આવ્યાં. એ ધમાચકડીમાં એણે વીણાને જમીન પર મૂકી ગજવામાંથી દીવાસળીની પેટી કાઢવા માંડી. દીવાસળીની પેટી કાઢી પ્રકાશ કરી પેલું કપૂર સળગાવ્યું અને 'મૉર્લોકો'ને આંજી નાખી પેલી ગદાથી મારઝૂડ કરી હાંકી કાઢ્યાં, પણ વીણા ગુમ થઇ હતી! વળી એ એની દિશા ભૂલ્યો અને એનો પેટાવેલો અગ્નિ જે હવે ચારે તરફ સળગી રહ્યો હતો ત્યાં આવી પહોંચ્યો. એ અગ્નિમાં કેટલાક 'મૉર્લોકો' અંજાઇને પડ્યા અને મરી ગયા. એણે વીણાની બહુ તપાસ કરી, પણ એનું શબ હાથ આવ્યું નહિ, પણ અગ્નિ બધે પ્રસરી ગએલો હોવાથી તે એના ભયંકર બાફીમાંથી બચી ગયું હતું એની એને ખાત્રી થઇ.

ત્યાંથી નાસી તે પેલી બેસણી આગળ આવી પહોંચ્યો. આશ્ચર્યકારક ઘટના એ બની કે એનાં કમાડ નીચે ખોભણાંમાં શેતરી ખુલ્લાં થઈ ગયાં હતાં. કાળયંત્ર પણ અંદર એક ખૂણામાં પડ્યું હતું. એ અંદર પેઠો એટલે કમાડ બીડાઈ ગયાં અને 'મૉર્લોકો'ના અટ્ટહાસ્યનો ધ્વનિ એના કાને અથડાયો. કેટલાક 'મૉર્લોકો' એને વીંટાઇ વળી ચારે તરફથી પકડી એના ગળા પર દાંત બેસાડવા માંડ્યા. પેલી ગદાથી તેમને ઝપાટી કાઢી એ ડ્રાઇન પર બેસી ગયો અને કળના દાંડા દબાવી યંત્ર ચાલુ કર્યું. એના શરીરને કેટલાક હાથ વળગેલા હતા તે તરત જ એના પરથી સરી ગયા, અંધકારનો પડદો આંખ પરથી દૂર થયો અને પ્રથમની માફક ભૂખરા તેજમાં અને તોફાનમાં એ પડ્યો.

યંત્ર હજી ભવિષ્યમાં આગળ ચાલતું હતું. આખરે અનેક સૈકાઓ પસાર કર્યા બાદ તેને બંધ કરતાં એ એવા કાળમાં આવી પહોંચ્યો કે જે સમયમાં માનવ જાતિ નાશ પામી ચૂકી હતી અને મોટાં કાચબા જેવાં રાક્ષસી પ્રાણીઓ અને સુકાતા તેમજ ખોપડા બાઝતા પાણીવાળા દરિયા પર શેવાળ જેવી લીલોતરી સિવાય કોઈ પ્રકારનું જીવન રહ્યું ન હતું. ત્રણ કરોડથી વિશેષ વર્ષના અંતર બાદ એણે સૂર્યના કદમાં વૃદ્ધિ થએલી દેખી. સૂર્યે રાતા ગરમ ઘુમ્મટની માફક અંધકારમય આકાશનો દસમો ભાગ આવરી લીધો હતો. પૃથ્વીની ધરી પરની ગતિ સ્તંભી ગઇ હતી અને તેનો અંતકાળ પાસે આવતો હોય એવું લાગવા માંડ્યું હતું. સર્વત્ર મૃત્યુમય શાંતિ ફેલાઇ રહી હતી અને અંધકાર ચારે બાજુ પ્રસરી રહ્યો હતો. એને અતિશય ત્રાસની લાગણી થઇ, શ્વાસોચ્છ્વાસ લેવામાં મુશ્કેલી પડવા માંડી અને તે ધ્રુજવા માંડ્યો તથા જીવ જતો રહે એવી એને ઓકારી આવવા માંડી. એકદમ એણે અવળી દિશામાં મુસાફરી શરૂ કરી અને ધીમે ધીમે જોએલા દૃશ્યનો ઊલટક્રમ આરંભાયો. યંત્રના અંકનો કાંટો આરંભના સ્થળ તરફ જવા માંડ્યો, પ્રયોગશાળાની જાણીતી દીવાલો એની આસપાસ આવી અને એણે બહુજ ધીમેથી યંત્રની ગતિ ઓછી કરી ઊભું રાખ્યું. આમ તે જ્યાંથી ઊપડ્યો હતો ત્યાં પાછો આવ્યો.

કાળપ્રવાસીએ વાત પૂરી કરી; પણ તે કોઈના માન્યામાં ન આવી. પ્રવાસ દરમ્યાન વીણાએ કેટલાંક ફૂલ એના ગજવામાં નાખેલાં તેમાંનાં બે સુકાઈ ગએલાં એને હાથ આવ્યાં તે મિત્રોને બતાવતાં પણ તેમને આ વાતમાં વિશ્વાસ પડ્યો નહિ. કાળપ્રવાસીને થયું કે તે પોતાની સાથે નાનું સીને મશીન લઈ ગયો હોત તો સાબિતી માટે એ સમયના ફોટોગ્રાફ તે લઈ શકત.

થોડા દિવસ બાદ એ કૉડૅકનું નાનું સીને મશીન વગેરે જરૂરી વસ્તુઓ લાવી પોતાના એક મિત્રને અર્ધો કલાક રાહ જોવાનું કહી બીજા પ્રવાસે ગયો. મિત્રે ઘણી વાટ જોઈ પણ તે પાછો ફર્યો નહિ; અને હવે પાછો ફરશે કે નહિ તે શકપડતું છે. કેમકે એને ગયે બે વર્ષ થઈ ગયાં છે, પણ હજી તે પાછો આવ્યો નથી!

ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત

# Our Friends Abroad — પરદેશી મિત્રોના પત્રો

(નીચેનો મેળવનાર: વિનોદચંદ્ર ચુનીલાલ દેસાઈ-અંકલેશ્વર)

81 Peter Road
Walton, Liverpool (Eng.)

પ્રિય વિનોદચંદ્ર,

હિંદ ખાતે જૅનાથને તમને કલમમિત્ર તરીકે મેળવી આપ્યા તેથી હું બહુ જ રાજી થઈ. મને આશા છે કે આપણે ખૂબ પત્રવ્યવહાર કરીશું.

આવતી તા. ૩૦મી ઑક્ટોબરે મને તેર વર્ષ પૂરાં થશે. તમે સમજી શક્યા હશો કે હું અહીં લિવરપૂલમાં જ રહું છું. બધાં બંદરોની જેમ એ પણ ધમાલભર્યું છે, એટલે મને જોકે ખાસ બહુ ગમતું નથી; પણ અહીં બીજું ઘણું જાણવાજેવું છે. લિવરપૂલ મર્સી નદીને કાંઠે આવેલું છે અને દુનિયાભરમા મોટામાં મોટી ગોદી તથા ધક્કો ધરાવે છે. કંઈક દેશોનાં વહાણો અહીં નાંગરે છે. માલ પણ જાતજાતનો ઊતરે છે. બંદર પર જાઓ તો માલની ગણત્રબ ચડઊતર જોવા મળે.

લિવરપૂલમાં વળી એક મોટી ટનલ (ભોંયરામાર્ગ) છે. તે મર્સી નદીની નીચે હોવાથી તેને મર્સી ટનલ કહે છે. તે અઢી માઈલ તો લાંબી છે. બંદર પરનાં બારણાં તે વાટે નીકળી જાય છે. હું બે વાર તેમાં જઈ આવી છું.

બીજાં કેટલાંક મકાનો જાણીતાં છે: સેંટ જ્યોર્જ હૉલ, ટાઉન હૉલ, લિવરપૂલ બિલ્ડિંગ્સ, લાયબ્રેરી, મ્યૂઝિયમ વગેરે. જે મોટાં દેવળો બંધાય છે તે દુનિયાભરમાં મોટાં ગણાશે. પણ હું તે પૂર્ણ થએલાં જોવા પામીશ નહિ.

હું સ્ટુઅર્ટ કૉલેજમાં ભણું છું અને પંચમશ્રેણીમાં છું. છેલ્લી ટર્મમાં મારે વધારેમાં વધારે માર્ક હતા, એટલે એક ઈનામ મળ્યું હતું. પરીક્ષામાં પણ હું સૌથી ઉપર હતી. મારી પ્રિય રમત ટેનિસ છે. આ સત્રમાં હું તેમાં એક જ વાર હારી હતી. તમે કેવીક રમતો રમો છો?

મારે બાઈબેન કે નહિ, પણ બે પાળેલાં પ્રાણીઓ છે. એક છે કુતરી અને બીજું બજરીગાર પંખી. બંને મને વહાલાં છે. કુતરી કંબરલૅન્ડ પરગણાની શીપડૉગ-ભરવાડી કુતરાની જાતની છે અને તેનું નામ લેડી છે. પક્ષીને હું રૅલી કહું છું. તે કેટલું યે બોલે છે. મેં કેટલાંક ગીતો તેને પઢાવ્યાં છે. ઘરના બધાનાં નામ પણ તે બોલી શકે છે. મારા બાપા ઘણીવાર મોટી મુસાફરીઓ ખેડી ચૂક્યા છે. મુંબાઈ પણ કેટલીયવાર તે આવી ગયા છે. હું હમણાં 'ગેટાકબ' મંડળમાં જોડાઈ છું; પણ પત્રમિત્રો હોય તે ના કેટલું ગમતું છે'

મારી ખાત્રી છે કે તમે તમારા મુલકની ઘણી જાણવા જેવી બાબતો લખશો. તુરતમાં જ તમારી તરફથી એક કાગળ મળશે એવી ઈંતેજારી હાલ ધરાવું છું. તમારો પત્ર આવશે કે તુરત હું લખી નાખીશ, એટલે પત્રો માટે બહુ રાહ જોવી નહિ પડે.

મારા પિતા પંદર દિવસથી લશ્કરીઓની જોડે છાવણીમાં રહ્યા છે. દેશમાં તો હું મારાં માતપિતા જોડે ખૂબ ફરી છું, પણ પરદેશનો પ્રવાસ કદી કર્યો નથી. શાળાનો અભ્યાસ પૂરો થયા પછી જરૂર એકવાર નીકળવું છે.

હવે આ પત્ર બંધ કરું છું અને તમને પૂર્ણ સુખાકારી વખતે મળશે. તમારો પત્ર જલદી આવે એવી આશા સાથે

તમારી અંગ્રેજ પત્રમિત્ર જીન હેમંડ.

---

નવા પત્રમિત્રોનાં સરનામાં:

Tom Bowman (19 years)
303 West Center Street
WELLSTON Ohio (U.S.A.)

Anthony Gomes, Jr. (20 years)
Rua Dufue de Caxias, 386
Porto Alegre
RIO GRANDE DO SUL
Brasil (South America)

Mr. Ted Mc-Adam
ITHACA Michigan (U.S.A.)

T. Mehta, c/o Mohamedali Nurbhoy & Sons,
P. O. Box 619,
MOMBASA (B. E. AFRICA)

# મીણબત્તીનું ભૂત!

[શ્રી અનંત કાણેકરની 'બે મીણબત્તીઓ'માંની એકનું]

**મૂળ લેખક · શ્રી વિ. સ. ખાંડેકર**



ખરેખર, લેખક જાદુગર જ હોય છે! જ્યાં આપણને કાંઇ જ દેખાતું હોતું નથી, ત્યાંથી જ તે સુંદર નવી સૃષ્ટિ નિર્માણ કરે છે. નહિ તો વળી 'બે મીણબત્તીઓ'માંથી એકાદ સુંદર તત્ત્વનું પ્રતિપાદન કરવા જેવું તે શ્રી કાણેકરને ક્યાંથી સૂઝે! 'બે મીણબત્તીઓ' તો શું, પણ પેટ્રોમૅક્સના પાંચદસ દીવા દેખીને પણ આપણને ચાર છ લીટી લખવાનું કદી સૂઝ્યું છે?

બે મિત્રો અને બે મીણબત્તીઓ! જીવનનાં બે વિરોધી ચિત્રો નજર સામે મૂર્તિમંત ઊભાં કરી કાણેકરે કેટલા ટૂંકાણમાં એક સુંદર તત્ત્વ સિદ્ધ કરી બતાવ્યું છે!

'બે મીણબત્તીઓ' નામના એમના એ લઘુનિબંધનું રસગ્રહણ કરનારૂં ભાષણ લખીને પૂરૂં કરતાવેંત આ જ વિચાર મારા મનમાં આવી ગયો.

પણ તે રાત્રે સૂતા પછી મને એક સ્વપ્ન આવ્યું. સ્વપ્નામાં પેલી ખવાઇ ગએલી મીણબત્તી મારી નજર સામે તરવરવા લાગી. એ મનમાં ને મનમાં બળ્યા કરતી હતી એ ચોક્ખું દેખાતું હતું.

મેં તેને પ્રશ્ન કર્યો: 'કોણ છે રે તું?'

'હું? હું ભૂત છું!'

'ભૂત?'

'હા, ભૂત! પેલું પહેલી મીણબત્તીનું ભૂત! પેલા કાણેકરે અને તેં તમારા લેખમાં જેની ભરપૂર નિંદા કરી છે તે જ મીણબત્તી હું છું''

ભૂતપ્રેતો પર તો મને વિશ્વાસ નથી, પણ એ કદરૂપી મીણબત્તીના એ વિચિત્ર શબ્દો સાંભળી હું મનમાં ખચકાયા વગર તો રહ્યો નહિ.

મીણબત્તી દાંત કચકચાવી કહેવા લાગી: 'પેલા કાણેકરના ''બે મીણબત્તીઓ''ના નિબંધ પર તેં પ્રશસ્તિ-લેખ લખ્યો છે ને? હમણાં જ કાઢી નાખ ને! મેં જ તે સળગાવી મૂક્યો હોત. પણ શું કરું? શરીરમાં તો આગ આગ ઊઠી છે, પરંતુ તેને બહાર આવવાની જગ્યા નથી. આ આગ જો બહાર પડી હોત તો, બધાને પ્રકાશ દેનારી મીણબત્તીને, જગતને માર્ગ દેખાડનારી મીણબત્તી કહીને તેં જ મારી પ્રશંસા કરી હોત''

તેને શું કહેવું છે તે મને બરાબર સમજાયું નહિ; પણ તેના આ ઉકળાટ પછવાડે કંઈક ઊંડો ભાવાર્થ તો છે જ એવો મને ભાસ થયો. મેં ધીમા સ્વરે કહ્યું: 'તારે શું કહેવું છે તે તું છૂટથી મને કહે.'

'તમે લેખકો બડા લુચ્ચા હો છો એટલું જ મારે કહેવું છે! તમને સૌંદર્યનો મોહ લાગે છે, ને પોતાની નબળાઈ પર ઢાંકપિછોડો કરવા માટે સૌંદર્ય એટલે જ સત્ય એમ તમે જગતને બૂમ મારીને કહેવા લાગો છો.'

કોરાઈ ગએલી એ મીણબત્તી એકાદ બોલકી વિદુષી માફક બેફાટ બોલવા લાગી. સત્ય અને સૌંદર્ય જુદાં નથી એ કવિ કીટ્સનું વચન એને સંભળાવી બોલતી બંધ કરવાનું મને મન થઇ આવ્યું, પણ તે વિચાર મનનો મનમાં જ સમાવી દેવો પડ્યો. લેખકો લુચ્ચા હોય છે એમ તે હમણાં જ બોલી હતી. મેં કવિ કીટ્સનું નામ એની પાસે લીધું હોત તો કવિઓ વળી લેખકો કરતાં યે વધુ લુચ્ચા હોય છે એ સિદ્ધાંત મને સંભળાવવાનું પણ એણે બાકી રાખ્યું ન હોત.

હું કાંઇ જ બોલતો નથી એમ જાણી તે બોલી: 'બે એ મીણબત્તીઓ પૈકી બીજી માટે તને શું લાગે છે?'

'આદર-માન!'

'અને પહેલી માટે?'

'ધિક્કાર,' મેં અચકાતાંઅચકાતાં જવાબ આપ્યો.

'શા માટે?'

'વાહ? સરસ પ્રશ્ન કર્યો! પેલી બીજી મીણબત્તીએ સની પ્રમાણે પોતે સળગી જઇને બીજા માટે પોતાના

જલી જનારી માણબત્તીની પ્રશંસા કરવાના અને જેને પ્રકાશ દેવાની તક મળી નહિ, તેની નિંદા કરવાના. પણ એકને મળેલી તક બીજાને મળ્યા સિવાય . . .'

મારી સામે દેખાતા તે માણબત્તી એકદમ અદૃશ્ય બની.

'હું જાગી ગયો, અને વિચાર કરવા લાગ્યો.

ગડકરીની 'એકાદાનું નશીબ' એ કવિતા મને સાંભરી. કોઈક ફૂલો કામિનીના કેશકલાપની શોભા વધારે છે, જ્યારે કોઇક મૃત માનવીનાં શરીર પર વેરવામાં આવે છે. તેમાંનાં પહેલાં સારાં અને બીજાં ખરાબ એવું કાંઈ થોડુંક જ હોય છે?

અસ્વસ્થ મને હું ઊઠ્યો અને બહાર ફળિયામાં આંટા મારવા લાગ્યો. આંખો સામે આંગળી ધરી હોય તો યે દેખાય નહિ એવું ગાઢ અંધારું સર્વત્ર પ્રસરેલું હતું! મને વિચાર આવ્યો કે આવી અંધારી રાત ચોરોને ખૂબ જ ઉપયોગી બને છે. પણ તરત જ બીજા વિચારે મારા મનની અસ્વસ્થતામાં વધારો કર્યો. ચોર થવાની કોઇને હોંશ થોડીક જ થાય છે?

નાના છોકરાઓની હોંશ પણ હમેશાં વિચિત્ર જ જ હોય છે. 'તું શું થવાનો છે?' એમ જો કોઇને પૂછીએ તો લેખકનો પુત્ર 'હું ડ્રાઇવર થઇશ' એમ કહેશે ને કૉલેજના પ્રિન્સિપાલનો છોકરો 'હું પોલીસ થઇશ' એમ જવાબ દેશે. મિલના મજૂરોનાં છોકરાંઓને આ પ્રશ્ન કરીએ તો 'અમે મિલમાલિક થઇશું' એમ પણ કદાચ કહેશે. પણ 'હું ચોર થઇશ' એવો જવાબ તો એક પણ છોકરો સંભળાવશે નહિ.

આમ છતાં સમાજમાં માત્ર ચોરોનો જ ઉપદ્રવ વધતો જતો જણાય છે. આની જવાબદારી ખવાઈ જઇને બૂઝાઈ ગએલી પડેલી માણબત્તીની જવાબદારી પેઠે તેના પોતાના પર નથી, તેમ જ સમાજમાં વધતા જતા ચોરોની જવાબદારી પણ એ ચોરો પર નથી, પણ ગરીબોને પ્રામાણિકપણે જીવવાનું અશક્ય કરનારી સમાજરચના પર જ છે. ચોરોને ચોરી કરવા લગાડનારા શાહુકારો જ અધિક ગુનેગાર છે.

મેં ઉપર જોયું. અંધારામાં ચમકતા તારા કહેતા હતાઃ મીણબત્તીઓ માફક માણસો કાંઈ નિર્જીવ હોતા નથી. આજ કાં કાલ, પણ આ વિષમ સમાજરચના વિરુદ્ધ બંડ જગાવ્યા સિવાય એઓ રહેવાના નથી જ.

મારા મનમાં વિચાર આવ્યોઃ કાણેકરનો 'બે માણબત્તીઓ' વાળો લઘુનિબંધ સુંદર છે. પણ આ વિષય પર જો લખવાની મને ઇચ્છા થાય તો હું તો, પેલી બીજી મીણબત્તીના પ્રકાશથી અભરાઈ પર પડેલી પડેલી ખવાઇ ગએલી મીણબત્તી પણ લેખકને દેખાય છે એમ લખું, એટલું જ નહિ પણ પેલી જલી રહેલી માણબત્તીની જ્યોતિથી બીજી પણ બળવા લાગે છે, પ્રકાશ દેવા લાગે છે એવું ચિત્ર ખડું કરું.

આ કાંઈ માત્ર કલ્પનાની રમત નથી. કાણેકરના લઘુ નિબંધવાળો શ્રીમંત મિત્ર પેલા વધેલી દાઢીવાળા બીજા મિત્રને મળ્યો હોત તો તેના અંતઃકરણ પર કશો જ પ્રકાશ પડ્યો ન હોત એમ કોણ કહેશે?

*મરાઠી ઉપરથી અનુવાદક : નંદલાલ વલ્લભદાસ મહેતા*

---

# પ્રાચીન ગ્રીસનું ગૌરવ

(અનુસંધાન આગળના પાન ૨૧૧થી)

ઍથીનિયન સરદાર અને સૉક્રેટિસના શિષ્ય ઝેનોફોન પાસે એક જણે પોતાના પુત્રને ભણવા મોકલ્યો. તે ભણીને આવ્યો એટલે એના પિતાએ પ્રશ્ન પૂછ્યોઃ 'ભાઇ, તું શું શીખી આવ્યો?' પુત્રે ઉત્તર આપ્યો, 'તમને એ જલદી માલૂમ પડશે,' અને પછી એક શબ્દ પણ બોલ્યો નહિ. બાપે ફરી પ્રશ્ન પૂછ્યો; પણ તે મૂંગો જ રહ્યો. પિતાને પુત્રની આ દેખીતી મૂર્ખાઇ પર બહુ અફસોસ થયો અને તેને ખૂબ ઝાટકી નાખ્યો, પણ પુત્રે તો ધૈર્ય ધારી સર્વ સાંખી લીધું. આખરે પિતાએ કહ્યુંઃ 'આ મૌન ધારણ કરીને તું શું કહેવા માગે છે?' પુત્રે જવાબ દીધોઃ 'મને ઝેનોફોને શીખવ્યું તે એ જ છે.'

ગ્રીસના ગત ગૌરવ વિષે અને એના મહાન પુરુષો વિષે આવાં તો અનેક દૃષ્ટાંતો આપી શકાય એમ છે. આવા ભૂતપૂર્વ ગૌરવશાળી દેશનું ભાવી કેવું હશે? શું તે હમેશ માટે પરાસ્ત રહેશે, એ એક પ્રશ્ન છે. આશા તો છે કે વિશેષ ચડિયાતા બળથી મ્લાન થએલો હોવા છતાં એનું જલદી પુનરુત્થાન થશે. હિંદની સંસ્કૃતિને અને ઇતિહાસને એની સાથે ઘણું સામ્ય છે. આપણને એમાંથી ઘણો બોધ મળી શકે એમ છે.

**ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત**



ઍક્રોપોલિસ—ઍથેન્સની ઉપસુંદર રાજગઢી

શહેર વચ્ચે ઊંચી ટેકરી પર, આખા નગર પર દૃષ્ટિપાત કરતો અને મુખ્ય મંદિરો ધારણ કરતો કિલ્લો તે ઍક્રોપોલિસ. પ્રાચીન ગ્રીસમાં ઘણા શહેરોમાં આવી ગઢીઓ હતી. ઍથેન્સની આ ગઢી પ્રાચીન ગ્રીસની ગૌરવાન્વિત દશાનો ખ્યાલ આપે છે.

# પ્રાચીન ગ્રીસનું ગૌરવ

પોતાની પાછળ મહાન નવાઈભરી પશ્ચાદ્‌ભૂમિ ધરાવતો ગ્રીસ એક ગૌરવાન્વિત પ્રાચીન દેશ છે. એ વીર લોકોની ભૂમિ હતી, અને કળા તેમજ વિદ્યાનું મોટું ધામ હતું. જગતની પ્રાચીન સંસ્કૃતિઓમાં મહાન ગણાતી ગ્રીક સંસ્કૃતિનું એ જન્મસ્થાન હતું. પોતાના પાંચ હજાર વર્ષના ઇતિહાસના ગાળામાં એણે રોમન, કેલ્ટ, જર્મન, સ્લાવ, ઈરાની, તુર્ક અને આરબ લોકો તરફથી અનેક હુમલાના ઘા સહન કરેલા છે. એણે મહાન કવિઓ, તત્ત્વજ્ઞાનીઓ, વિજ્ઞાનવેત્તાઓ અને લડવૈયાઓને જન્મ આપેલો છે. વળી, આજથી ૨૫૦૦ વર્ષ પર એનાં એક તત્ત્વવેત્તા દ્વારા એણે લોકોને અહિંસાનો સંદેશ પણ પાઠવ્યો હતો. ચડતીપડતીના અનેક રંગો એણે અનુભવ્યા છે.

ચડતીના સમયમાં એ દેશ પૃથક્ પૃથક્ શહેરોનાં નાનાં સ્વતંત્ર રાજ્યોમાં વિભક્ત થએલો હતો. પછી એને ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં મેસીડોનના ફીલિપે જીતી લીધો. આશરે બસો વર્ષના ગાળા પછી એને રોમન લોકોએ જીત્યો અને તે ઘણા સૈકા સુધી રોમના સંસ્થાન તરીકે રહ્યો. તે દરમ્યાન, ગ્રીક સંસ્કૃતિએ ગ્રીસ જીતાએલો હોવા છતાં પણ રોમન લોકોની સંસ્કૃતિ પર એવી તો પ્રબળ અસર કરી કે તેના સંબંધમાં ઇતિહાસનું એવું કથન છે કે 'Captive Greece made captive its Roman conquerers (ગુલામ ગ્રીસે એના રોમન વિજેતાઓને પોતાને આધીન બનાવ્યા.) ત્યાર બાદ ઇ.સ. ના ૧૪મા સૈકામાં એને તુર્કોએ જીત્યું. ૧૯મા સૈકાની શરૂમાં તે એ ધૂંસરીમાંથી સ્વતંત્ર થયું. તે પછી હમણાં એનું જર્મનોના હાથે પતન થયું.

એણે અનેક પ્રકારની કળાઓને અને વિદ્યાઓને જન્મ આપ્યો હતો. તેમજ યુદ્ધની સામગ્રી બનાવવામાં પણ મોટો ફાળો આપ્યો હતો. આધુનિક કાળનાં જીવલેણ આયુધોમાંનાં ઘણાંખરાં બે હજાર વર્ષ પૂર્વે ગ્રીકોએ શોધી કાઢ્યાં હતાં, અથવા તો તેમની શોધનાં પગરણ કર્યાં હતાં. આર્કીમીડીસ નામના તેના મહાન ગણિતશાસ્ત્રીએ સૌથી પ્રથમ યાંત્રિક બળની શોધ કરી હતી. તેમનો શોધેલો અગ્નિ વરસાદનો 'ગ્રીકફાયર' કે પ્રવાહી અગ્નિના નામથી પણ ઓળખાતો હતો તેને જ્વાળોત્પાદક ગોળાના પુરોગામી તરીકે ગણી શકાય. રાળ, ગંધક, સુરોખાર અને નેપ્થાના મિશ્રણથી તે બનતો



**પ્રાચીન ગ્રીસના પહેરવેશ**
ડાબી બાજુથીઃ (૧) ગ્રીક રમણીની સાડી (૨) કન્યાનો પોશાક (૩) કમરપટા અને ચંપલવાળો પોશાક (૪) ટૂંકા જભ્ભાવાળો યુવકનો પોશાક (૫) યોદ્ધાનો પોશાક

અને પાણીમાં પણ તે બળી શકતો. પૌરસ્ત્ય રોમન સામ્રાજ્ય પોતાની પડતીના સમયમાં એની મદદથી મુસ્લિમોના હલ્લા સામે પ્રારંભમાં કૉન્સ્ટૅન્ટિનોપલનું અનેક વખત રક્ષણ કરી શક્યું હતું, અને જ્યારે એનો નુસખો મુસ્લિમોના હાથમાં ગયો ત્યારે તેમણે 'સારેસન ફાયર'ના નામથી ખ્રિસ્તિઓની સામે તેનો ઉપયોગ કર્યો.

ગ્રીસની સંસ્કૃતિ મહાન હતી. એણે પ્લેટો અને ઍરિસ્ટોટલ જેવા મહાન તત્ત્વવેત્તાઓને જન્મ આપ્યો; 'ઇલીયડ' અને 'ઑડિસી' જેવાં મહાકાવ્યોના સર્જક વિખ્યાત કવિ હોમરને, તથા ગ્રામ જીવનના કવિ હેસિઓડને ઉત્પન્ન કર્યો. વળી, મહાન ઇતિહાસકાર હીરોડોટસ, પ્રખર વક્તા ડીમૉસ્થનિસ અને કરુણ રસના નાટ્યકારો યુરિપાઇડીસ, ઍસ્કિલસ, અને સોફોક્લિસ પણ ગ્રીક હતા. પાશ્ચાત્ય વૈદ્યવિદ્યાના પિતા હિપોક્રેટીસ ગ્રીક ધન્વંતરિ હતો. એના ખગોળવેત્તા હિપાર્કસે અક્ષાંશ અને રેખાંશની ગણત્રી શોધી કાઢી હતી. કવિ પિંડારે ગેય કાવ્યો સર્જ્યાં. મહાન એથીનીયન રાજનીતિજ્ઞ, સેનાપતિ અને વક્તા પેરિક્લિસે એના પાટનગર ઍથેન્સને પૂર્ણ વૈભવે પહોંચાડ્યું. તત્ત્વવેત્તા ને ખગોળશાસ્ત્રી પિથેગૉરસ, ભૂમિતિના રચનાર ગણિતશાસ્ત્રી યુક્લિડ, અને પશુપક્ષીઓની વાર્તાઓ દ્વારા નીતિશાસ્ત્રનો પ્રણેતા ઇસપ, એ સર્વ ગ્રીક વિભૂતિઓનાં નામ સૌને સુવિદિત છે. 'એલ્જિન માર્બલ્સ'ના નામથી બ્રિટિશ મ્યુઝિયમમાં સંગ્રહાએલા આરસપહાણના શિલ્પના નમૂના ગ્રીક શિલ્પશાસ્ત્રી ફીડિયાસની ઉત્તમ શિલ્પકળાની સાક્ષી પૂરે છે.

ગ્રીસના ઑલિમ્પસ પર્વતને, સ્વર્ગના અધિપતિ અને દેવો તથા માનવોના પિતા ઝ્યુસ અથવા જ્યુપીટરના, તેમજ બીજા ગ્રીક દેવદેવતાઓના નિવાસસ્થાન તરીકે નામના મેળવી હતી. પ્રત્યેક ચાર વર્ષે ત્યાં જગપ્રસિદ્ધ 'ઑલિમ્પિક ગેમ્સ'ના ઉત્સવો ઉજવાતા, તેમાં સાહિત્ય, કળા, નાટક, કાવ્યશાસ્ત્ર, સંગીત અને વ્યાયામની સ્પર્ધા યોજવામાં આવતી હતી. આ પ્રણાલિકા લગભગ બે હજાર વર્ષ ચાલુ રહી હતી. ગ્રીસની હાલની રાજધાની ઍથેન્સ તે સમયે કળા ને વિદ્યાનું ધામ હતું, અને ત્યાં રાજ્યની તથા જનસમાજની ભવ્ય મહેલાતો હતી. એવું જ બીજું વિખ્યાત નગર સ્પાર્ટા બહાદુર લડવૈયાઓનું સ્થાન હતું. ત્યાંના કાયદાના પ્રણેતા લાયકરગસે સખ્ત કાયદાકાનૂનોથી ત્યાંના રહેવાસીઓને સાદું અને કઠોર જીવન ગાળતા કર્યા હતા. ત્યાં પુરુષ જાતિને સાત વર્ષની વયથી પોતાની માતાઓથી વિખૂટી પાડી રાજ્યની દેખરેખ નીચે અતિશય સખ્તાઈભરેલું જીવન ગાળવાની ફરજ પાડવામાં આવતી. સ્ત્રીપુરુષ બંનેને અતિશય ઉગ્ર વ્યાયામના અભ્યાસક્રમનોથી પસાર થવું પડતું, જેથી તેઓ અતિશય કઠણ બનતા. ત્યાંના લોકોનાં શૌર્ય અને પરાક્રમ તો જગજાહેર છે. થર્મોપિલીના યુદ્ધમાં સ્પાર્ટન લોકોએ જે શૌર્ય દાખવ્યું તેની જોડ દુનિયામાં મળી શકે એમ નથી. ઇરાનના બાદ શાહ ઝર્ક્સિસે અસંખ્યાત યોદ્ધાઓના લશ્કર સાથે ગ્રીસ પર હુમલો કર્યો, તેનો સ્પાર્ટાના રાજા લિયોનિડાસે માત્ર ત્રણસો માણસોથી સામનો કર્યો. થર્મોપિલીના એ નળના સાંકડા માર્ગે આગળ એનાં માણસોએ ઊભા રહી પ્રવેશ કરતા ઇરાની સૈન્યનાં પુષ્કળ માણસોનો સંહાર કર્યો, અને તેમને દાખલ થવા દીધા નહિ. આખરે ફૂટ થવાથી ઇરાની લશ્કરને બીજો માર્ગ જડ્યો, અને તેણે એ રસ્તે આવી આ મુઠ્ઠીભર માણસોને ઘેરી લીધા. પ્રત્યેક લડવૈયાએ મરણિયા બની કેસરિયાં કર્યાં, અને એ ત્રણસોમાંથી એક પણ બચ્યો નહિ. જ્યાં આગળ આ બનાવ બન્યો ત્યાં જ એ લડવૈયાઓનાં શબ દાટવામાં આવ્યાં, અને નીચેના અર્થનો લેખ



# સંસારનાં શહેરો

## ૨૨-ઍથેન્સ

યુરોપનો ઇતિહાસ જેનાથી ઊજળો છે તે ગ્રીક સંસ્કૃતિ અને સામ્રાજ્યનું એક કાળનું પાટનગર ઍથેન્સ, હજી હમણાં જ જર્મનોએ પાદાક્રાન્ત કરેલા આધુનિક ગ્રીસના પ્રજાસત્તાકનું પણ રાજનગર હતું. એ બે ગાળાઓની વચ્ચે આ નગરે ઇતિહાસના અનેક વારા-ફેરા જોઇ નાખ્યા છે.

દરિયાકિનારાથી ચારેક માઈલ દૂર, રમણીય પાર્વતીય પ્રદેશમાં ટેકરીઓના એક નાના ઝૂમખા પર તથા તેની તળેટીઓમાં વસેલા આ નગરની ભૌગોલિક સ્થિતિ જ એવી આકર્ષક, મનોહર અને આરોગ્યભરી છે કે છેક પ્રાગૈતિહાસિક કાળથી માનવજાતિએ ત્યાં વસવાટ કર્યાના અવશેષો (કાંસાયુગ તથા લોહયુગના) મળી આવે છે. ઈ. સ. પૂર્વે ૧૦૦૦થી તો ત્યાં વિખ્યાત ગ્રીક સંસ્કૃતિનો ક્રમશઃ વિકાસ થયો. શરૂમાં તો શહેર તેની મુખ્ય ટેકરી પરના ઍક્રોપોલિસ (રાજગઢી) અને તેની આસપાસની વસાહતોમાં જ સમાઇ જતું, પણ ઇ. સ. પૂર્વેની છઠ્ઠી સદીથી તેનો વિસ્તાર અને વિકાસ વધતાં ગયાં. પેરિક્લિસના સમયમાં તેની સંસ્કૃતિ પરાકાષ્ઠાએ પહોંચી અને તેનાં ઇતિહાસપ્રસિદ્ધ શિલ્પ-સ્થાપત્યનાં સૌંદર્યો એ જ કાળમાં સર્જાયાં. ઇ. સ. પૂર્વે ૪૮૦માં ઈરાનીઓએ ઍથેન્સ પર હલ્લો કર્યો ને પહેલાં ગ્રીસનું નૌકાબળ પણ આ શહેરે જ સર્વોપરિ બનાવી દીધું હતું. અને ઇ. સ. પૂર્વેની ચોથીથી પહેલી સદી સુધીના સુવર્ણયુગ ગણાતા 'હેલેનિસ્ટિક યુગ'માં તો ઍથેન્સે દુનિયાભરનાં સાહિત્ય-કલાનું કેન્દ્રસ્થાન ધારણ કરી લીધું હતું.

ત્યાર પછી ગ્રીસ રોમનોના હાથમાં ગયું. છતાં તેની સંસ્કૃતિ તો અખંડ જ રહી, અને રોમનોએ પણ ઍથેન્સની સ્વતંત્રતા કાયમ રહેવા દીધી; અને ફરી પાછો હાડ્રીઅનના અમલમાં તેનો સાહિત્યકલાનો સૂર્ય પૂર્ણ કળાએ તપી રહ્યો. નામચીન રોમનો ત્યાંની જ વિદ્યાપીઠોમાં શિક્ષણ લેતા, અને દેશના વિજેતા જો કે રોમનો હતા, છતાં સંસ્કારમાં તો ગ્રીકોએ જ રોમનો ઉપર સરસાઈ ભોગવી.

પણ હવે ધીરેધીરે ઍથેન્સની પડતી દશા બેઠી. પાંચમી સદીના અંતકાળમાં ત્યાંનો જૂનો ધર્મ રાજઆજ્ઞાથી રદ કરવામાં આવ્યો ત્યાં સુધી તેનાં કલાધામો અખંડ રહ્યાં, પણ ખ્રિસ્તીધર્મની આણ વર્તતાં ઘણાં મંદિરો પરિવર્તન પામ્યાં, તેની કલાલક્ષ્મી રૂંધાઇને કોઈ અને ફરીથી ૧૨મી સદીના ગાળામાં તો તે કેવળ બાઇઝેન્ટાઇન ગામડું બની રહ્યું. ઇ. સ. ૧૨૦૪થી ૧૪૫૮માં તુર્કોએ તે જીતી લીધું ત્યાં સુધી ત્યાં લાટીન અમલ રહ્યો અને ત્યાર બાદ ૧૮૩૩ સુધી તે તુર્કોની તાબેદારીમાં રહ્યું.

૧૮૩૪માં ગ્રીકોએ કબજો કરી ગ્રીસનું નવું રાજ્ય સ્થાપ્યું અને આજ સુધી કરબા જેવું રહેલું ઍથેન્સ ફરી પાછું પાટનગર બનવાની સાથે તેની રોનક ફરવા લાગી. આધુનિક સંસ્કૃતિ અને સગવડનાં સાધનોવાળી નગર-રચનાથી તેની સૂરત ફરી હસતી થઈ અને તેની વચ્ચે શોભતા પ્રાચીન કલાના ભવ્ય સૌન્દર્યાવશેષો જૂનું ગૌરવ સંભારતાં મલકાવા લાગ્યાં. ભૂતકાલીન ગૌરવાન્વિત સંસ્કૃતિના અવશેષો ધારતા સાડા સાત લાખની વસ્તીવાળા એ નગરે વિદ્યાકલામાં પણ અજબ પ્રગતિ કરી ને પુરાતત્ત્વશાસ્ત્રમાં તો દુનિયા આખીને માટે આંતર-રાષ્ટ્રીય અભ્યાસધામ બની રહ્યું.

રાજગઢીવાળી તેની વિખ્યાત ઍક્રોપોલિસ ટેકરી પરથી પગ આગળ વિસ્તરી રહેલા આધુનિક ઍથેન્સ પર નજર કરતાં તેનું પ્રાચીન ગૌરવ સંભારીને એક નિસાસો નંખાઈ જાય છે, છતાં કલાનો રસિયો અને ઇતિહાસનો અભ્યાસી તો આ શહેર તથા તેની કમનીય કુદરતીસ્થિતિ જોઇ દિલચસ્પી અનુભવ્યા વિના રહી શકતો નથી.



વચ્ચે ટેકરી અને આજુબાજુ નગર, એવાં ઍથેન્સનાં વિશિષ્ટ દૃશ્યોમાંનું એક-આધુનિક યુનિવર્સિટીનાં મકાનો સાથે



મિસ સૉન્જા સ્લેશીન

વહેલી તકે ફીનિક્સ પહોંચી જવાનું બાપુજીએ જ કહેલું.

મારું કામ તો સાંભળવાનું ને જોવાનું, એટલે હું કંઈ ઝાઝી વાત કરી ન શકું; પણ બીજાઓ મિસ સ્લેશીનને જાતજાતના પ્રશ્ન પૂછતા રહે અને દરેકને સચોટ જવાબ મળે.

આજથી અઠ્ઠાવીસ વરસ ઉપરના એ જમાનામાં સ્ત્રીઓ માથે વાળ ન રાખે એવું ભાગ્યે જ દેખાતું. કોઈએ મિસ સ્લેશીનને પૂછ્યું: 'માથે વાળ કેમ નથી રખાવ્યા?' તો સચોટ જવાબ મળ્યો: 'એ બધું સાફ કરવું એની ટાપટીપમાં વખત બગાડવો શા સારુ? એમાંથી ઊગરી જવાનો હક્ક શું મરદોને એકલાને જ છે? શું બધા હક્ક પુરુષોએ જ રાખવાના હોય છે?' એમની બધી વાત દરમિયાન ઉપલું વાક્ય હાલતાંચાલતાં સાંભળવા મળતું. 'શું પુરુષોને જ બધી જાતના હક્ક છે? સ્ત્રીઓ શું માણસ નથી?' અને ખરેખર, કોઈ પણ મરદ મિસ સ્લેશીનને ઢીલાં પાડી શકે એમ ન હતું. કામ કરવાની સ્ફૂર્તિનાં તો જાણે એ સાંગોપાંગ માલિક હતાં. કાળી રાતે પણ તેઓ એકલાં સ્ટેશને દોડી જાય. લખવામાં, કામ કરવામાં, વ્યવસ્થા રાખવામાં, હુકમ કરવામાં અને ખરે ટાંકણે કામ ઉકેલવાનો રસ્તો ખોળી કાઢવામાં તેઓ હોશિયારમાં હોશિયાર પુરુષની તોલે આવે એવાં હતાં. તેમના આવ્યા પછી, અરધી રાત્રે પણ જો ચાલુ લડતના સમાચાર મળે તો ગમે તેમ કરી 'ઇંડિયન ઓપિનિયન'નાં યંત્ર પર ચડી ચૂકેલાં પાનાંઓમાં તે ગોઠવી આપવામાં મગનકાકાને તેઓ મોંઘી મદદ આપતાં.

દફતાલિયાઓની સહાયની જવાબદારીના કામમાં નાતાલ અને ટ્રાન્સવાલમાં દોડાદોડ કરવાની હોવાથી લડત પૂરી થતાં સુધી મિસ સ્લેશીન ફીનિક્સમાં સ્થાયી રહી શક્યાં નહિ. પણ પહેલી વાર ફીનિક્સ આવ્યા પછી એ અમારાં સદાનાં સાથી થઈ પડ્યાં. આગળ જતાં તેઓ અમારી નિશાળનાં ઉપરી બન્યાં અને અમને —ખાસ કરીને મને—ઘણુંઘણું શીખવ્યું. મને નિબંધો લખતાં અને અંગ્રેજી સ્પેલિંગોથી ન ગભરાતાં શીખવ્યું. પણ એ પ્રસંગો હવેનાં પ્રકરણોમાં જ ગૂંથી શકાય. અહીં તો એટલું જ કહું કે મિસ સ્લેશીનના આવ્યા પછી અમારું ફીનિક્સનું સૂનાપણું પોણો સો ટકા ઓસરી ગયું. એમનું મિલનસારપણું, એમનો નિખાલસ વિનોદ અને અમ બાળકોના મિત્ર બની રહેવાની એમની કળાને લીધે ફીનિક્સનાં ખાલી ઘર અને નિર્જન બગીચા ભર્યાંભર્યાં લાગવા માંડ્યાં.

મિસ સ્લેશીન સાથે એક બીજી બહેન પણ ફીનિક્સમાં આવી હતી. એની ઓળખાણ પાડતાં મિસ સ્લેશીને કહ્યું: 'આ ફાતિમા. ઇમામ અબ્દુલ કાદર બાવાઝીની મોટી દીકરી. એના પિતા જેલમાં ગયા છે, એટલે બાપુજીની સલાહથી એને અહીં મોકલી છે. એ ઘરકામ સરસ કરી જાણે છે. શીવણ કામમાં એ ઘણી હોશિયાર છે. એ તમારી સાથે ભણશે પણ ખરી. એ મારા જેવી રમતિયાળ અને તોફાની છે.'

મિસ સ્લેશીનની પાછળ કાળાં કાળાં કપડાંમાં લપેટાએલી ફાતિમા જ્યારે અમારે ત્યાં આવી ત્યારે એને જોઈને મને અણગમો ઊપજ્યો. પાછળથી મને ખબર પડી કે એ મુસલમાન છે, એટલે એને એવી જાતનો પોશાક પહેરવો જ પડે. બુરખાનું આ દુઃખ જોઈને મને ફાતિમા પ્રત્યે એવી જ દિલસોજી ઊપજી, જેવી રોજાના દિવસોમાં દિવસ આખો પાણી પણ ન મળવાને કારણે એક મુસલમાન મિત્ર પ્રત્યે ઊપજે છે. જ્યારે ફાતિમાએ બુરખાનો સંબંધ પોતાના ઇસ્લામી ધર્મ સાથે અનિવાર્ય બતાવ્યો ત્યારે ઊંડી દિલસોજી ઉપરાંત બીજું કશું અમારા ભેજામાં આવી શકે એમ ન હતું.

થોડા જ દિવસમાં ફાતિમા અમારી સાથે ભળી ગઈ. એની ઉંમર દસ વર્ષની આસપાસ હતી. હું ભૂલતો ન હોઉં તો એ મારાથી ચાર છ મહિના નાની હતી. અમને મજા પડી. અમે દસ બાળકો હતાં તેનાં અગિયાર થયાં. શાકપાન સાફ કરતાં અને વાસણ સફાઈ ઉકેલતાં ફાતિમા પાસેથી નવીનવી વાતો અમને જાણવા મળતી. ફાતિમા દેખાવે ગોરી છોકરી જેવી હતી, એટલું જ નહિ પણ વાતોમાં પણ એ મિસ સ્લેશીનની નાની બહેન જેવી હતી. અંગ્રેજી ઝપાટા-બંધ બોલ્યે જતી. એને શરૂમાં થોડું હિંદી આવડતું; પણ ઝાઝી વાતો તો અંગ્રેજીમાં જ કરતી. અમને–ખાસ કરીને મને–તેણે એક નવી, ઢબ બોલી સંભળાવી. અલબત એમાં કશું સમજાતું નહિ, પણ એનાં મધુર ઉચ્ચારણવાળાં સુંદર ગીતો ફરીફરી સાંભળવાનું મન થતું.

ફાતિમા ઈમામસાહેબની કથા સંભળાવતાં થાકતી જ નહિ. ભારે પિતૃભક્ત હતી. જોહાનિસબર્ગમાં તેઓ ઘણી ગરીબ હાલતમાં પહોંચેલા. પોતાના જ બાહુબળથી તે રાજા સમા બન્યા હતા. તેઓ ઘોડાગાડી ચલાવવાનો ધંધો કરતા. ઘોડાને કોચમૅન જરા પણ દુઃખી કરે તો તેમનું દિલ બહુ કચવાતું. ભલભલા ગોરા સામે પણ તે પોતાનું પાણી હિણું પડવા ન દેતા. પહેલીવાર તેઓ જેલ ગયા ત્યારે એમના ધંધાને બહુ નુકસાન પહોંચેલું. આ વેળા ફરી તેઓ ઝંપલાવ્યા ત્યારે મિત્રો ને બાપુજીની સલાહ વિરુદ્ધ તેઓ લડાઈમાં કૂદ્યા છે. તેઓએ આવો ધંધો સંકેલી લીધો છે અને જેલમાંથી છૂટી તેઓ અહીં જ આવશે. આ બધી વાતો સાંભળી ફાતિમાના પિતાજી પ્રત્યે અમને યે ફાતિમા જેવી જ શ્રદ્ધા ઊપજતી અને ઈમામ સાહેબ પ્રત્યે માન ઊપજતું.

પિતાજીનાં આટલાં વખાણ કર્યાં પછી ફાતિમા પોતાને સગી મા ન હોવાનું ને સાવકી મા હોવાનું દુઃખ પણ ગાતી. એની સાવકી મા એને શું દુભવતી એનો તો કોઈ કિસ્સો આજે નથી સાંભરતો, પણ વાર્તાઓમાં સાવકી મા અને તેનાથી હેરાન થતાં બાળકોની હકીકતો સાંભળેલી તે પ્રત્યક્ષ સાંભળવામાં ઊંડો રસ મળતો.

ફાતિમાની કથા અહીં જ પૂરી કરું. ત્રીજી લડતની જીત પછી ઈમામ સાહેબ અને ફાતિમાનાં સાવકાં મા તથા સાવકી બહેન, હાજી સાહેબા અને અમીના, પણ ફીનિક્સ આવી વસ્યાં. ત્યાંથી છેવટે તેઓ સાબરમતી-માં યે આવ્યાં અને સૌ અમારા આશ્રમ-પરિવારનાં મહામૂલાં સદસ્યો બની રહ્યાં. અમીનાનાં મા હાજી સાહેબાનાં દર્શન પાવનકારી હતાં. ભારે ઉદ્યમી અને શાંત પ્રકૃતિનાં. ફાતિમાની ફરિયાદોનું મૂળ કેટલું સાચું છે એ મને જોવા મળ્યું ન હતું. કદાચ કંઈક નિમિત્ત હોય. પણ એ તેના એક જાતનો પૂર્વગ્રહ જ હતો એવું મારું ધારવું છે. હાજીસાહેબા હિંદુસ્તાની નહિ પણ મલા-યલી હતાં, તેથી પણ કદાચ એવો વિરોધ તેના મનમાં આવ્યો હોય. એક પોતાની સાવકી માની વાત સિવાય મેં ફાતિમાને સદા યે હસમુખી. પ્રસન્ન ને ઉદ્યોગી જાણી છે. અમે ફીનિક્સ રહ્યા ત્યાં સુધી એ અમારી સહપાઠી હોવાથી એની હોશિયારી જોઈજોઈને એની પાસેથી મને ઘણું શીખવાનું મળતું. સાબરમતીમાં યે એની જીવનની ઘડી સુધી અમારી દોસ્તી કાયમ રહી. વીસ વરસ જેટલી કાચી વયે જ્યારે સાબરમતી આશ્રમમાં ફાતિમા-એ આ નશ્વર દેહ છોડ્યો ત્યારે મને મોત ઉપર ગુસ્સો આવ્યો. કોઈ નહિ ને આવું પ્રસન્ન ફૂલ કરમાવી નાખવાનું એને કેમ સૂઝ્યું હશે!

હું નથી ધારતો કે ફાતિમા મુસલમાન ન હોઈ હિંદુ હોત તો એની મૈત્રીનો કોઈ વધુ લાભ કે આનંદ મને મળ્યો હોત. અમારી પરસ્પર હિલચાલ ધર્મને વાંકે સંકોચાઈ રહે એવી હતી જ નહિ. ઈમામ સાહેબના ગુણ તો ગુજરાતભરમાં જાણીતા છે. પણ ઈમામ સાહેબ-ની સુપુત્રીના ગુણ જગજાહેર થવાની વિધિએ તક ન



દૂદાભાઈ



મિસ સૉન્જા સ્લેશીન

વહેલી તકે ફીનિક્સ પહોંચી જવાનું બાપુજીએ જ કહેલું.

મારું કામ તો સાંભળવાનું ને જોવાનું, એટલે હું કંઈ ઝાઝી વાત કરી ન શકું; પણ બીજાઓ મિસ સ્લેશીનને જાતજાતના પ્રશ્ન પૂછતા રહે અને દરેકને સચોટ જવાબ મળે.

આજથી અઠ્ઠાવીસ વરસ ઉપરના એ જમાનામાં સ્ત્રીઓ માથે વાળ ન રાખે એવું ભાગ્યે જ દેખાતું. કોઈએ મિસ સ્લેશીનને પૂછ્યું: 'માથે વાળ કેમ નથી રખાવ્યા?' તો સચોટ જવાબ મળ્યો: 'એ બધું સાફ કરવું એની ટાપટીપમાં વખત બગાડવો શા સારુ? એમાંથી ઊગરી જવાનો હક્ક શું મરદોને એકલાને જ છે? શું બધા હક્ક પુરુષોએ જ રાખવાના હોય છે?' એમની બધી વાત દરમિયાન ઉપલું વાક્ય ચાલતાંચાલતાં સાંભળવા મળતું. 'શું પુરુષોને જ બધી જાતના હક્ક છે? સ્ત્રીઓ શું માણસ નથી?' અને ખરેખર, કોઈ પણ મરદ મિસ સ્લેશીનને ઢીલાં પાડી શકે એમ ન હતું. કામ કરવાની સ્ફૂર્તિનાં તો જાણે એ સાંગોપાંગ માલિક હતાં. કાળી રાતે પણ તેઓ એકલાં સ્ટેશને દોડી જાય. લખવામાં, કામ કરવામાં, વ્યવસ્થા રાખવામાં, હુકમ કરવામાં અને ખરે ટાંકણે કામ ઉકેલવાનો રસ્તો ખોળી કાઢવામાં તેઓ હોશિયારમાં હોશિયાર પુરુષની તોલે આવે એવાં હતાં. તેમના આવ્યા પછી, અડધી રાત્રે પણ જો ચાલુ લડતના સમાચાર મળે તો ગમે તેમ કરી 'ઇંડિયન ઓપિનિયન'નાં યંત્ર પર ચડી ચૂકેલાં પાનાંઓમાં તે ગોઠવી આપવામાં મગનકાકાને તેઓ મોંઘી મદદ આપતાં.

લડતાલિયાઓની સહાયની જવાબદારીના કામમાં નાતાલ અને ટ્રાન્સવાલમાં દોડાદોડ કરવાની હોવાથી લડત પૂરી થતાં સુધી મિસ સ્લેશીન ફીનિક્સમાં સ્થાયી રહી શક્યાં નહિ. પણ પહેલી વાર ફીનિક્સ આવ્યા પછી એ અમારાં સદાનાં સાથી થઈ પડ્યાં. આગળ જતાં તેઓ અમારી નિશાળનાં ઉપરી બન્યાં અને અમને — ખાસ કરીને મને—ઘણુંઘણું શીખવ્યું. મને નિબંધો લખતાં અને અંગ્રેજી સ્પેલિંગોથી ન ગભરાતાં શીખવ્યું. પણ એ પ્રસંગો હવેનાં પ્રકરણોમાં જ ગૂંથી શકાય. અહીં તો એટલું જ કહું કે મિસ સ્લેશીનના આવ્યા પછી અમારું ફીનિક્સનું સૂનાપણું પોણો સો ટકા ઓસરી ગયું. એમનું મિલનસારપણું, એમનો નિખાલસ વિનોદ અને અમ બાળકોના મિત્ર બની રહેવાની એમની કળાને લીધે ફીનિક્સનાં ખાલી ઘર અને નિર્જન બગીચા ભર્યાંભર્યાં લાગવા માંડ્યાં.

મિસ સ્લેશીન સાથે એક બીજી બહેન પણ ફીનિક્સમાં આવી હતી. એની ઓળખાણ પાડતાં મિસ સ્લેશીને કહ્યું: 'આ ફાતિમા. ઇમામ અબ્દુલ કાદર બાવાઝીની મોટી દીકરી. એના પિતા જેલમાં ગયા છે, એટલે બાપુજીની સલાહથી એને અહીં મોકલી છે. એ ઘરકામ સરસ કરી જાણે છે. શીવણ કામમાં એ ઘણી હોશિયાર છે. એ તમારી સાથે ભણશે પણ ખરી. એ મારા જેવી રમતિયાળ અને તોફાની છે.'

મિસ સ્લેશીનની પાછળ કાળાં કાળાં કપડાંમાં લપેટાએલી ફાતિમા જ્યારે અમારે ત્યાં આવી ત્યારે એને જોઈને મને અણગમો ઊપજેલો. પાછળથી મને ખબર પડી કે એ મુસલમાન છે, એટલે એને એવી જાતનો પોશાક પહેરવો જ પડે. બુરખાનું આ દુઃખ જોઈને મને ફાતિમા પ્રત્યે એવી જ દિલસોજી ઊપજી, જેવી રોજાના દિવસોમાં દિવસ આખો પાણી પણ ન મળવાને કારણે એક મુસલમાન મિત્ર પ્રત્યે ઊપજે છે. જ્યારે ફાતિમાએ બુરખાનો સંબંધ પોતાના ઇસ્લામી ધર્મ સાથે અનિવાર્ય બતાવ્યો ત્યારે ઊંડી દિલસોજી ઉપરાંત બીજું કશું અમારા ભેજામાં આવી શકે એમ ન હતું.

થોડાજ દિવસમાં ફાતિમા અમારી સાથે ભળી ગઈ. એની ઉંમર દસ વર્ષની આસપાસ હતી. હું ભૂલતો ન હોઉં તો એ મારાથી ચાર છ મહિના નાની હતી. અમને મજા પડી. અમે દસ બાળકો હતાં તેનાં અગિયાર થયાં. શાકપાન સાફ કરતાં અને વાસણ-સફાઈ ઉકેલતાં ફાતિમા પાસેથી નવીનવી વાતો અમને જાણવા મળતી. ફાતિમા દેખાવે ગોરી છોકરી જેવી હતી, એટલું જ નહિ પણ વાતોમાં પણ એ મિસ સ્લેશીનની નાની બહેન જેવી હતી. અંગ્રેજી ઝપાટા-બંધ બોલ્યે જતી. એને શરૂમાં થોડું હિંદી આવડતું; પણ ઝાઝી વાતો તો અંગ્રેજીમાં જ કરતી. અનને-ખાસ કરીને મને-તેણે એક નવી, ઉચ્ચ બોલી સંભળાવી. અમને એમાં કશું સમજાતું નહિ, પણ એનાં મધુર ઉચ્ચા-રણવાળાં સુંદર ગીતો ફરીફરી સાંભળવાનું મન થતું.

ફાતિમા ઇમામસાહેબની કથા સંભળાવતાં થાકતી જ નહિ. ભારે પિતૃભક્ત હતી. ટ્રાન્સવાલમાં તેઓ ઘણી ગરીબ હાલતમાં પહોંચેલા. પોતાના જ બાહુ-બળથી તે રાજા સમા બન્યા હતા. તેઓ ઘોડાગાડી ચલાવવાનો ધંધો કરતા. ઘોડાને કોચમૅન જરા પણ દુઃખી કરે તો તેમનું દિલ બહુ કચવાતું. ભલભલા ગોરા સામે પણ તે પોતાનું પાણી ફિક્કું પડવા ન દેતા. પહેલીવાર તેઓ જેલ ગયા ત્યારે એમના ધંધાને બહુ નુકસાન પહોંચેલું. આ વેળા ફરી તેઓ ઝડપાયા ત્યારે મિત્રો ને બાપુજીની સલાહ વિરુદ્ધ તેઓ લડાઈમાં કૂદ્યા છે. તેઓએ આવો ધંધો સંકેલી લીધો છે અને જેલમાંથી છૂટી તેઓ અહીં જ આવશે. આ બધી વાતો સાંભળીને ફાતિમાના પિતાજી પ્રત્યે અમને યે ફાતિમા જેવી જ શ્રદ્ધા ઊપજતી અને ઇમામ સાહેબ પ્રત્યે માન ઊપજતું.

પિતાજીનાં આટલાં વખાણ કર્યા પછી ફાતિમા પોતાને સગી મા ન હોવાનું ને સાવકી મા હોવાનું દુઃખ પણ ગાતી. એની સાવકી મા એને શું દુભવતી એનો તો કોઈ કિસ્સો આજે નથી સાંભરતો, પણ વાર્તાઓમાં સાવકી મા અને તેનાથી હેરાન થતાં બાળકોની હકીકતો સાંભળેલી તે પ્રત્યક્ષ સાંભળવામાં ઊંડો રસ મળતો.

ફાતિમાની કથા અહીં જ પૂરી કરું. બીજી લડતની છૂટ પછી ઇમામ સાહેબ અને ફાતિમાનાં સાવકાં મા તથા સાવકી બહેન, હાજી સાહેબા અને અમીના, પણ ફીનિક્સ આવી વસ્યાં. ત્યાંથી છેવટે તેઓ સાબરમતી-માં યે આવ્યાં અને સૌ અમારા આશ્રમ-પરિવારનાં મહામૂલાં સદસ્યો બની રહ્યાં. અમીનાનાં મા હાજી સાહેબાનાં દર્શન પાવનકારી હતાં. ભારે ઉદ્યમી અને શાંત પ્રકૃતિનાં. ફાતિમાની ફરિયાદોનું મૂળ કેટલું સાચું છે એ મને જોવા મળ્યું ન હતું. કદાચ કંઈક નિમિત્ત હોય. પણ એ તેનો એક જાતનો પૂર્વગ્રહ જ હતો એવું મારું ધાર્યું છે. હાજીસાહેબા હિંદુસ્તાની નહિ પણ મલા-યની હતાં, તેથી પણ કદાચ એવો વિરોધ તેના મનમાં આવ્યો હોય. એક પોતાની સાવકી માની વાત સિવાય મેં ફાતિમાને સદાયે હસમુખી, પ્રસન્ન ને ઉદ્યોગી જાણી છે. અમે ફીનિક્સ રહ્યા ત્યાં સુધી એ અમારી સહપાઠી હોવાથી એની હોશિયારી જોઈજોઈને એની પાસેથી મને પણ શીખવાનું મળતું. સાબરમતીમાં યે એની છેવટની ઘડી સુધી અમારી દોસ્તી કાયમ રહી. વીસ વરસ જેટલી કાચી વયે જ્યારે સાબરમતી આશ્રમમાં ફાતિમા-એ આ નશ્વર દેહ છોડ્યો ત્યારે મને મોત ઉપર ગુસ્સો આવ્યો. કોઈ નહિ ને આવું પ્રસન્ન ફૂલ કરમાવી નાખવાનું એને કેમ સૂઝ્યું હશે!

હું નથી માનતો કે ફાતિમા મુસલમાન ન હોઈ હિંદુ હોત તો એની મૈત્રીનો કોઈ વધુ લાભ કે આનંદ મને મળ્યો હોત. અમારી પરસ્પર હિંદુસ્તાની ધર્મને વાંકે સંઘર્ષ થઈ એવી હતી જ નહિ. ઇમામ સાહેબના ગુણ તો ગુજરાતભરમાં જાણીતા છે. પણ ઇમામ સાહેબ-ની નયુત્રીના ગુણ જગજાહેર થવાની વિધિએ તક ન


ફાતિમાબાઈ

આપી. એ ખૂબ જ બહાદુર, વિચારવાન અને ગુણી હતી.

કાતિમાબેનના જીવનની વાતમાં હું પ્રસ્તુત પ્રસંગથી ઘણો આગળ નીકળી ગયો. હવે ફરી ફીનિક્સની વાત પર આવું. કાતિમા અને મિસ સ્લેશીન આવ્યાં એ જ અરસામાં એક મોટા માણસ પણ ફીનિક્સ આવી વસ્યા. એ શ્રી કછીરાબાઈ.

કછીરાબાઈ અગિયાર વાર જેલમાં જઈ આવ્યા હતા. જોહાનિસબર્ગમાં વગર પરવાને ફેરી કરે ને જેલમાં જાય. ત્યાંથી છૂટે કે ફરી કાયદો તોડે. આમ દક્ષિણ આફ્રિકાના જેલયાત્રીઓમાં તેઓએ પોતાનું નામ ટોચે રાખેલું. અગિયાર વાર સજા પામેલા બીજા કોઈ કેદી ન હતા. હવે એમને જેલયાત્રા બંધ કરી હડતાલિયાઓને મદદ કરવા સારૂ ફીનિક્સ મોકલવામાં આવ્યા હતા.

એમની આ મહત્તા સાંભળી મને એમની દરેક વાતમાં રસ પડતો; પણ એ બગાસું ખાતા અને તેમનાં મોંમાંથી છૂટેલી બીડી તમાકુની વાસ આખા ઓરડામાં ફેલાઈ જતી ત્યારે એમના પ્રત્યે કંટાળો આવતો.

કછીરાબાઈ જ્યાં બેઠા હોય ત્યાંથી સહેજે ઊઠે નહિ. બેઠાબેઠા વાતોના ચાપડા માર્યા જ કરે, પણ જ્યારે ઊઠે ત્યારે કામ કરવે જબરા. એમને માથે ભૂખ્યા હડતાલિયાઓને સીધું તોળી આપવાનું કામ હતું. એ કામ તેઓ લાગલાગટ બારબાર ને પંદરપંદર કલાક સુધી કરતા અને કોઈને જરા યે તુંકારો ન કરતા. કદી કદી એક એક દિવસમાં આઠસો હજાર હડતાલિયાં બાઈઓનોને સીધું તોળી આપવું પડતું. હું કછીરાબાઈનો મદદનીશ નીમાયો હોઈ મારે પણ તેમની સાથે ખૂબ જોતાવું પડતું. મારાં એ રીતની કથા આવતા પ્રકરણમાં.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

જીવી જાણનારા ૧૨ જે માનવજીવનનું સાચું મૂલ્ય શીખવી ગયા

## અમરકુમારી માર્ગરેટ

માર્ગરેટ મૅન્હાર્ટ (Manhart) નામે સોળ વર્ષની કુમારિકાની સમાધિ આગળ એક દિવસે એક લાખ વિયેનાનગરવાસીઓ રોજે મળ્યા હતા.

માર્ગરેટ પારકે ઘેર કામ કરીને નિર્વાહ ચલાવતી હતી. એક વાર એ એના શેઠનાં છોકરાંને લઈ ને ફરવા નીકળી. એ જાણતી નહોતી કે આ તો એનું મહાભિનિષ્ક્રમણ હતું.

નાની છોકરી બાબાગાડીમાં હતી, અને ત્રણ વર્ષના છોકરાને માર્ગરેટે આંગળીએ વળગાડ્યો હતો, તે એની સાથે કાલી કાલી વાતો કરતો હતો. થોડેક ગયા પછી માર્ગરેટ કહે, 'હવે આપણે રસ્તો ઓળંગશું. તું મારો હાથ ઝાલ, ને બીજે હાથે હું બાબાગાડીને ધકેલીશ.'

ખૂણે વાંક હતો ત્યાંથી માર્ગરેટ રસ્તો ઓળંગવા જાય છે ત્યાં તો એક બારે ઘોડાગાડું ભયંકરવેગે આવી ચડ્યું. હાંકનારો ઘોડાની લગામ ખેંચીને એને ઊભા રાખે એટલો વખત નહોતો, અને માર્ગરેટને પણ પાછા વળવાની કે ઘોડાના મોઢા આગળ થઈ ને પોતાના એવડા બોજા સાથે ધસી નિકળવાની તક રહી નહિ.

આ અપૂર્વ અવસરે શું કરવું એનો માર્ગરેટના મહાન્ આત્માએ તરત નિર્ણય કરી લીધો. પોતાના શરીરમાં બળ હતું તે બધું એકત્ર કરીને એક હાથે એણે બાબાગાડીને પ્રચંડ હડસેલો માર્યો, અને બીજે હાથે છોકરાને જડેલા પત્થરની પગથી ઉપર પાછો ફેંક્યો. બીજી ક્ષણે પડછંદ ઘોડાઓએ માર્ગરેટને પછાડી. અને તે પૈડાં નીચે આવી ગઈ.

અકસ્માત જોનારામાંથી કેટલાકે છોકરાંને સંભાળી લીધાં, અને કચરાયેલી કુસુમાંજલિ જેવી માર્ગરેટની દેહલતા ઉપરથી છોકરાની આંખ પ્રેમપૂર્વક ફેરવી. ઘાયલગાડી(ઍમ્બ્યુલંસ) આવી, તેમાં માર્ગરેટના શરીરને હળવે હાથે ઊપાડીને મૂક્યું, પણ ઇસ્પિતાલે પહોંચ્યા પહેલાં જ એનો શરીર જીવ ઊડી ગયો.

એની સ્મશાનયાત્રામાં એક લાખ લોકોએ ભાગ લીધો. રસ્તાઓ ઉપર માણસ માય નહિ; બબે કલાક પગપાળા ચાલીને પણ અનેક લોકો આવી પહોંચ્યા, અને ઘણાખરા માર્ગરેટના અક્ષરદેહ ઉપર ચડાવવા ફૂલ લઈ ગયા; તેથી કરીને એની સમાધિ ઉપર પુષ્પરાશિને રૂપે જાણે સ્તૂપ ચણાઈ ગયો.

(મીના અંગ્રેજી ઉપરથી) દે. વા. જો.

# મલાડનો ગ્રીષ્મ વ્યાયામવર્ગ

(અનુ૰ પાછળના પાન ૧૯૫થી) કરવા પહોંચી જઈએ. અમારો વ્યાયામ બે કલાક (છ થી આઠ) ચાલે. એ બે કલાકમાં તો ઘણુંઘણું શીખી લઈએ. લાઠી ફેરવતા હોઈએ ત્યારે તો એમ જ માનીએ કે અમે લાખોની ટોળા વચ્ચે ઘૂમી રહ્યા છીએ. પણ થાક લાગે ત્યારે એ નશો ઊતરે અને પહેલાંના જેવા જ કમજોર જણાઈએ!

કસરત પૂરી થાય એટલે થોડો આરામ લઈ દૂધ પીવા જઈએ. દૂધની સાથે ઘણે ભાગે પલાળેલા ચણા હોય. કોઈ દિવસ ભાખરી પણ હોય. દૂધ પીને વ્યાખ્યાન થતાં હોય તો તે સાંભળવા આંબાવાડિયામાં જઈએ. પાંચસાત મોટા આંબાઓની ઘટાથી બનેલું 'આંબાવાડિયું' એ અમારું વ્યાખ્યાન-ગૃહ. ત્યાં એક બાંકડા ઉપર બેસીને કે ઊભા રહીને વક્તા બોલે અને અમે નીચે બેસી સાંભળીએ. સવાર-બપોરનાં વ્યાખ્યાનો પણ અહીં જ થાય. વ્યાખ્યાન સાંભળી નહાવાધોવા જઈએ. અને નહાઈધોઈ હજી માંડ પરવાર્યા હોઈએ ત્યાં તો 'લાઉડસ્પીકર' બોલી ઊઠે: 'અચ્છા, જાઓ જમવા; જલદી જાઓ. ત્રણ મિનિટ પછી જશે તેને ખાવાનું નહિ મળે.' અને બધા 'ભોજન કે લિયે હોશિયાર' થઈ રસોડા તરફ દોડે. રસોડાના મંડપ નીચે અમારા માટે આસનો બિછાવ્યાં હોય. થાળીવાટકા પણ ગોઠવ્યાં હોય. અમારે તો જઈને બેસી જ જવાનું. સ્વયંસેવકો પીરસી દે એટલે રસોડાખાતાના સંચાલક શ્રી દેવરાજ વોરા 'વંદેમાતરમ્'નો ગગનનાદ ગજવે અને અમે ભૂખ્યા વરુની જેમ રોટલી, દાળ-ભાત, શાક ઉપર તૂટી પડીએ. જમતી વખતે 'લાઉડ સ્પીકર'માંથી રેકર્ડ્ઝ ગાયનો છૂટે. કોઈ વખત જુથિકા રૉય ગાતી હોય, કોઈ વખત ગામગલનું ગાણું ગાતું હોય; તો કોઈ વખત અમારામાંનો કોઈ વિદ્યાર્થી જ એના રૂડા રાગે માઇક્રોફોનના અવાજને વધુ ઘેરો બનાવી એમ સાબિત કરવા મથતો હોય કે જેમ ખાટી દાળ કોઈ વખત સ્વાદિષ્ટ લાગે છે તેમ ઘોઘરો અવાજ પણ આનંદ આપે તેવો હોય છે! ફુલા પણ અમને ખાવાની વધુ તાકાત આપતા. આ રસાનંદમાં ડૂબેલા અમે શાક બે વખત આવ્યું હોય તોપણ એક વખત આવેલું માની બીજી વાર માગીએ. આવો એ સંગીતનો પ્રભાવ!

જમીને અમે ટહેલતા હોઈએ ત્યાં ફરી પાછાં ભૂંગળાં પોકારી ઊઠે: 'હલો, હલો, હલો, સુનિયે . . . અભી સબ વિદ્યાર્થી અપઅપની રાવટીમેં જા કર સો જાય. કોઈ ભી બહાર મત ટહલે.' અને શ્રી પૃથ્વીસિંહજીની આવી ત્રાડ સાંભળી સૌ પોતાની રાવટીમાં ભરાઈ જાય. બપોરના અઢી વાગ્યે ફરી પાછી ત્રાડ સંભળાય. 'જો સોતે હોં વો ઉઠ જાય; જો ઉઠે હોં વો આંબાવાડિયેમેં જાય. કોઈ ભી વિદ્યાર્થી રાવટીમેં મત રહે. અભી પાંચ મિનિટમેં ભાષણ શુરુ હોગા.' દરેક જણ ધીખતા બપોરે માથે 'હૅટ' કે રૂમાલ નાખીને તથા હાથમાં એક નોંધપોથી લઈને આંબાવાડિયામાં પહોંચી જાય. ત્યાં કોઈ ને કોઈ મહેમાન આવ્યા જ હોય. તેમનું કોઈ પણ વિષય ઉપર વ્યાખ્યાન થાય. વ્યાખ્યાન સાડા ચાર સુધી ચાલે, ત્યાં તો નાસ્તાનો વખત થાય. નાસ્તો કરી સવા પાંચે અમે સાંજની કસરત કરવા ઊપડીએ. બે કલાક સુધી કસરત કરીએ. તેમાં રમતો પણ રમીએ. સાંજનું વાળુ સાડા આઠ સુધીમાં પતી જાય. સાડા આઠ પછી બધા રેડિયો-કુટિર આગળના મેદાનમાં એકઠા થાય. ત્યાં કાં તો કોઈ મહેમાન થોડાં વચનામૃતો સંભળાવે અથવા સરદારજી પોતે 'ઘરકી બાત' કરે. 'ઘરકી બાત'માં સૌથી પહેલી વાત સ્વચ્છતાની હોય; કારણકે આઠસો-નવસો માણસોના સમૂહજીવનમાં સૌથી અગત્યનું સ્થાન સ્વચ્છતાનું જોઈએ. ટટ્ટી અને મુતરડીની સ્વચ્છતા માટે સરદારજી ખૂબ આગ્રહ રાખે છે, કેમકે એ સ્વચ્છતા ન હોય તો ભયંકર રોગ ફાટી નીકળવાનો ભય રહે છે. પહેલા પંદર દિવસ સરદારજીએ ટટ્ટીની સફાઈના પદાર્થપાઠ આપવામાં ગાળ્યા છતાં અમે એટલી નાની સરખી પણ ચોખ્ખાઈ રાખી શકતા નથી એટલી અમારી કુટેવ ઊંડી ઊતરી છે. સરદારજીને આ જ નથી ગમતું. આપણે આપણી ટેવોના ગુલામ બની ગયા છીએ એ જ વાત એમને બહુ સાલે છે. એ અમારી પાસેથી તાત્કાલિક કોઈ બહુ મોટી આશા રાખતા નથી. પરંતુ અમે આઠસો જે જણા અમારી સુસ્તી અને મંદતાને દૂર કરી, ટેવ ઉપર વિજય મેળવી, એક નાનામાં નાનું કામ પણ સંગઠિત રૂપમાં અને સમૂહગત રીતે કરી શકીએ એ જ જોવાની તેમને હોંશ છે. તેમને મન આ વર્ગનો મુખ્ય ઉદ્દેશ સમૂહજીવનનું શિક્ષણ છે. તેમને પૂછ્યું કે 'તમે વિદ્યાર્થીઓને આ વર્ગ દ્વારા શું આપવા માગો છો? અને વિદ્યાર્થીઓ પાસેથી તમે શી આશા રાખો છો?' ત્યારે તેમણે આપેલો જવાબ જરા નિરાશાની છાંટવાળો હતો. તેમણે કહ્યું, 'મારે તમને બહુ મોટી-

મોટી વાતો નથી શીખવવી. મારા દિમાગમાં તો તમને શીખવવાનું ઘણુંઘણું ભર્યું છે, પરંતુ અવકાશ નથી. મારે તો તમને એટલું જ શીખવવું છે કે તમે આટલો વખત જ્યાં એક થઈને રહો. એકબીજાને માટે સહન કરતાં શીખો. મારે તો તમને સમૂહમાં કેમ જીવવું એ જ શીખવવું છે. તમારામાંથી કોઈનો વ્યક્તિગત વિકાસ ગમે તેટલો થાય તેની મને પડી નથી. મારે તો સમૂહવિકાસ જોઈએ છે. તમે બધા એકસાથે પોણા પાંચ વાગ્યે ઊઠો છો અને એકસાથે સાદી ફેરવો છો એ જ મારા માટે સંતોષની વાત છે. આટલો વિકાસ પણ ઘણો ગણી મારે તો આગળ ચાલવાનું. આ ધરતી તો હજુ વણખેડી છે. તેની પાસેથી એકદમ સારા પાકની આશા ન રાખી શકાય. સમષ્ટિની કમજોરીઓ કાઢવા માટે તો ખૂબ ધીરજ જોઈએ.'

પરંતુ વિદ્યાર્થીઓ તેમનો આ ઉદ્દેશ નથી સમજ્યા એમ લાગે છે. તેને માટે અહીં મળેલું સુખ-સગવડિયું અને ઘર જેવું વાતાવરણ પણ જવાબદાર હશે; પરંતુ વધુ જવાબદાર તો આજના વિદ્યાર્થીની મનોદશા લાગે છે. અહીં ઘણા બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ આવ્યા હતા. તેમને જીવનઘડતરની વાતો તુચ્છ લાગતી હતી. તેમણે તો આન્તરરાષ્ટ્રીય પ્રશ્નોની ચાવળી છણાવટની આશા રાખી હતી; પરંતુ અહીં તો રવિશંકર મહારાજ, સ્વામી આનંદ, નાનાભાઈ ભટ્ટ, મહાદેવ દેસાઈ, કાકા સાહેબ કાલેલકર જેવા જીવન-શિલ્પીઓના મુખેથી કઠોર જીવન-નો ઉપદેશ સાંભળી તેમને કંટાળો આવતો, એટલે 'સરદાર પૃથ્વીસિંહે અહિંસા દિલથી સ્વીકારી કે ફક્ત એક નીતિ તરીકે?' એવી એવી ચર્ચામાં પડ્યા રહેતા અને પોતાની બુદ્ધિને વલોવીવલોવીને છેવટે 'પૃથ્વીસિંહ-જીએ નક્કરકે અહિંસા સ્વીકારી' એવો નિર્ણય કરી આત્મસંતોષ મેળવતા. આ રીતે અહીં અપાતા બૌદ્ધિક ખોરાકની અસર બહુ ઓછી થતી લાગે છે. તેમાં એકલા વિદ્યાર્થીઓનો પણ વાંક નથી. જીવનને સમગ્ર રીતે સમૃદ્ધ અને શિસ્તમય બનાવવાનું શિક્ષણ આપવા-નો જે ઉદ્દેશ આ વર્ગનો છે તેને માટે જોઈતું વાતા-વરણ સર્જી શકાયું નહોતું. કારણ કે તેની પાછળ શક્તિ અને સમયનો પૂરતો ખર્ચ નહોતો થઈ શક્યો.

ગમે તેટલી કાર્યશિથિલતા અને માનસિક વ્યગ્રતા છતાં અમે વિદ્યાર્થીઓએ ૧૯મી મેનો સરદાર પૃથ્વી-સિંહનો પુનર્જન્મદિન એટલા ઉત્સાહ અને સ્ફૂર્તિથી ઊજવ્યો કે તેમને પોતાને પણ અમારા માટે ઠીક ઠીક આશા બંધાઈ. ૧૯૩૮માં એ દિવસે સુરદારજી મહા-ત્માજીને શરણે ગયા અને અહિંસાધર્મ સ્વીકાર્યો. એ એમના જીવનનો ઐતિહાસિક દિન છે. એ દિવસે અમે આખી છાવણીની સફાઈ કરી, અમારી રાવટીઓ શણ-ગારી, બીજું બધું કામ જાતે કર્યું, બહેનોએ અને કેટલાક ભાઈઓએ મળી રાંધવાનું કામ ઉપાડી લીધું. આ રીતે આ દિવસે અમે કામદારોને આરામ આપ્યો અને એક દિવસનું શ્રમભર્યું જીવન ગાળવાનો નગણો પણ ઉત્સાહભર્યો પ્રયાસ કર્યો. સરદારજીએ આ ઉત્સાહ વખાણ્યો, પરંતુ અમારું કામ તેમને પરદેશના કુમારોની પ્રવૃત્તિની સરખામણીએ પાશેરામાં પહેલી પૂણી પણ ન લાગ્યું. અલબત્ત, પોચાપોચા ગાદી-તકિયા પર ઝૂલતા મું-બાઈના સુકુમાર હાથ માટે તો આ કામ ખરેખર કપરું હતું; પરંતુ દેશની કંગાલિયત અને સમયની કૂચમાં આપણા દેશનું સ્થાન જોતાં આવા પ્રયોગો તમાશા જ લાગે. સરદારજીએ જ પોતાના વ્યાખ્યાનમાં કહ્યું: 'તમે આજનો દિન ઊજવો છો એથી મને જરા પણ આનંદ નથી થતો. તમારા આજના પ્રયત્નો મને તમાશો લાગ્યા છે. મેં તો તમારી પાસેથી ઘણીઘણી આશા રાખી હતી. તમારામાંથી કેટલાએ એવો નિશ્ચય કર્યો કે આજથી અમે સાચા નવજુવાન તરીકે જીવવા યત્ન કરીશું? શું આ એક દિવસનો શ્રમ તમારું જીવન ઘડી દેશે? એ શ્રમને પાયામાં રાખી જીવન ઘડવાનો કેટલાએ નિશ્ચય કર્યો? મારો દિન ઊજવવા તો એ જ યુવકો લાયક છે જે મારા જેવું જીવન ગાળવાનો નિશ્ચય કરે. મારા આખા જીવનનું તાત્પર્ય સમજી લઈ તેમણે દેશની આઝાદી ખાતર બલિદાન બનવા તૈયાર થવું જોઈએ. જો આ ભાવના તમારામાં ન જાગે તો તમે મારી આજ્ઞા માનો કે મારા માટે માન રાખો તેનો કંઈ જ અર્થ નથી. તમારે તો દેશના સૈનિક બનવાનું રહ્યું.'

જનાર્દન રાવળ

પંખીઓ અને કીડાઓ જેમ સરસમાં સરસ ફળને ખરાબ કરે છે, એવી જ રીતે ચુગલીખોર માણસ હમેશાં આબરૂદાર માણસને જ ખરાબ કરે છે.

# પંચતંત્રની વાર્તાઓ

આમ જ્ઞાનગોષ્ઠી ચાલે છે ત્યાં ચિત્રાંગ નામે લુબ્ધકથી ત્રાસેલો હરણ તરસ્યો થઈને તે સરોવરે પાણી પીવા આવ્યો. એને જોઈને ભયચકિત થયેલા મન્થરકે પાણીમાં ડૂબકી મારી, હિરણ્યક બોણમાં પેસી ગયો, અને લઘુપતનક આ તે શું છે એવી જિજ્ઞાસાથી ઊડીને વિશાળ વૃક્ષ ઉપર ચડી બેઠો. લઘુપતનકે આકાશમાં ઊંચી યોજન એટલે આંખ ફેરવી મન્થરકને કહ્યું: 'આવ, આવ, તને કાંઈ ભય નથી. મેં જોયું તો કેવળ મૃગલો પાણી પીવા આવ્યો છે.' એટલે અભ્યાગતવત્સલ મન્થરક પાણી બહાર આવ્યો ને હરણને કહ્યું, 'સારંગભાઈ, પાણી સુખેથી પીઓ ને નહાઓ. આ વનગહનમાં કેમ આવી ચડ્યા?' હરણ કહે, 'અસ્વાર ને કૂતરા વાંસે લાગ્યા હતા એનાથી માંડ ભાગી છૂટ્યો છું ને હવે આપ સાથે મૈત્રી કરવા ઇચ્છું છું.' મન્થરક કહે, 'અમારી અલ્પકાયની હારે મૈત્રી કરીને શું કરવું છે? મૈત્રી તો પ્રત્યુપકારસમર્થની હારે કરવી ઘટે. ચિત્રાંગ કહે, 'અલ્પકાયમહાકાયનો કાંઈ અર્થ જ નથી. અને એવું સંભળાય છે:

કરવા જં સદા મિત્ર બળવાન્ દુર્બળા તથા ।
હસ્તિયૂથ વને બદ્ધ મૂષકે બંધ તોડિયા ॥
પૂં૦૨-૧૬૬॥

મન્થરક પૂછે છેઃ 'એ કેમ?' ચિત્રાંગ કહે છેઃ

## કથા ૭ (પૂર્ણભદ્રની)

એક ઉજ્જડ ભૂમિપ્રદેશ હતો. ત્યાં ઉંદરનું મોટું ગામ વસી ગયું હતું. એક વાર ગજસહસ્રના પરિવારવાળો એક ગજપતિ ત્યાં થઈને નીકળ્યો. એના પગ નીચે કંઈક ઉંદર છૂંદાઈ ગયા. આમ વારંવાર બને તો આપણે બીજશેષ પણ નહિ રહિએ એમ વિચારીને કેટલાક ઉંદર ગજપતિ આગળ ગયા, અને પ્રણામ કરીને કહ્યું, 'દેવ, અહિં પડખે જ વંશપરંપરાએ ઉતરી આવેલો અમારો વાસ છે, ત્યાં પુત્રપૌત્રપરંપરાથી અમે વૃદ્ધિ પામ્યા છિએ. પણ આપ પાણી પીવા અહિંથી નિકળ્યા તેમાં અમારા જણ સહસ્રશઃ નાશ પામ્યા. અને ફરીને આપ જો એ જ માર્ગે જશો તો તો અમારો ધાણ જ નિકળે એમ છે. એટલે અમારા ઉપર કૃપા કરીને બીજે પંથ લેજો. કારણ અમારા જેવા ક્ષુદ્રજન્તુનું પણ આપ-



જોવાને કદાચિત્ કામ પડી જાય.' યૂથપતિએ ઉંદરની વાત માન્ય રાખી.

હવે એકવાર રાજાએ હસ્તિબંધકને હાથી બાંધવાનો આદેશ આપ્યો. આ બંધકોએ યૂથપતિને પકડીને જાડા થડવાળા ઝાડ હારે બાંધ્યો. બંધક ગયા પછી યૂથપતિને થયું કે જો ઉંદર બચાવે તો જ બચાય એમ છે. એટલે એણે ગજબંધનભૂમિ બહાર રહેલી પોતાની પરિચારક હાથણીને સંદેશો લઈને ઉંદર આગળ મોકલી. વાત સાંભળતાં વેંત જ હજારો ઉંદર પ્રત્યુપકાર કરવા ભેળા થઈ ગયા, ફાંસા છેદી નાખ્યા, થડ હારે બાંધેલાં શંદવાં ચાવી નાખ્યાં, અને યૂથપતિને મુક્ત કર્યો.

એટલે હું કહું છું 'કરવા જ સદા મિત્ર' ઇત્યાદિ.

દેસાઈ વાલજી ગોવિન્દજી

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ લાયક ચિત્રને અભાવે મોકૂફ. બીજું ઈનામ: 'આરામને વખતે'–મનુ પટેલ (અમદાવાદ); ત્રીજું ઇનામ: 'સમતોલ'-બાબુભાઈ ભણસાલી (મહુધા–ખેડા); ઉત્તેજના: 'લહેરી અસ્વાર' રમણિકલાલ પરીખ (ધાંગધ્રા).

ગુજરાતમાં વાંદરાઓની સંખ્યા ઘણી છે અને તેનાં જૂથનાં જૂથ નજરે ચડે છે. પરંતુ આ ચબરાક અને રમૂજી પ્રાણીની ફોટોગ્રાફી કરવા તરફ કોઈનું લક્ષ દોરાયું નથી. ફરીફરી પછી જ્યારે બેચાર વાંદરા છાપરા પર કે ઝાડ પર આરામથી બેસે છે ત્યારે સામાન્યરીતે તે એકબીજાના શરીર પરથી જૂઓ શોધતા હોય એમ મનાય છે મનુભાઈના ચિત્રમાં બે વાંદરા તેમના આ પરિચિત કાર્યમાં મશગૂલ જણાય છે. પાત્રની ગોઠવણ અને વાતાવરણ ચિત્રમાં કુતૂહલ પ્રેરે છે. લીમડાની ડાળીઓ ચોપાસથી સુયોગ્ય સંયોજન આપે છે.

બજાણિયા આપણા દેશની એક લાક્ષણિક જાતિ છે તેઓ સમાજમાં પોતાની અંગકસરતો અને કરામતોથી લોકપ્રિય પાત્ર બની ગયા છે. તેમની વિવિધ કુશળતાની નોંધ લેવાની ફોટો કલાકારોની કુદરતી ફરજ છે. ભાઇ ભણસાલીએ વગર ફીએ દેખાડાતા આવા ખેલોના એક પ્રયોગનો ફોટોગ્રાફ પાડ્યો છે. વખતસર ચાંપ દાબીને તેણે સરસ action picture ઉપજાવ્યું છે. પરંતુ વધારે દૂરથી આ ચિત્રને પાડ્યું હોય તો વાંસની ઊંચાઈ અને પ્રયોગમાં રહેલા જોખમનો ખ્યાલ ચિત્રમાં ઉપજાવી શકાય.

પક્ષી અને પ્રાણીની મૈત્રી દાખવતા 'લહેરી અસ્વાર' પાડવામાં ભાઇ પરીખે અનન્ય તકનો લાભ ઉઠાવ્યો છે તે માટે તેમને અભિનંદન ઘટે છે. આવા વિષયની ફોટોગ્રાફીમાં અનેક જાતની મુશ્કેલીઓ નડે છે. ઝડપી નિર્ણય અને કૅમેરાની તમામ ક્રિયાઓ ઉપર સારો કાબુ આવશ્યક છે. તે વિના ચિત્રસર્જન સંભવે નહિ. અને સાંપડેલી તક ચાલી જાય. વિષયની આજુબાજુ વધારે જગ્યાની જરૂર છે. તેને માટે પાત્રની નજીક ન આવતાં દૂરથી ફોટોગ્રાફ લેવાવો જોઇએ. ફોટોગ્રાફિક ટેકનિક ભોળી હોવાથી ખેલાડીનું ફૉકસિંગ બરાબર નથી અને તે તથા પક્ષીની આંચ બૅકગ્રાઉન્ડમાં ભળી જાય છે. નેગેટિવ બનાવ્યા પછી આ ક્ષતિ થોડા પ્રમાણમાં દૂર કરી શકાય છે. કોડાક કંપનીના Velox Water Colorsમાંથી ગુલાબી રંગનો બહુ જ પાતળો વૉશ જે ભાગ બૅકગ્રાઉન્ડથી છૂટો પડતો હોય તેટલા ભાગને આપવો.

બલવન્ત ભટ્ટ

# ટપાલની ટિકિટો પર નામાંકિત અમેરિકનો

આ અંકની અંદરની આર્ટપ્લેટ પર ત્રીસ નામાંકિત અમેરિકનોનાં મ્હોરાંધરાવતી ટિકિટોમાં અમેરિકન સંસ્કારિતામાં મહત્ત્વના ફાળો પૂરનારી નીચેના વ્યક્તિઓ રજૂ થએલી છે.

મથાળેથી પહેલી હાર—લેખકો: વૉશિંગ્ટન અર્વિંગ (હાસ્યકાર અને વાર્તાકાર), જેમ્સ ફેનીમોર કૂપર (વાર્તાકાર), રાલ્ફ વૉલ્ડો એમર્સન (કવિ અને નિબંધકાર), લૂઈઝા મે આલ્કૉટ (વાર્તાકાર અને કુમારસાહિત્ય લખનાર), સમ્યુઅલ એલ. ક્લેમેન્સ (વાર્તાકાર અને હાસ્યકાર); બીજી હાર કવિઓ, હેન્રી ડબ્લ્યુ. લૉંગફેલો (અત્યંત લોકપ્રિય અમેરિકન કવિ), જૉન જી. વ્હિટીઅર (કવિ અને ગુલામીનો વિધ્વંસક), જેમ્સ રસેલ લૉવેલ (કવિ, નિબંધકાર, મુત્સદી,) વૉલ્ટ વ્હિટમૅન (લોકશાહીનો કવિ), જેમ્સ વ્હિટકોમ્બ રાઈલી (આમજનતાનો કવિ); ત્રીજી હાર–કેળવણીકારો: હૉરેસ માન (કેળવણીકાર અને રાજપુરુષ), માર્ક હૉપકિન્સ (શિક્ષણશાસ્ત્રી), ચાર્લ્સ ડબ્લ્યુ. ઇલિયટ (કેળવણીકાર અને પ્રચારક), ફ્રાન્સિસ ઇ. વિલાર્ડ (કેળવણીકાર અને સુધારક, બુકર ટી. વૉશિંગ્ટન (કેળવણીકાર અને પ્રચારક); ચોથી હાર–વિજ્ઞાનશાસ્ત્રીઓ: જૉન જેમ્સ ઑડુબૉન (નિસર્ગશાસ્ત્રી), ડૉ. ક્રૉફર્ડ એસ. લૉંગ (શસ્ત્રવૈદ્ય), લ્યૂથર બુરબૅંક (વનસ્પતિકૃષિનો નિષ્ણાત), ડૉ. વૉલ્ટર રીડ (જંતુશાસ્ત્રી), જેઇન ઍડમ્સ (સમાજસેવિકા). પાંચમી હાર–સંગીતયોજકો: સ્ટિફન કૉલિન્સ ફૉસ્ટર (ગીતસંયોજક), જૉન ફિલિપ સૂઝા (કૂચગીતનો યોજક), વિક્ટર હર્બર્ટ (સંગીત યોજક), એડવર્ડ એ. મૅકડૉવેલ (પિયાનિસ્ટ અને યોજક) ઇથલબર્ટ નેવિન (સંગીતયોજક). છેલ્લીહાર–પહેલા ત્રણ ચિત્રકારો: ગિલ્બર્ટ ચાર્લ્સ સ્ટુઅર્ટ (માનવ છબિઓનો આલેખક), જેમ્સ એ. મૅકનેઈલ વ્હિસ્લર, (જગનામી કલાકાર) ઑગસ્ટસ સેઇન્ટ ગૉડેન્સ (મૂર્તિકાર); છેલ્લા બે શોધકો: ઈલાઇ વ્હિટની (રૂના જીનનો શોધક), સૅમ્યુએલ એફ. બી. મોર્સ (ટેલીગ્રાફી-તારવિદ્યાનો શોધક).



આસનનો છેડો ઊંચો કરી નારાયણ પંડિતે પૈસા બનાવ્યા

# એકના આઠ

પ્રભાતના મધુર વાતાવરણમાં ગંગાબાઈ સૂર્યની સામે બેસી પ્રભુના જાપ કરતાં હતાં, એવામાં સામેના તુલસીક્યારા પર બેઠેલી નાની ચકલી પાસે ચકલાએ આવી ચણના બેચાર દાણા મૂક્યા અને શાંત 'ચીવી' 'ચીવી' અવાજ કરી દાણા ચણી બંને ઊડી ગયાં.

આ દૃશ્ય જોઈ ગંગાબાઈના મનમાં વિચાર આવ્યો: ગામનો રાજા હમેશાં હજાર રૂપિયાનું દાન કરે છે, છતાં મારા પતિ કોઈ દિવસ યાચવા ગયા નહિ અને બે રૂપિયા લાવી મારા હાથમાં મૂક્યા નહિ. ધન્ય નહિ આ ચકલી, કે તેના પતિની કંઈક તો પ્રસાદી પામે છે!'

એટલામાં 'હરિ ૐ'ના નાદ કરતા નારાયણ પંડિત પૂજન વિસર્જન કરી બહાર આવ્યા.

'આજે તો મારી એક વિનંતી જરૂર સાંભળો.' ગ્લાનિભર્યા વદને ગંગાબાઈએ કહ્યું.

'ખુશીથી.'

'આપણા રાજવી હમેશાં આટઆટલું દાન કરે છે. પણ તમે કોઈ દિવસ ગયા નથી. કાલે જાઓ તો પાંચ રૂપિયાની પ્રાપ્તિ થાય. આપણી તંગી કંઈક ટળે.'

હસીને નારાયણે કહ્યું: 'આપણું આ સાત્ત્વિક જીવન તમને કઠણ લાગ્યું? એવા મહેનત વગરના અલક્ષ્મીના દાન કરતાં ચાર ઘરની પવિત્ર માધુકરી મને તો વધુ મીઠી લાગે છે. આશીર્વાદ દઈ ઋણમુક્ત થઈએ છીએ. બીજાનું દાન લેતાં એ ધનનાં પાપપુણ્યમાં હિસ્સો રાખવા કરતાં સત્કાર્યમય પ્રભુમય જીવન ગાળવું શું ખોટું?'

'ખોટું તો કંઈ નહિ!' જરા ઢીલાં પડતાં ગંગાબાઈ બોલ્યાં. 'પણ પાંચ રૂપિયા મળે તો આપણે બે મહિના માધુકરી માગવી નહિ; લક્ષ્મી તો પવિત્ર છે, વળી હાથોહાથ લેવી છે. અને કુમાર્ગે વાપરવી નથી.'

પત્નીનો આગ્રહ જોઈ નારાયણ પંડિત બોલ્યા: 'તો એક છૂટ આપો.'

**'મ**ને આપો,' 'મને આપો'ના પોકારોથી કોલાહલ મચી રહ્યો હતો. 'આ તો ઘણી વખત લઈ ગયો છે...હું આજે જ આવ્યો છું...હું પહેલો જ આવ્યો છું...ફરી આવીશ નહિ...મને આપો. બાપુ, મને આપો...મારી આંતરડી દુવા દેશે...બાપુ મને આપો, મને...મને...'

આવા કોલાહલ મચાવતા યાચકોના અવાજોથી ટેવાયેલો રાજા આસન ઉપર બેઠોબેઠો તેમનાં મુખ ઉપરના અનેક ભાવ જોઈ રહ્યો છે, એવામાં તેની નજર દૂર એક દીવાલને અઢેલી સ્વસ્થ પ્રસન્ન મુખે ઊભા રહેલા નારાયણ પંડિત ઉપર પડી. યાચકોના ટોળામાં આવેલા છતાં કમળપત્ર જેવા અલિપ્ત એમના વદન પર એક પણ એવી રેખા ન જોઈ જેમાં દાન લેવાની કે લક્ષ્મી ઝડપી લેવાની જરા પણ આકાંક્ષા હોય. રાજા આથી આનંદાશ્ચર્ય પામ્યો અને સૌને યથાશક્તિ આપી વિદાય કરીને નારાયણ પંડિત પાસે જઈને કહ્યું: 'મહારાજ, આપ કેમ કંઈ ઇચ્છા બતાવતા નથી? આપની અનાસક્તિ જોઈ હું ખૂબ પ્રસન્ન થયો છું. આપ ઇચ્છા હોય તે માગો. ચાહે તેટલી લક્ષ્મી માગો.'

નારાયણ પંડિતે વિનયપૂર્વક શાન્તિથી કહ્યું: 'રાજન! આપની પાસે સાચી લક્ષ્મી હોય તો મને આપો!'

'ઓહો! એટલું જ ને.' પધારો રાજ્યભંડારમાં. ત્યાં અનેકવિધ રત્નો, માણિક્યો, મોતી ને સુવર્ણ ભર્યાં છે. આપને તેમાં જે કાંઈ સાચી લક્ષ્મી લાગે તે ખુશીથી લઈ મને આશીર્વાદ આપો.' નારાયણની માગણીથી રાજા ખૂબ ખુશ થયો. બંને રાજ્યભંડાર તરફ વળ્યા.

આખો ભંડાર ફરી વળીને જોવા છતાં નારાયણે તેમાંથી ફૂટી બદામ પણ લીધી નહિ, એ જોઈને રાજાને નવાઈ લાગી. તેણે આશ્ચર્યથી કહ્યું: 'મહારાજ! આપને આટલી અઢળક લક્ષ્મીમાં કંઈ જ સાચું ન લાગ્યું! તો પછી મારે સાચું શું સમજવું!'

'એ હું તો શી રીતે કહું, મહારાજ! સાચું કે ખોટું એ તો આપ આપના હૃદયથી નક્કી કરી શકો. એ રીતની સત્ય લક્ષ્મી મને જે કંઈ આપશો તે સ્વીકારી હું

અંતરના આશીર્વાદ આપી સંતોષ માનીશ.' એમ કહી નારાયણ પંડિતે 'કલ્યાણમસ્તુ !' કહી વિદાય લીધી.

'**આ**જ આપ આટલા બધા તે શા વિચારમાં છો? કૃપા કરીને કહો તો હું પણ ચિંતામાં ભાગ લઉં.' રાજાને ઊંડા વિચારમાં ગરકાવ થએલો જોઇ રાણીએ પૂછ્યું.

'આજ એક સુપાત્ર સાધુ પુરુષ યાચવા આવી મૌન ઊભો રહેલો. સેંકડો દાન લેનારમાં એ તરી આવતો હતો. તેની મુખમુદ્રા ઉપર સાત્વિકતાનું તેજ હતું. મેં તેને કહ્યું કે જે માગો તે આપું. ત્યારે તેણે કહ્યું કે 'સાચું નાણું આપો.' મેં આખો ભંડાર બતાવ્યા છતાં તેણે એક પાઇને પણ સ્પર્શ કર્યો નહિ. મને નવાઇ તો એ લાગે છે કે લક્ષ્મીની જેને જરા યે લાલચ ન હોય અને છતાં દાન લેવા આવ્યો હોય એવા યાચકને મારી જિંદગીમાં આજે જ જોયો. અને આવી માગણી કરનાર પણ આજે જ મળ્યો. હવે મારે તેને આપવું શું?'

રાણી બહુ ચતુર હતી. સત્ય અસત્યનો મર્મ સમજનારી હતી. તેણે કહ્યું: 'યાચકના વિચારોનું તથ્ય હું સમજી છું, અને મને એક માર્ગ સૂઝ્યો છે. પણ આપને તે રૂચશે કે કેમ તે નથી જાણતી.'

'કહો, જરૂર કહો!'

'આપણે કોઇ સાચી મજૂરીનું કામ કરીએ અને તે મહેનતનું નાણું પેલા યાચકને આપીએ.'

તરત એક ખાનગી હજુરિયાને બોલાવી બે જોડ મજૂરનાં કપડાં મંગાવવામાં આવ્યાં, અને બીજે દિવસે વહેલે પરોઢિયે મજૂરીએ જવાનો બંનેએ નિશ્ચય કર્યો.

'**મ**જૂર જોઇએ છે, મજૂર!' વહેલે મળસ્કે નગરના સામાન્ય મહોલ્લાઓમાં રાણીનો તીણો અવાજ શાંતિને ભેદી રહ્યો. સત્યની શોધ થાય ત્યારે દરેક હૈયું સવેળા જાગે છે. પાંચસાત અવાજમાં તો એક મમરા ભૂંજનારો જાગી ઊઠ્યો. તરત જ પોતાની દુકાન ઉઘાડી આ બંને મજૂરને તેણે બોલાવ્યાં અને લીલી કમોદનો ઢગલો બતાવી કહ્યું: 'અલ્યાં, આ કમોદ ભૂંજી દેશો?'

રાણીએ કહ્યું: 'ખુશીથી! શું આપશો?'

'બે આના. એક કલાકનું કામ છે. જુઓ આ ચૂલ અને આ રેતી ને તાવડો. લાકડાં નાખી ચેતાવો અને કામ પતી રહે એટલે મને બોલાવજો.' આટલું કહી વેપારી ઘરમાં ગયો. રાજાને જરા ક્ષોભ થયો, પણ રાણી હોશિયાર હતી. તરત જ ચૂલ સળગાવી તાવડો મૂક્યો. રાજા પવાલાં ભરી દેતો જાય, રાણી લાકડાના કકડાવડે હલાવી મમરા ફોડતી જાય અને તે બતાવે તેમ રાજા હાથમાં સૂપડું લઇ મમરા ઉડાડી ઢગલો મારતો જાય.

એક કલાકમાં તો કામ પતી ગયું. રાણીએ વેપારીને બોલાવી કામ સોંપી દીધું. ગુલાબનાં ફૂલ બર ઉનાળે ધગધગતા રસ્તામાં નાખ્યાં હોય અને જે દશા થાય તેવી દશા રાજારાણીની થઈ હતી. બંને પરસેવાથી રેબઝેબ થઈ ગયાં હતાં. ગાલ ઉપર શ્રમની લાલ છાંઝો ઊડી રહી હતી. શ્વાસની ધમણ જોસભેર ચાલી રહી હતી.

'લ્યો આ તમારી મજૂરી.' કહી વેપારીએ રાજાના હાથમાં રોકડા આઠ પૈસા મૂક્યા.

રાજારાણી ચુપચુપ મહેલમાં જતાં રહ્યાં અને આરામ લઇ નિત્યકર્મ કરી હંમેશના નિયમ મુજબ રાજા દાનચોરે ગયો.

એ જ દેખાવ, એ જ કોલાહલ, અને એટલા જ ભિખારી, યાચક અને આગંતુક. કાલે આવેલા નારાયણ પંડિત પણ એક દીવાલને અઢેલી અદબ વાળી ઊભેલા હતા. રાજાએ તરત જ ત્યાં જઇ પોતાની મૂઠી નારાયણ તરફ ધરી કહ્યું: 'ભૂદેવ! આ સાચું નાણું આટલું મળ્યું છે તે આપ સ્વીકારી આશીર્વાદ આપો.'

નારાયણ આઠ પૈસા પોતાની મૂઠીમાં લઇ 'કલ્યાણમસ્તુ'ના શબ્દથી રાજવીને આશીર્વાદ આપીચાલતાથયા.

**ઘે**ર આવી નારાયણ પંડિતે આઠે પૈસા પૂજાના આસન નીચે મૂક્યા. થોડીવારે ગંગાબાઇ બહારથી આવ્યાં અને પતિનો આનંદિત ચહેરો જોઇ તેમને ઉમંગ થયો કે જરૂર રાજાએ આજ સારી દક્ષિણા આપી હશે.

નારાયણે ગંગાબાઇને આપવા માટે એક પછી એક સાત પૈસા આસન નીચેથી કાઢ્યા અને જેવો આઠમો પૈસો કાઢવા જાય છે ત્યાં પાછા આસન નીચે આઠના આઠ પૈસા થઇ ગએલા જોયા! નારાયણ પંડિતની ખાતરી થઇ કે જરૂર રાજાએ સાચી જ લક્ષ્મી મને આપી છે. રાજા મારૂં કથન બરાબર સમજી ગયા અને દાનના પાપમાંથી મને બચાવ્યો. તેમણે સાત પૈસા ગંગાબાઇને આપ્યા અને આ બાબત મૌન પકડ્યું. રોજ તેમણે ગંગાબાઇને સાત પૈસા આપવા માંડ્યા.

પણ ગંગાબાઇને આ વ્યવહાર ગમ્યો નહિ. સાત પૈસાથી વધુ કોઇ દિવસ નારાયણ ન આપે એ બનાવે

તેના મગજમાં અંદેશો ઉત્પન્ન કર્યો અને એક દિવસ મીઠો ઠપકો આપતાં કહ્યું, 'મારી અને તમારી આટલી ઉમરમાં તમે કદિ કોઈ વાત મારાથી છુપાવી નથી. પરંતુ રાજાએ તમને શું દાન આપ્યું તે વાત મારાથી છુપાવો છો અને મને દર વખતે સાત પૈસાથી વધુ નથી આપતા. આમાં શું રહસ્ય છે તે મને નહિ જ કહો?'

નારાયણ હસી પડ્યો અને આસનનો એક છેડો ઊંચો કરી કહ્યું: 'આ શું છે?'

ગંગાબાઈએ પૈસા ગણી કહ્યું: 'આઠ પૈસા.'

'તેમાંથી સાત તમે લઈ લો.'

ગંગાબાઈએ સાત પૈસા લઈ લીધા કે તરત જ નારાયણે ઊંચો કરેલો છેડો નીચે મૂકી દીધો. પછી તેને ફરી ઊંચો લઈ કહ્યું: 'હવે જુઓ જોઈએ શું છે?'

વિસ્મિત થઈ ગંગાબાઈએ કહ્યું: 'આઠ પૈસા!'

'ફરીથી તેમાંના સાત લઈ લો.'

ગંગાબાઈએ ફરી સાત પૈસા લઈ લીધા. વળી છેડો ઢાંક્યો. ફરી ત્રીજી વખત સાત પૈસા લીધા. આમ પાંચસાત વખત પૈસા લીધા છતાં છેડો ઢાંકતાં એકના આઠ થતા જ હતા તે જોઈ ગંગાબાઈ આશ્ચર્યચકિત થઈ ગયાં. નારાયણે તેને બધો ખુલાસો કરી દીધો.

હવે નારાયણે આ કામ ગંગાબાઈને સોંપી દીધું. પછી તો ગંગાબાઈ એકના આઠ કરવાના મહાન કાર્યમાં ગૂંથાયાં. હમેશાં દસપંદર રૂપિયા એકઠા કરે. બેચાર મહિનામાં તો મકાન બાંધવાની પણ શરૂઆત કરી, અને છ આઠ માસમાં તો આલિશાન મકાન ઊભું પણ થઈ ગયું. જ્યાં એકના આઠ થાય ત્યાં શું બાકી રહે!

કળિયુગના વાથી રંગાએલા કોઈ કૂડા અમલદારની નજર આ મકાન ઉપર પડી. જે નારાયણ છસાત માસ પહેલાં દાનની આશાએ આવી ઊભો હતો અને રાજાએ જેને ગુપચુપ કંઈ આપ્યું હતું તે જ આ વ્યક્તિ, એવો પાકો પત્તો મેળવી તેણે રાજા પાસે જઈ ઈર્ષ્યાથી સળગતાં ચાડી ખાધી: 'મહારાજ! પેલો દરિદ્ર નારાયણ જેને આપે ગુપચુપ કંઈક આપ્યું હતું તે તો આજે મોટી મહેલાતો ખડકી રહ્યો છે. આપે શું આપ્યું તે તો દીનાનાથ જાણે, પણ ખૂબ પૈસાવાળો થઈ ગયો છે. કોઈ કહે છે કે જાદુ કરે છે. કોઈ કહે છે કે રાજ્યલક્ષ્મી સેરવવાની તેને વિદ્યા વરી છે અને આપે જે આપ્યું તેના ઉપર મંત્રની શક્તિથી ખજાનામાંથી રૂપિયા ખેંચી લે છે, કોઈ કહે છે કે રાજાએ પારસમણિ આપી દીધો છે એટલે લોઢાને સ્પર્શ કરી સોનું બનાવે છે.'

પોતાને પૂરી ખાતરી હતી કે નારાયણને પોતે માત્ર આઠ જ પૈસા આપ્યા છે, છતાં આ ભંભેરણીથી રાજાના મનમાં શંકા જાગી અને એક દિવસ પ્રધાનને સાથે લઈને નારાયણને ઘેર ગયો.

નારાયણે આશીર્વાદ આપી રાજાને આસન આપ્યું અને કૃતજ્ઞતાપૂર્વક જણાવ્યું કે 'આપની સાચી લક્ષ્મીના પ્રતાપે બહુ જ સુખી છું.'

રાજાએ કહ્યું કે 'તમે સાચી લક્ષ્મી, સાચી લક્ષ્મી કહો છો અને તેના જ પ્રતાપે આટલા સુખી છો તો મને તે પ્રત્યક્ષ સમજાવો. મને તો ઊલટી કુશંકાઓ જાગી છે. ક્યાં છે એ સાચી લક્ષ્મી?'

તરત જ નારાયણ બંનેને સાથે તેડી એક ઓરડામાં ગયો અને એક સુંદર આસનનો છેડો ઊંચો કરી કહ્યું: 'પ્રધાનજી! આમાંથી સાત પૈસા લઈ લો.' પ્રધાને તે લીધા. તરત જ છેડો મૂકી બીજી વખત ઊંચો કરી એમજ કરવાનું કહ્યું. બેચાર વખત આમ લીધા છતાં એકના આઠ થઈ જતા જોઈ રાજા અને પ્રધાન આશ્ચર્યમુગ્ધ બની ગયા! નારાયણે હાથ જોડી કહ્યું, 'મહારાજ! હવે આપે આ આઠ પૈસા કેમ મેળવ્યા હતા તેનો ઇતિહાસ પણ મને કહેવો જોઈએ.'

રાજાએ સાફ દિલથી પોતે મેળવેલા આઠ પૈસાની હકીકત કહી. પ્રધાન તો દિંગ્મૂઢ બની ગયો.

જ્યાં સાચી લક્ષ્મી એકની આઠગણી થાય છે, ત્યાં સાચી પ્રભુભક્તિ કેટલાગણી થતી હશે એ વિચારે રાજા ને પ્રધાનને સાચું જ્ઞાન થયું. નારાયણ પંડિત જગતમાં રહ્યા છતાં કમળપત્ર પેઠે રહ્યા હતા એ એમને માટે સાચો પદાર્થપાઠ હતો. 'અદ્વૈત'

---

પતિ: (ઑફિસમાં ટેલિફોન પર પત્ની તરફથી 'જલદી આવો'નો સંદેશો મળતાં હાંફળાફાંફળા ઘેર આવી) કેમ, કંઈ નવાજૂની થવા પામી છે?

પત્ની: હા, પણ સહેજ મોડા પડ્યા, નહિતર આપણા આ બબો અંગૂઠો ચૂસતો હતો એ જોવાની બહુ મઝા આવત!

---

રમણ: (કનુને) તું આંખ બંધ કરી અરીસામાં શા માટે જુએ છે?

કનુ: હું સૂઈ જઉં છું ત્યારે કેવો લાગું છું તે જોવા માટે.



# મધુકરી

એક નયા સંસાર બસા લેં, એક નયા સંસાર !
કિ જિસમેં ધરતી હો આઝાદ,
કિ જિસમેં જીવન હો આઝાદ,
જનતાકા હો રાજ જગતમેં જનતાકી સરકાર,
જગે દેશકી ગલીગલીમેં નવયુગકા ત્યૌહાર ! —એક૦
આજ મન્દિરોં કી દીવારેં ડોલ ઊઠીં,
આજ મસ્જિદોં કી મીનારેં બોલ ઊઠીં,
કહતી બારમ્બાર પુકાર પુકાર:
બન્દ કરો મજ઼હબ કે ઝગડે આપસ કી તકરાર ! —એક૦

(નયા સંસાર) —કવિ પ્રદીપ

## શંકર દાજી પદે

દેશદાઝ તેની રગેરગમાં હતી. આધુનિક યુગમાં આયુર્વેદનો ઉદ્ધાર કરવાનું ભગીરથ કાર્ય હાથ ધરનાર, ઉત્તમ વૈદ્યો તૈયાર કરવામાં અને વૈદકશાસ્ત્રના અનેક ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં પોતાનું સમસ્ત જીવન ખરચી નાખનાર, ગરીબોનાં દુઃખ દૂર કરવા સારુ પોતાના સર્વસ્વનો ભોગ આપનાર અને એકલે હાથે અનેક મહાન કાર્યો કરી બતાવનાર દેશના એ સાચા સપૂતનું નામ શંકર દાજી પદે.

તેમના પૂર્વપુરુષો પૂના જિલ્લાના નારાયણ ગામમાં રહેતા, પરંતુ તેમના પિતા જ્યોતિષશાસ્ત્રનો ધંધો કરવા સારુ મુંબાઈ આવીને વસ્યા હતા. અહીં તેમણે પોતાના ધંધામાં ધન અને નામના સારી મેળવી હતી. શંકર દાજીનો જન્મ મુંબાઈમાં ૧૯૨૩ના ફાગણ વદ ૧૦ના રોજ થયો હતો. તેઓ જાતે દેશસ્થ બ્રાહ્મણ હતા

માત્ર આઠ વર્ષની ઉંમરમાં શંકરરાવે મરાઠી અભ્યાસ પૂરો કર્યો. ત્યાર પછી તેઓ સાહિત્યાચાર્ય પંડિત ગટ્ટૂલાલજી પાસે સંસ્કૃત સાહિત્ય, ન્યાય, વ્યાકરણ, મીમાંસા વગેરે શીખવા લાગ્યા. વિદ્યાર્થી અવસ્થામાંથી જ સાર્વજનિક કામો કરવાની તેમને ટેવ હતી.

બાર વર્ષની ઉંમરે તેમણે પોતાના મોટાભાઈ અને કેટલાક મિત્રોની સહાય લઈ 'બાલમિત્ર' નામનું માસિક કેવી રીતે પ્રકટ કર્યું એ બીના જાણવા જેવી છે. પિતા તરફથી જે નાણાં વાપરવા મળતાં તેમાંથી તે પત્રનું ટપાલખર્ચ અને અન્ય ખર્ચ કાઢવા લાગ્યા. જગદીશ્વર પ્રેસના માલિક સાથે એવો કરાર કર્યો કે માસિકનું જે છપામણખર્ચ થાય તેના બદલામાં પોતે પ્રેસનાં બધાં પ્રુફ જોઈ આપે. થોડા સમય પછી 'વિદ્યાપ્રકાશ'માં તેમના લેખો આવવા લાગ્યા. મરાઠી ભાષામાં પ્રસિદ્ધ થતા 'સયાજીવિજય'ના તંત્રીએ પોતાના પત્રના સંપાદનકાર્ય સારુ તેમને વડોદરે બોલાવ્યા. અહીં તેમણે બે વર્ષ રહી તે પત્રને ખૂબ પ્રસિદ્ધિમાં લાવી મૂક્યું. પિતાના ગાઢ પ્રેમને લીધે તેમને મુંબાઈ પાછા ફરવું પડ્યું. વિશાળ વાચન અને મનનને પરિણામે તેઓ હવે ઉચ્ચ કોટિના લેખક ગણાવા લાગ્યા. કેટલીક વાર તેમના લેખો મરાઠી સમાજમાં ભારે ખળભળાટ મચાવતા હતા. 'ભારતધર્મ મહામંડળ' અને 'थियॉसॉफी'ને લગતા તેમના લેખોએ હિંદી પત્રોનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું અને 'કેસરી' જેવા નામાંકિત પત્રને પણ પોતે સ્વીકારેલા પક્ષનું સમર્થન કરવાનું છોડીને એ પ્રસંગે ચૂપ રહેવું પડ્યું હતું. ગંભીર અને વિકટ પ્રશ્નોની ચર્ચા કરવામાં તેઓ કદાપિ હાલે પાછા પડતા નહોતા.

૨૧ વર્ષની ઉંમરે તેમનું લગ્ન થયું. વિવાહ પછી તરત જ તેમનાં પત્ની બીમાર થયાં. એ બીમારીમાં અનુચિત ઔષધિ આપવાથી તેમનું સ્વાસ્થ્ય બગડ્યું. સંતાન થવાની આશા ન રહી. ઘરનાં માણસોએ અનેકવાર આગ્રહ કર્યા છતાં તેમણે બીજી વાર લગ્ન કરવાની સાફ ના પાડી, એટલું જ જ નહિ પરંતુ એકપત્નીવ્રતના એ હિમાયતીએ પોતાના દાંપત્યપ્રેમમાં જરાયે ન્યૂનતા આવવા ન દીધી.

તેમના પિતા જ્યોતિષશાસ્ત્રી હતા, પરંતુ તેમનાં માતા વૈદક વિષયનું સારું જ્ઞાન ધરાવતાં હતાં. તેમની પડોશમાં ભાનુ વૈદ્ય ફુલકર્ણી નામના એક જાણીતા વૈદ્ય રહેતા હતા. એ વૈદ્યનો પ્રેમ સંપાદન કરીને તેમનાં જ્ઞાન અને અનુભવનો લાભ શંકરરાવે સારી રીતે લીધો. આ ઉપરાંત તેમણે

વૈદકશાસ્ત્રનો રીતસરનો અભ્યાસ કર્યો. થોડા જ સમયમાં 'રાજવૈદ્ય' નામનું મરાઠી માસિક પ્રસિદ્ધ કર્યું અને પાંચ છ વર્ષ પછી 'આર્યભિષક' કાઢી તેની સાથે તેને જોડી દીધું.

આયુર્વેદના અભ્યાસ કર્યા પછી તે શાસ્ત્રનો ઉદ્ધાર કરવાની સ્વયંસ્ફૂર્તિ તેમનામાં જાગ્રત થઈ. એ સમયે પ્રમાદી બની ગયેલા વૈદ્ય'નો ધંધો ડૂબવાની અણી પર હતો. તેમણે મુંબઈ ઈલાકાના તે સમયના વિદ્વાન અને મોટા ગજાના પુરુષોને એકઠા કર્યા અને તેમની સમક્ષ આયુર્વેદના ઉદ્ધાર-ની પોતાની આખી યોજના રજૂ કરી. કોઈએ મૌખિક સહાનુભૂતિ દર્શાવી અને કોઈએ શેખચલ્લી ગણી હસી કાઢ્યા છતાં મહાપુરુષ સમા સર્વવૈદ્ય શંકરરાવ હિંમત ન હાર્યા. નક્કી કરેલા જીવનકાર્યને તેઓ મક્કમપણે વળગી રહ્યા.

શંકરરાવે લગભગ ૭૫ પુસ્તકોનો અનુવાદ, ટીકા, સંપા-દન, પ્રકાશન વગેરે કાર્ય કર્યું. વૈદકશાસ્ત્રનાં કેટલાક સારામાં સારાં પુસ્તકો તેમના હાથે લખાયાં. વૈદક વિષયના ૭૦૨ પ્રાચીન ગ્રન્થોનું સૂચિપત્ર તેમણે તૈયાર કર્યું.

ગુજરાતી ભાષામાં પણ તેમણે વૈદકનું એક માસિક ચલાવ્યું. પોતાના જ્ઞાનનો લાભ હિંદી વાચકોને મળે તેટલા સારુ તેમણે સં. ૧૯૬૦માં 'સદ્વૈદ્ય કૌસ્તુભ' નામનું હિંદી માસિક શરૂ કર્યું. આ માસિક દ્વારા હિંદી ભાષામાં પણ પાંચસાત પુસ્તકો તેમણે પ્રકટ કર્યાં. આ ઉપરાંત ડૉ. પોપટ પ્રભુરામ સાથે મળીને મુંબઈમાં તેમણે 'આયુર્વેદ વિદ્યાલય'ની સ્થાપના કરી. થોડા સમયમાં તે સંસ્થાને સારી સ્થિતિ પર લાવી મૂકી. ત્રણચાર વર્ષ પછી તેમણે નાસિકમાં આયુર્વેદ વિદ્યાપીઠ સ્થાપી અને નાસિક તેમજ નાગપુરમાં વૈદક વિદ્યાલયો શરૂ કર્યાં.

વૈદકશાસ્ત્રની ઉન્નતિ ઈચ્છતા વૈદ્યો, હકીમો અને ડૉક્ટ-રોને ઉત્સાહિત કરવા માટે હજારો રૂપિયા ખર્ચીને તેમણે ભારતવર્ષના તમામ વૈદ્યોનું એક રાષ્ટ્રીય સંમેલન ભર્યું. વૈદ્યોની પરીક્ષા લઈને તેમને યોગ્ય ઉપાધિઓ આપવા લાગ્યા. તેમની પાસેથી મેળવેલી ઉપાધિવાળા અનેક વૈદ્યો આજે સમસ્ત હિંદમાં વિદ્યમાન છે.

હિંદીને રાષ્ટ્રભાષા અને નાગરી લિપિને સર્વવ્યાપી બનાવવા માટે પણ તેમણે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો હતો. 'ભારતધર્મ' નામના પત્રને ૧૧ વર્ષ સુધી ત્રણ ભાષામાં પ્રકટ કરીને તેમણે ભારે જોર સાધન કરી હતી. જે સમયે મેળાવડાની ઉપયોગિતા કોઈને લાગતી નહોતી એવા વખતે 'રાષ્ટ્રીય જાગૃતિનું કામ આવા જલસા દ્વારા સારી રીતે થઈ શકે છે' એ વાત તેઓ બરાબર રીતે સમજતા હતા. આ હેતુ પાર પાડવા માટે તેમણે 'આર્ય મિત્ર મેળા'ની સ્થાપના કરી અને તેને ૨૦ વર્ષ સુધી ચલાવી આપ્યો. હાલમાં તે મેળો ગણપતિ ઉત્સવના એક રંગમ સમાન ગણાય છે.

તેમનો મિલનસાર સ્વભાવ અને મીઠી વાણીથી તેઓ સૌને પ્રિય થઈ પડ્યા. રાજા મહારાજાઓ સાથે મૈત્રી હોવા છતાં તેમણે પોતાના માટે કંઈ જ ધન એકઠું ન કર્યું. પોતાને જે કંઈ મળતું તે સાર્વજનિક કામોમાં વાપરી નાખતા. ગરીબો પ્રત્યે તેમને ખૂબ દયાભાવ હતો. તેમની તેઓ મફત દવા કરતા, એટલું જ નહિ પરંતુ આદર્શ વૈદ્ય તરીકે તેમની ખૂબ સંભાળ લેતા હતા.

તેમના જીવન અને કર્મની સુવાસ ચારે બાજુ પ્રસરી ગઈ. ઠેરઠેરથી તેમની વાણી સાંભળવા માટે આમંત્રણો આવવા લાગ્યા. સંયુક્ત પ્રાંતમાં એક પ્રાંતિક કાર્યાલયની ઉદ્‌ઘાટન વિધિ અને વૈદક વિદ્યાલયનો પાયો નાખવા માટે તેમને બોલાવવામાં આવ્યા. સં. ૧૯૬૬માં તેઓ આ કાર્ય માટે પ્રવાસ ગયા. ત્યાં તેઓ એકાએક બીમાર થયા અને રામનવમીના પવિત્ર દિવસે બધાને રડતા મૂકી ચાલ્યા ગયા.

(અભ્યાસગૃહ પત્રિકા)

## ઈરાકની અદ્‌ભુત તેલનળી

યુરોપીય યુદ્ધમાં આજે જે દેશનું નામ મોખરે ગવાઈ રહ્યું છે તે નાના ઇરાકને જે ઘણાં કારણોને લીધે મોટાઈ મળી છે તેમાં મુખ્ય તે ત્યાંના પેટ્રોલના કૂવા. એ કૂવાઓનું આધિપત્ય મેળવવા માટેની યુરોપનાં રાજ્યોની મથામણો અને ખટપટોનો ઇતિહાસ જેટલો રસિક છે, એટલો જ રસભર્યો ઇતિહાસ, એ કૂવાઓમાંથી નીકળતા પેટ્રોલને ઠેઠ દરિયા-કિનારા સુધી પહોંચાડનારી એક ગંજાવર પાઈપ લાઇન-તેલનળીનો છે. એશિયાના વેરાનમાં કાળા માથાના માનવીએ સર્જેલું એ એક અદ્‌ભુત ઈજનેરી સાહસ છે.

કાળી ગરમીથી ધગધગતા ઈરાકના એ વેરાન મુલકમાં સાડા અગિયારસો માઇલ સુધી પથરાઈને ઠેઠ ભૂમધ્ય સમુદ્ર પરનાં બંદરોને તેલ પહોંચાડતી એ ગંજાવર લોખંડી તેલનળી એક કરોડ પૌંડને ખર્ચે બંધાઈ છે અને ઈજનેરી સાહસ તથા કૌશલ્યનો અજબ નમૂનો છે. બ્રિટન અને ફ્રાન્સનાં આર્થિક શરીરોની તો એ ધોરી નસ છે.

જગતનાં તેલક્ષેત્રો (પેટ્રોલના કૂવાઓ)નો ઇતિહાસ અનેક કાવાદાવાઓ અને વિદ્વેષથી ખરડાયેલો છે. ઇરાકની આ તેલનળીનો પણ એવો જ ઇતિહાસ છે. 'ઇરાક પેટ્રોલિયમ કંપની' માટે બ્રિટિશ ઈજનેરોએ એનું નિર્માણ કર્યું છે અને ઍંગ્લો-પર્શિયન ઑઇલ કંના પ્રેસિડેન્ટ સર જોન કૅડ-મનના પ્રમુખપણા નીચે બ્રિટિશ, ફ્રેન્ચ અને અમેરિકન હિતો તેની સાથે સંકળાયેલાં છે.

સ્વયંભૂ અગ્નિની ભોમ સમા લેખાતા મેસો નગરના કિરકુક મુકામે આજથી અગિયાર વરસ પહેલાં અખતરા રૂપે એક શારડી જમીનમાં ઉતારવામાં આવી ને પરિણામે તેલનો જબરો ધોધ ફૂટી નીકળ્યો. માત્ર ૩૦૦૦ ફૂટનું ડ્રિલિંગ થયું ત્યાં તો રોજના ૪૦૦૦ ટન જેટલા ગંજાવર જથ્થાએ આત્મસમર્પણ કરી દીધું.

મહાયુદ્ધ પહેલાં તુર્કી પર સુલતાનનું શાસન હતું તે એશિયાના અનેક મુલકો પર વિસ્તરેલું. ઈરાકનો મુલક એ વિસ્તારમાં સમાઇ જતો. એમાં પેટ્રોલિયમની ગંધ આવતાં પશ્ચિમનાં ગીધડાં એ પર તૂટી પડ્યાં. અમેરિકા, ફ્રાન્સ, ઈંગ્લંડ ને જર્મની વચ્ચે જબરી રસાકસી ચાલી. અનેક કાવાદાવાને અંતે બ્રિટને એમાંથી ૭૫ ટકા જેટલો હિસ્સો મેળવી લીધો, ને બાકીનો હિસ્સો જર્મનીને ફાળે ગયો.

ત્યાં મહાયુદ્ધ આવ્યું. ઘણાનું માનવું છે કે આજની દુનિયામાં તેલનું (પેટ્રોલનું) આધિપત્ય જ એ મહાવિગ્રહનું મૂળ હતું. એ યુદ્ધમાં રૉકફેલર ને ડીટરડિંગ વચ્ચેની, સ્ટૅન્ડર્ડ ઑઇલ અને રૉયલ ડચ વચ્ચેની, વૉશિંગ્ટન અને લંડન વચ્ચેની હરીફાઈ નેવે મુકાઈ ને જર્મનીનું તૈલાધિપત્ય નષ્ટ કરવાની હોડ ખેલાઈ. ઇરાકના એકેએક શેખમાં ફૂટ પાડવામાં આવી અને અંતે બ્રિટન તથા ફ્રાન્સે પોતાનું કામ કાઢી લીધું, ને વૉશિંગ્ટન ઊંચું રહી ગયું. પણ રાજકીય હરીફાઈના એ કાવાદાવાઓને બાજુએ મૂકી આપણે આ તેલનળીના ઇજનેરી તલેસ્માત પર જ આવીએ.

દર વરસે ૪૦ લાખ ટન જેટલા જથ્થામાં નીકળતા પેટ્રોલના એ પ્રવાહી સુવર્ણને બંદરી માર્ગે પોતાના દેશભેગું કરવાની નિકાસમાં સરળતા મળે એટલા ખાતર આ અદ્‌ભુત સાહસ સરજવામાં આવ્યું. એક વરસ એની પ્રાદેશિક મોજણીમાં વીત્યું. એના નકશા ચીતરાયા. નળો માટે જેમ બને તેમ સીધો માર્ગ લેવાની યોજનાઓ વિચારાઈ અને છેવટે અમલમાં મુકાઇ. કિરકૂકથી ૧૫૬ માઇલ ઉપર યુફ્રેટિસ નદી પર આવેલા હદીસ સુધી મોટી તેલનળી પહોચાડવામાં આવી; અને ત્યાથી તે બે શાખામાં ફંટાઈ. એક છેડો ૬૨૦ માઇલ દૂર આવેલા પાલેસ્ટાઇનના હાઇફા સુધી પહોંચાડવામાં આવ્યો, અને બીજો ૫૩૦ માઇલ પર ફ્રેન્ચ સીરિયામાં આવેલા ટ્રિપોલી સુધી નવનવ વરસ સુધી દસ હજાર આદમીઓનો સતત શ્રમ નીચોવ્યા પછી લોખંડ અને પત્થરનું એનું કલેવર ઘડાયું છે. રેલવે વગર, જીવનનિભાવનાં અપૂરાં સાધનો ને કુદરતના ખોફ વગર, તરાપા વગર, પાકા રસ્તાઓ સામે લડીલડીને મૂર્ત કરાએલું એ સાહસ પ્રશંસાનું સર્વથા અધિકારી નીવડે છે. ઇરાક અને ટ્રાન્સજૉર્ડાનિયા, પાલેસ્ટાઈન અને સીરિયાના ભૂમિવૈવિધ્ય પર પથરાએલી એ તૈલગર્ભ નળી ક્યાંક દરિયાની સપાટીથી પણ ૨૬૦૦ ફૂટની મદભર ઊંચાઇએ ચડે છે, તો ક્યાંક એ સપાટીથી યે ૮૫૦' માઈલ નીચે ઊતરી જાય છે, અને કેટલીક દંતિલખ્યાત નદીઓ પર તો એ તારગૂંથણીના હીંચકે હીંચકી રહે છે.

એના નિર્માણ માટે કૃતનિશ્ચય બનેલા માનવીઓની ખટતલતા યે ઓછી નહોતી. મોં ને નાકમાં ઊડીઊડીને પ્રવેશતી રેતી એમના ખોરાક સાથે પેટમાં યે ઊતરી જતી ને ક્યારેક તો એન્જિનોમાં પેસી એમને બંધ પાડી દેતી. છાયાનું નામનિશાન ન ધરાવતા એ વેરાનમાં દિવસે તાપ ૧૨૦ ડિગ્રી ઉષ્માંશ પર પહોંચતો તો રાતે થર્મોમિટરનો પારો શૈત્યબિન્દુથી યે હેઠો ઊતરી જતો. ક્યારેક કાળમીંઢ ખડકોનાં કાળજાં કોરવાં પડતાં, ક્યારેક બદ્દુઓથી લદાએલો કાદવ ઉલેચવો પડતો; ક્યારેક જ્વાતોના હલ્લાનો સામનો કરવો પડતો, તો ક્યારેક જંગલી બદ્દુઓના હલ્લાનો. આ બધી દુષ્કરતાઓ સામે ઝઝીસથીને યુરોપની યોજકબુદ્ધિ અને એશિયાનાં પાંચ રાષ્ટ્રોના બાહુબળે આ અદ્‌ભુત તેલનળી એની સંપૂર્ણતાએ પહોચી. પણ એ છલોછલ ભંડારની યુરોપને ન્યામત કરનાર ઇરાકે બદલામાં શું મેળવ્યું? નિકાસ થતા એ તેલ પર દર ટને ચાર શિલિંગની 'રૉયલ્ટી'!

## ઈરાક

મૂળ તો તીગ્રીસ અને યુફ્રેટિસ એ બે નદીઓ વચ્ચેનો મુલક, જેને અંગ્રેજીમાં મેસોપોટેમિયા કહેતા હતા તે ઇરાક. તેનો ઇતિહાસ જૂનો છે. બગદાદમાં ખલીફાની ગાદી થતાં એ પ્રદેશ વિશ્વવિખ્યાત બન્યો.

વર્તમાન ઇતિહાસ મુજબ તો, સને ૧૯૧૪ પહેલાં એ મુલક તુર્કીના સામ્રાજ્યનો એક વિભાગ હતો. બર્લિન-બગદાદ રેલવેનું કૈસરનું સ્વપ્ન આ પ્રદેશની ભૂમિ ઉપર જ રચાયું હતું. બગદાદથી ઠેઠ બૉસ્ફરસ સુધી રેલવે છે અને બગદાદથી ઈરાન તથા અફગાનિસ્તાનમાં થઇને હિંદુસ્તાન જઇ શકાય છે. એ રીતે બળવાન બ્રિટિશ નૌકાકાફલાથી બચીને સીધા હિંદુસ્તાન પહોંચી શકાય એ આ પ્રદેશની લશ્કરી ઉપયોગિતા બતાવે છે. મોસલના તેલના કૂવાઓ ઉપર તો દુનિયા આખીની નજર છે. એ સમૃદ્ધિના માલિક તરીકેની આ પ્રદેશની બીજી ઉપયોગિતા છે. એનું ક્ષેત્રફળ લગભગ દોઢ લાખ ચોરસ માઈલ અને વસ્તી પાંત્રીસ લાખની છે. ૧૯૧૪ના યુદ્ધમાં અંગ્રેજોના હાથે જીતાયા પછી, તેમની દોરવણી નીચે ૧૯૨૪માં ઈરાકની પ્રજાએ એક નવા બંધારણનો સ્વીકાર કર્યો જેની રૂએ ૧૫૦ ચૂંટાએલા સભ્યોની બનેલી એક આમસભા અને ૨૦ નીમાએલા સભ્યોની બનેલી એક ખાસસભા તથા શાહ ફૈઝલ મારફત ચલાવાતા જવાબદાર રાજ્યતંત્રની સ્થાપના થઇ.

૧૯૨૭ના ડિસેમ્બરની ૧૪મીએ બ્રિટને ઈરાકની સંપૂર્ણ આઝાદીનો સ્વીકાર કર્યો. ૧૯૩૨માં ઈરાક રાષ્ટ્ર-સંઘનું સભ્ય બન્યું અને બ્રિટનનો 'મૅન્ડેટ' પૂરો થયો. અત્યારે ઇરાક સ્વતંત્ર રાજ્ય છે. પરંતુ બ્રિટન સાથે તેણે કરેલા સંધિ મુજબ ત્યાં બ્રિટિશ લશ્કરી થાણું છે, ત્યાંના પોલિસદળમાં બ્રિટિશ અમલદારો છે અને ઇરાકનાં જુદાંજુદાં હવાઈ મથકો ઉપર બ્રિટનના શાહી વીમાની દળની ટુકડીઓના પડાવ છે. અમુક ઉમરે દરેક ઈરાકીને ફરજિયાત લશ્કરમાં જોડાવું પડે છે. (જન્મભૂમિ)

# આ મહિનો (જૂન) ઇતિહાસમાં

**તા.** ૨ ઇટાલીના મુક્તિદાતા જિસેપ ગૅરીબાલ્ડીનું અવસાન—ઇ. ૧૮૮૨

**તા.** ૩ 'શારદા કાયદા'થી હિંદભરમાં જાણીતા થએલા શ્રી હરવિલાસ સારડાનો જન્મ—ઈ. ૧૮૬૭ * * જેને ખાતર પોતે બ્રિટિશ સામ્રાજ્યની રાજગાદીનો ત્યાગ કર્યો ને મિસિસ વૉલિસ સિમ્પ્સન સાથે ડ્યૂક ઑવ વિંડસરે લગ્ન કર્યાં—ઈ. ૧૯૩૧

**તા.** ૯ અંગ્રેજ પ્રજાના આમવર્ગનું જીવંત ચિત્ર આલેખનાર મહાન અંગ્રેજ નવલકાર અને પત્રકાર ચાર્લ્સ ડિકન્સનું અવસાન-ઇ. ૧૮૭૦

**તા.** ૧૨ લૉર્ડ એલ્ગિનના અમલમાં હિંદમાં ભયંકર ભૂકંપ-૧૮૯૭

**તા.** ૧૮ જગનામી રશિયન સાહિત્યકાર મૅક્સિમ ગૉર્કીનું ૬૮ની વયે અવસાન-ઈ. ૧૯૩૬

**તા.** ૧૯ વિખ્યાત અંગ્રેજ નાટકકાર સર જેમ્સ બૅરીનું અવસાન-ઈ.૧૯૩૭

**તા.** ૨૦ વિલિયમ ચોથાના મૃત્યુ બાદ તેની ભત્રીજી વિક્ટોરિયાએ બ્રિટિશ સામ્રાજ્યનું શાસનસૂત્ર સંભાળ્યું -ઇ. ૧૮૩૭

**તા.** ૨૭ સર જૉન ક્રીને ગઝની જીત્યું -ઇ. ૧૮૩૯

**તા.** ૨૮ જાણીતા ઇટાલિયન નાટ્યકાર લુઇજી પિરાન્ડેલોનો જન્મ-ઈ. ૧૮૬૮

**તા** ૩૦ યુરોપના વિખ્યાત રાજનીતિજ્ઞ નિકોલો મૅકિયાવેલીનું અવસાન-ઇ. ૧૫૨૭

### આ માસની વિભૂતિ

સ્વ. ગિજુભાઈ ભગવાનજી બધેકા

ગુજરાતમાં મૉન્ટેસોરી પદ્ધતિની બાળકેળવણીનું બીજ રોપી તેને ફૂલ્યાફાલ્યા વૃક્ષની કોટિએ પહોંચાડનાર અને પ્રાંતભરમાં બાલપૂજનનો મહિમા વધારી તેનાં મંદિરો ખડાં કરનાર એ બાળશિક્ષણશાસ્ત્રીનો જન્મ ૧૮૮૫ની ૧૫મી નવેમ્બરે કાઠિયાવાડના વળા ગામમાં ઓદીચ્ય બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો. ભાવનગરની શામળદાસ



કૉલેજમાંથી પ્રીવિયસ થયા બાદ ૧૯૦૭થી ૧૯૦૯ સુધી આફ્રિકામાં રહી આવીને ૧૯૧૩માં તેમણે ડિસ્ટ્રિક્ટ કોર્ટ પ્લીડરની પરીક્ષા આપી વઢવાણ કૅમ્પમાં વકીલાત આરંભી આ જ અરસામાં પોતાના પ્રથમ બાળપુત્રની કેળવણીનો વિચાર કરી વર્સોવામાં સ્વ. મોતીભાઇ અમીનના પ્રયાસથી સ્થપાએલું બાલમંદિર જોતાં મૉન્ટેસોરી પદ્ધતિનું સાહિત્ય વાંચ્યું અને તે પરથી અખતરા કરતાંકરતાં બાળકેળવણીનો એવો તો નાદ લાગ્યો કે ધીકતી વકીલાત છોડી દઇ ૧૯૧૬ના ડિસેમ્બરમાં ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં આજીવન સભ્ય તરીકે જોડાયા અને ૧૯૨૦માં ત્યાં બાલમંદિરની પ્રથમ સ્થાપના કરી, જેના મકાન માટે શ્રી હીરાલાલ અમૃતલાલ શાહ તરફથી રૂ. વીસ હજારની નાદર ભેટ મળી. પછી તો એમની એ પ્રવૃત્તિ ઉત્તરોત્તર વિકસીને એટલી વ્યાપક બનતી ગઇ કે બાલમંદિરોના શિક્ષકોની તાલીમ માટે ૧૯૨૫માં 'બાલ અધ્યાપન મંદિર' પણ કાઢવું. અને પ્રૌઢ શિક્ષણ માટે પણ ૧૯૩૦માં એમણે જ પ્રથમ 'અક્ષરજ્ઞાન યોજના' બહાર પાડી. શિક્ષણમાં સદા રાષ્ટ્રીય દૃષ્ટિ રાખનાર આ નવયુગના અગ્રણીએ ૧૯૩૦ના સત્યાગ્રહમાં પણ ઝંપલાવ્યું અને સુરતમાં વાનર અને માંજર સેનાઓ ઊભી કરી. ૧૯૨૫માં ભાવનગરમાં પહેલું મૉન્ટેસોરી સંમેલન ભરાયું ત્યારથી એમણે બાલશિક્ષણનું મુખપત્ર 'શિક્ષણપત્રિકા' માસિક શરૂ કર્યું જે આજે હિંદી, ગુજરાતી અને મરાઠી ત્રણે ભાષાઓમાં નીકળે છે. તેમણે અક્ષરજ્ઞાન યોજનાનાં ૫, શિક્ષણશાસ્ત્રનાં ૩૦ તેમજ બાલસાહિત્ય અને કિશોર સાહિત્યનાં ૧૪૦ પુસ્તકો મળીને એકંદર ૧૭૫ પુસ્તકો લખ્યાં છે, જેમાંનાં કેટલાંક હિંદીમાં પણ ઊતર્યાં છે. એ ઉપરાંત લોકજીભે રમતા જૂના બાલસાહિત્યનું પણ તેમણે ઘણું સંશોધન કર્યું. ઈ. ૧૯૨૮માં અમદાવાદના બીજા મૉન્ટેસોરી સંમેલને તેમને અધ્યક્ષ નીમ્યા અને ૧૯૨૯માં બાલસાહિત્યની તેમની સેવા માટે રણજીતરામ સુવર્ણચન્દ્રક અર્પણ થયો. ૧૯૩૭માં ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાંથી નિવૃત્ત થતાં તેમને ગુજરાતની સમસ્ત જનતા તરફથી રૂ. ૧૧,૦૦૦ની થેલી અર્પવામાં આવી, જે તેમણે બાળકોના અભ્યુદય માટે ભેટ કરી દીધી. પક્ષાઘાતના કારણે ૧૯૩૯ના જૂનની ૨૩મીએ મુંબાઈમાં તેમનું અવસાન થયું.

### ભારતીય સંવતો
#### ૧૯ પુડુવેપ્પુ સંવત

ઈ. સ. ૧૩૪૧માં કોચીનની ઉત્તરે ૧૩ માઇલ લાંબો ને ૧ માઈલ પહોળો એક ટાપુ સમુદ્રમાંથી નીકળી આવ્યો જેને 'વીપીન' નામ આપી, તેની યાદગારમાં આ પુડુવેપ્પુ (મલયાલમ ભાષામાં પુડુ=નવીન, વેપ=આવવું) સંવત ચલાવવામાં આવ્યો. કોચીન રાજ્ય તથા ડચ ઈસ્ટ ઇંડિયા કંપની વચ્ચે જે સંધિ થઇ તે પાંચ તાંબાપત્ર પર મળી આવે છે, જેમાં પુડુવેપ્પુ સંવત ૩૨૨—૧૪ મીનમ્ (મીન સંક્રાંતિનો ૧૪મો દિવસ=ઇ. ૧૬૬૩ના માર્ચની ૨૨મી તારીખ) લખેલું છે. હવે આ સંવતનો પ્રચાર રહ્યો નથી.

---

રમુઃ (છગનની માને) છગન ઇતિહાસની પરીક્ષામાં પાસ થયો?

છગનની માઃ ના, પણ તેમાં તેનો બિચારાનો વાંક નહોતો. પરીક્ષા લેવાવાળાએ તે જન્મ્યો તે પહેલાંની વાતો તેને પૂછી હતી.

આખરી મુસાફરીમાં પોતાના ઊંટની દોરી ચાલતા નોકરની કાલાશી જોઈ બાદશાહ હજરત ઉમરનું દિલ દ્રવ્યું અને ઇશ્વરની નજરે સૌ સમાન છે એવો બોધ કરી આગ્રહપૂર્વક ઊંટ પર બેસવાના વારા કાઢ્યા. એમ કરતાં શહેર આવવાનું થયું તે વખતે પોતાના વારા મુજબ ઊંટ પર બેઠેલા નોકરે ઊતરી જવાનું કરતાં હજરત ઉમર બોલ્યા: 'ખુદા રણમાં છે અને શહેરમાં નથી?' અને આશ્ચર્યચકિત લોકોની મુગ્ધ પ્રશંસા વચ્ચે બાદશાહ ઉમર નોકરને બેસાડી રાખી ઊંટને દોરતા શહેર વચ્ચોવચ નીકળ્યા.

અનેકાર્થી શબ્દ: કળતર=શરીરમાં થતી પીડા; પાકનો અંદાજ કે અટકળ; કળણ—અંદર ગરી જવાય એવી જગ્યા; કોસનું સાધન (વરત, ચાક ઇત્યાદિ).

કહેવતોના અર્થ: 'ઘોડા, ઘર આપણાં; મારે રાબ ને તારે લાકડાં'. ફરવા નીકળેલો ચારણ પારકે ઘેર તો પોતાને માટે મિષ્ટાન્ન ને પોતાના ઘોડા માટે નદબ-જોગાણ માગતો, પણ પોતાને ઘેર આવતાં ઘોડાના કાનમાં તેણે ઉપરની કહેવત કહી સમજાવ્યું કે અહીં તો તને લાકડા જેવું ઘાસ અને મને જારની રાબ જ મળવાની છે. પારકે ઘેર તાગડધિન્ના કરી પોતાને ઘેર ગમે તેમ ચલાવી લેનાર માટે ઉદ્દેશાયેલી આ કહેવતને મળતી બીજી કહેવતો: 'પારકી પૂંજીએ તહેવાર, ઊઠ જમીએ બે વાર'; 'પારકી લેખણ પારકી શાહી, મત્તું મારે આવજીભાઈ'; વગેરે.

નળના સાંધાઓ પૂરવામાં બેલતેલ અને સીમેન્ટનું મિશ્રણ સીસા જેટલું જ કામ આપતું જણાયું છે.

પૃથ્વીની સપાટી એક ચોરસ માઈલના વિસ્તારમાં આઠ ઈંચ જેટલી કમાન કરે છે.




૧૯૩૯-૪૦ની પોતાની વસ્તીગણત્રીના સ્મરણમાં મેક્સિકોએ કાઢેલી ૨૦ સેન્ટની ઍરમેઇલ ટિકિટ

માણસના વાળની જાડાઈ ઇંચ ... હોય છે.

લંડનના વિજ્ઞાનીઓએ લાકડામાં સાકર હોવાની શોધ કરી છે, અને ૫ ટન લાકડામાંથી ૧ ટન સાકર કઢાશે.

મનુષ્યના શરીરમાં ૭૦ ટકા વજન પાણીનું હોય છે; પણ તે બધા ભાગમાં એકસરખું હોતું નથી.

અમેરિકાના બજારમાં હવે 'ડૂક' તૈયાર મળે છે. 'ડૂક'ની ડબ્બીમાંથી થોડી ભૂકી લઈ ખાવાના કે પીવાના પદાર્થ જોડે મેળવો કે કોથળીમાં ભરો એટલે તે જોઈતી ઠંડી આપે.

૧૮૭૩માં થયેલા સાલબાઈના તહનામાથી અંગ્રેજોને મરાઠાઓ પાસેથી કાશી, પ્રયાગ વગેરે જે સ્થળો મળ્યાં ત્યાં યાત્રા કરવા જનારાપાસેથી આજે જણ દીઠ ૬ રૂપિયાનો કર મળે છે.

દક્ષિણ અમેરિકામાં થતી એક જાતની ગધરાખીને ડંખ જ નથી હોતો.

ગણિતગમ્મત

અમુક રકમ ધારો. તેને બે વડે ગુણો. આવેલી રકમમાંથી ધારેલી રકમનો એક અંક બાદ કરો. જે રકમ આવે તેને વડે ગુણો. હવે આવેલી રકમમાં ધારેલી રકમના એક અંકનો સરવાળો કરી ઉમેરો. પછી એ રકમને બે વડે ભાગો અને જે તેમાંથી તમારી ધારેલી રકમ બાદ કરો. બાકી વધે તે તમારી ધારેલી

—કાન્તિલાલ મનસુખલાલ

કાગળની નોટોનો ચલણ નરી ... પ્રયોગ સૌ પહેલો ચીનમાં ઈ. ... થયો હતો.

લશ્કરમાં ખાખી પોશાક ... વાની શરૂઆત હિંદમાં ૧૮૬૪માં ... વિલિયમ હૉડસન નામના ઈસ્ટ ઇ... કંપનીના એક અધિકારીએ ...

ખનીજ કોલસામાંથી બના... આવતા કાચને 'પરપેંક્સ' કહે ... તે સાદા કાચ કરતાં વધારે હળવો ...

અમેરિકન જ્ઞાતાઓએ ઠરાવ્... આબાદીથી જીવવા માટે માણસ... અઢી એકર જમીન જોઈએ. એ ... હિંદમાં ૪૦ કરોડની વસ્તીનું ... જોતાં માણસ દીઠ પૂરી એક ... જમીન પણ નથી આવતી.

ફોટો ઇલેક્ટ્રિક સેલનો એક ઉપયોગ એ શોધાયો છે કે ગાય... થતી રંગની ફેરફારી પરથી મૃત્યુ... હોવાનું તે બરોબર જણાવી શકે...




હિંદના દર દસ માણસે સાત જણ ખેતી પર નભે છે, આઠમો (એક જણ) ખાનામાં કે હલકી નોકરીમાં છે, નવમો કારકુન કે માસ્તર છે, જ્યારે દસમો વકીલ, ડૉક્ટર કે જમીનદાર જેવા ઊંચા સ્થાને છે. સૈકડે નેવું જણ ગામડાંમાં વ...